પ્રકાશક
ડૉ ભોગીલાલ જ સાંડેસરા,
નિયામક, પ્રાચ્યવિદ્યા મન્દિર,
મ સ વિશ્વવિદ્યાલય,
વડોદરા

પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦

વિ સ ૨૦૧૯] [ઈ સ ૧૯૬૩

મૂલ્ય રૂા ૧૪=૦૦ નયે પૈ

પ્રાપ્તિસ્થાન
યુનિવર્સિટી પુસ્તકવેચાણ વિભાગ
મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી પ્રેસ,
રાજમહેલ દરવાજા પાસે, રાજમહેલ રોડ,
વડોદરા

મુદ્રક
શ્રી રમણલાલ જીવણલાલ પટેલ, મૅનેજર,
ધી મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી ઑફ
બરોડા પ્રેસ (સાધના પ્રેસ), રાજમહેલ
દરવાજા પાસે, રાજમહેલ રોડ, વડોદરા
ફેબ્રુઆરી, ૧૯૬૩

# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી, પતિતપાવન હિ૦ શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા, સેનાખાસખેલ, સમશેરબહાદુર, જી સી એસ આઈ, જી સી આઈ ઈ, એલએલ ડી, એઓશ્રીએ કૃપાવન્ત થઈને બે લાખ રૂપિયાની રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાથી 'શ્રી સયાજી સાહિત્યમાળા' રૂપે વિવિધ વિષયોને લગતા પુસ્તકો તૈયાર કરાવવામા આવે છે

તદનુસાર, આ 'ઐતિહાસિક લેખ-સંગ્રહ' એ નામનુ પુસ્તક, પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી પાસે તૈયાર કરાવવામા આવેલુ, તેને મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા તરફથી ઉક્ત માળામા ૩૩૫મા પુષ્પરૂપ પ્રસિદ્ધ કરવામા આવે છે

સો ધૂ પારેખ
સંશોધન અધિકારી
પ્રાચ્યવિદ્યા મંદિર
વડોદરા
તા [illegible]-૨-૧૯૬[illegible]

જ્યોતીન્દ્ર મા મહેતા
ઉપકુલપતિ
મ સ વિશ્વવિદ્યાલય
વડોદરા

# પ્રસ્તાવના

ઇતિહાસ-પ્રેમી સજ્જનો !

વર્ષોના સંશોધન પરિશ્રમથી સંકલિત કરવામાં આવેલ પ્રસ્તુત પ્રામાણિક આધારભૂત ઐતિહાસિક લેખ-સંગ્રહ આપને સમર્પણ કરતાં મને આનન્દ થાય છે.

આ ગ્રંથમાં મુખ્યતયા ૧૬ લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે, જેમાંના કેટલાક વિસ્તૃત લેખમાલા સ્વરૂપના છે. પ્રત્યેક લેખને મથાળે નામ સાથે એનું સૂચન કરવામાં આવ્યું છે કે—તે કયા વર્તમાનપત્ર, માસિક, કે સ્મારક ગ્રંથમાં, કયા વર્ષમાં પ્રથમ પ્રકાશમાં આવ્યો હતો, તેનું, તેમ જ તેના અન્તર્ગત વિષયોનું સૂચન વિષયાનુક્રમમાં કર્યું છે, તેથી જણાશે.

આ સંગ્રહમાંનો પ્રથમ લેખ નિબન્ધ, સન્ ૧૯૨૭ થી ૧૯૨૯ સુધી ૨ લેખાંકો તરીકે 'જૈન' સાપ્તાહિકમાં પ્રકાશિત થતાં ઈતિહાસજ્ઞ પ્રસિદ્ધ સજ્જન સાક્ષરોએ સદ્ભાવભર્યા ઉદ્ગારો પ્રકટ કર્યા હતા. સદ્ગત સુપ્રસિદ્ધ સાક્ષર મોહનલાલ દલીચંદ દેશાઈ (બી. એ., એલએલ. બી. એડવોકેટ, મુંબઈ) એમણે 'જૈનયુગ' માસિકમાં સંવત્ ૧૯૮૫ના કાર્તિક માર્ગશીર્ષના સંયુક્ત અંકમાં પ્રાસંગિક તંત્રી નોંધમાં જણાવ્યું હતું કે—

'પંડિત લાલચંદ્ર ભગવાન્ ' સિદ્ધરાજ અને જૈનો ' એ નામના લેખની હારમાળા ' જૈન ' પત્રમાં આપ્યે જાય છે, તે માટે તેમણે સાધનો સંગ્રહવામાં, તથા એક એક હકીકત તેના પ્રમાણ સહિત મૂકવા ઉપરાંત ઘણી બાબતો ભેગી થતાં તેમાં તથ્યાંશનો વિવેકદૃષ્ટિથી વિચાર કરી જણાવવા માટે જે શ્રમ લીધો છે—તે જોતાં પ્રો. કામદારે (બરોડા

કૉલેજના ઈતિહાસના પ્રો ` હિં , એમ એ ) કહ્યુ, તે પ્રમાણે—તેવે લેખ યુરોપના દેશમા કોઈએ લખ્યો હોય તો તે જરૂર પી એચ ડી જેવી મોટી ડીગ્રી મેળવે—એમ અમને પણ લાગ્યુ—તેમને અમારા ' જૈન સાહિત્યના ઈતિહાસ 'ના હસ્ત લિખિત પ્રકરણો બતાવ્યા ને ટલીક બાબત પર તેમની સાથે ઊહાપોહ કર્યો વડોદરાના એ બે દિવસો તેમના સમાગમ માટે ખાસ લીધા હતા—તે સફલ થયા '

—આમાનો ૧૪મો લેખ ' વટપદ્ર (વડોદરા)ના અતિહાસિક ઉલ્લેખો ' જે ' સુવાસ ' માસિકના સવત્ ૧૯૯૪ થી ૯૬મા ૧૩ અકોમા ( પૃ ૫૨ ) પ્રકટ થયો, તે પણ લેખ-માલા-સ્વરૂપનો જણાશે

આમાનો ૧૩મો લેખ ' જેસલમેર-જ્ઞાનભડારના સસ્મરણો ' જે સવત્ ૨૦૦૬-૭મા જૈન સત્યપ્રકાશ માસિકમા અમદાવાદથી ચાર અકમા પ્રકાશિત થયો હતો તેમ જ આમાનો ૧૬મો લેખ 'શ્રીશત્રુજયતીર્થનો ઉદ્ધારક સમરસિંહ' જે સવત્ ૧૯૮૨મા 'જૈનયુગ' માસિકના ચાર અકોમા મુબઈથી પ્રકટ થયો હતો, તે વિસ્તૃત કહી શકાય

એવી રીતે આજથી દસ વર્ષો પહેલા સન ૧૯૫૨ના ઑગસ્ટમા નિવૃત્ત થતા પહેલા–૨૫ વર્ષોમા મ્હારા જે જે ઐતિહાસિક લેખો જૂદે જૂદે સ્થળે પ્રકાશિત થયા હતા–તેનો વિશુદ્ધ એકત્ર સગ્રહ અહી પ્રથમ વાર પ્રકાશમા આવે છે–તે ખુશી થવા જેવુ છે

આ ઐતિહાસિક લેખ-સગ્રહ કેવો પ્રામાણિક અને ઉપયોગી છે, તે મર્મજ્ઞ ઇતિહાસવિદ્ અને ઇતિહાસના અભ્યાસીઓ વાચી વિચારી કહી શકશે

આ ઐતિહાસિક લેખ-સગ્રહના અતમા ઉપયોગી ૪ પરિશિષ્ટો ઘણા પરિશ્રમથી સકલિત કરવામા આવ્યા છે, તે જોવાથી પણ જણાશે કે આ ગ્રથમા રહેલી મહત્ત્વની વિવિધ માહિતી આપવામા આવી છે

[૧] પરિશિષ્ટ–સંવત્-સૂચી દ્વારા જોઈ જાણી શકાશે કે– આમાં વિક્રમની બીજી સદીથી વીસમી સદી સુધીના ક્રમશ: ૪૫૦ જેટલા ૨૫૪ સંવત્ નિર્દેશો આવે તે તે ઘટના દર્શાવી છે, તે ક્રોનોલોજી ઓફ ગૂજરાત કિંવા પ્રાચીન ભારત નામથી કહી શકાય તેવી છે

[૨] પરિશિષ્ટ–સ્થલ-નામ-સૂચી દ્વારા આમાં લગભગ ૩૨૫ જેટલા દેશ ગામ નગરો આદિનો નિર્દેશ કર્યો હોઈ સૌરાષ્ટ્ર, ગૂજરાત, રાજસ્થાન મારવાડ-માલવા મેવાડ આદિ પ્રાચીન ભારતના વિવિધ દેશોના ઐતિહાસિક સ્થળોની માહિતી સંશોધકોને મળી શકશે

[૩] પરિશિષ્ટ–ગ્રન્થ–નામ-સૂચી દ્વારા આ ગ્રંથમાં આધાર-ભૂત પ્રમાણ તરીકે ઉપયોગી થયેલા અને લેખાન્તર્ગત સૂચિત આચાર્યોએ વિદ્વાન ગ્રંથકારોએ રચેલા, લખેલા વિવિધ વિષયોના પ્રકાશિત-અપ્રકાશિત સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, ગૂજરાતી, હિંદી, મરાઠી, અંગ્રેજી ૬૦૦ જેટલા ગ્રન્થોના નામ નિર્દેશ પરિચય આમાથી મળશે

[૪] પરિશિષ્ટ–વિશેષ–નામ સૂચી દ્વારા આ સંગ્રહમાં સૂચિત ૧૬૦૦ જેટલા નામાંકિત, પ્રાચીન ભારતના–સૌરાષ્ટ્ર, ગૂજરાત, રાજસ્થાન આદિ વિવિધ દેશોના નરરત્નોનો અને નારીરત્નોનો નિર્દેશ થયેલો જોઈ શકાશે તેમાં જુદા જુદા રાજ-વંશોના રાજા–મહારાજા ઓનો તથા પાતશાહોનો નામ નિર્દેશ છે, તેમ મહામાત્યો સચિવો મંત્રીઓ, દંડનાયકો, રાજ ભંડારી આદિ અધિકારીઓનો પણ પરિચય જણાશે તે સાથે વિવિધ વિષયની ગ્રન્થ રચના કરી સમાજ પર મહાન ઉપકાર કરી ગયેલા વિદ્યા-વ્યાસંગી શારદા ઉપાસક વિદ્વદ્રત્નો ગ્રંથકારોનો, જૈનાચાર્યોનો ઉપાધ્યાયોનો મુનિરાજોનો તથા અન્ય અનેક સંમાન્ય સજ્જન કવિ મહાકવિ લેખકોનો, સંઘ-પતિઓ તીર્થોદ્ધારકો ગ્રંથ લખાવી સમર્પણ કરનાર, શ્રાવક શ્રાવિકા-

સાહિત્ય સરક્ષકોનો પણ પરિચય મળશે જુદા જુદા ગચ્છો, વશો, કુલો, જ્ઞાતિ-ગોત્રો, મદિરો, મૂર્તિઓ, પ્રાચીન નાણા વગેરેનો પણ આ પરથી ખ્યાલ કરી શકાશે કદાચ કોઈ આને પ્રાચીન ભારતનો લઘુ જ્ઞાનકોશ, અથવા ઐતિહાસિક જૈનજ્ઞાનકોશ કે ઈન્સાઈક્લોપીડિઆ જેવા નામથી ઓળખાવે તો તે કેટલેક અશે સગત જણાશે

કેટલાક લેખકોની સમજફેરથી કેટલેક સ્થળે ભૂલો થઈ જણાઈ, તેને આ સગ્રહમા પ્રામાણિક તટસ્થ અભ્યાસી તરીકે સુધારી લેવા શક્ય પ્રયત્ન કરવામા આવ્યો છે આશા છે કે આથી કેટલીક ભ્રાતિઓ ગેર સમજો દૂર થતા સાચો ઈતિહાસ પ્રકાશમા આવશે, મિથ્યાજ્ઞાન દૂર થશે

મ્હારી વિદ્યાર્થી તરીકેની અવસ્થાથી સવત્ ૧૯૬૪મા મે કાશી વારાણસીની યશસ્વી યશોવિજય જૈન સસ્કૃત પ્રાકૃત પાઠશાળામા સસ્કૃત શબ્દાનુશાસન આદિના અધ્યયનનો પ્રારભ કર્યો, ત્યા થી મને ઈતિહાસ સશોધનનો પણ કઈક નાદ લાગેલો પરિણામે શ્રીહેમ ચદ્રાચાર્યના વિશાલ મહાન્ સ ગ્રન્થ 'ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત' (જૈન ઈતિહાસ)ની મુબઈ જૈન શ્વે એ બોર્ડના પ્રથમ ધો ણની ઈનામી પરીક્ષા મે આજથી ૫૦ વર્ષો પહેલા સન્ ૧૯૧૨મા પસાર કરી હતી ત્યારથી એ ઇતિહાસ પ્રેમ વિદ્યા વ્યાસ ગ દેવ-ગુરુ કૃપાથી વૃદ્ધિગત થઈ સતત ચાલુ રહ્યો છે સન્ ૧૯૨૦ના ઓકટોબરમા 'જૈન પડિત' ઉપનામથી મારી નીમણૂક અહિ સેન્ટ્રલ લાયબ્રેરી સસ્કૃત પુસ્તકાલયમા થઈ જે સસ્થા પાછળથી પ્રાચ્યવિદ્યામદિર (ઓરિએન્ટલ ઈન્સ્ટિ ટ્યૂટ) નામથી પ્રખ્યાત થઈ છે તેના આશ્રયે ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝમા પ્રકાશિત થતા (ન ૨૧, ૭૬, ૨૯ ૪૮ ૩૭ ૮૫, ૧૧૬) ગ્રથોના સશોધન-સપાદન કાર્ય પ્રસગથી મ્હારી ઈતિહાસ તરફની અભિરુચિને અનુકૂલ વેગ મળ્યો જેસલમેર ગ્રથભડાર-સૂચી, પત્તનસ્થ-પ્રાચ્યજૈન ભાડાગારીય ગ્રથસૂચી નલવિલાસ નાટક નાટ્યદર્પણ, અપભ્રશ કાવ્યત્રયી અલકારમહોદધિ નયચક્ર જેવા ગ્રથોના

સંશોધન સંપાદનમાં સંસ્કૃત પ્રસ્તાવના, ભૂમિકા, અપ્રસિધ્ધગ્રંથ ગ્રંથ કૃત્પરિચય અને પરિશિષ્ટ-સૂચીઓ દ્વારા એ ઇતિહાસ પ્રેમ ત્યાં ત્યાં મારા થયો છે, તેમ અન્યત્ર પ્રકાશિત પ્રા ધર્મોપદેશમાલા વિવરણ (સિંઘી જૈન ગ્રન્થમાલા નં ૨૮), પંચમીમાહાત્મ્ય, ત્રિભુવનદીપક પ્રબંધ, તેજપાલનો વિજય, પાટણથી વંદનમાં પ્રકટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ, ભરત બાહુબલિ રાસ (જૈનધર્માભ્યુદય ગ્રંથમાલા નં ૧ થી ૫), શ્રીજિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ જેવા નાના-મોટા ગ્રન્થો-લેખોમાં પણ એ ઇતિહાસ પ્રેમ સાકાર થયેલો જણાશે

અમેરીકન વિદુષી ડૉ હેલન એમ જૉન્સન પીએચ ડી એમને ત્રિષષ્ટિ શ પુ ચરિતના અંગ્રેજી અનુવાદ (ગા ઓ સિ નં ૫૧, ૭૭, ૧૦૮, ૧૨૫, ૧૩૯, ૧૪૦-વૉ ૧ થી ૬) માં, તેમજ વર્ષો પહેલાં સદ્ગત બુદ્ધિસાગરસૂરિજીને 'વીજાપુર-વૃત્તાન્ત' 'જૈનપ્રતિમા-લેખ-સંગ્રહ' (ભા ૧ ૨) માં, તથા સદ્ગત વિજયધર્મસૂરિજીને ખંભાત, જામનગર આદિ સ્થળોના જૈનમંદિરાની પ્રતિમાઓના લેખ-સંગ્રહમાં યથાશક્ય સહાયતા કરી શક્યો, તથા 'ખંભાતનો જૈન ઇતિહાસ' 'મહેસાણા' 'પાટણ ચૈત્ય-પરિપાટી' આદિના લેખક સંપાદકને શક્ય સહાયતા કરી શકયો તથા સદ્ગત પ્રવર્તકજી કાન્તિવિજયજી મ ની પ્રેરણાથી 'જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય-સંચય' (ભાવનગર-જૈન આત્માનન્દ સભા-પ્રકાશિત) ના અપૂર્ણ સંપાદનને પૂર્ણ કરી શકયો, તથા 'પ્રાગ્વાટ ઇતિહાસ', 'પલ્લીવાલ જૈન ઇતિહાસ' (હિંદી) આદિમાં લેખક સદ્ગત દૌલતસિંહજી લોઢાને તથા અન્ય સાક્ષર સજ્જનોને ઇતિહાસ-સાહિત્ય-વિષયક શક્ય સહાયતા કરી શક્યો, તેમાં જૈન ઇતિહાસ-સાહિત્ય-સંશોધન પ્રત્યેનો મ્હારો સતત અનુરાગ જોઈ શકાશે

આજથી દસ વર્ષો પહેલાં મ્હારા સંશોધન-સંપાદનો, તથા કેટલાક લેખો વાચનાર સંસ્કૃતના પ્રોફેસર અને તે સમયના પ્રાચ્યવિદ્યામંદિરના નિયામક હાલ રામાયણ-વિભાગના મુખ્ય સંપાદક સૌજન્યમૂર્તિ

સાહિત્ય-સંગ્રહોનો પણ પરિચય મળે, જુદા જુદા ગચ્છો, વંશો, કુલો, જ્ઞાતિ-ગોત્રો, મંદિરો, મૂર્તિઓ, પ્રાચીન નાણાં વગેરેનો પણ આ પરથી ખ્યાલ કરી શકાય. કદાચ કોઈ આને પ્રાચીન ભારતનો લઘુ જ્ઞાનકોશ, અથવા ઐતિહાસિક જૈનજ્ઞાનકોશ કે ઈન્સાઈક્લોપીડિઆ જેવા નામથી ઓળખાવે તો તે કેટલેક અંશે સંગત જણાશે.

કેટલાક લેખકોની સમજફેરથી કેટલેક સ્થળે ભૂલો થઈ જણાઈ, તેને આ સંગ્રહમાં પ્રામાણિક તટસ્થ અભ્યાસી તરીકે સુધારી લેવા શક્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે. આશા છે કે આથી કેટલીક ભ્રાંતિઓ-ગેરસમજો દૂર થતાં સાચો ઈતિહાસ પ્રકાશમાં આવશે, મિથ્યાજ્ઞાન દૂર થશે.

મ્હારી વિદ્યાર્થી તરીકેની અવસ્થાથી-સંવત્ ૧૯૬૪માં મેં કાશી વારાણસીની યશસ્વી યશોવિજય જૈન સંસ્કૃત પ્રાકૃત પાઠશાળામાં સંસ્કૃત-શબ્દાનુશાસન આદિના અધ્યયનનો પ્રારંભ કર્યો, ત્યાં થી મને ઈતિહાસ સંશોધનનો પણ કંઈક નાદ લાગેલો. પરિણામે શ્રીહેમચન્દ્રાચાર્યના વિશાલ મહાન્ સં. ગ્રન્થ 'ત્રિષષ્ટિશલાકાપુરુષ ચરિત્ર' (જૈન ઈતિહાસ)ની મુંબઈ જૈન શ્વે. એ. બોર્ડના પ્રથમ ધોરણની ઈનામી પરીક્ષા મેં આજથી ૫૦ વર્ષો પહેલાં સન્ ૧૯૧૨માં પસાર કરી હતી. ત્યારથી એ ઈતિહાસ પ્રેમ વિદ્યાવ્યાસંગ દેવ-ગુરુ કૃપાથી વૃદ્ધિગત થઈ સતત ચાલુ રહ્યો છે. સન્ ૧૯૨૦ના ઓગસ્ટમાં 'જૈન પંડિત' ઉપનામથી મારી નીમણૂક અહિં સેન્ટ્રલ લાયબ્રેરી-સંસ્કૃત પુસ્તકાલયમાં થઈ, જે સંસ્થા પાછળથી પ્રાચ્યવિદ્યામંદિર (ઓરિએન્ટલ ઈન્સ્ટિટ્યૂટ) નામથી પ્રખ્યાત થઈ છે. તેના આશ્રયે ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝમાં પ્રકાશિત થતા (નં. ૨૧, ૭૬, ૨૯, ૪૮, ૩૭, ૯૫, ૧૧૬) ગ્રંથોના સંશોધન-સંપાદન કાર્ય પ્રસંગથી મ્હારી ઈતિહાસ તરફની અભિરુચિને અનુકૂલ વેગ મળ્યો. જેસલમેર ગ્રંથભંડાર-સૂચી, પત્તનસ્થ-પ્રાચ્યજૈન-ભાંડાગારીય ગ્રન્થસૂચી, નલવિલાસ નાટક, નાટ્યદર્પણ, અપભ્રંશ કાવ્યત્રયી, અલંકાર મહોદધિ, નયચક્ર જેવા ગ્રંથોના

રીસર્ચ સ્કૉલરાએ તથા મ સ યુનિવર્સિટી પ્રેસના કર્તવ્યદક્ષ મનેજર રમણલાલ પટેલે આ ગ્રન્થ-પ્રકાશનમા ઉત્સાહ દર્શાવ્યો છે, તેનો ઉલ્લેખ કરવો ઉચિત છે

—વિશેષમા, લે ઙમા અપેક્ષિત જિનપ્રતિમાનો ફોટો ડૉ ઉમાકાન્ત શાહ દ્વારા મળ્યો, તે આધાર અહિં પ્રારભમા મૂકી શકાયો છે, તેથી પાઠકોને વિશેષ પ્રસન્નતા થશે

—આ અતિહાસિક લેખ સગ્રહના લેખન-સ પાદન સ શોધનમા બનતી સાવધાનતા રાખી છે, તેમ છતા મતિ-મ દતાથી કે દષ્ટિ-દોષથી કોઈ સ્ખલના થઈ ગઈ હોય કે રહી ગઈ હોય તો તે સુજ્ઞ સજ્જનો સુધારી વાચશે અને અમને સૂચવવા કૃપા કરશે, તો તે ભવિષ્યમા બીજી આવૃત્તિના પ્રસ ગે સુધારી શકાશે

—ઇતિહાસ-જિજ્ઞાસુ સર્વ કોઈ આ ગ્રથનુ પઠન પાઠન કરી, સાચા ઇતિહાસથી પરિચિત થઈ સમ્યગ્ જ્ઞાનનો પ્રકાશ પ્રચારમા મૂકો-એ જ શુભેચ્છા સાથે વિરમુ છુ

સવત્ ૨૦૧૮ શ્રા વ ૭
૬૯મા વર્ષ-પ્રારભે
વડીવાડી, વડોદરા

લાલચ દ ભગવાન ગાધી
નિવૃત્ત જૈન પ ડિત, પ્રાચ્યવિદ્યામદિર

શ્રી ગોવિંદલાલ ભટ્ટ મહાશયે આ લેખોને પ્રકાશિત કરવાના પ્રોત્સાહન-ભરી પ્રેરણા કરી હતી પરિણામે મ સ યુનિ ના ઉપકુલપતિએ, તથા શ્રી સયાજી-સાહિત્યમાલાની નિયામક સમિતિએ તેમા સમતિ આપી માનનીય પ્રો ભટ્ટસાહેબ અને સદ્ગત સાક્ષરરત્ન રમણલાલ વસતલાલ દેશાઈએ ૫૦માથી તાત્કાલિક પસદ કરેલ, તથા સન ૧૯૫૨ના ઑગસ્ટમા મ્હારી નિવૃત્તિ થતા ઑરિયન્ટલ ઇન્સ્ટિટ્યૂટના અગ્રેજી ત્રૈમાસિક 'જર્નલ'મા મ્હારા સબધમા સદ્ભાવ-સૌજન્યભરી નોધ લેતા તેમા સૂચવેલ આ ઐતિહાસિક લેખ-સગ્રહ દસ વર્ષો પછી-મ્હારા જીવનની સધ્યાએ-૬૯મા વર્ષના પ્રારભમા-હાલમા પ્રકાશિત થાય છે-એથી પણ સતોષ અનુભવુ છુ 'श्रेयांसि बहुविघ्नानि' લોકોક્તિ સાચી પડી છે કાલપરિપાક થતા સકલ્પ-સિદ્ધિ થાય છે માનનીય ઉપકુલપતિનો, સમિતિનો તથા ઉપર્યુક્ત સજ્જનોનો હુ અતઃકરણથી આભાર માનુ છુ

આશા છે કે-સાચા ઇતિહાસના અભ્યાસીઓને, પ્રામાણિક સાહિત્ય-સશોધકોને તથા જિજ્ઞાસુ સજ્જનોને વિવિધ દૃષ્ટિથી અવલોકન કરતા આમાની સામગ્રી ઉપયોગી થશે અને અમુક અશે જ્ઞાન-વૃદ્ધિમા કારણભૂત થશે, તો મ્હારો પરિશ્રમ સફલ થયો માનીશ

જગડૂશાહ, આશાપલ્લીના ઐતિહાસિક ઉલ્લેખો, ઉદયન-વિહાર, જગદ્ગુરુ શ્રીહીરવિજયસૂરિ અને જજિયા-કરમુક્તિ, સૌરાષ્ટ્રના સસ્મરણો જેવા લેખોનો આમા સમાવેશ થઈ શક્યો નથી તે, તથા બાલ-શિક્ષા (ઔક્તિક), વિદ્યાનો સદુપયોગ પ્રાકૃતભાષાની ઉપયોગિતા જૈન-સાહિત્યમા મહાકવિ કાલિદાસના સસ્મરણો વગેરે ભાષા-સાહિત્યાદિ વિષયક મારા બીજા લેખોનો સગ્રહ બીજા સગ્રહમા પ્રકાશમા આવવા સભવ છે

પ્રાચ્યવિદ્યામદિરના વર્તમાન નિયામક ડૉ ભો જ સાંડેસરા તથા ઉપનિયામક ડૉ ઉમાકાન્ત શાહ અને ડૉ સોમાભાઈ પારેખ વગેરે

# વિષયાનુક્રમ

## વિક્રમની ચૌદમી સદીમા



## વિક્રમની પ દરમી સદીમા



## વિક્રમની સોળમી સદીમા



## વિક્રમની સત્તરમી સદીમા



## વિક્રમની અઢારમી સદીમા

---

# ઐતિહાસિક લેખ-સંગ્રહ

## [૧]

## સિદ્ધરાજ અને જૈનો

[ભાવનગરથી પ્રકાશિત થતા સાપ્તાહિક પત્ર 'જૈન'માં સન ૧૯૨૭ના મે માસથી સન ૧૯૨૯ સુધી લે ૧ થી ૬૧ પર્યન્ત પ્રથમ પ્રકાશિત]

સુપ્રસિદ્ધ ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહના નામથી ભાગ્યે જ કોઈ ઇતિહાસજ્ઞ અપરિચિત હશે, કેમ કે એની સાથે સંબંધ ધરાવતા અનેક ઐતિહાસિક અને કાલ્પનિક પુસ્તકો લેખો વગેરે અનેક ભાષામાં અત્યાર સુધીમાં પ્રકટ થયેલ જોવાય છે તેમ છતાં તેનો, તેની સાથે સંબંધ ધરાવનાર ગૂર્જરત્રાને ગૌરવશાલી બનાવનાર રાજ્યરત્ન જૈનોનો અને તે સમયનો ગૂર્જરાતનો પ્રામાણિક ઇતિહાસ હજુ બહુ અંધકારમાં જણાય છે

સિદ્ધરાજના પ્રતાપવંતા રાજ્ય—સમયમાં વિ સં ૧૧૫૦થી ૧૧૯૯ સુધીમાં—વિક્રમના બારમા સૈકાના ઉત્તરાર્ધમાં—આજથી આશરે આઠસો વર્ષ ઉપર જૈનોએ મંત્રિપદેથી, દંડનાયક (સેનાપતિ) વગેરે ઉચ્ચઅધિકારી પદેથી તેમ જ સાક્ષર સૂરિ વગેરે સ્થાનેથી સમસ્ત ભારતવર્ષની ઉન્નત્યર્થે અમૂલ્ય અસાધારણ ચિરસ્મરણીય સેવા સમર્પી ગૂર્જરાતના વાઙ્મય સાથે ગૂર્જરાતના યશોદેહને દીપાવ્યો હતો

જૈનોની એ ઉજ્જ્વલ કીર્તિકથાને અજ્ઞાન અસહિષ્ણુતા મિથ્યાભિમાન પક્ષપાત ધર્મદ્વેષ અથવા એવા બીજા દુર્ગુણોથી દોરવાઈ કલુષિત કિંવા કલંકિત દર્શાવવા કેટલાક દુર્વિદગ્ધ સાક્ષરો(!)એ કરેલ

બુદ્ધિનો દુરુપયોગ—શક્તિનો દુર્વ્યય દૃષ્ટિએ તરી આવે છે સત્ય ઇતિહાસને વિપરીત રૂપમા મૂકી તેઓએ ગૂજ્જરાતના ઇતિહાસમા રસ રેડનાર જૈનો પ્રત્યે જ નહિ સમસ્ત સમાજ પ્રતિ અક્ષમ્ય ભયકર અ યાય કર્યો છે—એ નિષ્પક્ષપાત નજરથી ઇતિહાસનુ સૂક્ષ્મ નિરીક્ષણ કરનાર મધ્યસ્થ સજ્જન સાક્ષરવર્ગ વિચારી શકે તેમ છે એથી સિદ્ધરાજના સમયનો પ્રામાણિક ઇતિહાસ જૈનો માટે કેટલો ગૌરવાસ્પદ છે, એનુ દિગ્દર્શન કરાવવુ અહી ઉચિત લેખાશે

જૈનોની અકૃત્રિમ અનુપમ સેવાને સર્વ કોઈ સુરક્ષિત સત્ય સ્વરૂપમા સ્વીકારે પરિણામે અત્યાર પૂર્વે પ્રકટ કરાયેલા પોતાના ભ્રમમૂલક વિચારોમા તથા ઉલ્લેખોમા યોગ્ય સુધા ણા કરે અને ભવિષ્યમા તેમના તરફ કૃતઘ્નતા ન દર્શાવતા કૃતજ્ઞતા પ્રદર્શિત કરવાનુ સમુચિત સમજે એવા ઉચ્ચ ઉદ્દેશથી ઐતિહાસિક ગવેષણાથી ગભીર મનનીય લેખ લખવા અમારુ અ ત કરણ અમને પ્રેરે છે સ્નેહી સાક્ષરોની સૌમ્યદૃષ્ટિ એને પ્રોત્સાહિત કરે છે એથી આ લેખનો પ્રાદુર્ભાવ થાય છે

## શ્રીશત્રુજય અને મહામાત્ય આશુક

પાટણની પ્રભુતાને પ્રસિદ્ધ કરનાર ગૂજ્જરાતના નાથ, રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહે કરેલી શત્રુજયની યાત્રા પૂજનનુ વર્ણન સિદ્ધરાજના સમકાલીન, સિદ્ધરાજની અભ્યર્થનાથી સિદ્ધહેમશબ્દાનુશાસનના રચનાર સુપ્રસિદ્ધ હેમચદ્રાચાર્યે પોતાના સસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્ય ( મુબઈ સરકારી સસ્કૃત સિરીઝ તરફથી પ્રકાશિત સર્ગ ૧૫, શ્લો૦ ૮૯ થી ૯૫ )મા કર્યુ છે

સિદ્ધરાજે શ્રીશત્રુજયની પૂજા માટે ગા ગામનુ શાસન કરી આપ્યુ હતુ, એવા અનેક ઉલ્લેખો મળી આવે છે તેમા મ ત્રીશ્વર આશુકની પ્રશ સનીય મ ત્રણા હતી એમ અન્વેષણ ક તા જણાઈ આવે છે ખેદની વાત છે કે ગિરિરાજ શ્રીશત્રુજયને ચ ઢે ચિરસ્મ ણીય ઉપયુક્ત ઉપહાર

ધરાવનાર એ પરમાર્હત મંત્રીશ્વર આશુકના નામથી પણ આજે ઘણા થોડા વાચકો પરિચિત હશે  ગૂજરાતના ઇતિહાસનું ઉત્કટ અભિમાન રાખનાર સાક્ષરોએ પણ એના સંબંધમાં કંઈ લખેલું જાણવા જોવામાં આવતું નથી, તેમ છતાં આશુક મંત્રીશ્વરનો સંક્ષિપ્ત પરિચય મેળવવા માટે આપણે ઉદયપ્રભસૂરિનો અનંત આભાર માનવો જોઈએ

આ ઉદયપ્રભસૂરિ સિદ્ધરાજના સ્વર્ગવાસ પછી લગભગ પોણોસો વર્ષ ઉપર વિદ્યમાન હતા, તેઓ નાગેન્દ્રગચ્છીય વિજયસેનસૂરિના શિષ્ય હતા અને વિ સં ૧૩૪૯મા સ્યાદ્વાદમંજરી રચનાર મલ્લિષેણસૂરિના ગુરુ હતા  વિશ્વવિખ્યાત વીર મંત્રીશ્વર વસ્તુપાલ તેમને સૂરિપદથી સમલંકૃત કર્યા હતા  એ ઉદયપ્રભસૂરિએ રચેલી મંત્રી વસ્તુપાલના સુકૃતોનો પરિચય કરાવતી સુકૃતકીર્તિકલ્લોલિની (ગાયકવાડ્ ઓરિયેન્ટલ સિરીઝ હમ્મીરમદમર્દન પરિ૦ ૩)મા પ્રસિદ્ધ થયેલ છે  જેમનો જ્યોતિષ વિષયક આરંભસિદ્ધિ ગ્રંથ પણ પુરુષોત્તમદાસ ગીગાભાઈ શાહ દ્વારા પ્રસિદ્ધિમા આવ્યો છે  જેમણે વિ સં ૧૨૯૯મા ધોળકામા રાજા વીરના વીર મંત્રીરાજની પવિત્ર વાસનાવાળી વસતિ(ઉપાશ્રય)મા સમતા ઉપદેશમાલાની બારહજારશ્લોકપ્રમાણ કર્ણિકાવૃત્તિ રચી હતી* અને જેમની નેમિનાથચરિત્ર, ધર્માભ્યુદય મહાકાવ્ય વગેરે અન્ય કૃતિઓ પણ છે તે ઉદયપ્રભસૂરિ પોતાના ધર્માભ્યુદય મહાકાવ્ય અપરનામ સંઘપતિચરિતના શત્રુંજયમાહાત્મ્યોત્કીર્તન નામના ૭મા સર્ગમા જણાવે છે કે—

'गूर्जरत्राधरित्रीशे ततः सिद्धाधिपे सति ।
श्रीमान् आशुकमन्त्रीशस्तीर्थमेनमपूपुजत् ॥
उपत्यकायामेतस्य निवेश्य च निवेशनम् ।
स चैत्यं नेमिनाथस्य भक्तिमारमकारयत् ॥

* मेघ पुरे धवलक्क नृपवीरवीरमन्त्रीशपुण्यवसतौ वसतौ वसद्भि ।
वर्षे ग्रहग्रहरवौ कृतभार्गमहत्यै श्लोकविशेषविवृतिर्विहिताद्भुतश्री ॥

वापीमप्यत्र लोकस्य तृष्णाविच्छेददायिनीम् ।
भगवद्देशनासारनीरीं, स निरमापयत ॥
किंच तीर्थेऽत्र पूजार्थं, द्वादशग्रामशासनम् ।
अदापयदय मन्त्री, सिद्धराजमहीभुजा ॥ '

ધર્માભ્યુદય મહાકાવ્ય સર્ગ ૭, શ્લોક ૭૪-૭૭ (પાટણ સ ઘવીના પાડાના ભ ડારની તાડપત્ર પ્રતિ)

અર્થાત્ —"ત્યારપછી ગૂર્જરતની ભૂમિના અધીશ્વર સિદ્ધરાજના સમયમા શ્રીમાન આશુક મ ત્રીશ્વરે આ (શત્રુ જય) તીર્થને પૂજ્યુ-પૂજાવ્યુ હતુ એ (શત્રુ જય)ની સમીપની ભૂમિમા છાવણી સ્થાપી ને તે મ ત્રીએ ભક્તિપૂર્વક નેમિનાથનુ ચૈત્ય કરાવ્યુ હતુ અહીં (શત્રુ જયમા) તે મ ત્રીશ્વરે તૃષ્ણાનો વિનાશ કરનારી, ભગવ તની દેશના-સમાન સ્વચ્છ મધુર પાણીથી ભરેલી વાવ કરાવી હતી વિશેષમા આ (આશુક) મ ત્રીશ્વરે આ (શત્રુ જય) તીર્થમા પૂજા માટે સિદ્ધરાજ ભૂપાલ દ્વારા બાર ગામનુ શાસન અપાવ્યુ હતુ

સિદ્ધરાજના રાજ્ય-અમલમા તેની સ્વર્ગ્યાત્રા પછી કારકિર્દી પછી વિ સ ૧૧૭૯મા એ ઉપર્યુક્ત મહામાત્ય આશુક વિદ્યમાન હતા એમના સત્તા સમયમા તાડપત્ર પર લખાયેલુ ઉત્તરાધ્યયનનુ પુસ્તક પાટણના સ ઘવીના પાડાના જૈન ભ ડારમા છે ગત વર્ષના ચૈત્ર માસમા એ ભ ડારનુ નિરીક્ષણ કરતા એ પુસ્તકના પ્રાન્તઉલ્લેખ પર અમારુ લક્ષ્ય ખેચાયુ હતુ તે ઉ લેખ આ પ્રમાણે છે —

' स ११७९ भाद्रपद श्रीमदणहिल्पाटकाभिधान-राजधान्या स्थितसमस्तनिजराजावलीसमलङ्कृतमहाराजाधिराजपरमेश्वरत्रिभुवनगण्डश्री सिद्धचक्रवर्ति—श्रीमज्जयसिंहदेवकल्याणविजयराज्ये प्रवर्धमाने एतस्मात् परमस्वामिन पूज्यपादद्वयप्रसादात् श्रीश्री[क]रणे महामात्यश्रीआशुक समस्तव्यापारान् करोती[त्ये]तस्मिन् काले वर्णावत्यां श्रीकर्णेश्वरदेव—

गुर्जरत्रायां [ना] प्रातीजग्रामनिवासी परमश्रावकप्रद्युम्न तथैतद्भार्यया वेल्लिकया अपरं च नेमिप्रभृतिसमस्तगोष्ठिकैः परत्र हेतवे निर्जरार्थं च आर्यिकासरस्वतीगणिनी तच्छिष्यचन्द्रिका बाउमतिगणिनीभ्यां पठनाय उत्तराध्ययनश्रुतस्कंध यशोदेवपार्श्वात् लिखाप्य प्रदत्त इति ॥"

—પાટણ સંઘવીના પાડાના ભંડારનું તાડપત્ર પુસ્તક (પોથી ૧૦)

મંત્રીશ્વર આશુકના સત્તાસમયના ઉપર દર્શાવેલ લેખ પરથી સ્પષ્ટ સમજાય તેમ છે કે—'વિ. સં. ૧૧૭૯માં ભાદ્રપદ માસમાં અણહિલ પાટક (પાટણ) રાજધાનીમાં પોતાની સમગ્ર રાજાવલીથી સમલંકૃત મહારાજાધિરાજ પરમેશ્વર ત્રિભુવનગંડ શ્રીસિદ્ધચક્રવર્તિ શ્રીજયસિંહદેવનું કલ્યાણકારી વિજયવંતુ રાજ્ય પ્રકૃષ્ટ વૃદ્ધિ પામતું હતું, તે સમયે તે પરમસ્વામિના પૂજ્યપાદકમલના પ્રસાદથી શ્રીશ્રીકરણમાં મહામાત્ય શ્રીઆશુક સમસ્ત વ્યાપારો કરતા હતા, તે સમયમાં કર્ણાવતી શ્રી [illegible]શ્વરદેવથી ભોગવાતી હતી ત્યારે પા(પ્રા)તીજ ગામના નિવાસી પરમશ્રાવક પ્રદ્યુમ્ન તથા તેની ભાર્યા વેલ્લિકા અને બીજા નેમિ વગેરે સમસ્ત ગોષ્ઠિ(મંદિર વિ[illegible]ના [illegible]ગીઓ)એ પરલોક માટે અને નિર્જરા માટે આર્યિકા સરસ્વતીગણિની તથા તેમની ચેલી બાઉમતિ ગણિનીને ભણવા માટે ઉત્તરાધ્યયનશ્રુતસ્કંધ યશોદેવ પાસે લખાવીને અર્પણ કર્યો હતો.'

વિ. સં. ૧૧૮૧ની વૈશાખી પૂર્ણિમાએ શ્રીસિદ્ધરાજની સમક્ષમાં શ્વેતાંબરવાદી દેવસૂરિ તથા દિગંબર વાદી કુમુદચંદ્રને વાદ થયો.[1] તે વખતે આશુક મંત્રીશ્વરની વિદ્યમાનતા હતી. એ વાદના વૃત્તાન્તથી પરિચિત કરનાર મુદ્રિતકુમુદચંદ્ર પ્રકરણ, પ્રભાવકચરિત વગેરે ગ્રંથોમાં

૧ "चन्द्राश्वशिववर्षेऽत्र ११८१ वैशाखे पूर्णिमादिने ।
आहूतौ वादशालायां तौ वादिप्रतिवादिनौ ॥"

—પ્રભાવકચરિત (નિ. સા. તરફથી પ્રકાશિત પૃ. ૨૮૦ શ્લો. ૧૯૦)

वापीमप्यत्र लोकस्य तृष्णाविच्छेददायिनीम् ।
भगवद्देशनासारनीरीं, स निरमापयत् ॥
किञ्च तीर्थऽत्र पूजार्थं, द्वादशग्रामशासनम् ।
अदापयदय मन्त्री, सिद्धराजमहीभुजा ॥'

ધર્માભ્યુદય મહાકાવ્ય સર્ગ ૭, શ્લોક ૭૪ ૭૭ (પાટણ સ ઘવીના પાડાના ભ ડારની તાડપત્ર પ્રતિ)

અર્થાત્ —"ત્યારપછી ગૂજરાતની ભૂમિના અધીશ્વર સિદ્ધરાજના સમયમા શ્રીમાન આશુક મ ત્રીશ્વર આ (શત્રુ જય) તીર્થને પૂજ્યુ-પૂજાવ્યુ હતુ એ (શત્રુ જય)ની સમીપની ભૂમિમા છાવણી સ્થાપી ને તે મ ત્રીએ ભક્તિપૂર્વક નેમિનાથનુ ચૈત્ય કરાવ્યુ હતુ અહીં (શત્રુ જયમા) તે મ ત્રીશ્વરે તૃષ્ણાનો વિનાશ કરનારી ભગવ તની દેશના-સમાન સ્વચ્છ મધુર પાણીથી ભરેલી વાવ કરાવી હતી વિશેષમા આ (આશુક) મ ત્રીશ્વર આ (શત્રુ જય) તીર્થમા પૂજા માટે સિદ્ધરાજ ભૂપાલ દ્વારા બાર ગામનુ શાસન અપાવ્યુ હતુ "

સિદ્ધરાજના રાજ્ય અમલમા તેની રજતજય તીની કારકિર્દી પછી વિ સ ૧૧૭૯મા એ ઉપર્યુક્ત મહામાત્ય આશુક વિદ્યમાન હતા એમના સત્તા સમયમા તાડપત્ર પર લખાયેલુ ઉત્તરાધ્યયનનુ પુસ્તક પાટણના સ ઘવીના પાડાના જૈન ભ ડારમા છે ગત વર્ષના ચૈત્ર માસમા એ ભ ડારનુ નિરીક્ષણ કરતા એ પુસ્તકના પ્રાન્તઉલ્લેખ પર અમારુ લક્ષ્ય ખેચાયુ હતુ તે ઉ લેખ આ પ્રમાણે છે —

'स ११७९ भाद्रपद श्रीमदणहिल्पाटकाभिधान-राजधान्या स्थितसमस्तनिजराजावलीसमलङ्कृतमहाराजाधिराजपरमेश्वरत्रिभुवनगण्डश्री सिद्धचक्रवर्ति— श्रीमज्जयसिंहदेवकल्याणविजयराज्ये प्रवर्धमाने एतस्मात् परमस्वामिन पूज्यपादद्वयप्रसादात् श्रीश्री[र]णे महामात्यश्रीआशुक समस्तव्यापारान् करोतीत्येतस्मिन् काले कर्णावत्यां श्रीकर्णेश्वरदेव—

ભૂતકાલીન ગૂર્જરેશ્વર રાજવિરાજ સિદ્ધરાજની ધર્મપ્રિયતા, ઉદારતા અને તત્ત્વોને પ્રતિપાદન કરતું તથા તેની પાછળ મંત્રીશ્વર આશુકની દીર્ઘદર્શિતા, વ્યવહારદક્ષતા, ઉપાદેય વચનચાતુર્ય અને અનુપમ રાજસેવાને પ્રકાશમાં લાવતું—તેમના ધર્મપ્રેમને પ્રદર્શિત કરતું એ ઉપર્યુક્ત ગિરિરાજ શત્રુંજયનું બાર ગામનું શાસન અથવા એ મંત્રીશ્વરનું ગૌરવભર્યું સ્મારક યા ચિરંતન કીર્તિ ઉદ્ઘોષિત માનપત્ર કિંવા પ્રમાણપત્ર માત્ર આજે ગ્રંથમાં વાંચીને જ પ્રસન્ન રહેવાનો પ્રસંગ આવ્યો છે એટલું જ નહિ એ આશુક મંત્રીશ્વરના અનુયાયી ધર્મબંધુઓને આજે એક વર્ષથી એ પરમપ્રિય તીર્થના દર્શનથી દૂર રહેવાનો અનિષ્ટ યોગ આવ્યો છે. શાસનપત્રના ભંગ કરનાર યા ભંગ કરાવનારને, શ્રી વેદવ્યાસજીના વચનો પર અશ્રદ્ધા અથવા તિરસ્કાર કરતાં ભીતિ ન હોય તેનું જોવાનો દુર્યોગ આવ્યો છે અને એક કવિના કથન પ્રમાણે —

' पुत्त जाए कवणु गुणु ? अवगुणु कवणु मुएण ?
जा बप्पीकी भूंहडी चम्पिज्जइ अवरेण ॥'

---

'दैवपा निःस्पृहाणां न धनेच्छा तज्जिनालयः ।
विधाप्यते यथाप्येषां पुण्यं तव च वर्धते ॥

भवत्वेवं नृपप्रोक्ते मन्त्री चैत्यमकारयत् ।
स्वेन तेनेनरेणापि, स्वामिनाऽनुमतेन सः ॥

निस्तोकं च सम्पूर्णः प्रासादोऽभ्रंलिहो महान् ।
मेरुचूलोपमः स्वर्ण-रत्नकुम्भ-ध्वजादिभिः ॥

श्रीनाभेयविभोर्बिम्बं पित्तलामयमद्भुतम् ।
दृशामगोचरं रोचिः पूरं सूर्यबिम्बवत् ॥

अनल्पाष्ट गिरेः वर्षे ११८३ वैशाखद्वादशीतिथौ ।
प्रतिष्ठां विदधे तत्र चतुर्भिः सूरिभिस्ततः ॥"

—પ્રભાવકચરિત્ર ( દેવસૂરિ પ્રબ ૫ શ્લો૦ ૨૭૦થી ૨૭૫ )

જણાવ્યા પ્રમાણે તે સમયે બ્રાહ્મણમંત્રી ગાગિલની સત્તા પણ જોવાય છે. ગાગિલમંત્રીના સમયમાં વિ. સં. ૧૧૯૧માં દેવશ્રીગણિની માટે લખાયેલું પુષ્પવતીકથાનું તાડપત્રીય પુસ્તક પાટણના જૈન ભંડારમાં વિદ્યમાન છે.[1]

વિ. સં. ૧૩૩૪માં પ્રભાચન્દ્રસૂરિએ રચેલા પ્રભાવકચરિત્ર( નિ. સા. પ્રેસ મુબઈથી પ્રકાશિત )ના ઉલ્લેખ ૫ થી સમજાય છે :— ઉપર્યુક્ત વાદમાં વાદી દેવસૂરિએ વિજય મેળવ્યો, ત્યારે સિદ્ધરાજે તુષ્ટિદાન આપવા માંડયું અને સૂરિએ તેનો સ્વીકાર ન કર્યો, તે પ્રસંગે રાજાનરૂપી આગમ( બગીચા )ના શુક સમાન એ પૂર્વોક્ત આશુકમંત્રીએ સંમતિ આપી હતી કે—'રાજન્ ! નિઃસ્પૃહ આ મુનિવરોને ધનની ઈચ્છા નથી. તો જિનમંદિર કરાવવામાં આવે જેથી એમને અને તમને પુણ્યવૃદ્ધિ થાય.' સિદ્ધરાજે એ મંત્રણાનો સ્વીકાર કર્યો એટલે મંત્રીએ તે તુષ્ટિદાનના કલ્પેલા દ્રવ્યવડે અને બીજા પણ સિદ્ધરાજે અનુમત કરેલા દ્રવ્યવડે જિનમંદિર કરાવ્યું. થોડા દિવસોમાં એ અત્યુચ્ચ મહાન્ પ્રાસાદ સુવર્ણકલશ, ધ્વજ વગેરેથી શોભતો સંપૂર્ણ તૈયાર થયો, જેમાં મૂલનાયક તરીકે સૂર્યની માફક અતિતેજસ્વી પિત્તલમય અદ્ભુત ઋષભદેવ પ્રભુનું બિંબ પ્રતિષ્ઠિત કરવામાં આવ્યું હતું. વિ. સં. ૧૧૮૩ના વૈશાખ માસની બારશને દિવસે ત્યાં ચાર આચાર્યોએ પ્રતિષ્ઠા કરી હતી.[2]

---

[1] તેનો પ્રાંત ઉલ્લેખ આ પ્રમાણે છે—'संवत् ११९१ भाद्रपदशुदि ८ भौमे । अद्येह धवलक्कके समस्तराजावलीविराजितमहाराजाधिराजपरमेश्वरश्रीत्रिभुवनगण्डसिद्ध-चक्रवर्त्तिश्रीजयसिंहदेवकल्याणवि                माने तत्पादपद्मोपजीवि मह० श्रीगागिल श्रीकरणादौ व्यापारान् करोति । अद्येह श्रीखेटकाधारमण्डले रा   सोमनदेवप्रतिपत्तौ । श्रीखेटकास्थान                वास्तव्येन गणिणिदेवसिरियोग्यपुष्पवतीकथा लिखितमिति ॥'

[2] 'तुष्टिदानं तदानस्य राज्ञः सूरेरगृह्णतः ।
आशुकोऽथ(?)गत मन्त्री राज्यारामशुकोऽब्रवीत् ॥

ઉ યપ્રભસૂરિ, દેવેન્દ્રસૂરિ, ધર્મકુમાર, પ્રભાચન્દ્રસૂરિ, મુનિદેવસૂરિ રત્નપ્રભસૂરિ, વિનયચન્દ્રસૂરિ વગેરે અનેક સમકાલીન કવિઓના ગ્રથોના સશોધક, સમરાદિત્ય સક્ષેપ પ્રવ્રજ્યાવિધાનવૃત્તિ વગેરે ગ્રથોના રચનાર પ્રદ્યુમ્નસૂરિ (દેવાનન્દગચ્છીય કનકપ્રભસૂરિશિષ્ય)ને પ્રતિષ્ઠાપ્રાપ્તિ આ સુકવિ બાલચન્દ્ર દ્વારા થઈ હતી

મેઘદૂત મહાકાવ્યમા ટીકાઓદ્વારા ચિન્તન કરી મહાકવિ કાલિદાસના યશોદીપને દીપાવનાર નવરસભરી વાણીથી રાજસભ્યો તરફથી ' કવિસભાશૃગાર ' બિરુદ મેળવનાર, ઉપદેશકન્દલી વિવેકમજરી વગેરે પ્રકરણો તથા પદ્ય ગદ્યમય અનેક જિનસ્તોત્રસ્તુતિઓ રચનાર, ભિલ્લમાલવશીય કટુકરાજના પુત્ર કલિકાલગૌતમ અભયદેવસૂરિના ભક્ત કવિ આસડની ઉપદેશકન્દલી તથા વિવેકમજરી પર વિસ્તૃત વિવરણો એ જ આસડકવિના પુત્ર જૈત્રસિંહની અસત અભ્યર્થનાથી પ્રસ્તુત બાલચન્દ્રસૂરિએ રચ્યા હતા

શ્રીશત્રુજય ગિરિરાજના શિરતાજ શ્રીઆદીશ્વરના દેવાલયમા, સુપ્રસિદ્ધ મત્રીશ્વર વસ્તુપાલના રચાવેલ ઇંદ્રમડપ તથા શ્રીનેમિનાથ-પાર્શ્વનાથના મદિરોની સમીપમા અભિનય કરવા એ જ સચિવ શિરોમણિ વસ્તુપાલની સૂચનાથી કરુણાવજ્રાયુધ ' નામનો નાટ્યપ્રબધ આ જ કવિરત્ન બાલચન્દ્રસૂરિએ રચ્યો હતો

ગૂર્જરેશ્વર ભીમદેવ અને મહારાણા વીરધવલના મહામાત્ય મહામાત્ય, ગૂજરાતના ગૌરવને વિસ્તારનાર પ્રૌઢ પ્રતિભાસપન્ન લક્ષ્મી અને સરસ્વતીના લાડીલા ધર્મપુત્ર, તેજપાલના જ્યેષ્ઠ બધુ પોતાના પ્રચડ બાહુબલથી વરીઓના વિક્રમને પરાસ્ત કરનાર સુભટ્ટીર, દિલ્હીના સુલતાન મોજદીન પાદશાહને વિચક્ષણતાથી ગૂર્જરભૂમિ સાથે સધિ ... ાવનાર, મહારાણા વીરધવલદ્વારા શત્રુજયની પૂજા માટે અ કેવાલિગામ શાસન મા અપાવનાર, શત્રુજય ગિરનાર, આબૂ વગેરે અનેક તીર્થસ્થાનોમા,

અર્થાત્—પુત્ર જન્મવાથી કયો ગુણ ? અથવા તેના મરવાથી કયો અવગુણ ? કે જે પુત્રની વિદ્યમાનતા વિના તેની બાપીકી ભૂમિ બીજાથી ચંપાય—દબાવાય !

એ દોહામાં જણાવેલા આશય પ્રમાણે સત્પુત્રના ગુણોથી ચ્યુત થયેલી સ્થિતિ નિહાળવાનો અયોગ્ય અતિશોચનીય અવસર આવ્યો છે એ જોઈ મંત્રીશ્વર આશુકનો સદ્‌ગત આત્મા કેટલો દુભાતો હશે તે કલ્પી શકાય તેમ નથી

## શત્રુંજય માટે બાર ગામનું શાસન

મંત્રીશ્વર આશુકે મહારાજ સિદ્ધરાજદ્વારા શત્રુંજયતીર્થમાં પૂજા માટે બાર ગામનું શાસન અપાવ્યું હતું, એ વિક્રમની તેરમી સદીમાં વિદ્યમાન ઉદયપ્રભસૂરિના ધર્માભ્યુદયમહાકાવ્યના ઉપર દર્શાવેલ ઉલ્લેખ થી આપણે જાણ્યું બીજા પણ અનેક પ્રામાણિક ગ્રંથકારોએ સિદ્ધ રાજના એ શાસન દાનનું સ્મરણ કર્યું છે

એ શાસન-દાનનો ઉલ્લેખ કરનારાઓમાં મહાકવિ બાલચંદ્રસૂરિ પણ છે મોઢેરાના મોઢ બ્રાહ્મણ ધરદેવની ધર્મપત્ની વીજળીના સુપુત્ર મુંજાલ, એ જ હરિભદ્રસૂરિ પાસે જૈન દીક્ષાથી દીક્ષિત થતાં બાલચંદ્ર સૂરિના નામથી પ્રસિદ્ધ થયા હતા આ કવિના ધર્માચાર્ય અને સૂરિ પદપ્રદાતા તે હરિભદ્રસૂરિ હતા, કે જેમના ગુરુ અભયદેવસૂરિના ગુરુ ભદ્રેશ્વરસૂરિએ ગૂજરાતમાં આવેલ માંડલનગરીના મંડન મહાવીર-મંદિરની પ્રતિષ્ઠા કરી હતી રત્નશ્રીગણિનીના ધર્મપુત્ર આ કવિ બાલચંદ્રના અધ્યાપક ચૌલુક્યરાજ ગુરુ પદ્માદિત્ય હતા નાગદ્રના આગ્રહ આ કવિને સારસ્વત મંત્ર વાદી દેવસૂરિગચ્છના ઉદયસૂરિએ આપ્યો હતો સરસ્વતીની પ્રસન્નતા પ્રાપ્ત કરનાર સિદ્ધસારસ્વત આ મહાકવિના સૂરિપદ પ્રતિષ્ઠાના પ્રસંગે પ્રખ્યાત મંત્રીશ્વર વસ્તુપાલે હજાર દ્રમ્મનો વ્યય કર્યો હતો

જૈનનિંદ (ખભાનના ન ન્યાપાન ન્યાય પેટલાદનુ અશ્વર્ય ભોગવનાર) ના મનોવિનોદ માટે ઉપર્યુક્ત 'વસંતવિલાસ મહાકાવ્ય' ન્યાયેન કેવાથી તેની રચના વિક્રમની તેરમી સદીના અંતમા—સિદ્ધરાજના સ્વર્ગવાસ પછી લગભગ સો વર્ષ બાદ થઈ હશે—એમ કહી શકાય

સિદ્ધરાજ વત બાલચંદ્રાચાર્ય એ વસંતવિલાસ[1] મહાકાવ્ય (સર્ગ ૯ શ્લો ૨૨)મા સૂચવ્યુ છે કે —

'श्री सिद्धराज मम यत्त राज द्वारमाक्रीडनगावम म ।
ग्रामाञ्च शत्रुञ्जयमाधकार, स द्व ग्गाम्म महस प्रादय ॥

**ભાવાર્થ**—શ્રીસિદ્ધરાજે મ્હારા(ધર્મનો) 'રાજ વિહાર' ક્રીડા પર્વત સમાન કર્યો હતો અને તે જ સિદ્ધરાજે અમ્હારા તેજની ગૃષ્ટ વૃદ્ધિ માટે બાર ગામો શત્રુંજયને સ્વાધીન કર્યા હતા (મ વસ્તુપાલ પ્રત્યે ધર્મ દેવની ઉક્તિ)

એ જ પ્રમાણે પ્રભાચંદ્રસૂરિએ વિ સ ૧૩૩૪મા રચેલા પ્રભાવક ચરિત્ર (હેમ૦ પ્રબંધ શ્લો૦ ૩૧૦-૧૧, ૨૩-૨૫)મા સૂચવ્યુ છે કે— 'સંતાન ન હોવાથી સંતપ્ત રહેના સિદ્ધરાજે પગરખા વિના પગે ચાલતા તીર્થયાત્રાનો પ્રારંભ કર્યો તેમા તેણે હેમચંદ્ર પ્રભુને સાથે લીધા હતા

ત્યારપછી તેઓનુ સન્માન કરી અને બ્રાહ્મણોને સિંહાસન (? સિંહપુર શિહોર) નામનુ સ્થાન આપી રાજા સિદ્ધરાજ શત્રુંજય ગિરિ પર ચડ્યો ત્યા યુગાદિપ્રભુ-આદીશ્વરને ભાવથી નમી—પૂજી અતિહર્ષિત થયેલા રાજાએ પોતાના જન્મને કૃતાર્થ માન્યો અને તીર્થની પૂજા માટે બાર ગામો આપ્યા કારણ કે મહાપુરુષો પૂજ્ય પોતાના પ્રમાણમા કરે છે [2]

---

૧ ગા ઓ સિરીઝ વડોદરા તરફથી પ્રસિદ્ધ થયેલ છે

૨ "अयद्रा सिद्धभूपाले, निरपत्यतयार्दित ।
तीर्थयात्रां प्रचक्रामानुपानत्पदचारत ॥

દેવમંદિરોમાં, સંઘયાત્રા-મહોત્સવોમાં અને સેંકડો અન્ય ધર્મસ્થાનોમાં કરોડો અને અબજોની સંખ્યામાં લક્ષ્મીનો સદ્વ્યય કરનાર ધર્મવીર, ચતુરતાપૂર્વક નિર્દોષ ધર્માચરણો આચરી કલિયુગમાં પણ કૃતયુગને ઉતારનાર, સર્વ દર્શનોને સન્માન અને સમભાવથી જોનાર, કવિઓના આશ્રયદાતા, સુવર્ણધારાધર વરસાવી સમસ્ત યાચકોને સંતુષ્ટ કરનાર દાનવીર, નરનારાયણાનંદ મહાકાવ્ય, આદીશ્વર મનોરથમય સ્તોત્ર, સૂક્તિઓ વગેરે રચનાર વિચારચતુર વિવેકવાચસ્પતિ, વિખ્યાત મંત્રીશ્વર વસ્તુપાલનું મનોહર 'વસંતવિલાસ મહાકાવ્ય' રચી કવિ બાલચંદ્રસૂરિએ પોતાની સિદ્ધસારસ્વતતાનો પરિચય કરાવ્યો છે.

એ 'વસંતવિલાસ મહાકાવ્ય'ના નાયક વસંત એ જ પોરવાડ વણિક્ વીર મંત્રી વસ્તુપાલ છે, કે જેની કીર્તિકૌમુદી સમકાલીન ગૂર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરકવિએ 'કીર્તિકૌમુદી'દ્વારા પ્રકાશિત કરી છે, કવિ અરિસિંહે 'સુકૃતસંકીર્તન'દ્વારા જેના સુકૃતોનું સંકીર્તન કર્યું છે, પંડિતપુંડરીક ઉદયપ્રભસૂરિએ જે સંઘપતિના ચરિતને તથા જેની 'સુકૃતકીર્તિકલ્લોલિની'ને પ્રસારિત કરેલ છે, જયસિંહસૂરિએ 'હમ્મીરમદમર્દન'માં જેના પ્રતિભાપૂર્ણ પરાક્રમનો પરિચય કરાવી જેની પ્રશસ્તિ ઉચ્ચારી છે, વિજયસેનસૂરિ, નરચંદ્રસૂરિ, નરેન્દ્રપ્રભસૂરિ, અમરચંદ્રસૂરિ વગેરે કવિઓએ પ્રશસ્તિકાવ્યો રચી જેના યશોદેહને અમર કર્યો છે, પ્રબંધચિંતામણિમાં મેરુતુંગસૂરિએ, પ્રબંધકોશમાં રાજશેખરસૂરિએ, ઉપદેશતરંગિણીમાં રત્નમંદિરગણિએ, વસ્તુપાલચરિત્રદ્વારા જિનહર્ષે અને રાસપ્રબંધદ્વારા પાર્શ્વચંદ્ર, સમયસુંદર વગેરે પાછળના અનેક વિદ્વાનોએ જેના સદ્ગુણોનું દિગ્દર્શન કરાવ્યું છે—એ મંત્રીશ્વર વસ્તુપાલે શત્રુંજયની તેરમી યાત્રા માટે પ્રયાણ કરતાં માર્ગમાં વિ. સં. ૧૨૯૬માં માઘમાસની પંચમી તિથિએ રવિવારના પ્રથમ પ્રહરમાં ધર્મરાજપુત્રી સદ્ગતિ સાથે પાણિગ્રહણ કર્યું—સ્વર્ગગમન કર્યું, તે પછી થોડા સમયમાં એ જ મંત્રીશ્વર વસ્તુપાલના સુપુત્ર મંત્રી

ચડી, ગંગાજળવડે યુગાદિદેવને સ્નાન કરાવતા પર્વતની સમીપમાં રહેલા બાર ગામોનું શાસન દેવપૂજા માટે સમર્પણ કર્યું ગજા તીર્થના દર્શનથી પ્રફુલ્લ નેત્રવાળો થયો હોય અમૃતથી સિંચિત થયો હોય—તેવો થયો ”
—પ્રબંધચિંતામણિના ઉપરના ઉલ્લેખ પરથી તે સમયની અસહિષ્ણુ ઇર્ષ્યાળુ લોકોએ ઊભી કરેલી ભયંકર વાતાવરણવાળી વિષમ પરિસ્થિતિનો ખ્યાલ આવી શકે છે, તે સાથે સિદ્ધરાજની સમયસૂચકતા, કાર્ય-કુશલતા, દક્ષતા, ધર્મપ્રિયતા અને કર્તવ્ય પરાયણતાની ઝાંખી પણ થઈ શકે છે

મેરતુંગસૂરિએ વિશેષમાં ત્યાં જ જણાવ્યું છે કે—‘ સફલ પ્રતિજ્ઞાવાળા સિદ્ધરાજે વિચાર્યું હતું કે મલ્લરીના વન અને નદીના પૂરથી યુક્ત એવા આ પર્વતમાં અહિં જ વિન્ધ્ય કરીશ ’ પરંતુ પાછળથી પશ્ચાત્તાપ કર્યો હતો કે હાથીઓના ઝુંડની સિદ્ધિ માટે વ્યાકુલ મનવાળા મનો થવડે કરીને પણ તીર્થવિધ્વંસ પાપ કરનાર મ્હને ધિક્કાર હો ” એવી રીતે પૂજ્ય દેવની સમક્ષ રાજલોકોને વિદિત થાય તેવી રીતે સિદ્ધરાજે પોતાના આત્માની નિંદા કરી હતી અને તે આનંદપૂર્વક પર્વતથી નીચે ઉતર્યો હતો ”

પૂર્વોક્ત ઉલ્લેખનું સમર્થન કરતા જયસિંહસૂરિએ વિ સં ૧૪૨૨-માં રચેલા કુમારપાલચરિત( સર્ગ ૩ શ્લો૦ ૩૨–૩૩ )માં જણાવ્યું છે કે—

“ આવા આ તીર્થમાં જો સ્વયં લક્ષ્મી ન સ્થાપવામાં આવે તો પરલોકમાં પ્રાણિઓને શ્રેષ્ઠ રાજ્ય કેવી રીતે પ્રાપ્ત થઈ શકે? એમ વિચારી રાજાએ( સિદ્ધરાજે ) અગણિત પુણ્યરૂપી પણ્યની સ્પૃહાથી શ્રીઆદીશ્વરની પૂજા માટે બાર ગામો આપ્યા ’ [૧]

---

[૧] “ ईदृग्ने यदि तीर्थे स्मिन्, स्वयं न श्रीर्निवेद्यते ।
तदा प्रेत्य कथङ्कार, सुराज्य स्यात् शिलाङ्गिनाम् ? ॥
विचार्येति नृपोऽगण्यपुण्यपण्यस्पृहया ।
ददिवान् द्वादशग्रामीं श्रीनाभेयार्चनाकृते ॥ ” —ટીકા તરફથી પ્રકાશિત

મેરુતુંગસૂરિએ વિ. સં. ૧૩૬૧માં વઢવાણમાં પૂર્ણ કરેલા પ્રબંધ ચિંતામણિમાં એ જ ઘટનાનો ઉલ્લેખ કરતાં વિશેષ વૃત્તાંત જણાવ્યો છે કે—'[1]સોમેશ્વરની યાત્રાથી પાછા ફરતાં સિદ્ધરાજે રૈવત ગિરનારની સમીપની ભૂમિમાં પડાવ નાખ્યો. તે જ વખતે અતિશય મત્સરવાળા બ્રાહ્મણોએ 'આ પર્વત જલાધરી સાથે લિંગના આકાર હોવાથી પાદસ્પર્શને યોગ્ય નથી' એવાં કૃત્રિમ વચનોવડે નિષેધ કર્યો. દર્શનાભિલાષી રાજાએ ત્યાં પૂજા મોકલી પોતે શત્રુંજય મહાતીર્થની સમીપમાં છાવણી નાખી. ત્યાં પણ પૂર્વે કહેલ કૃપાહીન જાતિસૂચકો (બ્રાહ્મણો)એ કટારી હાથમાં રાખી તીર્થનો માર્ગ રોકવા છતાં સિદ્ધરાજે રાત્રિના પ્રારંભમાં કાવડિયાનો વેષ કરી, ખભા ઉપર સ્થાપન કરેલ કાવડની બંને બાજૂએ ગંગાજળ રાખી તેની વચ્ચે થઈ સ્વરૂપ ન જણાય તેવી રીતે પર્વત પર

---

हेमचन्द्रप्रभुस्तत्र सदानीयत तेन च ।
सन्मान्य तास्ततो राजा स्थानं सिंहासना(सिंहपुरा)भिधम् ।
दत्त्वा द्विजेभ्य आरूढ, श्रीमच्छत्रुंजये गिरौ ॥
श्रीयुगादिप्रभुं नत्वा, तत्राभ्यर्च्य च भावतः ।
मेने स्वजन्म भूपाल, कृतार्थमतिहर्षभूः ॥
ग्रामद्वादशकं तत्र ददौ तीर्थस्य भूमिपः ।
पूजायै यन्महान्तस्तान् स्वानुमानेन कुर्वते ॥'—વિ. સા. ર.

[1] "अथ भूपः सोमेश्वरयात्रायां प्रत्यावृत्तः श्रीसिद्धाधिपो रैवतोपत्यकायां दत्तावासस्तत्रैव स्वर्वीनन दिदृक्षु मत्सरोत्सेकपरैर्द्विजन्मभिः सजलाधारलिङ्गाकारोऽयं गिरिरित्यत्र पादस्पर्शं नार्हतीति कृतकवचनैर्निषिद्धस्तत्र पूजां प्रस्थाप्य स्वयं शत्रुञ्जयमहातीर्थसन्निधौ स्कन्धावारं न्यधात् ।

तत्र पूर्वोक्तैर्जातिसूचकैर्निर्घृणैः कृपाणिकापाणिभिरकौन्तीमार्गे निरुद्धे सति श्रीसिद्धाधिपो रजनीमुखे कार्पटिकवेषः स्कन्धनिहितनिहङ्गिकोभयपक्षयस्तगङ्गाम्भःकलशमध्ये मूर्त्याऽपरिज्ञातस्वरूप एव गिरिमधिरुह्य गङ्गोदकेन श्रीयुगादिदेवं स्नपयन् पर्वतमारी पर्वतिमानद्वादशकशासनं श्रीदेवार्चाय विश्राणयामास । नीरन्ध्रानन्दानुदितरोमाञ्च इवामृतेनाभिषिक्त इव जातः ॥

—રામચંદ્ર દીનાનાથ શાસ્ત્રી તરફથી પ્રકાશિત (પૃ. ૧૬૦-૧૬૧)

શિવાશાહની ધર્મપત્ની સૌભાગ્યદેવીના સત્પુત્ર, તથા પં. સિંહવિમલમણિના શિષ્યશિરોમણિ પંડિત દેવવિમલગણિએ વિક્રમના સત્તરમા સૈકાના ઉત્તરાર્ધમાં રચેલા સ્વોપજ્ઞવૃત્તિવાળા હીરસૌભાગ્ય મહાકાવ્ય (સર્ગ ૧૭, શ્લો ૧૯૫)માં ઉપર્યુક્ત કથનને વિશેષ પુષ્ટ કરતાં આ પ્રમાણે સૂચિત કર્યું છે કે—

"ત્યાં (ઊના પાસે) હીરવિજયસૂરિના સ્તૂપને-પાદુકા સ્થાનને પૂજવા અકબર પાતશાહે ટલીક (બાવીશ વીઘા) સમીપની ભૂમિ આપી હતી. જેમ સિદ્ધરાજે સિદ્ધાચલમાં આદીશ્વરને પૂજવા બાર ગામો આપ્યા હતા.[1]

એ જ મહાકવિ પં. દેવવિમલગણિએ એ જ શ્લોકનું વિવરણ કરતાં સ્પષ્ટ કહ્યું છે કે—" જેમ સિદ્ધાચળમાં શત્રુંજયપર્વત પર શ્રીઋષભદેવને પૂજવા સિદ્ધરાજ જયસિંહદેવે વિમલાચલની સમીપમાં રહેલા બાર ગામો આપ્યા હતા.[2]

'દેવપત્તન (પ્રભાસ પાટણ)માં પોતાનો બનાવેલો પ્રાસાદ પૂરો થયા પછી સોમેશ્વરની યાત્રા નિમિત્તે ચાલેલા (સિદ્ધરાજે) માર્ગમાં પોતાની સાથે આવેલા માનનીય શ્રીહેમચન્દ્રસૂરીન્દ્રે માર્ગ વચ્ચે આવેલ અતીત તીર્થંકર મુનિજનોનું સિદ્ધિગમન ક્ષેત્ર વગેરે માહાત્મ્ય કહેવાથી સિદ્ધરાજે અત્યુન્નત ગરવો છાના આવી વિમલગિરિની યાત્રા કરી આદિદેવની પૂજા માટે બાર ગામો આપી પોતાની છાવણીને અલંકૃત કરી, એમ કુમારપાલ પ્રબંધ ચરિત્ર વગેરેમાં કહ્યું છે.''

---

[1] 'तत्रार्हतु स्तूपमकब्बरेण, समीपभूमी क्रियती वितीर्णा।
सिद्धाचले सिद्धनृपेण नाभिभव यथा द्वादश संनिवेशा ॥"

—મુંબઈ નિ. સા. પ્રેસ કાવ્યમાલા (૬૭)માં પ્રકાશિત

[2] "यथा सिद्धाचले श्रीशत्रुञ्जयपर्वते नाभिभव श्रीऋषभदेवमर्चितु सिद्धराज—जयसिंहदेवेन समीपभूमौ विमलाचलसमीपवर्तिनो द्वादश संनिवेशा ग्रामा वितीर्यन्ते स्म।

ઉપરના જ આશયનું સૂચન કરતા જિનમંડનગણિએ વિ સં ૧૪૯૨મા રચેલા કુમારપાલ પ્રબંધ( પૃ ૬, ૨૨ )મા કથન કર્યું છે કે—

‘ બાર ગામો દેવપૂજા માટે [ ગિરનારમા ] આપી સિદ્ધરાજ શત્રુંજય તરફ ગયો, તરવાર ખેચી બ્રાહ્મણોએ નિષેધ કરવા છતા રાત્રે ચડયો શ્રીયુગાદિદેવને પૂજી, સ્તુતિ કરી બાર ગામો દેવદાયમા આપી અણહિલ્લ પત્તન ( પાટણ )મા આવ્યો [1]

જિનમંડનગણિના ઉપરના ઉલ્લેખ પરથી સિદ્ધરાજે ગિરનારમા પણ બાર ગામો આપ્યાનું જણાય છે એ જ ગ્રંથકારે ફરી એ જ ગ્રંથમા આગળ જતા આ પ્રમાણે જણાવ્યું છે—

‘ [ સિદ્ધરાજે ] ત્યાર પછી શ્રીહેમાચાર્ય સાથે શત્રુંજયમા યાત્રા કરી બાર ગામો દેવદાયમા આપીને તેવી જ રીતે રૈવતક ગિરનારમા નેમિજિનને પ્રણામ [2] કર્યા ’

એ જ ગ્રંથકારના અનુયાયી જિનહર્ષગણિએ વિ સં ૧૪૯૭મા રચેલા વસ્તુપાલચરિત ( સર્ગ ૧ શ્લો૦ ૮૪ )મા પ્રતિપાદન કર્યું છે કે —

“ ,તિ શ્રેષ્ઠ જે સિદ્ધરાજે શત્રુંજય-મહાતીર્થમા જિનેશ્વરની પૂજા માટે દેવદાયમા બાર ગામો આપ્યા હતા ’ [3]

---

૧ × × द्वादश ग्रामान् देवपूजायै दत्त्वा शत्रुंजय जगाम। आकृष्टखड्गैर्विप्रै निषिद्धो रात्रौ समारुरोह। श्रीयुगादिदेव पूजयित्वा स्तुत्वा द्वादश ग्रामान् देवदाये दत्त्वा श्रीअणहिल्लपत्तने समागात्।’

૨ तत श्रीहेमाचार्यसहित शत्रुंजये यात्रां कृत्वा द्वादश ग्रामान् देवदाये दत्त्वा तथैव रैवतके नेमिजिन प्रणनाम।’

—આત્માનંદ સભા ભાવનગરથી પ્રકાશિત

૩ “ शत्रुंजये महातीर्थे पूजाय या जिनेन्द्रितु।
देवदाये कृतिश्रेष्ठो ग्रामद्वादशक ददौ॥

—હી. હં તરફથી પ્રકાશિત

વગેરેના દ્વારા તૈયાર થયેલ 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ' કે જે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી બીજી આવૃત્તિમાં પ્રસિદ્ધ થયો છે તેના પૃ ૧૭૫માં પણ સિદ્ધરાજે શત્રુંજય માટે આપેલ ગામ ગામનું સૂચન કર્યું છે એ સર્વ પ્રમાણોથી ઉપર્યુક્ત કથનને વિશેષ પુષ્ટિ મળે છે અને તેની પ્રામાણિકતા દર્શાવવા અધિક પ્રયત્ન કરવાની અપેક્ષા રહેતી નથી

## મંત્રીઓ

સિદ્ધરાજને તેના દીર્ઘકાલીન રાજ્યસમયમાં અનેક મંત્રીઓ થયા હતા જેમાંના ઘણા જૈન હતા તેમાંથી એક મહામાત્ય આશુકનો સંક્ષિપ્ત પરિચય ઉપર કરાવ્યો છે અને તે સાથે બ્રાહ્મણ મંત્રી ગાગિલના સંબંધમાં પણ જણાવ્યું છે એ સિવાય મંત્રીશ્વર આનંદ, પૃથ્વીપાલ, ઉદયન વાગ્ભટ (બાહડ), સંપત્કર (સાંતુ), મુંજાલ તથા દંડનાયક સજ્જન (સાજણદે) વગેરેના સંબંધમાં આગળ જણાવીશું

## આદર્શ આચાર્યો

પાટણની પ્રભુતાને પ્રાપ્ત કરનાર ગુજરાતના નાથ રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહથી સન્માન-સત્કાર મેળવનારા, સિદ્ધરાજને સદ્બોધ આપી સત્કર્તવ્યો કરવા પ્રેરનારા સિદ્ધરાજના સમયમાં વાઙ્મયની અત્યુત્તમ ઉપાસના કરનારા સમસ્ત સમાજ પર નિસ્વાર્થ ઉપકાર કરનારા નિસ્પૃહ નિર્ગ્રંથ મહાત્માઓનો—વિશ્વના શુભેચ્છક કલ્યાણમિત્ર સત્પુરુષોનો અપૂર્વ જ્યોતિર્ધરોનો પ્રામાણિક ઇતિહાસ પ્રથમ તપાસીએ સદ્ભાગ્યે એમાંના એકાદ સિવાય અન્ય જ્યોતિર્ધર પર રાહુ-કેતુને ભૂલાવનારો કોઈ સાક્ષર લેખક મહાશયની સૌજન્ય(?)ભરી છાયા પડી નથી

## અભયદેવસૂરિ

અભયદેવસૂરિ નામના અનેક જૈનાચાર્યો અત્યારે પૂર્વે થઈ ગયા છે, પરંતુ અહિં પ્રશ્નવાહનકુલની મધ્યમાશાખાના હર્ષપુરીયગચ્છના મલધારી સંજ્ઞાથી ઓળખાતા આચાર્યનો પરિચય ઉપયુક્ત છે તેમનો પરિચય

ઉપર દર્શાવેલા પ્રમાણોથી સિદ્ધરાજે શત્રુંજય માટે આપેલ બાર ગામના શાસનની—તેના પ્રશસ્ત સત્કાર્યની આપણને સ્પષ્ટ પ્રતીતિ થાય છે તેમ જ તે શ્રેષ્ઠ કર્તવ્યના યશ સાથે તેમના મહામાત્ય આશુકનો સંબંધ હોવાનું પણ જણાઈ આવે છે

'જયશ્રી' થી અંકિત જિનસ્તોત્રરત્નકોષ પર્યુષણાપર્વ વિચારત્રિદશતરંગિણી, અધ્યાત્મકલ્પદ્રુમ ઉપદેશરત્નાકર, ત્રૈવિદ્યગોષ્ઠી, સુમુખાદિ મિત્રચતુષ્ક કથા, જયાનંદચરિત્ર વિગેરે રચનાર 'સંતિકર' સ્તોત્ર રચી મરકીનો ઉપદ્રવ નિવારી શાંતિ કરનાર, એકસો આઠ વર્તુલિકાના નાદને જાણનાર, સહસ્રાવધાની, વાદિગોકુલષંઢ, 'કાલીસરસ્વતી' વગેરે બિરુદ મેળવનાર સુપ્રસિદ્ધ મુનિસુંદરસૂરિ, કે જેમનો જન્મ વિ સં ૧૪૩૬મા જેમની દીક્ષા વિ સં ૧૪૪૩મા, વાચકપદવી વિ સં ૧૪૬૬મા સૂરિપદની વિ સં ૧૪૭૮મા અને જેમનો સ્વર્ગવાસ વિ સં ૧૫૦૩મા થયો હતો, તેઓએ પોતાના ઉપદેશરત્નાકર (દે લા પ્રકાશિત પૃ ૧૮૨મા) પણ સિદ્ધરાજના ઉપર્યુક્ત શાસનદાન સુકૃતનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ તે પ્રબંધચિંતામણિના ઉપર દર્શાવેલા ઉલ્લેખને અનુસરતો હોવાથી ફરી અહિં દર્શાવ્યો નથી

એલેકઝાંડર કિં લોક ફાર્બસ સાહેબની રાસમાળા, કે જેનું ગુજરાતી ભાષાંતર દીવાન—બહાદુર રણછોડભાઈ ઉદયરામ દ્વારા થઈ ફાર્બસ ગુજરાતી સભા તરફથી ત્રીજી આવૃત્તિરૂપે પ્રકાશિત થયેલું છે તેના પૃ. ૨૭૦મા તથા મે ગ ગ ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ નાયબ દિવાન

' देवकपत्तने स्वनिर्मापितप्रासादपूर्णीभवनानन्तर सोमेश्वर—यात्रानिमित्तप्रस्थिते नाध्वनि स्वसाथ समानीतमाननीय श्रीहेमचन्द्रसूरी द्रेणार्धमार्गगतानीतीर्थकृन्मुनिजन सिद्धिगमनपवित्रमाहात्म्यश्रवणाद् गुरुतरानुरागेण प्रच्छन्नमागत्य विमलगिरियात्रां विधाय देवपूजाकृते द्वादश ग्रामान् दत्त्वा स्वस्थानमलङ्कृतवान्। इति कुमारपालप्रबन्ध चरित्रादिषु प्रोक्तमस्तीति ॥

—ઉપરના શ્લોકની વ્યાખ્યા.

કરનારા તેમના સમકાલીન સહનામી અને તેવાજ હેમચંદ્રસૂરિ, પ્રશિષ્ય વિજયસિંહસૂરિ, શ્રીચંદ્રસૂરિ લક્ષ્મણગણિ વગેરે મુખ્ય છે જેઓ સિદ્ધરાજ જયસિંહના સમયમા વિદ્યમાન હતા—સુપ્રતિષ્ઠિત તરીકે સુપ્રસિદ્ધ હતા તથા તેમના પરિવારમા થયેલા મુનિચંદ્રસૂરિ, દેવપ્રભસૂરિ, રાજશેખર સૂરિ અને તપાગચ્છીય ભાવવિજયગણિ વગેરે વિદ્વાનોએ પણ આ અભયદેવસૂરિનો પ્રાસંગિક પરિચય કરાવ્યો છે

આ અભયદેવસૂરિના શિષ્ય હેમચંદ્રાચાર્ય સુપ્રસિદ્ધ મહાન જ્યોતિર્ધર કલિકાલ સર્વજ્ઞ કુમારપાલ પ્રતિબોધક હેમચંદ્રાચાર્યથી ભિન્ન છે અભયદેવસૂરિના શિષ્ય પ્રસ્તુત હેમચંદ્રાચાર્યે વિ સં ૧૧૬૪મા પાટણમા સિદ્ધરાજ જયસિંહના રાજ્યકાળમા રચેલી અને લખેલી લગભગ સાત હજાર શ્લોક પ્રમાણ જીવસમાસવૃત્તિની તાડપત્રીય પુસ્તિકા ખંભાતના જૈનભંડારમા અદ્યાપિ[1] વિદ્યમાન છે વિ સં ૧૧૭૦મા શ્રાવણ વદિ પંચમીના દિવસે પૂર્ણ[2] કરેલી મેડતા અને છત્રાપલ્લીમા શ્રીમાન શ્રાવકોની વસતિમા નિવાસ કરી રચેલી તેર હજાર શ્લોક પ્રમાણ સ્વોપજ્ઞ ભવભાવના સૂત્ર વૃત્તિની પ્રાંત પ્રશસ્તિમા આ જ હેમચંદ્રાચાર્યે પ્રશ્નવાહનકુલથી પ્રકટેલા કલ્પવૃક્ષસમા હર્ષપુરીયગચ્છનો પરિચય કરાવ્યા પછી જયસિંહસૂરિનો, તથા તેમના શિષ્ય અને પોતાના ગુરુ અભયદેવ સૂરિનો પરિચય આ પ્રમાણે આપ્યો છે—

---

१ जीवसमासवृत्ति समाप्ता । ग्रन्थाग्रं ७ संवत् ११६४ चैत्र शुदि ४ सोमेऽद्येह श्रीमदणहिल्लपाटके समस्तराजावलिविराजित महाराजाधिराज परमेश्वर श्रीमज्जयसिंहदेव कल्याणविजयराज्ये एवं काले प्रवर्तमाने यम नियम स्वाध्याय ध्यानानुष्ठानरत—परम नैष्ठिक पण्डितश्वेताम्बराचार्य भट्टारक श्रीहेमचन्द्राचार्येण पुस्तिका लि० श्री० —

—પ્રો. પિટર્સનનો રિપોર્ટ ૧ પૃ. ૨૮

२ सप्तत्यधिकैकादशवर्षशतैर्विक्रमादतिक्रान्ते ।
निष्पन्ना वृत्तिरियं श्रावणवदिपंचमीदिवसे ॥

—પિટર્સન રિપોર્ટ ૩ પૃ. ૧૫૯

પ્રમોદ ઉત્પન્ન કરનાર, તેનું નિર્દોષ શિષ્યરત્ન ઉત્પન્ન થયું, કે જે ગુણિના અસદ્ભુત બહોળા ગુણોની સ્તુતિ કરવામાં બ્રહ્મા પણ ક્ષણમાં મંદતા પામે, તો પછી અન્યની શી વાત ?

જેમનું રૂપ કામદેવની મૂર્તિની શોભાને જિતનારૂં છે, જેમની વાણી ચંદનરસથી પણ અધિક શીતળતા આપનારી છે, જેમનું મન સૂર્યકાંત રત્ન કરતા પણ વિશેષ વિમળ છે તેમનું શું પ્રશંસાપાત્ર નથી ? જિનેશ્વરના શાસનની પ્રશંસા કરાવનારા, જેના ઘણા અત્યદ્ભુત ચરિતોને સાંભળી પોતાના ચિત્તમાં લાંબા વખત સુધી વિચાર કરતા સજ્જનો પરમ વિસ્મય પામે છે

જે કોઈ આદર રહિત હોવા છતાં કોઈ ધર્મમય ક્રિયામાં મૂકાયો, તે રાજાએ પણ જેમની આજ્ઞાને શેષા( પ્રસાદી )ની જેમ ત્વરાથી સહર્ષ માથે ચડાવી હતી

## અમારિ-શાસન

જેમના ઉપદેશથી સિદ્ધરાજ જયસિંહદેવે પોતાના સમસ્ત દેશમાં શાસન આપવા પૂર્વક એકાદશી પ્રમુખ દિવસોમાં અમારિ કરાવી હતી[1]

**પૃથ્વીરાજે રણથંભોરના જિનમંદિર પર સોનાનો કળશ ચડાવ્યો**

જેમના સંદેશાથી પણ પૃથ્વીરાજ રાજાએ રણસ્તંભપુર( રણથંભોર )માં જિનમંદિર પર સોનાનો કળશ સ્થાપ્યો હતો[2]

१ यस्यापदेशात् सम्रवत्य सिद्धाधिप श्रीजयसिंहदेव ।
एकादशीमुख्यदिने समस्तदेशे स्वशासनपूर्वम् ॥

—પ્રિટર્સન રિ પ ૮૯

२ यस्य संदेशकेनापि पृथ्वीराजन नृभुजा ।
रणस्तंभपुरे यस्य स्वर्णकुम्भो जिनालये ॥

—પિટર્સન રિ પ ૮૯

તેઓ( અભયદેવસૂરિ )એ જ શ્રુતદેવીના વચનથી પોતાના શિષ્યવર હેમચંદ્રસૂરિના મુખદ્વારા સૂત્ર( ભવભાવના )સહિત આ વિવરણ રચ્યું છે "

યમ, નિયમ, સ્વાધ્યાય ધ્યાન અનુષ્ઠાનમાં રક્ત પરમનૈષ્ઠિક આ જ શ્વેતામ્બરાચાર્ય હેમચંદ્રસૂરિએ પોતાની રચેલી શતકવૃત્તિના અંતમાં, જીવસમાસવૃત્તિના અંતમાં તથા વિ સં ૧૧૭૫માં કાર્તિક શુક્લપંચમીને દિવસે [1]જયસિંહ( સિદ્ધરાજ ) રાજાના રાજ્યમાં પૂર્ણ કરેલી ૨૮૦૦૦ અઠાવીશ હજાર શ્લોક પ્રમાણ વિશેષાવશ્યક-બૃહદ્વૃત્તિના અંતમાં પણ એ જ ઉપર્યુક્ત પ્રશસ્તિ ઉચ્ચારી છે

વિ સં ૧૧૯૧માં માઘ વ ૩ના દિવસે સિદ્ધરાજના રાજ્ય સમયમાં સમાપ્ત કરેલા ૧૪૪૭૧ શ્લોક પ્રમાણ ધર્મોપદેશમાલા [2] વિવરણમાં વિજયસિંહસૂરિએ પોતાના ગુરુ પૂર્વોક્ત હેમચંદ્રસૂરિના કથનનું સમર્થન કરતા પોતાના ગુરુના ગુરુ અભયદેવસૂરિનો પરિચય આ પ્રમાણે આપ્યો છે—

"પ્રશ્નવાહનકુલથી પ્રકટ થયેલા કલ્પવૃક્ષસમા તે હર્ષપુરીયગચ્છમાં સમસ્ત વિશ્વભરના વિસ્તારને અલંકૃત કરવામાં સમર્થ, શરત્-પૂર્ણિમાના ચંદ્રના કિરણો જેવા ગૌરવર્ણ ગુણોવડે સજ્જનોને સદા પ્રમોદ આપનારા તથા ખીલતા તાજા કુંદપુષ્પોના ગુચ્છ જેવા ઉજ્જવલ સ્વચ્છ પોતાના વ્રત-વ્યાપારમાં ચિત્તવૃત્તિ અર્પણ કરનારા જયસિંહ-સૂરિ થયા એમનાથી પણ કંઈક અત્યુચ્ચ સમસ્ત વિદ્વદ્વર્ગને પરમ

---

૧ "नन्दं च पञ्चसप्ततिवर्षैकादशशतेष्वतीतेषु ।
कार्तिकसितपञ्चम्यां श्रीमज्जयसिंहनृपराज्ये ॥

—ય વિ ગ્રંથમાળાથી પ્રકાશિત

૨ ' एकारस-सएनउए माहे मासम्मि किण्हपक्खम्मि ।
तइयाए रायविजये, समत्त विवरणं एयं ॥

—પિટર્સન રિ૦ ૫ ૮૮

(મહાનીગ)ના પ્રવર્તમાન તીર્થમાં ક્ષત્રવાટ નદુનમાં દર્પણ વી પ્રકટેના ગચ્છમાં વ્યમિતિસૂરિ થયા પાચ નાર (જ્ઞાન દર્શન ચારિત્ર તપ, વીર્ય)ના આચાર આચરનામાં ત પર ના નાગ જે ગુણનિધિ શાક ભરી (નાભગ અર્મેન પાનના) મ ામાં નુપ્રનિહ ના

તેમના શિષ્ય ગુરુરૂપી નોના નાગ અભયદેવસૂરિ થયા, ઉપશમની પ્રધાનતાથી જેમણે નુગા(ર ર્જનો)ના પપા મનને દર્યું હતુ ન્રુ ગુરુ(બૃહસ્પતિ)ના નખી મતિવાળો પણ જેનના નમગ્ર ગુણ-ગણને ગ્રહણ કરવા અમર્થ ન થઈ શ , તો મન્દમતિ તેમને સ્તવના કેમ સમર્થ થઈ શકુ ? તો પણ અનાધા ણ ગુણોના નગરે પરવશ બનેના મનવાળો તેમના ગુણ માહા મન યથાશક્તિ કઈક કીર્તન કરુ —

### ઉચ્ચતા

અનુસરના ઉચ્ચ ગુણોને જેઈને હોય તેમ જેમણે શરીરે ભુવનમા અત્યદ્ભુત ઉચ્ચતા પ્રાપ્ત કરી હતી

### રૂપથી કામજય

રૂપથી પરાજિત થયો હોય તેમ મહાસુભટ મકરધ્વજ-કામદેવ ગર્વ રહિત થઈ કદાપિ જેની નજીક ઉપસ્થિત થઈ શકતો નહિ

### ઉત્તમ સંયમ-સદાચરણ

સન સખા જિને નિર્વાણરૂપી અસ્તાચલના શિખરથી અદૃશ્ય થતા પૂર્વ મુનિરૂપી ચન્દ્રના પ્રમા પપુ પ લોકમા પ્રસ્થાન કર્યે છતે, કલિમલરૂપી રાત્રિના પ્રસરના પ્રમાદરૂપ ગાઢ અંધકારના પડલવડે આ ભરતક્ષેત્રમા સંયમનો માર્ગ પ્રાયે પ્રચ્છાદિત થતા તપ, નિયમ અને સંયમમાં સમુદ્યમી અતિ નિરુપદી નિર્મળ મણિપ્રદીપ-સમાન જે મહાપુરુષે પોતાનુ તેજ સ્ફુરાવ્યુ હતુ

## ધર્મ–માર્ગ–પ્રવર્તન

જેમણે લોકોને દાન, તપ, પૂજા, કલ્યાણક મહોત્સવમા અને પ્રાયે અષ્ટાહ્નિકાઓ( આઠ દિવસના ધાર્મિક ઉત્સવો )મા પ્રવર્તાવ્યા હતા

પ્રમાદરૂપી સ્ફુરાયમાન અંધકારવડે સંયમનો માર્ગ આચ્છાદિત થતા સૂર્ય જેવા જે મહર્ષિએ પ્રકટ વિવેકોદયરૂપી પ્રભામંડલવડે ઉદ્યોત કર્યો હતો વળી દેવ નિધાનથી પ્રાપ્ત થયેલી શ્રેષ્ઠ મંત્ર( સૂરિમંત્ર )—વિદ્યાવડે જે અતિશય મહાન્ પ્રભાવક થયા તેમનું જનશ્રુતિને આનંદ આપનારું ‘અભયદેવ' એવું નામ પ્રસિદ્ધ થયું

શ્રીહેમચંદ્રસૂરિ( મલધારી )ના તથા તેમના મુખ્ય પટ્ટધર વિજયસિંહસૂરિના ઉપર દર્શાવેલા પ્રામાણિક ઉલ્લેખથી મહર્ષિ અભયદેવસૂરિનો થોડો પરિચય આપણે મેળવ્યો તેમની આદર્શ જીવન ચર્યાનો અધિક ઉપયોગી ઐતિહાસિક વૃત્તાન્ત હવે તપાસીએ ઇતિહાસપ્રેમિક શ્રીચંદ્રસૂરિએ[1] વિ સં ૧૧૯૩મા આસાવલ્લિ( આસાવળ, અમદાવાદ પાસે )મા રહી રચેલા પોતાના મુનિસુવ્રતચરિત નામના અગિયાર હજાર શ્લોક પ્રમાણ પ્રાકૃત કાવ્યગ્રંથની વિસ્તૃત પ્રશસ્તિમા તેમનો ઉપયુક્ત મનોહર ઇતિહાસ આલેખ્યો છે આ શ્રીચંદ્રસૂરિ પ્રસ્તુત અભયદેવસૂરિના સમકાલીન સહવાસી પ્રશિષ્ય હતા અને મલધારી હેમચંદ્રસૂરિના મુખ્ય ત્રણ પટ્ટધરોમા મધ્યમ હતા વિજયસિંહસૂરિથી લઘુ અને વિબુધચંદ્રસૂરિથી વડેરા હતા

પૂર્વાવસ્થામા લાટદેશની મુદ્રા( મંત્રીમુદ્રા )ને પાલન કરનાર એ શ્રીચંદ્રસૂરિએ[2] આ પ્રમાણે જણાવ્યું છે—“ છેલ્લા તીર્થાધિપતિ

---

[1] “ વિક્કમકાલાઓ ણવઈ( વા )મમટમ્મ મણ માવણઆ ( તિણત્ર ण ) ।
તવ્વયણાંતર ગીયમ ય)થ્વમ્ગિભિ ण પરીસમત્ત ॥

—પિ રિ ૫ ૨ ૨૮ ॥ ૯૧

[2] એમનો વિશેષ પરિચય આ ળ લેવાશે

કરતા નહિ શ્રીપીગદેવનો પુત્ર જગત્પ્રસિદ્ધ શાગર શ્રીજને પાચ ગાઉની અંદર જૈના જેમને વદન કર્યા વિના જમતો નહિ

અણહિલ્લવાડપુરમા જિનમંદિરમા પ્રભુનો ઉત્સવ થતા, ત્યા જેમને એકને આમંત્રણ કરીને લઈ જતા અણબોલાવેલ પણ મહાન્ અને મોટામા મોટો પણ બાકીનો શ્રાવક સમુદાય, જેમને નમસ્કાર કરવાની પ્રતિજ્ઞાથી સ્વયમેવ જતો હતો

## પ્રભાવ, કષાય-શાંતિ

જેમની સકલ મૂર્તિ પણ વિધિએ જાણે અમૃતરસથી બનાવી હોય તેવી જણાતી હતી, કારણ કે તેમના દર્શન થતા પણ કષાય ( ક્રોધ વિ ) રૂપી ઝેર નાશ પામતુ હતુ

પોતાના દર્શનથી દર્શન કરતા જે મહર્ષિ પરતીર્થીઓ અન્ય ધર્માનુયાયીઓના હૃદયને પણ અતિ આહ્લાદિત કરતા હતા અને જેઓ પરમતના લોકોવડે પોતપોતાના દેવોના અવતાર જેવા મનાતા હતા

### વચન પ્રભાવ

જેમના મુખ કુહરથી સદાય તે જ વચન નીકળતુ કે જે સાભળતા લોકોના મનને પરમ નિર્વૃતિ થતી હતી

જે શ્રાવકોએ અન્યોન્ય અ સ્પર્શ ગોળી ( મંદિર વિની રક્ષા )ના સબધમા કલહ થતા રોષવશ થઈ જિનભવનમા જવાનો નિયમ (ત્યાગ) કર્યો હતો, તેઓ પણ જે મહર્ષિની વાણીથી ઉપશાંત થયા હતા

કઈક કારણે કષાયવશ થયેલા સહોદર ભાઈઓ વિરોધ કલહ થતા પરસ્પર બોલતા બધ થયા હતા, તેમને પણ જે મહાપુરુષે કષાય રહિત કર્યા હતા

---

१ "सिरिवीरएव नणओ ठक्कुरासेरिनज्जउ(जो) सिरिनयरसिद्धो।
गाउयरचगमज्झे अन्नं उ ज न भुजतो॥ —पिरसन रि प ,

જેમને કષાયથી રહિત તેવુ કઈક અનુગાન આચર્યું હતુ, કે જેથી પર પક્ષ અને સ્વ પક્ષમા પણ લેશમાત્ર વિરોધ ન થાય

## નિસ્પૃહતા

અતિનિસ્પૃહ જે મુનીશ્વરને પોતાના પરિભોગમા પરિગ્રહમા સર્વદા એક જ ચોલપટો ( નીચે પહેરવાનુ વસ્ત્ર ) અને એક જ પ્રચ્છાદનપટી ( પચ્છેડી—ઉપર ઓઢવાનુ વસ્ત્ર ) હતા

શરીર અને વસ્ત્રોમા નિરપેક્ષ, મલસમૂહને ધા ણ કરનાર જે મહાત્માનો અ તરનો કર્મમલ, જાણે તેમનાથી ભયભીત થયો હોય તેમ નીકળતો હતો

## ત્યાગવૃત્તિ

રસગૃદ્ધિ-રહિત એવા જે મુનીશ્વરે ઘી વિગઈને મૂકી બાકીની સર્વ વિકૃતિકારક વસ્તુઓ( દૂધ દહી ગળપણ વગેરે )નો યાવજ્જીવ ત્યાગ કર્યો હતો

જેમણે કર્મોની નિર્જરા માટે દિવસના ત્રીજા પહોરના સમયે ગ્રીષ્મઋતુમા ઉ હાળાના પ્રખર તાપમા પ્રથમ ગુણસ્થાની ( મિથ્યાદષ્ટિ ) મનુષ્યોના ઘરે ભિક્ષા માટે ભ્રમણ કર્યું હતુ

## લોકોનો તેમના પ્રત્યે ભક્તિભાવ

જેમને ભિક્ષાર્થે નીકળેલા સાભળી શ્રાવકો પોતપોતાને ઘર ભિક્ષા આપવાના અભિલાષથી તત્પર ઉત્સુક થતા હતા

જેમને પ્રગટ મ મત્ત આમણ રાક વગર પરમદષ્ટિ-જૈનેતર મનુષ્યો પ ગ પોતાને ઘરે પોતાને દાવે સન્માન પૂર્વક ભિક્ષાદાન આપતા હતા

તેઓ જે ગામમા અથવા નગ મા ે ૧ૃ પ ૧ સ્થાને જ્યાસુધી રહેતા, ત્યા સુધી ત્યા ના મનુષ્યો પ્રાયે તેમને વદન કર્યા વિના ભોજન

શ્રીચંદ્રસૂરિએ આ પ્રમાણે જણાવ્યું છે—

"તે હેમચંદ્રસૂરિએ સ્વયં જે ગ્રંથો રચ્યા છે, તે હવે હું કહું છું જેમણે ઉપદેશમાલા[1] અને ભવભાવના-પ્રકરણના સૂત્રને કરી તે પર અનુક્રમે ચૌદ હજાર અને તેર હજાર શ્લોક પ્રમાણ વૃત્તિ કરી છે જેમણે [2]અનુયોગદ્વારસૂત્રની છ હજાર શ્લોક પ્રમાણ, [3]જીવસમાસની સાત હજાર શ્લોક પ્રમાણ તથા [4]શતકની ચાર હજાર શ્લોક પ્રમાણ વૃત્તિયો રચી છે જેમણે મૂળ આવશ્યકસૂત્રની વૃત્તિ ઉપર વિષમસ્થાન-સંબંધી જ્ઞાન કરાવનાર પાંચ હજાર શ્લોક-પ્રમાણ [5]ટિપ્પન રચ્યું છે જેમણે [6]વિશેષાવશ્યકસૂત્ર ઉપર વિસ્તારવાળી પરિસ્ફુટ અર્થવાળી અઠ્ઠાવીશ હજાર શ્લોક પરિમાણવાળી વૃત્તિ રચી છે."[7]

---

૧ મૂળ ગુજરાતી ભાષાંતર સાથે જૈનશ્રેયસ્કર મંડળ મહેસાણા તરફથી છપાયેલ છે

૨ ૩ ૫ દે લા જૈ પુ ફં ડ તથા આ સમિતિ તરફથી પ્રકાશિત થયેલ છે

૪ વીરસમાજ અમદાવાદ તરફથી પ્રકટ થયેલ છે

૬ યશોવિજય જૈન ગ્રંથમાળા વારાણસી તરફથી પ્રસિદ્ધ થયેલ છે

૭ जे तेण सयं रइया गंथा ते संपइ कहेमि ॥
सुत्तमुवएसमाला भवभावणपगरणाण काऊण ।
गंथसहस्सा चउदस तेरस वित्ती कया जेण ॥
अणुओगदाराणं जीवसमासस्स तह य सयगस्स ।
जेण छ सत्त चउरो गंथसहस्सा कया वित्ती ॥
मूलावस्सयवित्तीए उवरिं रइयं च टिप्पणं जेण ।
पंचसहस्सपमाणं विसमट्ठाणावबोहयरं ॥
जेण विसेसावस्सयसुत्तस्सुवरिं सवित्थरा वित्ती ।
रइया परिफुडत्था अडवीससहस्स परिमाणा ॥

—पि रि ५ १४ ४१-४५

## સિદ્ધરાજ પર પ્રભાવ

જે(હેમચન્દ્રસૂરિ)ના વ્યાખ્યાન–ગુણની પ્રસિદ્ધિ સાંભળી ગુણી જનોના મનમાં ચમત્કાર ઉપજાવતો જયસિંહદેવ(સિદ્ધરાજ) નામનો ગૂર્જરનરેન્દ્ર(ગૂર્જરાતનો રાજા) સ્વયં જ જિનમંદિરમાં પરિવાર સાથે આવી લાંબા વખત સુધી જે(હેમચન્દ્રસૂરિ)ની ધર્મકથાને સાવધાન ચિત્તે સાંભળતો હતો અને ક્યારેક જે સૂરિના દર્શન માટે ઉત્કંઠિત મનવાળો થઈ સ્વયં જ વસતિમાં–ઉપાશ્રયમાં આવતો હતો અને ઘણા સમય સુધી સંલાપ કરતો હતો.[1]

## સિદ્ધરાજે કરેલો ભક્તિભર્યો સત્કાર

અન્ય દિને(એક દિવસ) અભ્યર્થના કરી પોતાના ધવલગૃહ (રાજમહેલમાં) લાવીને જયસિંહનૃપે(સિદ્ધરાજ મહારાજે) જાતે જે(હેમચન્દ્રસૂરિ)ની સન્મુખ ઊભા રહીને ઉલ્લસિત થતા અતિશય રોમાંચ પૂર્વક કંચનમય(સોનાના) વિશાલ પાત્ર વડે દૂર્વા, ફલ, ફૂલ અને જલમય અર્ઘને સ્થિરતાથી આરતીની જેમ ત્રણ વાર ભમાડીને ઊભા રહેલા જે સૂરિના પગ આગળ પ્રક્ષિપ્ત કર્યો હતો, અને પંચાંગ (બે હાથ, બે પગ અને મસ્તક મળી પાંચ અંગ) નમાવી પ્રણામ કર્યો હતો તથા થાળમાં પીરસાઈ આવેલા આહારમાંથી પોતાને હાથે પોતાની ઇચ્છાએ તેણે(સિદ્ધરાજે) ચાર પ્રકારનો (અશન, પાન,

---

१ वक्खाणगुण पसिद्धिं सोऊण जस्स गुज्जरनरिंदो ।
जयसिंहदेवनामो कयगुणि-जण-मण चमक्कारो ॥
आगंतूण जिणमंदिरम्मि सयमेव सुणइ धम्मकहं ।
जस्सुवउत्तचित्तो सुइर परिवार-संजुत्तो ॥
कया वि जस्स दंसण-उक्कंठिय-माणसो सयं चेव ।
आगच्छइ [व]सहीए चिरकाल कुणइ संलावं ॥
—पि रि प १४ ४६-४८

ખાદ્ય, સ્વાદ્ય ) આહાર તે સૂરિને આપ્યો હતો [1] અને બે હાથ જોડીને સિદ્ધરાજ જયસિંહરાજાએ કહ્યું હતું કે—" નિશ્ચયે આજે જ હું કૃતાર્થ થયો છું, તથા આજે જ કલ્યાણ-પરંપરાનું સ્થાન થયો છું કે જેનું ( મ્હારું ) ભવન આજે તમ્હે પોતાના ચરણોથી ફરસ્યું-સ્પર્શ્યું, તેથી જાણે આજે સ્વયં વીરનાથ મહાવીર ભગવાન્ મ્હારે ઘરે આવ્યા -તેમ માનું છું "[2]

## સિદ્ધરાજ દ્વારા કરાવેલાં સત્કાર્યો
## જિનમંદિરો પર સોનાના કલશો

જેણે( હેમચંદ્રસૂરિએ ) જયસિંહરાજાને કહી તેના સકલ દેશમાં જિનમંદિરો પર મનોહર કાંતિવાળા-જલહલતા કનકમય કલશો ચડાવ્યા હતા [3]

---

१ अन्नम्मि दिणे अब्भत्थिऊण नेऊ नियम्मि धवलहरे ।
सम्मुहमुट्ठिऊण **जयसिंहनिवेण** जस्स सयं ॥
उद्धट्ठियस्स उल्लसिय बहलपुलए[ण] कंचणमएण ।
विउलेण भायणेण, दुव्वा फल-कुसुम-जलमइओ ॥
अग्घो भमाडिऊण, थिरेण आरत्तियं व वारतियं ।
पक्खित्तो पय पुरओ, कओ पणामो य पंचगो ॥
थाल परिवेसियाओ, आहाराओ सहत्थेण ।
दिन्नो नियइच्छाए चउव्विहो तेण आहारो ॥
—पि रि प १४-१५ ४९-५२

२ भणियं च( च ) जोडिऊण करजुयमग्गे( ज्जे )व खलु कयत्थो हं ।
जाओ अज्जेव तहा, कल्लाण-परंपरा ठाणं ॥
जस्स मह अज्ज भवणं तुम्मेहिं फरसियं सचरणेहिं ।
ता अज्ज वीरनाहो, मज्झ सयं आगओ व्व गिहे ॥
—पि रि प १५

३ जेण **जयसिंहरायं** भणिऊण तस्स मंडले सयले ।
जिणमंदिरेसु कलसा चडाविया स( ह )रकणयमया ॥
—पि रि प १५

## રથ-પરિભ્રમણ

ધંધૂકા, સાચોર વગેરે સ્થાનોમાં અન્યતીર્થીઓ-અન્યધર્મીઓ વડે થતી જિનશાસનની પીડા જે સૂરિએ નિવારી હતી અને જયસિંહ પૃથ્વીનાથ(સિદ્ધરાજ)ને કહેવરાવી તેવી જ રીતે તે જ સ્થાનોમાં નિર્વિઘ્ને રથ-પરિભ્રમણ કરાવ્યું હતું [૧]

## દેવ-દાય અપાવવો

તથા કુનિયોગી-દુર્નિત અધિકારીઓ વડે જિનમંદિરની ભગાતી દેવદાયો (દેવ-નિમિત્તે પૂર્વથી પ્રચલિત અપાતી આવક)નું જયસિંહ-નરેશ્વર પાસે નિવારણ કરાવ્યું હતું-દેવદાય ચાલુ રખાવી હતી અને ભટ્ટારક સ્થાનોમાં ભંડારો(નગરભંડાર)માં પેઠેલું પણ દેવદાયનું દ્રવ્ય જેણે(જે હેમચન્દ્રસૂરિએ) પુનરપિ-ફરી પાછું જિનભવનોમાં-જિનમંદિરોમાં અપાવ્યું હતું [૨]

## જિનશાસન-સેવા

બહુ કહેવાથી શું? જિનશાસનનો પરિભવ થતાં-જૈનશાસનની હેલના થતાં જે હેમચન્દ્રસૂરિએ સર્વાત્મના-સર્વતોભાવથી પણ સેંકડો અન્ય ઉપાયો વડે તુલના કરી હતી-પરાભવ નિવારી જૈનશાસનનું ગૌરવ

---

१ धंधुक्क(क)य-सच्चउर-पमिइसु ठाणेसु अन्नतित्थीहिं ।
जिणसासणस्स पीडा, कीरती रक्खिया जेण ॥
काराविय च तह तेसु चेव अण्ण(ठाण)सु रह-परिभमण ।
निव्विग्धं जयसिंह मणाविऊण पुहइनाह ॥

—पि रि प १५

२ कुनिओइएहिं तह निणहरेसु भज्जन-देवदायाण ।
काराविया निवारा, जयसिंहनरिंदपासाओ ॥
भट्टार-पविट्ठं पि हु केसु वि(चि) ठाणसु देवदायस्स ।
दव्व जिणभवणसु पुणो वि अप्पाविय जेण ॥

—पि रि प १५

વધાર્યું હતું આ સમયમાં અહિં જેમણે જિનશાસનનાં તેવાં કાર્યો બહુ સારી રીતે સાધ્યાં છે, કે જે કાર્યો અન્યના મનમાં પણ કદાપિ સ્ફુરે પ નહિ

સાધારણ વેષ-માત્રને ધારણ કરનાર યતિજનનો પણ પરાભવ થતાં જે મહર્ષિએ પોતાની શક્તિ વડે સર્વકાલમાં પણ ચિંતા કરી હતી-પરાભવ અટકાવ્યો હતો [1]

## પાટણથી ચાલેલા સંઘ સાથે

અણહિલવાડનગર(પાટણ)થી તીર્થયાત્રા માટે ચાલેલા સંઘે જે મહામહિમશાલી(હેમચંદ્રસૂરિ)ને અભ્યર્થના કરી પોતાની સાથે લીધા હતા જે સંઘમાં અગીયારસો સેજ્જાવલય, લગડી-પ્રમુખ શકટરૂપ-(ગાડાં) સાથે ચાલ્યાં હતાં અને ઘોડા ઊંટ, બળદ, વાહન, પાદચર-(પાયદળ)ની તો સંખ્યા જ થઈ શકતી ન હતી-ગણતરી કરી શકાતી ન હતી

## રાખેંગારનું લલચાવું

સંઘે વામનસ્થલી(વણથલી) નગરીમાં વાડીઓના વિસ્તારવડે, વિશાલ ઉદ્યાન-ખંડો વડે, તરુઓ વડે વિશાલ, રાજાની છાવણી-સરખો ભૂમિભાગમાં પડાવ નાખ્યો અને એથી એ પ્રદેશ શોભવા લાગ્યો, તે વખતે કુંકુમ અંગ-રાગ કરનારા, પટ્ટાંશુક વગેરે શ્રેષ્ઠ વસ્ત્રોને

---

१ किं बहुणा भणिएण? जिणसासणपरिभवम्मि जायो ।
सव्वप्पणा वि तुलियं, जेण उवायंतरं सपदि ॥
जिणसासण-कज्जाइं वि ससाहियाइं इह जेण ।
अन्नस्स मणम्मि वि फुरंति न हु जाइं कइया वि ॥
लिंगविसेसमित्ते वि, जइजणे परिभविज्जमाणम्मि ।
नियसत्तीए तत्ती, जेण कया सव्वकालं पि ॥

—પિ. રિ ૫, ૧૫

પહેરનાર, મનોહર અંગ-ઉપાંગ પર સોનાના રત્નજડિત આભૂષણો પહેરવાથી વિભૂષિત થયેલા અને હૃષ્ટ રીતે દિનમદિનની પરિધાપના પરિભાવના(શાભા, વિભૂષા)ને કરતા શ્રાવકજનને જોઈ સોરઠના પ્રભુ ખંગાર-રા'ખેંગારનું મન દુષ્ટ થયું-લલચાયું, બીજાઓએ પણ તેને કહ્યું કે—રાજન્! અણહિલવાડ નગર(પાટણ)ની સર્વ લક્ષ્મી તમારા પુણ્યો વડે સ્વયં અહીં આવીને ઉપસ્થિત થયેલી છે, તો તમે એને ગ્રહણ કરો જેથી તમારો ભંડાર પ્રૌઢ-તર થાય આ સ્થાન એક કરોડ દ્રવ્યનું સંભવે છે લોભવડે તે(રા'ખેંગાર) પણ તે સર્વ લક્ષ્મી ગ્રહણ કરવાને વાંછતો હતો પણ પાછો સર્વ જન-મર્યાદાના લોપથી ડરીને, લોકાપવાદથી ભયભીત થઈને નિવૃત્ત થયો એ પ્રમાણે નિશ્ચય કર્યા વિના ગ્રહણ અને મોક્ષમાં(લક્ષ્મી લેવી કે છોડી દેવી? એ વિષયમાં) સંશય-યુક્ત ચિત્તવાળા તેણે (રા'ખેંગાર) કંઈક ચિંતવીને એક દિવસ સુધી સંઘને ત્યાં જ ધારી રાખ્યો.[1]

---

१ अणहिल्लवाडनयराओ, निच्चजत्ताए चल्लिय-मघेण ।
अ-मत्थिऊण नाओ, सङ्घपणा जो महाऽदिनो ॥ ६३ ॥
स(से)ज्जावन्य-रुगढि पमुहाण जत्थ सामन्ताण ।
एक्कारस उ सयाइ सचरियाइं ॥ ६४ ॥
हय-करह-वसह-वाहण-पयचराण त्थव(जत्थ) हुए न सखा ।
वामणथलिनयरए निवावसम(ह)म्मि सपत्ते ॥ ६५ ॥
वाणी विलासणयहिं गुरुखर-खरपहिं गुलिणीहिं ।
वियडे विरायमाणे निवगधावार-मारिच्छे ॥ ६६ ॥
कयकुंकुमगराय नियत्थ-पट्टनयाइ-वरवत्थ ।
कवण रयणा[भूसण]भूसिय अगुवगेसु ॥ ६७ ॥
दट्ठूण सावयजण निगहर परिहावण पकुव्वत ।
खगारस्स सुरट्ठापहुणो जाय मण दुट्ठ ॥ ६८ ॥
अन्नेहिं वि सो भणिओ, रायमणहिल्लवाडयस्स नयरस्स ।
चिट्ठइ लच्छी सव्वा, इहागया तुज्झ पुन्नेहिं ॥ ६९ ॥

## રાંખેંગારથી સંઘને મુક્ત કરાવવો

બે દિવસ સુધી કહેવડાવ્યા છતાં પણ સંઘ-સંબંધી મનુષ્યને તેણે (રાંખેંગારે) દર્શન દીધું નહિ—મુલાકાત આપી નહીં. અન્યદા (બીજે દિવસે) તેનો સ્વજન (કોઈ આત્મીય-સંબંધી મનુષ્ય) મૃત્યુ પામ્યો. ત્યાર પછી તેને દેખવાના (દિલસોજી દર્શાવવાના) મિષથી જે મુનીંદ્રે (હેમચંદ્રસૂરિએ) ત્યાં જઈને એ(રાંખેંગાર)ને પ્રતિબોધ આપી ઋદ્ધિ સાથે સંઘને મુક્ત કરાવ્યો હતો.[1]

## ગિરનાર-શત્રુંજયમાં યાત્રા

ત્યાર પછી મલધારી હેમચંદ્રસૂરિના સાનિધ્યવાળા એ અણહિલવાડ પાટણના સંઘે ઉજ્જયંત(ગિરનાર) અને શત્રુંજય એ બંને તીર્થોમાં જિનેંદ્ર શ્રીનેમિનાથ અને ઋષભનાથ (આદીશ્વર)ને વિભૂતિ વડે-ગૌરવ પૂર્વક વંદન કર્યું. તેમાં ઉજ્જયંત(ગિરનાર) તીર્થમાં અર્ધો

---

ता गिण्ह तुमं एयं, भंडारो होइ तुह जहा पोढो ।
से(स)माविज्जइ ठाणं, एक्काए दव्वकोडीए ॥ ७० ॥

लोभेण सो वि भव्वं, तं गहिउं वछए पुणो वि परं ।
सव्वयण मज्जाया-लोव अज्जभ(य)मीओ नियत्तेइ ॥ ७१ ॥

इय अकय निच्छओ सो गहण-मोक्खे य ससइय चित्तो ।
चिंतूण दिणमाणं, संघ धारेइ तत्थेव ॥ ७२ ॥

—પિ રિ પ ૧૬

[1] 'भणिज्जंतो वि दिणो(णे) वि सो संघो(घ)-संतियजणस्स ।
नो देइ दंसणं अन्नया य सयणो मओ तस्स ॥

तो दिक्खणयमिसेण जेण मुणिदेण तत्थ गंतूण ।
पडिबोहिऊण एयं संघो मोयाविओ सद्धिं ॥

—પિ રિ પ ૧૬

પારુત્થય( તે વખતનુ ચનણી નાક ) ઉપન્ન થયુ હતુ—ઉપજ થઈ હતી અને શત્રુંજય તીર્થમા નીન હજાર ઉપન્ન થતા હતા [1]

## સ્વર્ગવાસ

જે હેમચંદ્રસૂરિએ પ્રતિબોધ આપીને ઘણા ભવ્યજનોને જિન પ્રરૂપિત ધર્મમા સમ્યકત્વમા ( સુદેવ, ગુરુ અને ધર્મ પર શ્રદ્ધામા ), દેશવિરતિ( ગૃહસ્થધર્મ )મા અને સર્વવિરતિ( સાધુધર્મ )મા સ્થાપ્યા હતા [2] પર્યંતકાલમા તે હેમચંદ્રસૂરિએ પણ પોતાના ગુરુ અભયદેવ સૂરિની જેમ સ્થાનાન્તર-ક્રમ( એક સ્થાનમાથી બીજા સ્થાનમા જવુ ) વગેરે તથા આરાધના ( સુકૃતોનુ અનુમોદન, દુષ્કૃતોની ગર્હા-અવધાનત્વ, ક્ષમાપના, ચતુઃશરણ-સ્વીકાર વગેરે પ્રકારની ) કરી હતી, પરંતુ તેમણે અણસણ ( અનશન-અશનત્યાગ ) સાત જ દિવસનુ કર્યું હતુ [3]

## સ્મશાન-યાત્રામા સિદ્ધરાજ

તે નરરત્ન હેમચંદ્રસૂરિના દેહનો-શરીરનો બહાર નીસારવા વગેરેનો અગ્નિ-સંસ્કાર પર્યંતનો મહિમા તેવી જ રીતે થયો હતો, કે જે રીતે

---

१ "उज्जयन-सत्तुंजएसु तित्थेसु दोसु वि जिणिंद ।
सिरिनेमि-उसहनाह, वदइ सव्वो विभूइए ॥ ७ ॥
तइयु नयतित्थे, पारुत्थय-अद्धलक्खमुप्पन्न ।
सत्तुंजयम्मि तित्थे, तीससहस्सा समुप्पन्ना ॥ ७२ ॥
—पि रि प १७

२ 'ना(त)ण पडिबोहिए(ऊ)ण, भविअजणा भा(ठा)विआ तह(बहु) धम्मे ।
निगमणिए पत्त( स्समत्त ), देसे स व्व य विरइए ॥ ७७ ॥
—पि रि प १९

३ 'पज्जन्त मि वि हु ठाणतरसंकमाइया नया ।
आराहणा गुरूण व सत्त दिणे अणसण नवर ॥
—पि रि प १७

ઉપર અભયદેવસૂરિના સ્વર્ગગમન-પ્રસંગમાં સૂચવ્યું છે, કિંતુ વિશેષમાં રાજા (સિદ્ધરાજ જયસિંહ) આ સદ્ગત હેમચંદ્રસૂરિની સ્મશાન-યાત્રામાં સ્વયમેવ કેટલાક માર્ગ સુધી આવ્યો હતો.[1]

આ ઉપરથી સિદ્ધરાજનો સદ્ગત સૂરિજી તરફ કેટલો ઉચ્ચ ભક્તિભાવ હોવો જોઈએ—તેની સહજ ઝાંખી—કંઈક કલ્પના કરી શકાય તેમ છે. જે સિદ્ધરાજે મલધારી અભયદેવસૂરિના સદુપદેશથી પોતાના સમસ્ત દેશમાં એકાદશી, પર્યુષણા વગેરે દિવસોમાં અમારિ-અહિંસા પળાવી હતી અને જે સિદ્ધરાજે અભયદેવસૂરિની સ્મશાનયાત્રાનો મહોત્સવ, કોટની પાછલી અટારીએ રહી પરિજન સાથે જોયો હતો, તે જ સિદ્ધરાજે એ જ મલધારી અભયદેવસૂરિના શિષ્ય હેમચંદ્રસૂરિનો ભક્તિભર્યો સત્કાર તેમના સદ્ગુણોથી આકર્ષાઈ કર્યો હતો અને અનેક સત્કૃત્યો કર્યાં હતાં—તે ઉપર દર્શાવાઈ ગયું છે. એટલે અહીં તેની પુનરુક્તિ કરીશું નહિ. હેમચંદ્રસૂરિની વિદ્યમાન દશામાં સિદ્ધરાજે તેમના પ્રતિ જે સદ્ભાવ દર્શાવ્યો હતો, તેમ જ સૂરિએ પોતાની વ્યાખ્યાન-શક્તિનો તથા ચારિત્રનો જે ઉચ્ચ પ્રભાવ સિદ્ધરાજ પર પાડ્યો હતો. તે પ્રભાવને અને પોતાના સદ્ભાવને અનુસરતું ગૌરવભર્યું અંતિમ સન્માન સિદ્ધરાજે સદ્ગત સૂરિજી પ્રતિ દર્શાવ્યું હતું—એ સાધારણ ઘટના નથી. સામાન્ય માન્યતા પ્રમાણે સાધારણ રાજાને પણ નિકટ સંબંધીના પણ મૃતક (શબ)ની પાછળ જતાં, તે કર્તવ્યને નિષિદ્ધ ગણી અટકાવવામાં આવે છે; જ્યારે આ પ્રતાપવંતા ગૂર્જરનો સાર્વભૌમ રાજા સિદ્ધરાજ જયસિંહ સ્વયમેવ કેટલાક માર્ગ સુધી અનુગમન કરી એક જૈનાચાર્યને અંતિમ સન્માન આપે—એ તેના હાર્દિક ઉચ્ચ ભાવ, વિચાર-સ્વાતંત્ર્ય, ઔચિત્ય, વ્યવહાર-દક્ષતા, નમ્રતા,

[1] ' नीहरणमस्मिन्मि देहस्स तहेव जाव सक्कारो ।
किंतु सयमेव राया, समागओ कंचिय वि पहं ॥
—પ્રિ. રિ. ૫, ૧૭

સૌજન્ય વગેરે ગુણોને દર્શાવવા પૂરતા છે સિદ્ધરાજથી સન્માનિત થયેલા એ પ્રભાવશાલી સૂરિરાજની આદર્શ જીવનચર્યા વર્તમાન સૂરિવરોમા ઊતરે—એવુ આપણે કેમ ન ઇચ્છીએ ?

## સ્ખલના-ગોધન

ઉપર દર્શાવેલા વૃત્તાન્ત પરથી સમજી શકાય તેમ છે કે—એ હેમચન્દ્રસૂરિનો સ્વર્ગવાસ, તેમના ગુરુ અભયદેવસૂરિના સ્વર્ગવાસની જેમ પાટણમા થયો હોવો જોઈએ તેમ છતા પ્રો પિટર્સને રિપોર્ટ ૪થા-( ટેક્સ્ટ પેજ ૯ )મા સૂચવ્યુ છે કે—

' Hemachandra starved himself to death at Satrunjaya

અર્થાત્—હૈમચન્દ્ર પોતે અનશન કરી શત્રુંજય પર મૃત્યુ પામ્યા

તેવી જ રીતે તેના જ શબ્દોનો અનુવાદરૂપે ઉલ્લેખ પ લીગ લાલના 'જૈનધર્મનો પ્રાચીન ઇતિહાસ' (ભા ૧, પૃ ૧૪૮ )મા તથા જૈનધર્મ-વિદ્યાપ્રસારક વર્ગ, પાલીતાણા તરફથી પ્રકાશિત થયેલ 'જૈન ઇતિહાસ ( પૃ ૯૭ )મા અને સગ્રહણીસૂત્રની પ્રસ્તાવનામા નજરે પડે છે—' તે ( હેમચન્દ્રસૂરિ ) જૈનશાસનની કેટલીક ઉન્નતિ કરીને અનશન કરી શત્રુંજય પર સ્વર્ગે પધાર્યા હતા

એ જ પ્રમાણે સદ્ગત બુદ્ધિસાગરસૂરિજીના ગચ્છમત-પ્રબંધ ( અધ્યાત્મજ્ઞાન-પ્રસારક મડળ તરફથી પ્રકાશિત પૃ ૧૭મા ) પણ એ સબધમા જણાવ્યુ છે '— તેમણે ( હેમચન્દ્રસૂરિએ ) શત્રુંજય પર અનશન કર્યું

પરન્તુ પ્રમાણભૂત શ્રીચન્દ્રસૂરિના પૂર્વોક્ત કથનમાથી એવો આશય નીકળી શકતો નથી શ્રીચન્દ્રસૂરિએ શત્રુંજય-યાત્રાના વર્ણન પછી તરત સ્વર્ગવાસનુ સૂચન કરેલ હોવાથી અને તે ગાથાઓનો અર્થ

સમજવામાં કંઈક ભ્રમ થવાથી પ્રો પિટર્સને ઉપર પ્રમાણે ઉલ્લેખ કર્યો જણાય છે અને તેના અનુવાદ—અનુકરણ કરનારાઓએ એ ભૂલ ચાલુ રાખી જોવાય છે અલબત્ત પ્રો પિટર્સનની એ ભૂલનુ શોધન પં હરગોવિંદદાસે સુપાસનાહ-ચરિય(ભા ૩, પ્રસ્તાવના પૃ ૧૯ની ટિપ્પણી)મા કર્યું છે

## રાજપિંડ પર વિચાર

શ્રીસિદ્ધરાજે મલધારી હેમચંદ્રસૂરિનો જે ભક્તિભર્યો સત્કાર કર્યો હતો તે ઉપર જણાવવામા આવેલ છે અને તે તેમના નિકટ પરિચયવાળા એક પટ્ટધર શિષ્યના પ્રામાણિક કથનના આધારે સૂચવવામા આવેલ છે તેથી તે વિશ્વસનીય છે—એ સ્પષ્ટ છે પરંતુ તેમા સૂચવ્યા પ્રમાણે સિદ્ધરાજે આપેલો આહાર એ આચાર્યે સ્વીકાર્યો એ ઘટના જૈનમુનિઓના આચારથી વિરુદ્ધ લાગે તેવી છે કેમ કે કલ્પસૂત્ર સામાચારી વગેરેમા આવતા વર્ણન પ્રમાણે પહેલા તથા છેલ્લા તીર્થંકરના સાધુઓ માટે દોષોનો સંભવ વિચારી રાજપિંડને નિષિદ્ધ ગણેલ છે, એથી જૈનસાધુઓ રાજપિંડ સ્વીકારતા નથી તેમ છતા આ ગીતાર્થ આચાર્યે એ રાજપિંડ સ્વીકાર્યો છે તે 'रायाभियोगेण' એ આગારને અનુસરી—રાજના આગ્રહને માન આપી અપવાદરૂપે ગુણ-દોષની સમીક્ષા કરી લાભાલાભની તરતમતા વિચારી સ્વીકાર્યો હશે—એમ જણાય છે અને પરિણામે શાસન પ્રભાવના થયેલી જોવાય છે એથી આપણે એમના સદાચરણને દૂષિત ન કરી શકીએ આટલું સમાધાન અહીં ઉચિત લેખાશે

## બીજા ઉલ્લેખો

### ગ્રથકારનુ સ્મરણ

સિદ્ધરાજના રાજ્ય-સમયમા—વિ સં ૧૧૯૧ તથા ૧૧૯૩મા રચેલા ગ્રંથોમા વિજયસિંહસૂરિએ અને શ્રીચંદ્રસૂરિએ પોતાના ગુરુ

મલધારી હેમચન્દ્રસૂરિનો જે પરિચય કરાવ્યો છે, તે ઉપર દર્શાવ્યો હવે તેના સમર્થનમા અન્ય ઉલ્લેખો તપાસીએ વિ સ ૧૧૯૯ના માઘ સુદિ દશમીના દિવસે ગુરુવારે માંડલપુરીમા **શ્રીકુમારપાલ** ભૂપાલના રાજ્યમા સંપાસુય(સપાસુક)ની વસતિમા વસી સાતમા તીર્થનાથ સુપાર્શ્વનાથનુ દશ હજાર શ્લોક પ્રમાણ પ્રાકૃત ચરિત રચનાર લક્ષ્મણગણિ, એ જ હેમચન્દ્રસૂરિના શિષ્ય હતા તેઓએ એ ચરિતની અંતિમ પ્રશસ્તિમા જણાવ્યુ છે કે—

"તે(અભયસૂરિ)ના સુશિષ્ય શ્રીહેમચન્દ્રસૂરિ ચન્દ્ર જેવા થયા જેમણે પોતાની શ્વેત યશોજ્યોત્સ્નાવડે શ્વેતાબર(ચન્દ્રના પક્ષમા શ્વેત આકાશ)ના આભોગને ઉજ્જ્વલ કર્યો હતો પરવાદીઓના ચક્રનુ (ચન્દ્રના પક્ષમા ચક્રવાકનુ) વિઘટન કરવામા પ્રકટ માહાત્મ્યવાળા જે સૂરિએ **જયસિંહ** નરાધિપને(સિદ્ધરાજ રાજાને) પ્રબોધ આપી રથયાત્રા વગેરે કાર્યોમા તેનુ કંઈક અદ્ભુત તેજ સ્ફુરાવ્યુ હતુ જેમના મુખરૂપી સાગરથી નીકળેલા પવિત્ર શાસ્ત્રરૂપી અમૃતનુ આસ્વાદન કરી-પાન કરી મહામુનિઓ આજે પણ અજરામર સ્થાનને પામે છે [१]

## ભવભાવનાનુ સ્મરણ

ચન્દ્રગચ્છીય સર્વદેવસૂરિના સતાનીય અને દેવેન્દ્રસૂરિના પાચ પટ્ટધરોમાના એક બીજા શ્રીચન્દ્રસૂરિ થઈ ગયા જેમણે અણહિલવાડ (પાટણ)મા રાજમાન્ય પોરવાડવશીય સચિવ કપર્દ્દિપદ્ટાધિપની પત્ની

---

१ ' तस्स सुसीसो सियत्तम जुण्हा धवलिय सियवराभोगो ।
परवाइचक्कविहडण पयडमाहप्पो मयकु व ॥
सिरिहेमचन्दसूरी जयसिंहनराहिव पबोहेउ ।
रहजत्तादसु कन्नेनु जेण त किं पि विप्फुरिय ॥
जस्स मुहजलहि निग्गय विचि( वि )त्त सत्थामय महामुणिणो ।
आसाइउण अज्ज वि लहति अजरामर ठाण ॥
—सुपासनाहचरिय( प्रश० ४-६ )

સીતાના સુપુત્ર સોમેશ્વરની પ્રાર્થનાથી તેજ ગજમાન્ય સોમેશ્વરના ઘરની ઉપરની ભૂમિકામાં વસીને વિ સં ૧૨૧૪ના આસો વ ૭ બુધવારે રોહિણી–નક્ષત્ર સિદ્ધિયોગમાં કુમારપાલભૂપાલના રાજ્યકાલમાં સનત્કુમાર ચક્રવર્તિ–ચરિત્ર રચ્યું હતું તેમાં પ્રસ્તુત હેમચંદ્રસૂરિની પ્રશંસા કરતા કહ્યું છે કે—

"આ સંસારરૂપી સાગરમાં ઉપદેશરૂપી રત્નોથી ભરેલ 'ભવભાવના' રૂપી વહાણના કર્ણધાર (ખલાસી–કૅપ્ટન) પ્રભુ શ્રીહેમચંદ્રની સમાન કોણ થઈ શકે?"[1]

## સૂર્યની ઉપમા

હેમચંદ્રસૂરિના પ્રશિષ્ય અને શ્રીચંદ્રસૂરિના શિષ્ય દેવભદ્રસૂરિ થઈ ગયા, જેમણે પોતાના ગુરુના રચેલા 'સંગ્રહણી' અને 'ક્ષેત્ર સમાસ' નામના ગ્રંથો પર વિ સં ૧૨૩૩માં[2] વૃત્તિયો રચી હતી તથા સુપ્રસિદ્ધ તાર્કિકશિરોમણિ સિદ્ધસેનદિવાકર રચેલા ન્યાયાવતાર ગ્રંથ પર, પ્રસિદ્ધ વ્યાખ્યાતા સિદ્ધર્ષિની વૃત્તિ પર ટિપ્પન, બાલ્યાવસ્થામાં તર્કશાસ્ત્રનો અભ્યાસ કરતા રચ્યું હતું તે દેવભદ્રસૂરિએ તે ટિપ્પનના અંતમાં જણાવ્યું છે કે—

"હર્ષપુરીયગચ્છમાં અભયદેવસૂરિ પછી તે (સુપ્રસિદ્ધ) અખૂટ તેજવાળા ભવ્યરૂપી કમળોને વિકસાવનાર સૂર્યસમા શ્રીહેમચંદ્ર પ્રભુ થયા"[3]

---

१ 'उवएस-रयण पूरिय भवभावण-पोय-कन्नधारस्स ।
भव-सायरे समो को, पहुणो सिरिहेमचंदस्स ? ॥
—સનત્કુમારચક્રિચરિત્ર (ગા ૨૦)

२ बृहत्क्षेत्रसमासवृत्ति १२३३ वर्षे देवभद्रीया १००० स्तम्भने ।
—બૃહટ્ટિપ્પનિકા જૈન સા સં ભા ૧ અ ૨ પૃ ૫)

३ अक्षामधाम्नोऽभयदेवसूरेर्भानोरिवोज्जृम्भितभव्यपद्मात् ।
अभूत् ततो हर्षपुरीयगच्छे श्रीहेमचंद्रप्रभुरुग्रराशिः ॥

## સિદ્ધરાજ દ્વારા પ્રાણિ-રક્ષા

વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમા વિદ્યમાન મલધારી દેવપ્રભ સૂરિએ પાંડવચરિત મહાકાવ્યની પ્રશસ્તિમા જણાવ્યુ છે કે—"તે-(સુપ્રસિદ્ધ) અભયદેવસૂરિના પટ્ટ પર પરમજ્યોતિર્મય સ્વરૂપ શ્રેષ્ઠ ચદ્રમા ક્રીડા-કુતૂહલથી પૃથ્વીમા ઊતર્યો હોય તેવા જણાતા શ્રીહેમસૂરિ-પ્રભુ શ્રેષ્ઠ થઈ ગયા આશ્ચર્ય છે કે જે(હેમચદ્રસૂરિ)ના વચનામૃતને રાજા શ્રીસિદ્ધરાજે પીધુ અને સમસ્ત પ્રાણીઓના આયુષ્ય વૃદ્ધિ પામ્યા "[1]

## જિનમદિર પર સોનાના ઇંડા

વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમા વિદ્યમાન નરચદ્રસૂરિએ પોતાના રચેલા કથારત્નાકરની પ્રાત પ્રશસ્તિમા જણાવ્યુ છે કે—

"તે(સુપ્રસિદ્ધ મલધારી અભયદેવસૂરિ) પછી શ્રીહેમસૂરિ થયા જેમણે જિનમદિરોના શિખરોને સોનાના ઇંડાથી (સુવર્ણ કલશોથી) પૂજ્યા હતા "[2]

---

—આ પ્રમાણવાર્તિક ગ્રથ વૃત્તિ તથા ટિપ્પન સાથે પાટણની હેમચદ્રાચાર્ય-ગ્રથાવલિ(ગ્ર ૨)મા પ્રકાશિત થયેલો છે પરતુ તેમા ટિપ્પનકારનુ નામ રાજશેખરસૂરિ જણાવેલ છે તે ભૂલ જણાય છે ટિપ્પનના અતિમ શ્લોકમા ટિપ્પનકારે 'દેવભદ્ર' એવુ પોતાનુ નામ યુક્તિથી સૂચવ્યુ છે અને તે જ ત્યા પ્રશસ્તિમા દર્શાવેલ ક્રમ પ્રમાણે યોગ્ય લાગે છે

१ बद्धक्रीड इवावतीर्य परमज्योतिर्विवर्त क्षितौ,
तत्पट्टे वरचन्द्रमा समभवत् श्रीहेमसूरिप्रभु ।
चित्र यद्वचनामृतानि नृपति श्रीसिद्धराज पपौ
विश्वेषामपि लेभिरे तनुभृतामायूषि वृद्धि पुन ॥
—પિ રિ ૩ ૧૩૩

२ "स्वर्णाण्डार्चितजैननेश्मशिखर श्रीहेमसूरिस्तत ।
— કથારત્નાકર (પા ભ પ્રતિ)

## સિદ્ધરાજ સાથે સ્મરણ

વિક્રમની ચૌદમી સદીના પૂર્વાર્ધમાં રચેલી જણાતી, હર્ષપુરીય-ગચ્છના આચાર્યોનો સંક્ષેપમાં પરિચય કરાવતી, પ્રાકૃતભાષામાં રચાયેલી સદ્ગુરુપદ્ધતિમાં આ પ્રમાણે ઉલ્લેખ જોવામાં આવે છે—

"તે(અભયદેવસૂરિ)ના શિષ્ય શ્રીહેમચન્દ્રસૂરિ જયવંતા રહો, જેમના ચરણોને સિદ્ધરાજ નમ્યો હતો, જેઓ સિદ્ધાંતરૂપી સાગરનો સાર ઉદ્ધરવામાં મંદરગિરિ જેવા હતા. નગરસ્થાનમાં કંચનમય કળશ ચડાવવાના મહોત્સવપ્રસંગે 'બ્રહ્મા' એમ કહી જેમના કંઠમાં કુસુમ-માલા પહેરાવવામાં આવી હતી. શ્રીસિદ્ધરાજે જેમની દેશનાના વચનથી જીવોને અભયદાન, ચૈત્યોના શિખરો પર સુવર્ણમય ધ્વજ તથા કલશો ચડાવવા—એ કર્તવ્યો કર્યા હતાં."[1]

## પતિત ચૈત્યવાસીનો ઉદ્ધાર

વિ. સં. ૧૩૬૧માં વઢવાણમાં સમાપ્ત થયેલા પ્રબંધચિંતામણિ ગ્રંથમાં મેરુતુંગસૂરિએ સાન્તૂમંત્રીની ધર્મ-વિષયક દૃઢતાના પ્રબંધમાં એક વેષધારી ચૈત્યવાસીનો ઉદ્ધાર મલધારિ-હેમચન્દ્રસૂરિ દ્વારા થયાનો વૃત્તાંત આ પ્રમાણે જણાવ્યો છે—

"કોઈ એક અવસરે સાન્તૂનામના મહામાત્યે હાથીના સ્કંધપર

---

१ सिरिहेमचंदसूरी, तस्सीसो सिद्धनिवइ-नय चलणो ।
सिद्धंत सिंधु सारुद्धरणे मंदरगिरी जयउ ॥ ४ ॥
नयरट्ठाणे कंचणकलसारोवण-खणंमि सा जस्स ।
बंभु त्ति भणिय कंठमि कुसुममाला विणिक्खित्ता ॥ ५ ॥
जीवाण अभयदाणं चेइय सिहरेसु हेममयकलसा ।
दमणवयणाउ कयार जस्स सिरिसिद्धराएण ॥ ६ ॥'

—પિ. રિ. ૫, ૯૮

આરૂઢ થઈ રાજપાટિકાએ જઈને પાછા ફરતા પોતાની કરાવેલી 'સાતૂ-વસહી '( જૈનમંદિર )મા દેવને નમસ્કાર કરવાની ઈચ્છાએ તેમા પ્રવેશ કરતા વાર-વેશ્યાના ખભા પર હાથ રાખીને રહેલા કોઈક શ્વેત-વસ્ત્રધારી ચૈત્યવાસીને જોયા ત્યારપછી હાથી પરથી ઊતરી ઉત્તરાસ ગ ( ખેસ ) ધારણ કરી પ ચાગ-પ્રણામવડે તે( વેષધારી સાધુ )ને નમસ્કાર કર્યો ત્યા( વસહીમા ) થોડીવાર રહી ફરીથી તેને પ્રણામ કરી પ્રસ્થાન કર્યું હતુ

ત્યારપછી લજ્જાવડે જાણે પાતાલમા પેસવા ઇચ્છતા હોય તેમ તે વેશધારી ચૈત્યવાસી સાધુએ મોઢુ નીચુ કર્યું અને તત્કાલ સઘલુ ય પરિગ્રહ મલધારિ શ્રીહેમસૂરિની સમીપે ઉપસ પદ( શુદ્ધ ચારિત્ર ) લઈ સ વેગરસથી ભરપૂર થઈ શ્રીશત્રુ જયમા જઈ બાર વરસ સુધી તપસ્યા કરી હતી અને તે મુનિએ પોતાની જેવા બીજા ચૈત્યવાસી સાધુઓને પ્રતિબોધ્યા હતા-પ્રતિબોધ આપી સુધાર્યા હતા + +

કોઈ એક વખત તે મ ત્રી( સાતૂ ) શ્રીશત્રુ જયમા પૂજ્ય દેવને નમસ્કાર કરવા આવ્યા હતા જાણે પહેલા જોયા હોય તેવા જણાતા તે ( શુદ્ધ ચારિત્ર ધારણ કરનાર ) મુનિને પ્રણામ કરી તેમના ચારિત્રથી મનમા આશ્ચર્ય પામતા મ ત્રીએ તે મુનિને ગુરુ કુલ વગેરે પૂછ્યુ હતુ મુનિએ પ્રત્યુત્તરમા ' તત્ત્વથી ( વાસ્તવિક રીતે ) આપ જ ગુરુ છો એમ કહ્યુ એટલે બે હાથ વડે બ ને કાન ઢાંકી ' એવુ ન કહો ' એમ અજાણપણાથી જણાવતા મ ત્રીને તે મુનિએ કહ્યુ કે— જે મનુષ્ય, જે સ યત-સાધુવડે અથવા ગૃહસ્થવડે શુદ્ધધર્મમા સ્થાપિત થયો હોય તે જ ધર્મ દાન કરવાથી તેનો ધર્મગુરુ થાય છે-કહેવાય છે આમ કહી તેને મૂળ વૃત્તાત નિવેદન કરી તેની ધર્મમા દઢતા કરી હતી

—પ્રબ ધચિંતામણિ ( શાસ્ત્રી રામચ દ્ર દીનાનાથ દ્વારા પ્રકાશિત પૃ ૧૩૮ ૧૩૯ના આધારે )

## રાજમ ત્રીપદ-મહર્દ્ધિનો ત્યાગ

### સિદ્ધરાજદ્વારા એ શી દિવસના જીવરક્ષાના તામ્રપત્રો

સુપ્રસિદ્ધ મલધારી રાજશેખરસૂરિએ વિ સ ૧૩૮૭મા સમર્થિત કરેલી પ્રાકૃતદ્વ્યાશ્રયની વૃત્તિના અ તમા મલધારી હેમચ દ્રસૂરિ-ન મ ધમા નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે—

" તે( અભયદેવસૂરિ )ના ઉપદેશથી રાજસચિવ પ્રદ્યુમ્ને ચાર ચપલેક્ષણા( ચ ચળ નેત્રવાળી સ્ત્રીઓ )ને તજી ચારિત્ર સ્વીકાર્યું હતુ ઘણા ગુણવાન્, લાખ શ્લોક રચનારા નિર્ગ્ર થોમા તિલક-સમા તે જ શ્રીહેમચ દ્રસૂરિ એવા નામે પ્રસિદ્ધ થયા જેમના ચરણની પૂજાના સ્થાનમા પ્રતિવર્ષે એ શી દિવસનુ અમારિપત્ર લખવુ, પૃથ્વીમા શ્રેષ્ઠ સોનાના દ ડ અને કલશો વડે ચૈત્યોના શિખરોને શૃગારિત કરવા અને વ્યાખ્યાનના અવસરમા જિનમ દિરના આસ્થા( વ્યાખ્યાન )-મ ડપમા સ્વય આવવુ—એ કર્તવ્યો શ્રીસિદ્ધરાજે કર્યા હતા "[1]

એ જ રાજશેખરસૂરિએ વિ સ ૧૩૮૫મા રચેલી[2] ન્યાયક દલી

१ 'तस्योपदेशान्निमुच्य, चतस्रश्चपलेक्षणा ।
प्रद्युम्नो राजसचिवश्चारित्र प्रत्यपद्यत ॥ १० ॥
श्रीहेमचन्द्र इत्यासीत् सूरिर्भूरिगुण स तु ।
ग्र थलक्षविनिर्माता, निग्र थाना विशेषकम् ॥ ११ ॥
विंशत्यूनममारिपत्रलिखित प्रत्यब्दमह्ना शत,
क्षोणौ जात्यसुवर्णदण्डकलशैश्चैत्याग्रश्रृङ्गारणम् ।
व्याख्यानावसरे स्वय जिनगृहास्थामण्डपे वाचन,
श्रीसिद्धाधिपतिर्व्यधात्[ ]मित यत्पादपूजाप* ॥
—પા ભ ની હ લિ પ્રતિ

२ 'कन्दलीपञ्जिका १३८५ वर्षे मलधा० राजशेखरीया ४००० ।'
—બૃહટ્ટિપ્પનિ । ( જૈનસા સ ભા ૧ અ ૨ પૃ ૧૨ )

પંજિકાના અંતમાં એ જ આશયને અનુસરતો ઉલ્લેખ ચાર શ્લોકોમાં કર્યો છે, તેમાંના બે શ્લોક તો એ જ છે અને બે શ્લોક બીજા છે, પરંતુ તેનો ભાવાર્થ ઉપર ટાંકેલા શાર્દૂલવિક્રીડિત ૭૬ને મળતો છે. તે આ પ્રમાણે—

"જેણે (હેમચંદ્રસૂરિએ) સિદ્ધરાજને પ્રતિબોધ આપી ઉદ્દંડ કનકદંડો અને કનકમય કલશોવડે સર્વત્ર સ્વદેશ અને પરદેશના ચૈત્યોને વિભૂષિત કર્યાં હતાં. જેમના ઉપદેશથી સિદ્ધરાજે પ્રતિવર્ષે એંશી એંશી દિવસ સુધી જીવરક્ષાને (જીવરક્ષાની આજ્ઞાને) તામ્રપત્રોમાં (તાંબાના પતરાંઓ પર) લખાવી હતી."[1]

## હેમચંદ્રસૂરિના ગ્રંથો પર વૃત્તિ

મલધારી હેમચંદ્રસૂરિના ભવભાવના, ઉપદેશમાલા વગેરે ગ્રંથો પર અન્ય વિદ્વાનોએ સંક્ષિપ્ત વૃત્તિ, અવચૂરિ, ટિપ્પન, ટબા (બાલાવબોધ –અર્થ) વગેરે રચેલા છે. જે પુસ્તક–ભંડારો તપાસતાં મળી આવે છે. આ હેમચંદ્રસૂરિએ રચેલી ઉપદેશમાલા કે જેનું બીજું નામ પુષ્પમાલા પણ છે, તે પર વિ. સં. ૧૫૧૨માં સાધુસોમગણિએ અઢાઉજાર શ્લોક–પ્રમાણ સંક્ષિપ્ત વૃત્તિ રચી હતી. જે જેસલમેરના ભંડારમાં તથા વડોદરાના આ૦ જ્ઞાનમંદિરમાં છે. આ સાધુસોમગણિ, તે છે કે જેમણે વિ. સં. ૧૫૧૯માં જિનવલ્લભસૂરિના રચેલા પંચજિનસ્તવો પર પણ વૃત્તિયો રચેલી છે. જેસલમેરના કિલ્લાનો પ્રાચીન પુસ્તકભંડાર જેમની કર્તવ્યદક્ષતાને આભારી છે, તે સુપ્રસિદ્ધ ખરતરગચ્છીય જિનભદ્રસૂરિના પ્રશિષ્ય આ સાધુસોમગણિ હતા. એ સાધુસોમગણિના

---

[1] 'प्रतिबोध्य सिद्धभूधवमुद्दण्डैः कनकदण्ड-कलशौघैः ।
चक्रे सितवान् परितः स्वदेश-परदेश-चैत्यानि ॥ ९ ॥
प्रतिवर्षमशीत्यहमशीत्यहं जीवरक्षाम् ।
यस्योपदेशात् सिद्धेशस्ताम्रपत्रावलीलिखत् ॥ १० ॥'

—પિ. રિ. ૩, ૨૭૪-૨૭૫

તે સમજવાના છે, કે જે સિદ્ધરાજના સન્મિત્ર તરીકે બૌદ્ધાચાર્ય, દિગંબરાચાર્ય કમલકીર્તિ અને સાંખ્યવાદી વાદિસિંહને વાદમાં પરાસ્ત કરનાર તરીકે વિ સં ૧૧૬૦માં પ્રસિદ્ધ હતા, જેનો પ્રબંધ વિ સં ૧૩૩૪માં પ્રભાચંદ્રસૂરિએ પ્રભાવકચરિત્રમાં દર્શાવ્યો છે

**(૬) વિજયસિંહસૂરિ** આ આચાર્ય સિદ્ધરાજ અને કુમારપાળના રાજ્યકાલમાં વિદ્યમાન હતા વિ સં ૧૧૬૧માં સાડાસાત હજાર શ્લોક પ્રમાણ પૃથ્વીચંદ્રચરિત્ર રચનાર શાંતિસૂરિ આ આચાર્યના ગુરુ હતા આ વિજયસિંહસૂરિએ વિ સં ૧૧૮૩માં શ્રાવકપ્રતિક્રમણસૂત્ર પર સાડાચાર હજાર શ્લોક પ્રમાણ ચૂર્ણિ રચેલી છે જે પાટણ વગેરેના પુસ્તક ભંડારોમાં મળી આવે છે (જુઓ પિ રિ ૫, ૨૨) ધર્મપ્રભસૂરિએ રચેલી ગુરુસ્તુતિ(પિ રિ ૫ ૧૨૬)માં જણાવ્યા પ્રમાણે શાંતિસૂરિએ આઠ આચાર્યોને પિપ્પલગચ્છના નાયક તરીકે સ્થાપ્યા હતા, તેમાં શાસનોદ્દ્યોતકારી આ બીજા આચાર્ય હતા

પિપ્પલગચ્છીય આ આચાર્યે વિ સં ૧૨૦૮માં ડીંડિલાગામમાં મૂલનાયક તરીકે પ્રતિષ્ઠિત કરેલ મહાવીરજિનની મૂર્તિને પાછળથી એ જ પિપ્પલગચ્છના વીરપ્રભ આચાર્યે વિ સં ૧૮૬૫માં વીરવલ્લીમાં પ્રા શાહ સહદેવે કરાવેલ પ્રાસાદમાં સ્થાપી હતી જે મૂર્તિ અત્યારે (સિરોહી)ના જૈનમંદિરમાં વિદ્યમાન છે

(જુઓ પૂ નાહર લે ૧, ૮૬૬)

**(૭) વિજયસિંહસૂરિ** બૃહદ્ગચ્છીય આ આચાર્ય અજિતદેવસૂરિના શિષ્ય હતા અને સિદ્ધરાજ તથા કુમારપાલના રાજ્યસમયમાં વિદ્યમાન હતા વિ સં ૧૧૪૩ના બે લેખો જે જિનવિ લે ૨, ૩૭૫, ૩૭૬માં પ્રકટ થયેલ છે, તે સંભવ પ્રમાણે વિ સં ૧૧૮૩ના જણાય છે એ પરથી સમજાય છે કે તે સમયમાં આરાસણના જૈનમંદિરમાં રહેલ શાંતિજિન અને વીરજિનના બિંબની પ્રતિષ્ઠા આ આચાર્યે કરી હતી

આનન્દપુરમાં ઉદા શ્રાવકે પોતાની પત્નીના કલ્યાણના શ્રેય માટે કરાવેલ પાર્શ્વજિન બિંબની પ્રતિષ્ઠા વિ. સં. ૧૨૦૬ના જેઠ સુદિ ૯ને દિવસે આ આચાર્યે કરી હતી.

કેટલાક સાક્ષરો નાભેયનેમિ દ્વિસંધાન પ્રબંધ રચનાર હેમચંદ્ર સૂરિને આ વિજયસિંહસૂરિના શિષ્ય તરીકે અને સોમપ્રભાચાર્યના ગુરુભાઈ તરીકે ઓળખાવે છે. સાક્ષર શ્રીજિનવિજયજીએ પણ કુમારપાલ પ્રતિબોધની સંસ્કૃત પ્રસ્તાવનામાં, જૈનસાહિત્યસંશોધક (ભા. ૧, અં. ૩)માં ગૂર્જરાતી ગ્રંથપરિચયમાં અને ત્યાં દર્શાવેલા વંશવૃક્ષમાં આવો ઉલ્લેખ કર્યો છે. પરંતુ વિચાર કરતાં તે યુક્ત લાગતો નથી. વાસ્તવિક રીતે એ દ્વિસંધાનકાવ્ય રચનાર હેમચંદ્રસૂરિ, અજિતદેવસૂરિના બીજા શિષ્ય હતા એટલે આ વિજયસિંહસૂરિના શિષ્ય નહિ, પણ લઘુ સતીર્થ્ય (ગુરુબંધુ) હતા. દ્વિસંધાનની પ્રાન્ત પ્રશસ્તિ, જે ત્યાં દર્શાવવામાં આવી છે, તેમાંથી પણ તેવો જ આશય સમજાય છે. એ પ્રશસ્તિમાં પ્રથમ શ્લોકમાં પોતાના ગુરુ અજિતદેવસૂરિનો પરિચય કરાવ્યા પછી બીજા શ્લોકમાં તેમના પ્રથમ શિષ્ય અને પોતાના અગ્રજ વિજયસિંહસૂરિનો પરિચય હેમચંદ્રસૂરિએ કરાવ્યો છે. ત્યાર પછી ત્રીજા શ્લોકમાં અજિતદેવસૂરિના બીજા શિષ્ય તરીકે અને ગ્રંથકાર તરીકે પોતાનો પરિચય આપ્યો છે. જુઓ—

"श्रीहेमचन्द्रसूरिरभूव शिष्यस्तथाऽपरस्तस्य ।
भवहृतये तेन कृतो, द्विसन्धानप्रबन्धोऽयम् ॥"

આમાં મૂકેલા અપર-શબ્દ પરથી એ સ્પષ્ટ સમજી શકાય તેમ છે. બીજી રીતે સમયનો વિચાર કરતાં પણ અમારું કથન સત્ય સમજાય તેમ છે. આ હેમચંદ્રસૂરિએ રચેલા દ્વિસંધાન-કાવ્યનું શોધન કવિચક્રવર્તી શ્રીપાલે કર્યું હતું કે જે શ્રીપાલે એક દિવસમાં મહાપ્રબંધ રચ્યો હતો અને જે કવિને સિદ્ધરાજે 'બંધુ' તરીકે સ્વીકારેલ હોવાનું તે પછીના

શ્લોકમાં ત્યાં જ જણાવ્યું છે, તેના કવિ શ્રીપાલના પુત્ર સિદ્ધપાલ કવિની વસતિમાં વસી સોમપ્રભાચાર્યે વિ સં ૧૨૪૧માં ભીમદેવના રાજ્યકાલમાં કુમારપાલપ્રતિબોધની સમાપ્તિ કરી હતી એટલે સમયનું પણ થોડું અંતર હોવાથી દ્વિસંધાન-પ્રબંધકાર હેમચંદ્રસૂરિને અને આ સોમપ્રભાચાર્યને ગુરુબંધુત્વ (એક ગુરુના શિષ્યપણું) ઘટી શકતું નથી એથી ઉપર સૂચવ્યા પ્રમાણે સોમપ્રભાચાર્યના ગુરુ વિજયસિંહસૂરિ અને દ્વિસંધાન-પ્રબંધકાર હેમચંદ્રસૂરિ એ બંને ગુરુબંધુ હતા એટલે સમાન ગુરુ (અજિતદેવસૂરિ)ના શિષ્યો હતા-એમ માનવું યુક્તિયુક્ત લાગે છે

સોમપ્રભાચાર્યે વિ સં ૧૨૪૧માં રચેલા કુમારપાલ(જિનધર્મ) પ્રતિબોધમાં, સુમતિનાથચરિત્રમાં, શતાર્થવૃત્તમાં અને સૂક્તમુક્તાવલી (સિંદૂરપ્રકર) વગેરે ગ્રંથોમાં પોતાના ગુરુ તરીકે આ વિજયસિંહસૂરિનું પ્રશસ્ત સ્મરણ કરી સદ્ગુણ-કીર્તન કર્યું છે

ધર્મસાગરોપાધ્યાયે તપાગચ્છની પટ્ટાવલીમાં આ વિજયસિંહસૂરિને બાલચંદ્રસૂરિકૃત વિવેકમંજરીવૃત્તિના સંશોધક તરીકે જણાવ્યા છે તેના આધારે વિજયાનંદસૂરિ (આત્મારામજી) મહારાજે જૈનતત્ત્વાદર્શ (પરિ૦ ૧૨ પૃ ૫૮૫)માં અને અન્ય લેખકોએ અન્યત્ર તેવો ઉલ્લેખ કર્યો છે પરંતુ તે ભ્રાન્તિયુક્ત જણાય છે વિ સં ૧૨૪૮ લગભગમાં આસડ કવિએ મૂળ રચેલી આ વિવેકમંજરીના વૃત્તિકાર બાલચંદ્રસૂરિ, વસ્તુપાલના સમકાલીન તરીકે વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતા એટલે એ સદીના પ્રારંભમાં વિદ્યમાન આ વિજયસિંહસૂરિ, તેના સ્વર્ગવાસ પછી રચાયેલી એ વૃત્તિનું શોધન ન કરી શકે એ સ્વાભાવિક છે બાલચંદ્રસૂરિએ તો એ વૃત્તિના અંતમાં સંશોધક તરીકે પોતાના સમકાલીન નાગેન્દ્રગચ્છીય વિજયસેનસૂરિના નામનો નિર્દેશ કર્યો છે (જુઓ પિ રિ ૩, ૧૦૩)

**(૮) વિજયસિંહસૂરિ** આ આચાર્ય વિક્રમની બારમી સદીના

ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતા. તેઓ પહેલાં ચંદ્રાવતીમાં ચંદ્રગચ્છમાં ચૈત્યવાસી હતા, પરંતુ પાછળથી ઉપદેશમાલાવૃત્તિની વ્યાખ્યા કરતાં તેઓ ચૈત્યવાસથી વિરક્ત થઈ ચંદ્રપ્રભસૂરિની સમીપમાં રહ્યા હતા અને આગમમાં કહેલી ક્રિયાઓ કરવા પૂર્ણિમાપક્ષના આશ્રિત થયા હતા. તેમના શિષ્ય અભયદેવસૂરિ થયા હતા. આવો પરિચય પૂર્ણિમાપક્ષીય અજિતપ્રભસૂરિએ વિ. સં. ૧૩૦૭માં રચેલા શાંતિનાથચરિતની પ્રશસ્તિ પરથી મળે છે.

**(૯) વિજયસિંહસૂરિ** વિક્રમની તેરમી સદીના પ્રારંભમાં કુમારપાલભૂપાલના રાજ્યકાલમાં આ આચાર્ય વિદ્યમાન હતા. તેઓ ચંદ્રગચ્છીય ભદ્રેશ્વરસૂરિ શિષ્ય હરિભદ્રાચાર્યથી પ્રાપ્ત થયેલા પદ વાળા જિનચંદ્રસૂરિના શિષ્ય થયા હતા. વાચક શિરોમણિ ઉમાસ્વાતિએ રચેલા જંબૂદ્વીપ-સમાસ પર વિનેયજનહિતા ટીકા આ આચાર્યે વિ. સં. ૧૨૧૫માં શરદ્‌ઋતુમાં પાલીમાં સાઢાર શ્રેષ્ઠિના ઘરમાં રહીને રચી હતી, જે પ્રકાશિત થઈ ગયેલ છે. જૈનગ્રંથાવલીમાં જણાવેલ જિનભદ્રગણિના ક્ષેત્રસમાસ પર વિ. સં. ૧૨૧૫માં ત્રણ હજાર શ્લોક પ્રમાણ વૃત્તિ રચનાર વિજયસિંહસૂરિ આ સૂરિથી ભિન્ન વ્યક્તિ કદાચ નહિ હોય.

વિ. સં. ૧૧૭૮માં સિદ્ધરાજના રાજ્યસમયમાં ઉપાધ્યાય યશોદેવે આસાવલ અને પાટણમાં રહી રચેલ પ્રાકૃત ચંદ્રપ્રભચરિતની એક પ્રતિ જેસલમેરના 'મોટા ભંડાર'માં વિદ્યમાન છે. વિ. સં. ૧૨૧૭માં લખાયેલી એની તાડપત્રીય પ્રતિ વિજયસિંહસૂરિની સૂચનાથી લખાવી છે.

આ સિવાય વિ. સં. ૧૨૪૭માં મહારાજા ભીમદેવના રાજ્યસમયમાં લાટદેશના દંડનાયક શોભનદેવના સમયમાં રત્નસિંહના મુદ્રાધિકારમાં ભરુચમાં પં. સાજણે આ વિજયસિંહસૂરિના પટ્ટધર પદ્મદેવસૂરિના શિષ્યો માટે પર્યુષણાકલ્પની તાડપત્રીય પુસ્તિકા લખી હતી, જે ખંભાતના જૈનભંડારમાં વિદ્યમાન છે.

(જુઓ પિ. રિ. ૩, ૫૧)

—આ બંને પુસ્તકોમાં જણાવેલ વિજયસિંહસૂરિ ઉપર જણાવેલ વિજયસિંહસૂરિથી ભિન્ન વ્યક્તિ છે કે કેમ? તે સંબંધમાં તપાસવાનું છે.

**(૧૦) વિજયસિંહસૂરિ.** આ આચાર્ય વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતા. નાગેન્દ્રગચ્છમાં થયેલા આ સૂરિ, ધનેશ્વરસૂરિના પટ્ટધર હતા તેમ જણાય છે. ધનેશ્વરસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિએ વિ. સં. ૧૨૬૪માં રચેલા ચંદ્રપ્રભસ્વામિના ચરિત્રમાં આ વિજયસિંહસૂરિનો પરિચય આપ્યો છે કે—'જેની વાણીરૂપી ગંગા, તર્ક, સાહિત્ય અને લક્ષણ(વ્યાકરણ)રૂપ ત્રણ માર્ગો વડે પવિત્ર કરે છે તે વિજયસિંહસૂરિ ભૂતલમાં જયવંતા વર્તો.[1]'

દંડનાયક આહ્લાદનની અભ્યર્થનાથી વિ. સં. ૧૨૯૯માં સાડાપાંચ હજાર શ્લોક પ્રમાણ વાસુપૂજ્યચરિત્ર(આહ્લાદનાંક મહાકાવ્ય) રચનાર વર્ધમાનસૂરિએ પોતાને ઉપર્યુક્ત વિજયસિંહસૂરિના શિષ્ય તરીકે ઓળખાવેલ છે. દંડનાયક આહ્લાદન, ગલ્લકકુલના દીપક હતા, કે જેમણે સત્યપુર(સાચોર)માં વીરજિનના મંદિરમાં ઋષભદેવ તથા થારાપદ્ર(થરાદ)માં આદિજિનના ચૈત્યમાં શ્રીપાર્શ્વનાથ, ચંદ્રપ્રભ, સીમંધર, યુગંધર તીર્થંકરોની અને દિવ્યમૂર્તિવાળી અંબિકા તથા સરસ્વતી દેવીની મૂર્તિઓ કરાવી કીર્તિ વેલડીને વિસ્તારી હતી. પોતે કરાવેલા આદીશ્વરનું યોગીની જેમ ધ્યાન કરનાર આ દંડનાયકે વટસરગામમાં તથા સંગમખેટકમાં(સંખેડામાં) જિનમૂર્તિઓ સાથે ચૈત્યોને ઉદ્ધર્યાં હતાં. અણહિલવાડ(પાટણ)માં પોતાના ગુરુની વસતિ(ઉપાશ્રય)નો શુભ ભક્તિથી ઉદ્ધાર કર્યો હતો. નિર્મળ જ્ઞાનદાનથી ભરેલાં પુસ્તકો લખાવ્યાં હતાં. પાટણમાં પૂર્વે થઈ ગયેલ રાજાના રત્નમય મુકુટ સમાન વાસુપૂજ્ય પ્રભુના મંદિરનો જીર્ણોદ્ધાર પણ આ જ દંડનાયકે ઉપર્યુક્ત વર્ધમાનસૂરિના ઉપદેશથી કરાવ્યો હતો અને તે

---

१ 'यद्वाग् गङ्गा त्रिभिर्मार्गैस्तर्क-साहित्य-लक्षणैः ।
पुनाति जीयाद् विजयसिंहसूरिः स भूतले ॥७ —पि. रि. ३, ८५.

ભાગમા તીર્થંકરનુ ચરિત્ર, તે જ દંડનાયકે આ વર્ધમાનસૂરિને પ્રાર્થના કરી રચાવ્યુ હતુ

વર્ધમાનસૂરિએ પોતાના ગુરુ આ વિજયસિંહસૂરિના સંબંધમા જણાવ્યુ છે કે જેમણે સર્વત્ર પોતાની સરસ્વતી વડે વિદ્વાન મનુષ્યોના મનરૂપી સાગરમા પ્રિયમેલકતીર્થ જેવુ હતુ, તે વિજયસિંહસૂરિ ગુરુ થયા [૧]

બૃહટ્ટિપ્પનિકામા તથા જૈનગ્રંથાવલીમા વિજયસિંહસૂરિની કૃતિ તરીકે જણાવેલ સુજનશતક અને ભાવના-કુલક આ વિજયસિંહસૂરિની કૃતિ સંભવે છે

**( ૧૧ ) વિજયસિંહસૂરિ** વિક્રમની તેરમી સદીના અંતમા તથા ચૌદમી સદીના પ્રારંભમા થારાપદ્રગચ્છમા આ આચાર્ય થઈ ગયા છે પત્તનનિવાસી શ્રીમાલી દેવસિંહની ભાર્યા શ્રીદેવીએ પોતાના શ્રેય માટે ખંભાતની ઊદાવસહિમા કરાવેલી ભાણી ચોવીશીની જિનપ્રતિમાની પ્રતિષ્ઠા આ આચાર્યે વિ સં ૧૩૧૫મા કરી હતી ( જુઓ બુદ્ધિ લે ૨, ૭૩૫ )

**( ૧૨ ) વિજયસિંહસૂરિ** કાલિકાચાર્ય-સંતાનીય ભાવદેવાચાર્યગચ્છના આ આચાર્ય વિક્રમની ચૌદમી સદીના ઉત્તરાર્ધમા વિદ્યમાન હતા તેમ જણાય છે કારણ કે તેમના પ્રશિષ્ય વીરસૂરિની મૂર્તિની પ્રતિષ્ઠા જિનદેવસૂરિએ વિ સં ૧૪૨૯મા કરી હતી જે મૂર્તિ પાટણના મંદિરમા વિદ્યમાન છે ( જુઓ જિનવિ લે ૨ ૫૨૧ )

ભાવદેવસૂરિએ વિ સં ૧૩૧૨મા રચેલા પાર્શ્વનાથચરિત્રની પ્રશસ્તિમા સૂચવેલા વિજયસિંહસૂરિ, આ સૂરિના પૂર્વજ જણાય છે, પંડિલગચ્છના ઉપર જણાવેલ આચાર્ય આથી કદાચ ભિન્ન નહિ હોય

१ गुर्विजयसिंहोऽभूद्, यद्वचः प्रियमेलकम् ।
सर्वत्र स्वसरस्वत्या, विद्वज्जनमनोऽम्बुधौ ॥

**(૧૩) વિજયસિંહસૂરિ** જેગડગચ્છમાં થયેલા આ આચાર્ય વિક્રમની પંદરમી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતા. વિ. સં. ૧૪૫૨માં આ સૂરિએ પ્રતિષ્ઠિત કરેલ પાર્શ્વનાથબિંબ પાટણમાં મણિયાતીપાડાના જૈનમંદિરમાં વિદ્યમાન છે. (જૂઓ બુદ્ધિ. લે. ૧. ૧૫૨૧)

**(૧૪) વિજયસિંહસૂરિ** ભાવડારગચ્છમાં થયેલા આ સૂરિ વિક્રમની પંદરમી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતા. તેમણે વિ. સં. ૧૪૭૮માં પ્રતિષ્ઠિત કરેલી શીતલનાથાદિ-પંચતીર્થી પ્રતિમા અમદાવાદમાં છે. (જુઓ બુદ્ધિ. લે. ૧, ૮૫૪)

**(૧૫) વિજયસિંહસૂરિ** ભાવડહારગચ્છમાં થયેલા કાલિકાચાર્ય-સંતાનીય આ આચાર્ય વિક્રમની સોળમી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતા. આ આચાર્યે વિ. સં. ૧૫૬૬ તથા ૧૫૭૩માં સ્તંભતીર્થ (ખંભાત) વગેરેમાં પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિઓ જોવામાં આવે છે. (જુઓ બુદ્ધિ. લે. ૨. ૧૦૫૭, ૭૦, ૯૬૯)

**(૧૬) વિજયસિંહસૂરિ** તપાગચ્છમાં થયેલા આ આચાર્ય વિક્રમની સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં અને અઢારમી સદીના આરંભમાં વિદ્યમાન હતા. તપાગચ્છની પટ્ટાવલીમાં જણાવ્યા પ્રમાણે એમનો જન્મ વિ. સં. ૧૬૪૪માં, દીક્ષા સં. ૧૬૫૪માં, વાચકપદ સં. ૧૬૭૩માં, સૂરિપદ સં. ૧૬૮૧માં અને સ્વર્ગવાસ સં. ૧૭૦૯(૮)માં થયાનું જણાય છે. વિ. સં. ૧૬૮૪થી વિ. સં. ૧૭૦૧ સુધીના લેખો, જે બાબુ પૂરણચંદજી નાહરના જૈનલેખસંગ્રહ (ખંડ ૧)માં પ્રકટ થયા છે, તેમાં વિજયદેવસૂરિના નામ સાથે તેના પટ્ટધર તરીકે આ વિજયસિંહસૂરિનું નામ જોવામાં આવે છે. આ ઉપરથી તે તે પ્રતિષ્ઠા કાર્યોમાં આ સૂરિનો સહકાર હતો એમ સ્પષ્ટ જણાઈ આવે છે.

વિજયદેવસૂરિના પટ્ટધર આ વિજયસિંહસૂરિની ચરણપાદુકા, તેમના સ્વર્ગવાસ પછી ટૂંક સમયમાં વિ. સં. ૧૭૦૯માં ફા. શુ. ૩ને દિવસે

સ્થાપવામા આવી હતી પચાસરા–પાર્શ્વનાથના મંદિરમા સ્થાપેલી આ પાટકાની પ્રતિષ્ઠા વિજયદેવસૂરિના આચાર્ય મહોપાધ્યાય ભાનુચંદ્ર ગણિના શિષ્ય પં વિવેકચંદ્ર ગણિએ કરી હતી તેમા કરેલા ઉલ્લેખ પરથી જણાય છે કે આ વિજયસિંહસૂરિએ મેવાડના મહારાણા જગતસિંહને પ્રતિબોધ આપ્યો હતો (જુઓ જિનવિ લે ૨,૫૧૪) જિનવિ લે ૨,૫૨૯મા જણાવ્યા પ્રમાણે આ આચાર્યની મૂર્તિ પણ પાટણમા (વખતજીની શેરીમા, સંભવનાથ જિનમંદિરમા) સ્થાપવામા આવી હતી

ગચ્છનગરમા લોકનાલિકાસૂત્રની લોકભાષામા વૃત્તિ કરનાર ધનવિજયવાચકે વિજયદેવસૂરિના નામ સાથે આ વિજયસિંહસૂરિનુ ગચ્છનાયક તરીકે નામ ઉચ્ચાર્યું છે પ્રો પિટર્સને ખંભાતના ભંડારની કાગળની પ્રતિમાથી આ ગ્રંથનો અંતિમ ભાગ રિપોર્ટના પૃ ૨૨૩મા સૂચવ્યો છે તેમા સંવત્ જણાવનાર પદ્ય ( शशि वारिधि शशि सप्त ) અશુદ્ધ હોવાથી ભૂલથી તેનો સમય વિ સ ૧૧૪૧ જણાવ્યો છે પ્રો પિટર્સને રિપોર્ટમા ધનવિજય વાચકનો પરિચય આ પ્રમાણે આપ્યો છે—

'Dhanavijaya Vâchaka'

Author of a Bhâshâvritti on the Lokanâlika sûtra, which he wrote apparently in Samvat 1141 When he wrote Vijayadevasuri was at the head of his gachchha and Vijavasinha was flourishing This last must be the Vijayasinha who, in Samvat 1183 wrote a Sraddhapratikramanasûtravritti See Weber, II p 8891 3, App p 223

પં હી લ ના ' જૈનધર્મનો પ્રાચીન ઇતિહાસ ' ભા ૧લામા તેની નકલ ગુજરાતી અનુવાદરૂપ આ પ્રમાણે ઊતરી આવી છે—

"ધનવિજય નાયક આ ગ્રંથકર્તા વિક્રમ સં ૧૧૪૧મા વિદ્યમાન હતા, કેમ - તે સાલમા તેમણે લોકનાલિકા સૂત્ર પર ભાષાવૃત્તિ લખેલી છે વળી તે લખે છે - તે સમયમા વિજયદેવસૂરિ અને વિજયસિંહ સૂરિ ગચ્છના નાયકો હતા તે વિજયસિંહસૂરિએ વિ સં ૧૧૮૩મા શ્રાદ્ધ પ્રતિક્રમણસૂત્ર-વૃત્તિ નામનો ગ્રંથ રચ્યો છે"

આનો સંક્ષિપ્ત ઊતારો "જૈન ઇતિહાસ" (જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ, પાલીતાણાથી પ્રકાશિત પૃ ૯૦)મા થયો છે—

'આ ગ્રંથકર્તા વિક્રમસંવત ૧૧૪૧મા વિદ્યમાન હતા, કેમ કે તે સાલમા તેમણે લોકનાલિકાસૂત્ર પર ભાષાવૃત્તિ લખી છે'

'અભિધાન રાજેન્દ્ર' બૃહ પ્રાકૃતકોષમા (ભા ૪ પૃ ૨૬૫૭મા) પણ આ ભૂલનો સંસ્કૃતમા ઊતારો થયો છે—

"घणविजय-धनविजय लोकनालिकासूत्रभाषावृत्तिकृति आचार्ये। अयं विक्रमसंवत् ११४१ मिते विद्यमान आसीत् जै इ"

—ઉપર ટાંકેલા ઉલ્લેખોમા એક જ ભૂલના પરિણામે ગતાનુગતિકતાથી અનેક લેખકોએ સત્તરમી સદીમા થયેલા ધનવિજયનાયકને બારમી સદીના પૂર્વાર્ધમા થયેલા જણાવ્યા છે લોકનાલિકા મૂળ ગ્રંથ જ ચૌદમી સદીમા થયેલા ધર્મકીર્તિ(ધર્મઘોષસૂરિ)એ રચેલ છે, તો તેની લોક-ભાષાવૃત્તિ, રાજનગરમા વિજયાનંદ નામવાળા નાયકદ્વારા, બારમી સદીમા બની શકે? એ વિષય વિચારવાની તસ્દી ઉપર્યુક્ત લેખક મહાશયોએ લીધી જણાતી નથી

સદ્ભાગ્યે આ ધનવિજયનાયકની બીજી કૃતિઓ મળી આવે છે એ ઉપરથી પણ એમની વિદ્યમાનતા સત્તરમી સદીના ઉત્તરાર્ધમા હતી —એમ પણ જણાઈ આવે છે પંદરમી સદીમા થયેલા સુપ્રસિદ્ધ મુનિસુંદરસૂરિના અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથની અધિરોહિણી ટીકા આ ધનવિજયવાચકે રચી હતી તેના અંતમા તેમણે એ ગ્રંથને અકબ્બર-

પ્રતિબોધક ભટ્ટારક હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિથી ભાવિતાર્થ જણાવી પોતાને તેમના સમકાલીન સૂચવેલ છે, તથા મહોપાધ્યાય કલ્યાણવિજયગણિના શિષ્ય ઉપાધ્યાય ધનવિજયગણિ એવો ત્યાં પોતાનો પરિચય આપ્યો છે[1] આ ટીકા ગ્રંથ શેઠ મનસુખભાઈ ભગુભાઈ તરફથી પ્રકાશમાં આવ્યો છે

આ જ ધનવિજયવાચકનો બીજો ગ્રંથ આભાણમાલિકા અપરનામ ધર્મોપદેશલેશ છે જેની રચના વિ. સં. ૧૬૯૯માં પોષ માસમાં રાજનગરની સમીપમાં આવેલા ઉસ્માપુર (ઉસ્માનપુર)માં વિજયદેવસૂરિના રાજ્યમાં કરી છે તેમાં પણ પોતાને વાચક કલ્યાણવિજયના શિષ્ય તરીકે ઓળખાવેલ છે[2] આ ગ્રંથ 'આભાણશતક' નામથી ઈર્યાપથિકી ષટ્ત્રિંશિકા વગેરે સાથે આગમોદયસમિતિ તરફથી પ્રસિદ્ધિમાં આવ્યો છે

—આ ઉપરથી વાચક ધનવિજયને અને તેમણે લોકનાલિકાસૂત્રની ભાષાવૃત્તિમાં સૂચવેલ ગચ્છનાયક વિજયદેવસૂરિને તથા વિજયસિંહસૂરિને ૧૫મી સદીના નહિ પણ સત્તરમી સદીમાં થયેલા સમજવા જોઈએ અને ઉપર્યુક્ત પુસ્તકોમાં થયેલી સ્ખલનાઓ સુધારવી જોઈએ

---

१ 'तपागच्छम०-मुनिसुन्दरसूरि निर्मितस्य तत्पट्टपरम्परा० श्रीअकब्बर प्रतिबोधकभट्टारकश्रीहीरविजयसूरि श्रीविजयसेनसूरिभावितार्थस्य षोडशशाखस्याध्यात्मकल्पद्रुमस्याधिरोहिणीटीकायां सकलशास्त्रारविन्दप्रद्योतन महोपाध्यायकल्याणविजयगणिशिष्योपाध्यायश्रीधनविजयगणिविरचितायां साम्यरहस्यनाम्ना–

२ ' धर्मोपदेशलेशाख्या, सख्यामाभाणमालिकाम् ।
कण्ठपीठे करिष्यन्ति, ते च श्रेयस्विनो नराः ॥
निधि निधि-रस शशि १६९९ वर्षे पौष मासे च पुष्यनक्षत्रे ।
राजनगरोपकण्ठे उस्मापुरनाम्नि वरनगरे ॥
श्रीतपगण-गगनाङ्गणदिनमणिकिरणोपमानपरिकरिते ।
श्रीविजयदेवसूरीश्वर-राज्ये प्राज्यपुण्यभरे ॥
चातुर्विद्याविशारद वाचककल्याणविजयशिष्येण ।
स्वगच्छनर निबद्धं वाचकधनविजय-वरगणिना ॥ "

"ધનવિજય વાચક આ ગ્રંથના નિર્માતા સં. ૧૧૯૧માં વિદ્યમાન હતા, કેમ કે તે સાલમાં તેમણે લોકનાલિકા સૂત્ર પર ભાષાવૃત્તિ લખેલી છે વળી તે લખે છે - તે સમયમાં વિજયદેવસૂરિ અને વિજયસિંહસૂરિ ગચ્છના નાયક હતા તે વિજયસિંહસૂરિએ વિ. સં. ૧૧૮૩માં શ્રાદ્ધ પ્રતિક્રમણસૂત્ર-વૃત્તિ નામનો ગ્રંથ રચ્યો છે "

આનો સંક્ષિપ્ત ઉતારો "જૈન ઇતિહાસ" (જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ, પાલીતાણાથી પ્રકાશિત પૃ ૯૦)માં થયો છે—

'આ ગ્રંથના વિક્રમસંવત ૧૧૯૧માં વિદ્યમાન હતા, કેમ કે તે સાલમાં તેમણે લોકનાલિકાસૂત્ર પર ભાષાવૃત્તિ લખી છે '

'અભિધાન રાજેન્દ્ર' મૂલ પ્રાકૃતકોષમાં (ભા ૪ પૃ ૨૬૫૯માં) પણ આ ભૂલનો સંસ્કૃતમાં ઉતારો થયો છે—

'धणविजय–धनविजय लोकनालिकासूत्रभाषावृत्तिकृति आचार्ये। अयं विक्रमसंवत् ११४१ मित विद्यमान आसीत् जै इ

—ઉપર ટાંકેલા ઉલ્લેખોમાં એક જ ભૂલના પરિણામે ગતાનુગતિકતાથી અનેક લેખકોએ સત્તરમી સદીમાં થયેલા ધનવિજયવાચકને બારમી સદીના પૂર્વાર્ધમાં થયેલા જણાવ્યા છે લોકનાલિકા મૂળ ગ્રંથ જ ચૌદમી સદીમાં થયેલા ધર્મકીર્તિ(ધર્મઘોષસૂરિ)એ રચેલ છે, તો તેની લોકભાષાવૃત્તિ, ગજનગરમાં વિજયાંકિત નામવાળા વાચકદ્વારા, બારમી સદીમાં બની શકે ? એ વિષય વિચારવાની તસ્દી ઉપર્યુક્ત લેખક મહાશયોએ લીધી જણાતી નથી

સદ્ભાગ્યે આ ધનવિજયવાચકની બીજી કૃતિઓ મળી આવે છે એ ઉપરથી પણ એમની વિદ્યમાનતા સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં હતી —એમ સ્પષ્ટ જણાઈ આવે છે પંદરમી સદીમાં થયેલા સુપ્રસિદ્ધ મુનિસુંદરસૂરિના અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથની અધિરોહિણી ટીકા આ ધનવિજયવાચકે રચી હતી તેના અંતમાં તેમણે એ ગ્રંથને અકબ્બર-

એનો નમસ્કાર કરી મૂળ પાઠ માત્ર નાગરી ઉપર ઉતાર્યો છે અને શ્રી પિટર્સન વગેરેની થયેલી સ્ખલનાઓ તરફ પાઠકનું લક્ષ્ય ખેંચ્યું છે અવશિષ્ટ ભાગ આગળ દર્શાવવામાં આવે છે

એ પ્રશસ્તિના અન્તિમ ભાગમાં પોતાના ગુરુ હેમચન્દ્રસૂરિનો પરિચય કરાવ્યા પછી પોતાનો અને ચરિત-રચનાનો પરિચય કરાવતાં શ્રીચન્દ્રસૂરિએ આ પ્રમાણે જણાવ્યું છે— તે હેમચન્દ્રસૂરિના (૧) વિજયસિંહ, (૨) શ્રીચન્દ્ર અને (૩) વિબુધચન્દ્ર એ ત્રણ ગુ(ગ)ણધર-પ્રધાન શિષ્યો થયા તેમાંથી શ્રીશ્રીચન્દ્રસૂરિ, દેશોમાં વિહરતા અનુક્રમે ધવલક નામના શ્રેષ્ઠ નગરમાં આવ્યા અને 'ભરુચ' નામના જિનમન્દિર પાસે રહ્યા હતા, કે જે જિનમન્દિર, ઉંચું, વિશાલ રૂપકોથી (વિવિધ પ્રકારના શિલ્પોથી) રમણીય મંડપથી સુન્દર હતું અને એ રમ્ય મંદિર શ્રીમુનિસુવ્રત જિનવરની પ્રતિમાથી અધિષ્ઠિત હતું.[1]

તે નગરમાં પોરવાડકુલનો ધવલ નામનો ગુણવાન્ શ્રાવક હતો, તેણે જિનચન્દ્ર મણિપ્રમુખ સમસ્ત સંઘને મળીને શ્રીમુનિસુવ્રતસ્વામિના ચરિત રચવા માટે વિનંતિ કરી, સંઘ પણ શ્રીચન્દ્રસૂરિને સન્માન્યું સંઘના તે આદેશને સ્વીકારી તે (શ્રીચન્દ્રસૂરિ), ત્યાંથી નીકળી આશાવલ્લીપુરી (આશાવલ અમદાવાદ પાસે)માં આવીને નીમાનન્દનના ઘેર શ્રાવક નાગિલના સદ્ગુણી પુત્રો અવટિ ભડસાલિ અને નન્નય વગેરેના ઘરે રહ્યા હતા. ત્યાં રહેતા શ્રીચન્દ્રસૂરિએ શ્રીમુનિસુવ્રત તીર્થંકરનું આ ચરિત સિદ્ધાન્તને અનુસારે રચ્યું આ ચરિતમાં મતિમોહથી મેં જે

[1] "[ तम्मि सीमा सिरिविजय ]सिंह सिरिचन्द विबुहचन्द त्ति ।
जाया तिन्नि गु(ग)णहरा सिरिसिरिचन्दो तओ सुगु ॥
देसेसु विहरमाणो, कमेण धवलक्कयम्मि वरनयरे ।
संपत्तो तत्थ ठिओ भरुयच्छयनामनिगमम्मि ॥
उत्तुंगम्मि विसाले, रूवग-रमणिज्ज-मंडव-मणाहे ।
[ सिरि ]मुणिसुव्वयजिणवर पडिमा-समहिट्ठिए रम्म ॥

—પિ રિ ૫ ૧૭ ના ૮૦ થી ૮૨.

પ્રો પિટર્સનના રિપોર્ટમાં અને તેના અનુકરણરૂપે ૫ શ્રી ૯ ના 'જૈનધર્મનો પ્રાચીન ઇતિહાસ' વગેરેમાં તેમને એક માની લેવાની થયેલી ભૂલ સ્પષ્ટ સમજી શકાય તેવી છે

ઉપર જણાવેલ ૧૬ સોળ વિજયસિંહસૂરિમાંથી ત્યાં નબરમાં જણાવેલ વિજયસિંહસૂરિ એ મલધારી હેમચન્દ્રસૂરિના પ્રથમ પટ્ટધર શિષ્ય હતા જ્યારે ૫ થી ૯ નબરમાં જણાવેલા આચાર્યો સિદ્ધરાજના રાજ્ય-સમયમાં તથા તેની લગભગમાં વિદ્યમાન હતા એથી એમનો પરિચય પણ અહીં પ્રસંગોપાત્ત કરાવી દીધો છે તે સાથે સ્પષ્ટ કરવા, સમાન-નામધારી છતાં ભિન્ન ભિન્ન સમયમાં જૂદી જૂદી વ્યક્તિ તરીકે થઈ ગયેલા વિજયસિંહસૂરિ-નામથી જાણવામાં આવેલા બીજા પણ પ્રાચીન અર્વાચીન આચાર્યોનો પરિચય અહીં કરાવ્યો છે

**શ્રીચન્દ્રસૂરિ—**

આ આચાર્ય મલધારી હેમચન્દ્રસૂરિના બીજા પટ્ટધર હતા અને ઉપર ન ૪થામાં જણાવેલા વિજયસિંહસૂરિના લઘુ ગુરુબન્ધુ હતા મલધારી અભયદેવસૂરિનો અને હેમચન્દ્રસૂરિનો ઉપર જે પરિચય આપ્યો છે તેમાં અધિક અંગે આ સૂરિની કૃતિ મુનિસુવ્રતસ્વામિચરિતની પ્રશસ્તિનો આધાર લેવામાં આવ્યો છે આ ચરિત પ્રાકૃતભાષામાં ૧૦,૯૯૪ ગાથાપ્રમાણ એટલે અગિયાર હજાર ગાથા-પ્રમાણ છે આ ઉપરથી આ આચાર્યની વિદ્વત્તાનો સહજ ખ્યાલ થઈ શકે તેમ છે આ ચરિતની તાડપત્રીય મનોહર એક પ્રતિ પાટણના જૈનસઘના ભડારમાં વિદ્યમાન છે પ્રો પિટર્સને રિ ૫, (પૃ ૮ થી ૧૮)માં આ ગ્રથની સવાસો ગાથા-પ્રમાણ પ્રશસ્તિ દર્શાવી છે તથા અમારા સન્મિત્ર પ હરગોવનદદાસે 'સુપાસનાહ ચરિઅ' ના ત્રીજા ભાગમાં પ્રસ્તાવનામાં પણ આ પ્રશસ્તિ સસ્કૃતછાયા સાથે અને કેટલીક ઉપયોગી ટિપ્પની સાથે આપી છે સ ૧૯૮૨માં પાટણના જૈનભડારોનું અવલોકન કરતા અમે એ પ્રશસ્તિને મૂળ સાથે તપાસી લઈ યોગ્ય ફેરફાર ટાકી લીધા હતા

એનો સમન્વય કરી મૂળ પાઠ સાથે આગળ ઉપર દર્શાવ્યો છે અને પ્રો પિટર્સન વગેરેની થયેલી સ્ખલનાઓ તરફ પાઠકોનુ લક્ષ્ય ખેંચ્યુ છે અવશિષ્ટ ભાગ આગળ દર્શાવવામા આવે છે

એ પ્રશસ્તિના અતિમ ભાગમા પોતાના ગુરુ હેમચદ્રસૂરિનો પરિચય કરાવ્યા પછી પોતાનો અને ચરિત્ર-રચનાનો પરિચય કરાવતા શ્રીચ સૂરિએ આ પ્રમાણે જણાવ્યુ છે—'તે હેમચદ્રસૂરિના (૧) વિજયસિંહ (૨) શ્રીચદ્ર અને (૩) વિબુધચદ્ર એ ત્રણ ગુ(ગ)ણધર-પટ્ટધર શિષ્યો થયા તેમાથી શ્રીશ્રીચદ્રસૂરિ, દેશોમા વિચરતા અનુક્રમે ધોળકા નામના શ્રેષ્ઠ નગરમા આવ્યા અને 'ભરુચ્ચ નામના જિનમદિર પાસે રહ્યા હતા, કે જે જિનમદિર, ઉંચુ, વિશાલ રૂપોથી (વિવિધ પ્રકારના શિ પોથી) રમણીય મડપથી યુક્ત હતુ અને એ રમ્ય મદિર શ્રીમુનિસુવ્રત જિનવરની પ્રતિમાથી અધિષ્ઠિત હતુ[૧]

તે નગરમા પોરવાડકુલનો ધવલ નામનો ગુણવાન શ્રાવક હતો, તેણે જિનચદ્રસૂરિપ્રમુખ સમગ્ર સઘને મેળવીને શ્રીમુનિસુવ્રતસ્વામિનુ ચરિત્ર રચવા માટે વિનતિ કરી, સઘે પણ શ્રીચદ્રસૂરિને ફરમાવ્યુ સઘના તે આદેશને સ્વીકારી તે(શ્રીચદ્રસૂરિ), ત્યાથી નીકળી આશાપલ્લીપુરી (આસાવળ અમદાવાદ પાસે)મા આવીને શ્રીમાલકુલના શ્રેષ્ઠ શ્રાવક નાગિલના સદ્ગુણી પુત્રો અનતરિ ભડસાલિ અને સરણ વગેરેના ઘરે રહ્યા હતા ત્યા રહેલા શ્રીચદ્રસૂરિએ શ્રીમુનિસુવ્રત તીર્થકરનુ આ ચરિત્ર સિદ્ધાતને અનુસારે રચ્યુ આ ચરિત્રમા મતિમોહથી મે જે

---

१ '[तेसिं सीसा सिरिविजय]सिह सिरिचद विबुहचद त्ति ।
नाया तिन्नि गु(ग)णहरा सिरिसिरिचदो तओ सूरी ॥
दसेसु विहरमाणो, कमेण धवलक्कयम्मि वरनयरे ।
सपत्तो तत्थ ठिओ भरयच्छयनामजिणभवणे ॥
उत्तुगम्मि विसाले, रूवग रमणिज्जमडव सणाहे ।
[सिरि]मुणिसुव्वयजिणवर पडिमा-समहिट्ठिए रम्मे ॥
—पि रि ५ १७ ॥ ८० थी ८२

કઈંપણ અયુક્ત કથન કર્યું હોય, તે સર્વને કૃતશ્રુત શ્રુતના કૃપા કરી વિશુદ્ધ કરો. શ્રાદ્ધ મતિના નિધાન, ઉદ્યમી પાર્શ્વદેવગણિએ આ ચરિત્રની પાટીપોથી લખવામાં બહુ સાહાય્ય કરી હતી તેમ જ અવદાત અને સગુણનો કનિષ્ઠ ભાઈ જનનાગ, ... આદિ આપી વિશેષ સાહાય્યકારક થયો હતો વિક્રમકાલથી ૧૧૮૩ વર્ષ નમના વચન પછી દીવાળીના દિવસે આ ચરિત્ર પરિસમાપ્ત થયું. આમાનું પ્રથમ પુસ્તક, ( ના પુત્રે ) વિનીત લેખક દેવનાગે લખ્યું હતું. આ ગ્રંથમાં ગાથાની સંખ્યા દસ હજાર, નવસો ચોરાણું જાણવી. જ્યાં સુધી આ વિમલ ભારતવર્ષમાં સર્વજ્ઞનું શાસન, ભવ્યજનોના મોહાદિ દોષો શાંત કરી તેમને જ્ઞાનવશ કરે છે ત્યાં સુધી આ મુનિસુવ્રતજિનના ચરિત્રનું સાધુઓ અનુગ્રહપૂર્વક વ્યાખ્યાન કરો અને ભવ્યજનો એકાગ્રચિત્ત થઈ તેને સદા સાંભળો [1] ગ્રંથકારના આવા ઉદાર અંતિમ ઉલ્લેખવાળું, ૨૬ ઈંચની લંબાઈવાળા ૪૫૧ તાડના પાના પર લખાયેલું આ ચરિત્ર, પાટણના જૈનભંડારમાં હજુ સુધી સખ્ત બંધનમાં હોઈ ગ્રંથકારનો પરિશ્રમ અને ઉપર જણાવેલ ઉદાત્ત આશય ભાગ્યે જ સફલ થાય છે. કોઈ તીવ્રદર્શનાભિલાષી સાહિત્યપ્રેમીના પ્રબલ પ્રયત્નથી દસકામાં એકાદ વખત થોડી ક્ષણો માટે એ પુસ્તક બંધનમુક્ત થઈ બહારના હવા પ્રકાશ જોવા ભાગ્યશાલી થતું હશે ! ભંડારોના સંરક્ષકો હવે કાંઈક વિશેષ ઉદાર બુદ્ધિ વાપરે, સાહિત્ય પ્રકાશક સંસ્થાઓ આવા ગ્રંથોનો ઉદ્ધાર કરી જૈન વિદ્વાનોની અપ્રતિમ વાઙ્મય સેવાને પ્રકાશમાં લાવે અને જનસમાજને તેનો લાભ આપવા સાધન-સુલભતા કરી આપે તેમ ઈચ્છવું અતિ પ્રાસંગિક અને ઉપયુક્ત લેખાશે

---

[1] 'सन्दो अत्थि गुणन्दो, धवलो नामेण पोरुवाडकुले ।
तेण जिणचन्दसूरि-प्पमुहो सघो समग्गो ॥
मेलेउ विन्नत्तो सिरिमुणिसुव्वयजिणिंद चरिअस्स ।
करणत्थ सघेण वि सिरिचन्दो पभणिओ सूरा ॥

સ્ખલના શોધન—

પ્રો પિટર્સનના રિ પોર્ટ (ટેક્સ્ટ પે ૭–૯)મા ઉપર જણાવેલ ગ્રથકાર અને ગ્રથનો પરિચય કરાવતા તથા રિ પમા મૂળ ગ્રથકારોની સૂચીમા પ્રશસ્તિની કઈક અશુદ્ધિ અને તેનો અર્થ સમજવામા કઈક

---

सो त सघाएस, पडिवज्जिउ विणिग्गओ तत्तो ।
आमावल्लिपुराए, आगन्तूण ठिओ गिहे ॥
सिरिमाल्कुल-समुब्भव-वरसावय-सेट्ठिनागिल्सुयाण ।
अवहरि भटसाल्यि-सरणय पमुहाण सगुणाण ॥
तत्थ ठिएण सिरिचदसूरिणा विरइय इम चरिय ।
सिरिमुणिसुव्वयतित्थकरस्स समयाणुसारेण ॥
ज कि पि इह अनुत्त उच्च सम्मोहओ मए अत्थि ।
त सुयहरा कयकिच्चा मज्झ विमोहतु सव्व पि ॥
पट्टिय पोत्थिय लिहणे, गणिणा कयमत्थ पासदेवेण ।
बहु माहेज्ज उज्जमपरेण वरमइनिहाणेण ॥
अवहरि सरणयाण कणिट्ठभाया तहेव जसराओ ।
माहेज्जकरो उच्छाहम्म य जाओ विसेसेण ॥
विक्कमकालाउ एगवी(वा)ससहस्से सए-सावणउ ( णिणवइए ) ।
तव्वयणतर दीवस(प)व्वदिणमि एय परिसमत्त ॥
एत्थ य पढम पुत्थय(य)मभिलिहिय देवरायकर सिस्से ।
ससयवतणएण लेहएण विणाएण ॥
गाहाण सत्ता यज ( सह )स्स स्स होंति नव सयाइ च ।
चउणवइसमहिया नेयाइ एत्थ गथमि ॥
वामे जाविह भारहम्मि विमले सव्वण्णुणो सासग,
हुज्जा भव्वजणोह मोह समिसव्वरे समित्ता नाणसवस (?) ।
मुणिमुव्वयस्स चरिय सागुनट्ठु गहा ) साहुणो
वक्खाणतु सणतु स(म)व्व निवहा एक(ग)ग्गचित्ता सया ॥ १०९९४ ॥
श्रीश्रीचद्रसूरिविरचित श्रीमुनिसुव्रतस्वामिचरित समाप्त ॥'

—પિ રિ ૫ ૧૭૧૮ ગા ૮૩ થી ૯૪.

ભૂલ થવાથી કેટલીક સ્ખલનાઓ થઈ જણાય છે અને તેનો આધાર લઈ બીજા લેખકોએ પણ એ સ્ખલનાઓ કરી છે, તેથી તેનું સૂચન કરવું અહીં ઉપયુક્ત છે પ્રો પિટર્સને આ પ્રમાણે નોંધ કરી છે—

"No 50 of these Patan books is a gigantic life of the twentieth Jain Tirthankar, in 10,994 gâthâs, the last of which came from the author s mind in the Śravana month of the Vikrama year 1121=A D 1065, during the sacred Paryûshana season '

(4) Śrichandrasûri, Vibudhachandra and Tinni (?), of whom Śrichandrasûri was the first in rank He was staying at Broach when the Nagar Sheth of the town, one Dhavala and other pious Jain laymen came to him with Jina chandra at their head and asked him to compose a life of Munisuvrata Hence the present book He wrote it in the city Asâvalli being the guest of the merchant Nagila of the Śrimâla kula

—પ્રો પિટર્સનના ઉપર્યુક્ત ઉ લેખની નકલ, પ હીરાલાલે ગુજરાતીમા આ પ્રમાણે ઉતારી છે—"શ્રીચદ્રસૂરિ—આ આચાર્ય મલ્લધારી શ્રીહેમચદ્રસૂરિના શિષ્ય હતા તે વિક્રમસવત ૧૧૨૧મા વિદ્યમાન હતા તે સાલમા જ્યારે તે ભરુચમા પધાર્યા હતા ત્યારે ત્યાના નગરશેઠ ધવલશાહે સઘ-સહિત તેમને મુનિસુવ્રતસ્વામિનુ ચરિત્ર રચવાની વિનતિ કરી હતી અને તેથી તેમણે આશાવલીમા આવી, શ્રીમાલકુલના નાગિલ નામના શ્રાવકના ઉપાશ્રયમા રહી તે ગ્રથ રચ્યો હતો તે ગ્રથની પહેલી પ્રતિ પાર્શ્વદેવગણિએ લખી હતી"

—જૈનધર્મનો પ્રાચીન ઇતિહાસ મ ૧૯૫૭મા પ્રકાશિત થયેલ (ભા ૧, પૃ ૧૪૫)

આ જ ઉ લેખની નકલ, 'જૈન ઇતિહાસ' (જૈનધર્મ વિદ્યા પ્રસારક વર્ગ પાનીતાણા તરફથી વિ સ ૧૯૬૪મા છપાયેલ)મા પ્રકરણ ૧૪, પૃ ૮૮મા પણ જોવામા આવે છે

'અભિધાન રાજેન્દ્ર' નામના બૃહતપ્રાકૃતકોષમા પણ ઉપર્યુક્ત C લેખની નકલ સસ્કૃતમા ઊતરી આવી છે—(ભા ૭, પૃ ૮૫૨)

"मोरचद श्रीचन्द्र मल्धारिश्रीहेमचन्द्रसूरिशिष्ये विक्रम ११२१ वर्षे भृगुकच्छन गरश्रेष्ठिनो धवल्शाहनाम्न प्रार्थनया मुनिसुव्रतस्वामिचरित्रकारक आचार्ये च। जै इ"

—જૈનધર્મના પ્રાચીન ઇતિહાસના ઉપર જણાવેલ ફકરાની નકલ સગ્રહણીસૂત્રની પ્રસ્તાવનામા મુનિરાજ શ્રીલલિતવિજયજીએ સસ્કૃતમા ઉતારી છે, પરતુ મુનિસુવ્રતસ્વામિના ચરિત્રની રચનાનો સવત્ ત્યા વિ સ ૧૧૯૩ દર્શાવ્યો છે

—જૈન ગ્રથાવલી (જૈન શ્વે કૉ૦ તરફથી વિ સ ૧૯૬૫મા પ્રકાશિત પૃ ૬૪)મા આ શ્રીચદ્રસૂરિને પિંડવિશુદ્ધિના વૃત્તિકાર તરીકે ઓળખાવતા આ પ્રમાણે નોધ કરેલી છે—

"શ્રીચદ્રસૂરિ તે મલધારી હેમચદ્રસૂરિના શિષ્ય છે તેમણે સવત્ ૧૧૯૩મા મુનિસુવ્રતસ્વામિનુ ચરિત્ર રચ્યુ છે પિટર્સનના પાચમા રિપોર્ટમા મુનિસુવ્રત ચરિત્ર રચ્યાનો સવત્ ૧૧૨૧ આપેલ છે, તે ભૂલ કરી છે કારણ કે તેમના ગુરુ હેમચદ્રસૂરિની સવત્ ૧૧૬૪મા સ્વહસ્ત લિખિત પોથી પાટણમા મોજૂદ છે એમ કિલહોર્ને નોધ કરી છે રિપોર્ટના સાતમે પાને આ ચરિત્રની પ્રશસ્તિ આપેલ છે ત્યા "एग वाससहस्से"ના બદલે 'एगवीससहस्से' ભૂલથી છપાયુ છે તે પરથી પિટર્સન સાહેબે ગોથુ ખાધુ લાગે છે આ વૃત્તિ માટે પાટણની એક

ભૂલ થવાથી કેટલીક સ્ખલનાઓ થઈ જણાય છે અને તેનો આધાર લઈ બીજા લેખકોએ પણ એ સ્ખલનાઓ કરી છે, તેથી તેનું સૂચન કરવું અહીં ઉપયુક્ત છે પ્રો પિટર્સને આ પ્રમાણે નોધ કરી છે—

" No 50 of these Patan books is a gigantic life of the twentieth Jain Tirthankar, in 10 994 gâthâs, the last of which came from the author s mind in the Śrâvana month of the Vikrama year 1121=A D 1065, during the sacred Paryûshana season

(4) Śrichandrasûri, Vibudhachandra and Tinni (?), of whom Śrichandrasûri was the first in rank He was staying at Broach when the Nagar Sheth of the town, one Dhavala and other pious Jain laymen came to him with Jina chandra at their head and asked him to compose a life of Munisuvrata Hence the present book He wrote it in the city Âsâvalli being the guest of the merchant Nagila of the Śrimâla kula

—પ્રો પિટર્સનના ઉપર્યુક્ત ઉલ્લેખની નકલ, પ હોગલાલે ગુજરાતીમા આ પ્રમાણે ઉતારી છે—" **શ્રીચંદ્રસૂરિ**—આ આચાર્ય મલ્લધારી શ્રીહેમચંદ્રસૂરિના શિષ્ય હતા તે વિક્રમસંવત ૧૧૨૧મા વિદ્યમાન હતા તે સાલમા જ્યારે તે ભરુચમા પધાર્યા હતા ત્યાર ત્યાના નગરશેઠ ધવલશાહે સંઘ સહિત તેમને મુનિસુવ્રતસ્વામિનું ચરિત્ર રચવાની વિનતિ કરી હતી અને તેથી તેમણે આશાવલીમા આવી, શ્રીમાલકુલના નાગિલ નામના શ્રાવકના ઉપાશ્રયમા રહી તે ગ્રંથ રચ્યો હતો તે ગ્રંથની પહેલી પ્રતિ પાર્શ્વદેવગણિએ લખી હતી "

૧૧૯૩ સભવિત છે એથી જૈનગ્રથાવલીમા તથા ૫ હરગોવિંદદાસની પ્રસ્તાવના વગેરેમા એ જ માન્ય ગણેલ છે, તે યોગ્ય લાગે છે

એ સિવાય પ્રશસ્તિ પરથી જે અર્થ સમજાય છે, તે ઉપર દર્શાવેલ ટીકાથી અહીં પુનરુક્તિ કરવાની આવશ્યકતા નથી ઉપરના ૭ લેખોમા થયેલી ભૂલ થાય છે, તે તે પરથી સમજી શકાશે

આ શ્રીચદ્રસૂરિનો રચેલો દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકીના જીવોની ઉત્પત્તિ વગેરે વિષયોનો બોધ કરાવતો સગ્રહણીરત્ન નામનો બીજો પ્રાકૃત ગ્રથ મળી આવે છે, તેના અતમા પણ તેમણે પોતાને મલધારી હેમસૂરિના શિષ્ય તરીકે ઓળખાવેલ છે [1] આ ગ્રથ પર તેમના જ શિષ્ય દેવભદ્રસૂરિએ સસ્કૃતમા સાડાત્રણ હજાર શ્લોક પ્રમાણ વૃત્તિ રચેલી છે [2] શેઠ દે લા જૈન પુ ફડ તરફથી આ ગ્રથ વૃત્તિ સાથે પ્રકાશિત થઈ ગયેલ છે છપાયેલ હેડીંગમા તેના મૂલ પાઠના કર્તા દેવભદ્રસૂરિ છપાયેલ છે, તે ભૂલ જણાય છે ખરી રીતે ત્યા શ્રીચદ્રસૂરિ જોઈએ

આ શ્રીચદ્રસૂરિની ત્રીજી કૃતિ ક્ષેત્રસમાસ નામની છે જેનો પ્રારભ 'नमिउं वीरं सयलत्थभासग आवा पદોથી થાય છે આ ગ્રથ મોટા ક્ષેત્રસમાસ પરથી ઉદ્ધરી રચવામા આવેલ છે આ ગ્રથની એક તાડપત્રીય પ્રતિ ખભાતના ભડારમા છે પ્રો પિટર્સને રિ ૩, પૃ ૨૦મા આનો આદ્યત ભાગ દર્શાવ્યો છે [3]બૃટ્ટિપ્પનિકામા સૂચવેલી દેવભ

---

१ 'मलधारि हेमसूरीण सीसलेसेण सूरिणा रइय।
संगहणिरयणमेयं नंदउ जा वीरजिणतित्थ ॥

२ श्रीहर्षपुरीयगच्छालङ्कारमलधारि-श्रीमदभयदेवसूरिपट्टरत्नश्रीहेमचन्द्रसूरि शिष्य श्रीचन्द्रसूरिचरणाम्बुजचञ्चरीकेण श्रीमुनिचन्द्रसूरिभ्यो लब्धप्रतिष्ठेन श्रीदेवभद्रसूरिणा विरचिता स्वगुरु-प्रगीत-संग्रहण्या वृत्ति समर्थिता । ग्र ३५००॥

३ बृहत्क्षेत्रसमासवृत्ति १२३३ वर्षे देवभद्रीया २००० स्तम्भने ।' बृ

ટીપમાં પાર્શ્વદેવની સહાયતાથી આ વૃત્તિ રચી છે એમ પણ લખેલ છે તે પરથી આ વૃત્તિમાં શ્રીચંદ્ર તે મલધારી હેમચંદ્રસૂરિના જ શિષ્ય છે, એમ ચોક્કસ નિર્ણય થાય છે ''

૧ પ્રો પિટર્સને અને તેમના ઉ લેખનુ અનુકરણ કરનારાઓએ શ્રીચંદ્રસૂરિ ભરુચમાં પધાર્યાની અને ભરુચના ધવલ નામના શેઠની વિનતિથી મુનિસુવ્રતચરિત્ર રચાયાની હકીકત જણાવી છે, પરંતુ ઉપર જણાવેલી પ્રશસ્તિમાં સૂચવ્યા પ્રમાણે એ ધવલ શ્રાવક ધોલકાના હોવા જોઈએ ધોલકામાં ' ભરુચ ' નામથી ઓળખાતું જિનમંદિર હતુ, ત્યાં એ શ્રીચંદ્રસૂરિએ નિવાસ કર્યો હતો જેમ શત્રુંજય ગિરનાર વગેરેના અનુકરણો અન્ય સ્થળોમાં થાય છે અને તે ઉપચારથી તેના નામથી ઓળખાય છે, તેવી રીતે મુનિસુવ્રતસ્વામિથી અધિષ્ઠિત થયેલ ભરુચના જિનમંદિરના અનુકરણરૂપે ધોલકામાં તેવુ મંદિર હતુ, તેમ પ્રશસ્તિ પરથી જણાય છે પં હરગોવિંદદાસે પણ આ પ્રશસ્તિની સંસ્કૃત ટિપ્પનીમાં આવો આશય સૂચવ્યો છે, તે યોગ્ય જણાય છે

૨ મુનિસુવ્રતચરિત્રની રચનાનો સમય વિક્રમસંવત્ ૧૧૨૧ પ્રો પિટર્સન વગેરેએ દર્શાવ્યો છે, તે ભ્રાન્તિયુક્ત અને અસંભવિત પૂરવાર થાય છે કારણ કે એ જ ગ્રંથની પ્રશસ્તિમાં શ્રીચંદ્રસૂરિ સિદ્ધરાજ જયસિંહના સમયમાં વિ સં ૧૧૭૦ અને ૧૧૭૫માં રચાયેલા પોતાના ગુરુએ રચેલા ભવભાવના વિશેષાવશ્યક વિવરણ વગેરે ગ્રંથોના નામ દર્શાવે છે અને વિ સં ૧૧૯૯માં લક્ષ્મણગણિ સુપાર્શ્વનાથચરિત્રમાં આ મુનિસુવ્રતચરિત્રનુ સ્મરણ કરે છે તેથી એ વચ્ચેનો સમય હોવો જોઈએ પ્રશસ્તિની સંવત્ દર્શાવનારી ગાથા પરથી રચના સમય બરાબર સ્પષ્ટ થતો નથી, તો પણ બૃહટ્ટિપ્પનિકાના[૧] ઉલ્લેખ પ્રમાણે વિ સં

૧ 'मुनिसुव्रतचरित्र मा ११९३ वर्षे चंद्रसूरिरदय (त्रित) गाथा १०९९४।

—બૃહટ્ટિપ્પનિકા (જૈન સાહિત્ય સંશોધક ભા ૧ અં ૨)

સૂચની આ છએ ગ્રંથોના કર્તા તરીકે આ શ્રીચંદ્રસૂરિને જણાવ્યા છે, પરંતુ આમાં છે તે જણાવેલ ત્રણ ગ્રંથોના કર્તા બીજા શ્રીચંદ્રસૂરિ છે તથા પ્રવચનસારોદ્ધારના સાતમા દ્વારમાં એકસો વીશ જિનના નામ કીર્તનને અંતે સૂચવાયેલ શ્રીચંદ્રસૂરિ પણ આથી ભિન્ન જણાય છે, તે આગળ ઉપર જોવાશે

'અભિધાન-રાજેન્દ્ર' બૃહત્પ્રાકૃતકોષ (ભા ૩જા પૃ ૧૦૯૬)મા આ શ્રીચંદ્રસૂરિને વિજયસિંહસૂરિના શિષ્ય તરીકે ઓળખાવી તેને આવશ્યકસૂત્ર-પ્રદેશવ્યાખ્યા-ટિપ્પનકાર તરીકે ઓળખાવ્યા છે પરંતુ તે જે ઈના ઉપર્યુક્ત ઉ લેખને અનુસરી જણાવેલ હોવાથી તે પણ ભૂલભરેલ છે આવશ્યકસૂત્રની પ્રદેશવ્યાખ્યા કે જેનું અપરનામ ટિપ્પન છે તે મલધારી-હેમચંદ્રસૂરિએ રચ્યું હતું, એ ઉપર કહેવાઈ ગયું છે

## લાટદેશની મુદ્રાનો ત્યાગ

વિ સં ૧૧૯૯મા માઘ શુ ૧૦ ગુરુવારે મંડલિપુરી(માંડલ)મા કુમારપાળના રાજ્યપ્રારંભમા દશહજારશ્લોક પ્રમાણ પ્રાકૃત સુપાર્શ્વનાથ-ચરિત્ર રચનાર લક્ષ્મણગણિએ ગ્રંથની અંતિમ પ્રશસ્તિમા મલધારી હેમચંદ્રસૂરિના બીજા શિષ્ય તરીકે પોતાના વડીલ ગુરુબંધુ પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિનો પરિચય ત્રણ પદ્યોથી કરાવ્યો છે તેનો સારાંશ આ પ્રમાણે છે—

' એ હેમચંદ્રસૂરિના બીજા શિષ્ય શ્રીચંદ્રસૂરિ થયા, જે મુદ્રા-નિનાના વિદ્યા સમુદ્રને ઉલ્લસિત કરવામા પૂર્ણિમાના પૂર્ણચંદ્ર-સમા અને જિન-પ્રવચનરૂપી કુમુદને વિકસાવનારા થયા જેણે માન શ્રીલાટ દેશની મુદ્રા(મંત્રિમુદ્રા)ને જ નહિ શ્રમણમુદ્રા(સાધુધર્મ)ને ધારણ કરતા પણ જિન પ્રવચનની પ્રભાવના કરી છે મુનિસુવ્રતચરિતરૂપી રંગશાલા(નાટ્યગૃહ થિયેટર)મા વિલસિત થયેલી—ખીલેલી જેમની વાણી, છંદ(ચરિતપક્ષમા વૃત્તો અને નટીપક્ષમા અભિપ્રાય)ને અનુ

સૂરિની વિ સ ૧૨૩૩મા રચાયેલી એમહન્ન શ્લોક-પ્રમાણ બૃહ ત્ક્ષેત્રસમાસની વૃત્તિ એ આ લઘુ ક્ષેત્રસમાસની વૃત્તિ હોવાનુ અનુમાન છે

[1]બૃહટ્ટિપ્પનિકામા જિનવલ્લભસૂરિના પિંડવિશુદ્ધિ ગ્રંથ પર વિ સ ૧૧૭૬ અને વિ સ ૧૧૮૦મા વૃત્તિ કરનાર તરીકે યશોદેવ અને શ્રીચંદ્રસૂરિ એના બે નામો દર્શાવ્યા છે તેમાના શ્રીચંદ્રસૂરિને જૈન ગ્રંથાવની(જૈન શ્વે ૅ ા ઓફિસ, મુબઈથી પ્રકટ થયેલ પૃ ૬૮)મા મલધારી-હેમસૂરિના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે, તે યોગ્ય લાગતુ નથી અમારા ધારવા પ્રમાણે એ બે વૃત્તિઓ જૂદી નહિ પણ એક જ હરો વૃત્તિકારનુ નામ યશોદેવ અને તેના ગુરુનુ નામ શ્રીચંદ્રસૂરિ છે, જે આ ચંદ્રસૂરિથી ભિન્ન વ્યક્તિ છે એમ આગળ જોવાશે

પ્રો પિટર્સને રિ પમા ગ્રંથકારોની સૂચીમા અગ્રેજીમા તથા તે પરથી ગૂજરાતીમા પ હીરાલાલે જૈનધર્મનો પ્રાચીન ઇતિહાસ (ભા ૧, પૃ ૩૧)મા ચંદ્રસૂરિ(૧)નો પરિચય કરાવતા વિ સ ૧૨૨૨મા આવશ્યક-સૂત્ર પર પ્રદેશ વ્યાખ્યા ટિપ્પન તથા ૧૨૨૮મા નિરયાવલીસૂત્ર પર ટીકા રચનાર તરીકે પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિને જણાવ્યા છે, પરતુ ખરી રીતે તપાસતા તે ગ્રંથકાર જૂદા જણાઈ આવે છે, તેનો પરિચય પણ આગળ જોવાશે

દે લા જૈન પુ ફંડ તરફથી પ્રકાશિત થયેલ પ્રવચનસારોદ્ધારના સસ્કૃત ઉપોદ્ઘાત (પૃ ૪)મા મુનિસુવ્રતસ્વામિ-ચરિત, સગ્રહણી સૂત્ર ક્ષેત્રસમાસ રચનાર પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિને ન્યાયપ્રવેશ-ટિપ્પન, નિરયાવલિકા-વૃત્તિ અને નદી વગેરેના ટિપ્પન કરનાર તરીકે પણ

---

१ "पिण्डविशुद्धिसूत्र जैनवल्लभम् । गाथा ? ३

(२) वृत्ति ११७८ वर्षे यशोदेवी २८ ।

(३) अणुवृत्ति ११८० वर्षे श्रीचन्द्रसूरिया ४४ । प्रत्यन्तरे त्वनुवृत्ति ११७६ वर्षे यशोदेवी २८ ० । वृत्ति ११८० वर्षे श्रीचन्द्रसूरीया ४४ ० । —बृ

તથા વિ સ ૧૩૮૭મા રચેલી પ્રાકૃતદ્વયાશ્રય-મહાકાવ્યની વૃત્તિના અતમા પણ સૂચવેલ છે વિશેષમા તેમણે વિબુધચદ્રમુનિને પણ લાટદેશની મુદ્રાનો ત્યાગ કરી દીક્ષા સ્વીકારનાર તરીકે ઓળખાવ્યા છે—

"તે(મલધારી હેમચદ્રસૂરિ)ના બે વશજ—શિષ્યો શ્રીચદ્રમુનીદ્ર અને વિબુધચદ્રમુનિ થયા કે જેઓએ લાટદેશની મુદ્રાનો ત્યાગ કરી દીક્ષા ગ્રહણ કરી હતી "[1]

મલધારી દેવપ્રભસૂરિએ પાડવચરિત્ર મહાકાવ્યની પ્રાંત પ્રશસ્તિમા આ શ્રીચદ્રસૂરિના સબધમા વિજયસિંહસૂરિના સ્મરણ પછી જણાવ્યુ છે હેમચદ્રસૂરિના બીજા પટ્ટધર તરીકે હેમચદ્રસૂરિના પદને શોભાવનાર, ગુણોના અદ્વિતીય નિધિરૂપ શ્રીચદ્રસૂરિ થયા, જેમણે વિદ્યાને અને મદને લાબો વિયોગ કરાવ્યો[2] વિદ્વાનોને વિદ્યાને લીધે મદ થવો સુલભ હોય છે તેમ છતા આ પ્રૌઢ વિદ્યાવાન્ વિદ્વાને મદને પોતાની પાસે આવવા દીધો ન હતો સારાશ કે તેઓ વિદ્યાવાન્ છતા નિરહકારી હતા

પ્રા સદ્ગુરુ પદ્ધતિ(હર્ષપુરીયગચ્છ પટ્ટાવલી)મા સૂચવ્યુ છે કે—

"શ્રીચ સૂરિનો કોઈ અભિનવ પ્રકારનો કાવ્યરસ જયવતો વર્તો કે જે બહુ રોગ, શોક, કલિમલ, જન્મ, જરા તથા મરણને દૂર કરનારો છે "[3]

---

१ श्रीश्रीचद्रमुनीद्रो विबुधेदुमुनिश्च तस्य वश्यौ द्वौ ।
यौ लाटदेशमुद्रामुज्झित्वा जगृहतुर्दीक्षाम् ॥ '

— પાયકલીપજિકા તથા પ્રાકૃતદ્વયાશ્રયવૃત્તિની પ્રશસ્તિ પિ રિ ૩ ૨૭૫ તથા પત્તનભા સૂચી )

२ श्रीचद्रसूरिरभवत् तदीयपट्टभूषण गुणैकनिधि ।
विद्यायास्त्र मदस्य च, यन वितेन चिरवियोग —પિ રિ ૩ ૧૩૩

३ सिरिसिरिचदमुणिंदस्स अहिणवो जयइ को कव्वरसो।
बहुरोयसोयकलिमलजम्मणजरामरण निट्ठवणो ॥ —પિ રિ ૫ ૭

સંગતી તથા અલંકારો (ચંરિતપક્ષમાં શ્લેષ, ઉપમા વગેરે અને નદી પક્ષમાં આભૂષણો)થી શોભતી નદીની જેવી શોભે છે."[1]

શ્રીચંદ્રસૂરિના સમકાલીન તેમના લઘુ ગુરુબંધુ લક્ષ્મણગણિના ઉપર્યુક્ત ઉલ્લેખ પરથી એવું સૂચિત થાય છે કે શ્રીચંદ્રસૂરિ પોતાની પૂર્વાવસ્થામાં લાટદેશના મંત્રીપદે મુદ્રાવ્યાપારમાં નિયુક્ત હોવા જોઈએ અને સંભવ પ્રમાણે તે સિદ્ધરાજના રાજ્ય-સમયમાં જ મુદ્રાધિકારી હોવા જોઈએ. આ મુદ્રાધિકારનું પાલન કરતાં તેમણે જિન પ્રવચનની પ્રભાવના કરી હતી.

—એ ઉપરથી એવું સમજાય છે કે—મલધારી હેમચંદ્રસૂરિના સદુપદેશથી સિદ્ધરાજ દ્વારા ભરૂચ તરફના ભાગમાં થયેલા સત્કાર્યોમાં શ્રીચંદ્રસૂરિએ પૂર્વાવસ્થામાં મુદ્રાધિકારી—મંત્રી તરીકે અપૂર્વ સેવાભાવ સમર્પ્યો હશે. પરંતુ ખેદ એટલો છે કે—એ સંબંધી ગૂઢ ઇતિહાસ આપણે મેળવી શક્યા નથી. શ્રીચંદ્રસૂરિનો પૂર્વાવસ્થાનો પરિચય, તેમનું પૂર્વનામ, તેમનો મુદ્રાધિકાર કેટલા વરસો સુધી હતો, તેમના દ્વારા થયેલાં વિશેષ કાર્યો—એ વગેરે સંબંધમાં કંઈક વિશેષ જાણવાયોગ્ય મળી આવે તો નવીન પ્રકાશ પડવા સંભવ છે.

લક્ષ્મણગણિના ઉપર્યુક્ત ઉલ્લેખને અનુસરતો ભાવ રાજશેખરસૂરિએ વિ. સં. ૧૩૮૫ લગભગમાં રચેલી ન્યાયકંદલી પંજિકાના અંતમાં

---

૧ ' दुइओ अमुद्द विज्जासमुद्द-मपुन्न पुन्निमाइन्दो।
जिणपवयण कुमुय वियासगो य सिरिचंदसूरि त्ति ॥
पालतेण सिरिलाडदेसमुद्द न केवल जेण।
जिण पवयणस्स विहिया पभावणा समणमुद्द पि ॥
जस्स य मुणिसुव्वयचरिय रंगसालाए विलसिया वाणी।
छंदाणुगयालंकारमालिणी लखयवहु व्व ॥
—જૈન વિવિધ સાહિત્ય-શાસ્ત્રમાલામાં પ્રકાશિત

સગ્રહ' નામની કૃતિ આ આચાર્યની આધ્યાત્મિક પ્રતિભાને સૂચવે છે 'સત્તરિકા' નામના ગ્રથને દૃષ્ટિવાદના નિષ્યદરૂપ જણાવનાર આ મહત્તરના પચમ ગ્રહ ગ્રથ પર મલયગિરિ જેવા સમર્થ વિદ્વાને અઢાર હજારથી અધિક શ્લોક પ્રમાણવાળી વૃત્તિ રચેલી છે જે પ્રકાશિત થયેલ છે જૈન સિદ્ધાતથી ઉદ્ધરી શ્રુતદેવીના પ્રસાદથી સક્ષિપ્ત ગભીર પ્રકરણ રચનાર આ ચદ્રર્ષિની પચસગ્રહ-કૃતિ જીવ અને કર્મ-વિષયક જિજ્ઞાસા ધરાવનારને અત્યત ઉપયોગી અને પ્રમાણભૂત ગ્રથ સૂચવી શકાય તેમ છે

(૩) શ્રીચદ્ર મુનિ આ દિગબર વિદ્વાનની કથાકોષ નામની ૫૩ સધિ(પરિચ્છેદ)વાળી અપભ્રશભાષામય કૃતિ મળી આવી છે તેના અતમા મૂકેલી સસ્કૃત પ્રશસ્તિ પરથી જણાય છે કે કુદકુદાચાર્યની પરપરામા શ્રીકીર્તિ મુનીશ્વર પછી શ્રુતકીર્તિ નામના પ્રભાવક વ્યાખ્યાતા અને કવિ થયા, કે જેમના ચરણકમળને ગાગેય, ભોજદેવ વગેરે રાજાઓએ પૂજ્યા હતા તેમના પછી સહસ્રકીર્તિના શિષ્ય વીર્યચદ્રસૂરિ પૃથ્વી પર પ્રસિદ્ધ થયા તેમના વિદ્વાન્ અને વિવેકી શિષ્ય આ શ્રીચદ્ર થયા તેમણે ભવ્યોની પ્રાર્થનાથી પૂર્વાચાર્યોની કૃતિને આધારે આ કથાકોષ રચ્યો હતો

વિશેષમા તેમા જણાવ્યુ છે કે—અણહિલપુર(પાટણ)મા પોરવાડ સજ્જન નામનો સજ્જન થઈ ગયો, જે મૂળરાજ રાજાના ધર્મસ્થાનનો ગોષ્ઠિક હતો તેને ધાર્મિકજનોમા અને ચતુર્વિધ સઘમા અગ્રેસર કૃષ્ણ નામનો પુત્ર હતો તેની વહાલી બેન રાણુને ત્રીજા, માહણપાલ અને સાઢદેવ નામના ત્રણ પુત્રો તથા સિરી, શૃગારદેવી, સૂ_ અને સોખુ એ નામની ચાર પુત્રીઓ હતી તેમાની સુદરા એ કલિકાલરૂપી મહાસર્પના ઝેરથી મૂર્છિત થયેલા જૈનધર્મને સજીવન કરવામા જીવનૌષધિ થઈ હતી મહાશ્રાવક કૃષ્ણના શુભાત્મા સતાને આ કથાકોષનુ વ્યાખ્યાન પોતાના કર્મક્ષય માટે કરાવ્યુ હતુ

સિદ્ધરાજના રાજ્યસમયમા થયેલા પ્રસ્તુત શ્રીચદ્રસૂરિના સમકાલીન અને તેમનાથી પ્રાચીન અર્વાચીન શ્રીચદ્ર નામના બીજા અનેક આચાર્યો થઈ ગયેલા હોવાથી કેટલાક લેખકોએ તેમના સબધમા ગોટાળો કરી નાખ્યો છે એટલે સ્પષ્ટ કરવા જાણવામા આવેલા શ્રીચદ્રસૂરિ નામના કેટલાક આચાર્યોનો પરિચય અહીં કરાવવામા આવે છે—

(૧) શ્રીચદ્રસૂરિ આ આચાર્ય વિક્રમની બીજી સદીની લગભગમા થયા જણાય છે સોપારક (સોપારા મુબઈ પાસે)મા વસતા ધનાઢ્ય શ્રાવક જિનદત્તની પત્ની ઈશ્વરીના એ સુપુત્ર હતા તેમને બીજા ત્રણ બધુઓ હતા તેમાથી વડિલનુ નામ નાગેન્દ્ર અને લઘુબધુના નિર્વૃતિ અને વિદ્યાધર એવા નામો હતા એ વખતમા દુષ્કાળે ભયકર કેર વર્તાવ્યો હતો, તેથી કટાળી જિનદત્તશેઠે લાખ રૂપિયાના મૂલ્યથી અન્ન પકાવી, તેને વિષ-મિશ્રિત કરી નાખી ખાવાની તૈયારી કરી હતી, પરતુ તે જ અરસામા આર્યવજ્રસ્વામિના પટ્ટધર આર્યવજ્રસેનનુ ત્યા આગમન થયુ અને તેમણે એ લક્ષણથી ગુરુના ભવિષ્ય કથન પ્રમાણે બીજે દિવસે જ સુકાલ થવાની સૂચના આપી દૈવયોગે પ્રભાતમા વહાણો દ્વારા પુષ્કળ ધાન્ય આવતા સુકાળ થયો ત્યારપછી જિનદત્ત શેઠે, પત્ની અને ચારે પુત્રો સાથે જૈનદીક્ષા સ્વીકારી જશનામી એ ચારે મહાનુભાવોથી (૧) નાગેન્દ્ર, (૨) ચન્દ્ર, (૩) નિર્વૃતિ અને (૪) વિદ્યાધર એવી શાખાઓ પ્રકટી કાલક્રમે એ કુલ અને ગચ્છ નામથી પણ પ્રખ્યાત થઈ એમની પરપરામા થયેલા જૈન સાધુ–સાધ્વીઓ તે તે કુલથી અથવા ગચ્છથી પ્રસિદ્ધ થયા આ ચદ્રસૂરિની પરપરામા હજારો મુનિઓ થઈ ગયા છે, જેઓએ પોતાનો પરિચય ચાદ્રકુલીન તરીકે કરાવ્યો છે કલ્પસૂત્ર–સ્થવિરાવલી, કથાવલી, હેમ પરિશિષ્ટપર્વ એ વગેરે અનેક ગ્રથોમા આ ઉલ્લેખ કરવામા આવ્યો છે

(૨) ચન્દ્રર્ષિ આ આચાર્ય ઘણા પ્રાચીન સમયમા થયા જણાય છે શતક વગેરે પાચ ગ્રથ અથવા દ્વારોના સગ્રહવાળી પચ

**(૬) શ્રીચંદ્રસૂરિ** આ આચાર્ય બૃહદ્‌ગચ્છમાં થઈ ગયેલા જિનચંદ્રસૂરિના બીજા પટ્ટધર હતા અને આમ્રદેવસૂરિના લઘુ ગુરુબંધુ હતા. તેઓ વિક્રમની બારમી સદીના ઉત્તરાર્ધમાં સિદ્ધરાજના રાજ્ય-સમયમાં વિદ્યમાન હતા. આમ્રદેવસૂરિએ યશોનાગશેઠની વસતિમાં રહીને આગ ભેની આખ્યાન મણિકોશની ચૌદ હજાર શ્લોક પ્રમાણ વૃત્તિ વિ. સં. ૧૧૯૦માં સિદ્ધરાજ જયસિંહના રાજ્ય સમયમાં જ ધવલપુર (ધોલકા) માં અચ્છુપ્તની વસતિમાં પૂર્ણ કરી હતી. સવાનવ મહિના સુધી માનસ ગર્ભમાં રાખી ઉત્પન્ન કરેલી આ વૃત્તિની પ્રાંત પ્રશસ્તિમાં આમ્રદેવસૂરિએ પોતાના આ લઘુ ગુરુબંધુ શ્રીચંદ્રસૂરિનું નામ દર્શાવ્યું છે. પ્રો. પિટર્સને ખંભાતના જૈનભંડારની તાડપત્રીય પુસ્તિકા પરથી આ ગ્રંથની પ્રશસ્તિ રિ. ૩જા (પૃ. ૭૯ થી ૮૨)માં આપેલી છે. તે પરથી જણાય છે કે કલાકુશલ નેમિચંદ્ર, ગુણાકર અને પાર્શ્વદેવગણિએ આ વિશાલ વૃત્તિના લેખન શોધનાદિ કૃત્યોમાં અને આધાન ઉદ્ધરણમાં સહાયતા કરી હતી.

આ મૂલ આખ્યાનમણિકોશને રચનાર દેવેન્દ્રગણિ અપરનામ નેમિચંદ્રસૂરિ તેમના પૂર્વજ બારમી સદીના પૂર્વાર્ધમાં થઈ ગયા. જેમણે વિ. સં. ૧૧૨૯માં ઉત્તરાધ્યયનની ચૌદહજાર શ્લોક પ્રમાણ વૃત્તિ, વિ. સં. ૧૧૩૯(૪૧)માં મહાવીર ચરિત (પ્રા.), રત્નચૂડચરિત વગેરે રચ્યા હતા.

સિદ્ધરાજ અને કુમારપાલ ભૂપાલના મહામાત્ય પૃથ્વીપાલની પ્રાર્થનાથી પ્રાકૃત અપભ્રંશ ભાષામાં આઠ આઠ હજાર શ્લોક પ્રમાણ ચોવીશે તીર્થંકરોનાં ચરિત્રો રચનાર હરિભદ્રસૂરિએ આ શ્રીચંદ્રસૂરિને પોતાના ગુરુ તરીકે ઓળખાવ્યા છે.

**(૭) શ્રીચંદ્રસૂરિ.** આ આચાર્ય વિક્રમની બારમી સદીના ઉત્તરાર્ધમાં અને તેરમી સદીના પૂર્વાર્ધમાં વિદ્યમાન હતા. જેમના પૂર્વજ અજિતસિંહસૂરિએ વિશ્રાન્તવિદ્યાધરની વ્યાખ્યા કરી હતી. ચંદ્રકુલના

—આ કથાકોષનો આદ્યત ભાગ, 'મસ્નપ્રાત અને બિગર'ના સસ્કૃત પ્રાકૃત પુસ્તકોના કેટલોગમા ગયમહાદુર હીરાલાલ મહાશયે પૃ ૭૨૫ થી ૭૨૭મા દર્શાવેલ છે

(૪) ચદ્રસૂરિ આ આચાર્ય ચદ્રકુલમા થયેના પરિવહારિ સહન કરનાર વીરગણિના શિષ્ય હતા અને દેવચદ્રગણિના વડીલ ગુરુબધુ હતા વિ સ ૧૧૭૨મા પ્રથમ પચાશકની ચૂર્ણિ વિ સ ૧૧૭૪મા ઈર્યાપથિકી-ચૂર્ણિ, ચૈત્યવન્દના-ચૂર્ણિ, અને વદનક-ચૂર્ણિ રચનાર, વિ સ ૧૧૭૬મા જિનવલ્લભસૂરિના પિંડવિશુદ્ધિ ગ્રથ પ વૃત્તિ રચનાર, તથા વિ સ ૧૧૮૦મા અણહિલ્લવાડ પાટણમા સિદ્ધરાજ જયસિંહના રાજ્યસમયમા સોની નેમિચદ્રની પૌષધશાળામા પાક્ષિકસૂત્ર પર ૨૭૦૦ શ્લોક પ્રમાણ સુખવિબોધા વૃત્તિ રચનાર અને વિ સ ૧૧૮૨મા પચ્ચક્ખાણ-સરૂવ (પ્રત્યાખ્યાન સ્વરૂપ) રચનાર યશોદેવસૂરિ પોતાને આ શ્રીચદ્રસૂરિના શિષ્ય તરીકે ઓળખાવે છે, એથી આ આચાર્યનો સમય સિદ્ધરાજના રાજ્ય પ્રારભ લગભગનો વિક્રમની બારમી સદીનો ઉત્તરાર્ધ સ્પષ્ટ જણાય છે

પ્રો પિટર્સનના અગ્રેજી ઉલ્લેખની ગૂજરાતીમા નકલ કરતા પ હીરાલાલે જૈનધર્મનો પ્રાચીન ઇતિહાસ(ભા ૧ પૃ ૩૧)મા આ આચાર્યને ચદ્રસૂરિ(૨) તરીકે પરિચય કરાવતા દેવચદ્રગણિના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે પરતુ ખરી રીતે એ દેવચદ્રગણિના વડિલ સતીર્થ્ય ગુરુભાઈ હતા યશોદેવસૂરિએ રચેલી પાક્ષિકસૂત્રની વૃત્તિ દે લા ફડ તરફથી પ્રકાશિત થયેલી છે, તેની પ્રશસ્તિ વિચારવાથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે

(૫) શ્રીચદ્રસૂરિ મલધારી હેમચદ્રસૂરિના બીજા પટ્ટધર હતા વિ સ ૧૧૯૩મા મુનિસુવ્રતચરિત્ર, સગ્રહણી, ક્ષેત્રસમાસ વગેરે પ્રાકૃત કૃતિઓ રચનાર તરીકે અને પૂર્વાવસ્થામા લાટદેશની મુદ્રાનુ પાલન કરનાર તથા દેવભદ્રસૂરિના ગુરુ તરીકે આ આચાર્યનો પરિચય ઉપર કરાવેલ છે

શ્રીચંદ્રની જુદી જુદી વ્યાખ્યા તથા વૃત્તિ તરીકે સૂચવી છે અને પાર્શ્વદેવ ગણિનાળી વ્યાખ્યા મળતી નથી એવુ જણાવ્યુ છે ૧ પરંતુ વાસ્તવિક રીતે એ વ્યાખ્યા-વૃત્તિ બે નામવાળી એક જ વ્યક્તિએ-આ શ્રીચંદ્ર સૂરિએ રચેલી છે જૈનગ્રંથાવલી(પૃ ૧૦)મા આ શ્રીચંદ્રસૂરિને મલધારી-હેમચંદ્રસૂરિના શિષ્ય જણાવ્યા છે, તે ભૂલ જણાય છે

વિ સ ૧૧૯૦મા આખ્યાનમણિકોશ-વૃત્તિના લેખન શોધનાદિ કૃત્યમા આમ્રદેવસૂરિને સહાયતા કરનાર તરીકે અને વિ સ ૧૧૯૩મા મલધારી-શ્રીચંદ્રસૂરિને મુનિસુવ્રતચરિત્રના લેખનાદિમા સાહાય્ય કરનાર તરીકે પાર્શ્વદેવગણિનુ નામ જોવાય છે એ ગણિ પ્રસ્તુત ગણિથી ભિન્ન વ્યક્તિ જણાય છે એમ ન હોય તો તેમને સૂરિપદ, તે સમય પછી મળ્યુ હશે એમ અનુમાન કરી શકાય એટલે તેઓ વિક્રમની બારમી સદીના અતમા અથવા તેરમી સદીના પ્રારભમા શ્રીચંદ્રસૂરિ નામથી પ્રસિદ્ધ થયા જણાય છે

જૈનગ્રંથાવલી(પૃ ૩૦)મા આ પ્રમાણે ઉલ્લેખ જોવામા આવે છે ૨—"પાર્શ્વદેવગણિ સ ૧૧૨૧ થી ૧૧૮૦ સુધી હતા એઓ પુ ના મળે છે એમણે સ ૧૧૬૯મા ન્યાયપ્રવેશની પજિકા રચી છે તથા ઉપસર્ગહર-સ્તોત્રની વૃત્તિ પણ એમણે રચી છે "

આમા જણાવેલ સ ૧૧૨૧, મુનિસુવ્રતચરિત્રના રચના સમય પ્રમાણે ભૂલના અનુકરણરૂપે છે

ઉપસર્ગહરસ્તોત્ર-વૃત્તિ રચનાર પાર્શ્વદેવગણિ, પોતાને દ્વિજ વિશેષણ આપે છે (જુઓ પિ રિ ૪, ૭૮) અને એ વૃત્તિ અર્વાચીન જણાય

---

૧ (૪) 'निशीथचूर्णिर्विंशोद्देश-व्याख्या ११७३ वर्षे पार्श्वदेवगणिकृता ११०० नास्ति। (५) निशीथविंशतमोद्देशवृत्ति ११७३ वर्षे श्रीचन्द्रिया ११००।

—બૃહટ્ટિપ્પનિકા જૈન સાહિત્ય સશોધક [ભા ૧, અ ૨]

આ આચાર્યે, પોતાને શીલભદ્રસૂરિના શિષ્ય ધનેશ્વર સૂરિના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે. આ સૂરિનું સૂરિપદ પહેલાંની સામાન્ય અવસ્થામાં 'પાર્શ્વદેવગણિ' એવું નામ હતું. દિઙ્નાગના બૌદ્ધન્યાયગ્રંથ ન્યાયપ્રવેશક પર સુપ્રસિદ્ધ હરિભદ્ર સૂરિએ રચેલી વૃત્તિ પર પંજિકા આ વિદ્વાને વિ. સં. ૧૧૬૯માં એ અવસ્થામાં પાર્શ્વદેવગણિ નામથી રચી હતી. વિષમપદને સ્ફુટ કરતી એ પંજિકા ગા. ઓ. સિરીઝમાં પ્રસિદ્ધ થઈ છે. સૂરિપદ થતાં નામમાં ફેરફાર થયેલ હોવાથી કોઈ ભ્રમમાં ન પડે એ માટે પાછળથી તેના અંતિમ ઉલ્લેખમાં પોતાનાં બંને નામોની એ વિદ્વાને સ્પષ્ટતા કરી છે.

આ વિદ્વાનના ગુરુ ધનેશ્વરસૂરિએ જિનવલ્લભસૂરિના સૂક્ષ્માર્થ-વિચારસાર સાર્ધશતક ગ્રંથની વૃત્તિ વિ. સં. ૧૧૭૧માં ચૈત્ર શુ. ૭ ગુરુવારે રચી હતી. જેમાં યુક્તાયુક્ત વિવેચન, સંશોધન અને લેખનમાં અદ્વિતીય દક્ષ આ પાર્શ્વદેવગણિની સુસહાયતા હતી, એમ તેમના ગુરુએ એ જ વૃત્તિના અંતમાં પ્રકટ કર્યું છે.[1] ચક્રેશ્વરસૂરિ વગેરે નિપુણ પંડિતોથી અણહિલવાડ પાટણમાં સંશોધિત થયેલી આ વૃત્તિ ભાવનગરની જૈનધર્મપ્રસારક સભા દ્વારા પ્રકાશમાં આવેલી છે. એ વૃત્તિને પ્રથમાદર્શમાં લખનાર મુનિચંદ્રગણિ અને વિમલચંદ્રગણિ, પૂર્વોક્ત ધનેશ્વરસૂરિના શિષ્યો હોઈ પાર્શ્વદેવગણિના ગુરુબંધુ હતા.

આ વિદ્વાને વિ. સં. ૧૧૭૩માં નિશીથસૂત્રની ચૂર્ણિની વીશમા ઉદ્દેશાની વૃત્તિ પણ ગણિ તરીકેની અવસ્થામાં રચી જણાય છે. બૃહટ્ટિપ્પનિકાકારને આ બે નામોવાળી એક જ વ્યક્તિ થયેલી હોવાનો ખ્યાલ ન રહેવાથી ૧૧૦૦ શ્લોકપ્રમાણવાળી આ વૃત્તિને તેમણે પાર્શ્વદેવગણિ અને

---

૧ 'युक्तायुक्तविवेचन संशोधन लेखनैकदक्षस्य ।
निजशिष्यस्य सुसाहाय्याद् विहिता श्रीपार्श्वदेवगणेः ॥

—સાર્ધશતક-વૃત્તિની પ્રશસ્તિમાં

આ જ આચાર્યે વિ સ ૧૨૨૭મા વીરજિનના જન્મ કલ્યાણકના દિવસે (ચૈત્ર શુ ૧૩) રવિવારે જીતકલ્પની બૃહચ્ચૂર્ણિના દુર્ગમ પદોની વ્યાખ્યા પૂર્ણ કરી હતી સઘ, ચૈત્ય અને ગુરુના સર્વ કર્તવ્યો બજાવનાર આજ્ઞાકિત ભક્ત અભયકુમારની વસતિમા વસી રચાયેલી, ૧૧૨૦ શ્લોકપ્રમાણ, સુબોધ કરનારી આ વ્યાખ્યા મૂળ સાથે પ્રકાશમા આવેલી છે જર્મનીના પ્રો૦ લોયમાનના સન ૧૮૯૨ના રોમન અક્ષરોવાળા પ્રથમ સસ્કરણ પછી નાગરી લિપિમા હાલમા સપાદિત થયેલ, આ વ્યાખ્યાવાળા જીતકલ્પસૂત્રની એક નકલ તેના સપાદક શ્રીયુત જિન વિજયજી તરફથી અમને ભેટ મળેલ છે પ્રો પિટર્સનના પાચમા રિપોર્ટમા ગ્રથકારોની સૂચીમા શ્રીચદ્રસૂરિની આ જીતકલ્પચૂર્ણિ-વ્યાખ્યાનો રચનાસમય વિ સ ૧૨૦૭ જણાવેલ છે, એ જ પ્રમાણે એ ઉલ્લેખની નકલ કરનારાઓએ પણ જણાવ્યુ છે, પરતુ આ વ્યાખ્યાના અતમા 'मुनि-नयन-तरणि-वर्षे' એવો ઉલ્લેખ હોવાથી રચના-સમય વિ સ ૧૨૨૭ યથાયોગ્ય છે

આ જ શ્રીચદ્રસૂરિએ વિ સ ૧૨૨૮મા આસડવસાકની વસતિમા રહી નિરયાવલી-શ્રુતસ્કધ (પાચઉપાગમય)ની વ્યાખ્યા રચી હતી આગમોદય સમિતિ તરફથી આ વૃત્તિ પ્રકાશિત થઈ ગયેલી છે તેમા રચના સમય દર્શાવનાર શ્લોક કે વૃત્તિકાર સબધી વિશેષ પરિચય જોવામા આવતો નથી પરતુ પાટણના ભડારમા રહેલી વિ સ ૧૩૧૦ મા ગભૂકામા લખાયેલી પ્રતિમા એ સ્પષ્ટ સૂચવ્યુ છે[1] શ્રીશાતિચદ્ર વાચકે જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિમા અગોપાગના વૃત્તિકારોના નામો દર્શાવ્યા છે, તેમા પાચ ઉપાગમય નિરયાવલીના વૃત્તિકાર તરીકે આ ચદ્રસૂરિનુ નામ જણાવ્યુ છે આગમોદય-સમિતિ તરફથી પ્રકાશિત થયેલ એ

---

૧ ' वसु-लोचन-रविवर्षे श्रीमच्छ्रीचन्द्रसूरिभिर्दृब्धा ।
आसड-वसाक-वसतौ निर्यावलिशास्त्रवृत्तिरियम् ॥

—પાટણની પ્રતિ

છે એથી પ્રો પિટર્સનની ગ્રંથકારોની સૂચીમા તથા તેના આધારે જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ( ભા ૧,૭૫ )મા, જૈન ઇતિહાસ( પૃ ૯૨ )મા અને જૈનગ્રંથાવલીના ઉપરના ફકરામા એ બંને પાર્શ્વદેવગણિને એક માની ઉલ્લેખ થયો છે, તે ભૂલ જણાય છે

પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિએ ગૃહસ્થો અને સાધુઓના અનુષ્ઠાનોની વિધિ દર્શાવતી સુખબોધા સામાચારી, જૈન સિદ્ધાંતથી ઉદ્ધરી રચેલી છે, જે દે લા પુ ફંડ તરફથી પ્રકાશમા આવેલી છે તેના સંસ્કૃત ઉપક્રમમા પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિની કૃતિ તરીકે મુનિસુવ્રતચરિત્ર વગેરે ગ્રંથો સૂચિત કર્યા છે પરંતુ ઉપર કહેવાઈ ગયેલ છે તેમ મુનિસુવ્રતચરિત્ર રચનાર મલધારી શ્રીચંદ્રસૂરિ, પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિથી ભિન્ન છે

શ્રીયુત જિનવિજયજીએ સંપાદિત કરેલ પ્રાચીન-જૈનલેખસંગ્રહ ( ભા ૧ લે ૧૫૭ )મા વિ સ ૧૨૦૬નો લેખ પ્રકટ થયેલ છે, તેમા શ્રીચંદ્રસૂરિને શીલભદ્રસૂરિના શિષ્ય જણાવ્યા છે, તે શીલભદ્રસૂરિના પ્રશિષ્ય પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિ જણાય છે આનંદમંત્રીના પુત્ર પૃથ્વીપાલ મંત્રીશ્વરે આબૂ પરની વિમલવસહીનો ઉદ્ધાર કરાવ્યો હતો, તે અવસરે પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિની ત્યા હાજરી જણાય છે

આ આચાર્યે નંદીસૂત્રની હરિભદ્રસૂરિએ રચેલી ટીકાના દુર્ગમ પદોની વ્યાખ્યા રચી હતી, જેની વિ સ ૧૨૨૬મા લખાયેલી તાડપત્રીય પ્રતિ પાટણના જૈનભંડારમા મળી આવે છે

પ્રસ્તુત ચંદ્રસૂરિએ ચૈત્યવંદનસૂત્રની સાડાપાચસો શ્લોક પ્રમાણ સ્પષ્ટ સુબોધા વ્યાખ્યા રચી હતી જેની તાડપત્રીય પ્રતિ જેસલમેરના જૈનભંડારમા મળી આવે છે એ સિવાય શ્રાવકપ્રતિક્રમણસૂત્રની બે હજાર શ્લોકપ્રમાણ વૃત્તિ વિ સ ૧૨૨૨મા ચૈત્ર શુ ૧૦મીએ રચી હતી, જેની તાડપત્રીય પ્રતિ પણ પાટણ, જેસલમેરના ભંડારમા વિદ્યમાન છે

મત કુમાર રાજર્ષિનું ચરિત્ર વિસ્તારથી રચવા પ્રાર્થના કરી હતી, તેથી વિ સં ૧૨૧૪મા આસો વ ૭ બુધવારને દિવસે રાહિણી નક્ષત્ર અને સિદ્ધિયોગમા તેમણે સં ૧ કુમાર ચરિત્ર રચ્યુ હતુ પ્રાકૃતભાષામા આશ ૯૦૦ શ્લોક પ્રમાણ રચાયેના આ ચરિત્રની પ્રથમ પ્રતિ હેમચંદ્રગણિએ લખી હતી આ ચરિત્રની તાડપત્રીય પ્રતિ પાટણના જૈન ભડારમા વિદ્યમાન છે, તેના અતમા રહેલી પ્રશસ્તિના આધારે આ પરિચય આપવામા આવ્યો છે

પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિએ આ ચરિત્રના પ્રારભમા કવિ-પ્રશસા કરતા હરિભદ્રસૂરિ, સિદ્ધમહાકવિ, અભયદેવસૂરિ, ધનપાલ, દેવચદ્રસૂરિ, શાતિસૂરિ, મુનિચંદ્રસૂરિ, દેવભદ્રસૂરિ અને મલધારી હેમચદ્રસૂરિની કૃતિઓનુ સ્મરણ કરી તેમની ગુણ સ્તુતિ કરી છે

ઉપરની કૃતિ કુમારપાલના રાજ્યકાલના ૫ દરમા વર્ષ રચાયેલી હોઈ આ આચાર્યની વિદ્યમાનતા વિક્રમની બારમી સદીના ઉત્તરાર્ધમા અને તેરમી સદીના પ્રારભમા સિદ્ધરાજ અને કુમારપાલ બનેના રાજ્ય અમલ દરમ્યાન લેખી શકાય

**(૯) ચદ્રસૂરિ** નાગેદ્રગચ્છમા થયેલા આ આચાર્ય, રામ સૂરિના પટ્ટધર અને દેવસૂરિના શિષ્ય હતા વિક્રમની બારમી સદીના ઉત્ત ર્ધમા તેઓ વિદ્યમાન હતો-તેમ જણાય છે વિ સ ૧૨૬૪મા રચેના ચદ્રપ્રભચરિત-કાવ્યમા દેવેન્દ્રાચાર્યે આ સૂરિનુ પોતાના પૂર્વજ તરીકે સ્મરણ કર્યું છે

**(૧૦) શ્રીચદ્રસૂરિ** આ આચાર્ય વિક્રમની તેરમી સદીના પ્રારભમા વિદ્યમાન હતો-તેમ જણાય છે જાલોરગઢ તોપખાનાનો એક શિનાલેખ, બાબુ પૂરણચદજી નાહરના જૈનલેખસગ્રહ( ખ ૧,૮૯૯ ) મા તથા જિનવિ લે સ (ભા ૨, લે ૩૫૧ )મા પ્રકટ થયેન છે, તેમા જણાવ્યા પ્રમાણે વિ સ ૧૨૩૯મા વ શુ ૫ ગુરુવાર ચૌલુક્ય સમરસિંહના રાજ્ય સમયમા શ્રીમાલવશી યશોદેવ-સુત શ્રેષ્ઠિ યશોવીર

પુસ્તકમાં સંપાદકે શ્રીચંદ્ર નામની આગળ કૌંસમાં [ પ્રભ ] વધારી ચંદ્રપ્રભસૂરિ નામ સૂચવ્યું છે, પરંતુ તે યુક્ત નથી આ સિવાય પ્રતિષ્ઠાકલ્પ, સર્વસિદ્ધાન્ત વિષમપદપર્યાય વગેરે કૃતિઓ આ શ્રીચંદ્રસૂરિની જૈન પ્રવચન-સેવાને પ્રકાશમાં લાવે છે જયદેવ-છંદ શાસ્ત્રવૃત્તિના ટિપ્પનકાર તરીકે શ્રીચંદ્રનું નામ બૃહટ્ટિપ્પનિકાકારે દર્શાવ્યું છે, તે ચંદ્રસૂરિ પણ કદાચ આ જ હશે સિદ્ધરાજના રાજ્ય પ્રારંભથી લઈ કુમારપાલના રાજ્ય-સમાપ્તિ પર્યંત વિદ્યમાન દીર્ઘ આયુષ્યવાળા આ પાર્શ્વદેવગણિ અપરનામ શ્રીચંદ્રસૂરિએ લગભગ સાઠ વર્ષ પર્યંત વાઙ્મય-સેવા બજાવી જણાય છે

**( ૮ ) શ્રીચંદ્રસૂરિ** આ આચાર્યે, ચંદ્રગચ્છમાં થયેલા સર્વદેવસૂરિના સંતાનીય તરીકે જયસિંહસૂરિના પ્રશિષ્ય અને દેવેંદ્રસૂરિના શિષ્ય તરીકે પોતાનો પરિચય કરાવ્યો છે દેવેંદ્રસૂરિના ( ૧ ) યશોભદ્રસૂરિ, ( ૨ ) શ્રીચંદ્રસૂરિ ( ૩ ) યશોદેવસૂરિ, ( ૪ ) શ્રીચંદ્રસૂરિ અને ( ૫ ) જિનેશ્વરાચાર્ય એ પાંચ મુખ્ય શિષ્યો હતા તેમાંના શ્રીચંદ્ર મુનીંદ્ર પોતાના ગુરુની આજ્ઞાથી કોઈ એક વખત અણહિલવાડપુર ( પાટણ )માં પધાર્યા હતા ત્યાં પોરવાડના વિશાળ વંશમાં ઉજ્જ્વલ ગુણવાન્ રાજમાન્ય, ઉત્તમ કાર્યો કરનાર, નિર્મળ મતિવાળો કર્પૂર પટ્ટાધિપ ગૃહસ્થ થઈ ગયો તેની પત્ની સીતા નામની હતી, કે જેના ઉત્તમ ચરિત્રને જોઈ ગુણીજનો જનકતનયા સીતાનું સ્મરણ કરતા હતા તેમનો આજ્ઞાંકિત પુત્ર સોમેશ્વર હતો જેણે આચાર અને નય–નીતિથી રાજાઓના મનને આનંદિત કર્યાં હતા દાનવીર એ સોમેશ્વરે પોતાના ઘરની ઉપરની ભૂમિમાં મન, વચન અને કાયગુપ્તિ સાચવનાર, ગીતાર્થ સાધુ સમુદાયવાળા પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિને વસતિ આપી હતી–વાસ આપ્યો હતો તે વખતે સોમેશ્વરના મા, બહેન અને પુત્રો—યશોધવલ, યશોદેવ, પાર્શ્વ અને શર પણ ત્યાં હતા

એક વખતે પૂર્વમુનિઓના ગુણો સાંભળી સોમેશ્વરે શ્રીચંદ્રસૂરિને

**(૧૩) શ્રીચંદ્રસૂરિ.** વિક્રમની ચૌદમી સદીના પૂર્વાર્ધમા વિદ્યમાન આ સૂરિએ વિ સ ૧૩૧૪મા પ્રતિષ્ઠિત કરેલ જિનબિંબ શ્રીશત્રુંજય પર મોદીની ટૂંકમા જોવાય છે (જુઓ પૃ નાહર જૈન લેખસંગ્રહ ખ ૧, લે ૬૮૬)

**(૧૪) શ્રીચંદ્રસૂરિ** આ આચાર્ય વિક્રમની ૧૪મી સદીના ઉત્તરાર્ધમા વિદ્યમાન જણાય છે, કારણ કે વિ સ ૧૩૭૩મા તેઓએ પ્રતિષ્ઠિત કરેલ શાંતિજિનબિંબ વડોદરામા આદીશ્વરજિન મંદિરમા જોવાય છે (જુઓ બુદ્ધિ ભા ૨, લે ૧૧૧)

**(૧૫) શ્રીચંદ્રસૂરિ** આ આચાર્યને એસિયાટિક સોસાઇટીના રિપોર્ટ પરથી જૈનગ્રંથાવલીમા તીર્થમાલાસ્તોત્રના કર્તા તરીકે જણાવ્યા છે, તે સબધી વિશેષ જાણવામા આવ્યુ નથી પ્રવચનસારોદ્ધારના ૭મા દ્વારમા જેનુ શ્રીચંદ્રસૂરિનામાંકિત જિનનામસ્તોત્ર જોવામા આવે છે, તે જ આચાર્ય કદાચ આ હશે

**(૧૬) શ્રીચંદ્રસૂરિ** જૈનગ્રંથાવલીમા તથા પ્રવચનસારોદ્ધારના ઉપોદ્ઘાતમા લઘુપ્રવચનસારોદ્ધારના કર્તા તરીકે શ્રીચંદ્ર નામ જણાવ્યુ છે, તે ઉપર જણાવેલા શ્રીચંદ્રસૂરિમાના એક છે કે એથી જુદા છે, તે તપાસવાનુ છે

૬ (ન) **શ્રીચંદ્રસૂરિ** નેમિચંદ્રસૂરિના રચેલા પ્રવચનસારોદ્ધારમા જોવામા આવતા ચંદ્રસૂરિ નામાંકિત જિનનામસ્તોત્રના રચનાર શ્રીચંદ્રસૂરિ ઉપર નં ૬મા જણાવેલા શ્રીચંદ્રસૂરિથી જુદા જણાતા નથી પં હી ૮ ના જૈનધર્મના પ્રાચીન ઇતિહાસમા, વિદ્યાપ્રસારક વર્ગના જૈન ઇતિહાસમા તથા દે લા પુ ફં ડ તરફથી પ્રકાશિત થયેલ પ્રવચનસારોદ્ધારના સ ઉપોદ્ઘાતમા નામની સમાનતાથી કેટલીક ભ્રમ થયેલો જોવાય છે તેનુ કંઈક નિરસન કરી સ્પષ્ટીકરણ કરવુ અહીં ઉચિત છે આ પ્રવચનસારોદ્ધારના કર્તા નેમિચંદ્રસૂરિનુ બીજા નેમિ

પરમશ્રાવકે જિનમંદિર આગળ મનોહર મંડપ બનાવ્યો હતો, તેની પ્રતિષ્ઠા પ્રશસ્તિ પૂર્ણભદ્રસૂરિએ રચી હતી, તે પ્રશસ્તિમાં પોતાના ગુરુ તરીકે પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિનું સ્મરણ કર્યું છે.

**(૧૧) શ્રીચંદ્રસૂરિ.** આ આચાર્ય પૂર્ણિમાપક્ષમાં થયેલા અભયદેવસૂરિના શિષ્ય અને દેવસૂરિના ગુરુ હતા, તેઓ વિક્રમની તેરમી સદીના પૂર્વાર્ધમાં વિદ્યમાન હતા. વિ. સં. ૧૩૦૭માં રચેલા શાંતિનાથ ચરિત્રની પ્રશસ્તિમાં અજિતપ્રભસૂરિએ પોતાના પૂર્વજ તરીકે આ આચાર્યનું સ્મરણ કર્યું છે.

**(૧૨) શ્રીચંદ્રસૂરિ.** આ આચાર્ય વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન હતા. આ આચાર્ય ચંદ્રગચ્છમાં ભદ્રેશ્વરસૂરિની પટ્ટ પરંપરામાં થયેલા હરિભદ્રસૂરિ, શાંતિસૂરિ, અભયદેવસૂરિ, પ્રસન્નચંદ્રસૂરિ પછી અનુક્રમે થયેલા શ્રેષ્ઠ વિદ્વાન્ મુનિરત્નસૂરિના શિષ્ય હતા. આ આચાર્યનું પ્રસન્નતાથી અલંકૃત નિર્દોષ એવું ચિત્ત, વાક્ય અને શરીર સર્વ જોઈને પ્રમોદથી પુલકિત કરતું હતું.

—આ શ્રીચંદ્રસૂરિના પટ્ટધર યશોદેવસૂરિ થયા હતા. આ શ્રીચંદ્રસૂરિના એક શિષ્ય દેવેન્દ્રસૂરિ થઈ ગયા કે જેમણે વિ. સં. ૧૨૯૮માં કા. વ. ૬ પુષ્યનક્ષત્રમાં શ્રીસિદ્ધર્ષિની સુપ્રસિદ્ધ કૃતિ ઉપમિતિ ભવપ્રપંચા કથાનો ૫,૭૩૦ શ્લોક પ્રમાણ સારોદ્ધાર રચ્યો હતો, જેનું શોધન પ્રસિદ્ધ સંશોધક પ્રદ્યુમ્નસૂરિએ કર્યું હતું. ઉપમિતિસારોદ્ધાર કરનાર આ દેવેન્દ્રસૂરિએ એ ગ્રંથની પ્રશસ્તિમાં પોતાની સૂરિપદ-પ્રતિષ્ઠા ઉપર્યુક્ત યશોદેવસૂરિના હસ્તથી થયેલી સૂચવી છે. એથી પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિનો સ્વર્ગવાસ વિ. સં. ૧૨૯૮ પહેલાં થઈ ગયેલ હશે-તેમ અનુમાન થાય છે. આ સારોદ્ધારની પ્રશસ્તિ પિટર્સન રિ. ૬ પૃ. ૪૦-૪૨માં પ્રકટ થઈ ગયેલ છે. જૈનગ્રંથાવલીમાં લઘુ ઉપમિતિ-સારોદ્ધારના કર્તા તરીકે શ્રીચંદ્ર જણાવ્યા છે, પરંતુ તે પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિ સમજવા જોઈએ.

ગુરુબન્ધુ તરીકે ઓળખાવેલ છે આ નેમિચંદ્રસૂરિના ગુરુ આમ્રદેવસૂરિ ઉપર સૂચવ્યા પ્રમાણે ઉપર્યુક્ત આખ્યાન મણિકોશ પર વિ સ ૧૧૯૦-મા વૃત્તિ રચનાર સમજવા જોઈએ આ આમ્રદેવસૂરિએ પોતાના લઘુ ગુરુબન્ધુનું નામ શ્રીચન્દ્રસૂરિ જણાવ્યું છે, એ ઉપર (ન ૬ શ્રીચન્દ્રસૂરિ-મા) કહેવાઈ ગયુ છે એથી પ્રવચનસારોદ્ધારમા ઉદ્ધરેલ જિનનામ-સ્તોત્ર, પ્રવચનસારોદ્ધારક નેમિચન્દ્રસૂરિના પિતૃવ્યગુરુ (ન ૬મા સૂચવેલ) શ્રીચન્દ્રસૂરિની કૃતિ હોવાનો બહુધા સભવ છે એથી પ્રવચનસારોદ્ધારના ઉપોદ્ઘાતમા સૂચવેલા શ્રીચન્દ્રસૂરિ નામના ત્રણ આચાર્યોથી આ શ્રીચન્દ્રસૂરિને ભિન્ન વ્યક્તિ તરીકે સમજવા જોઈએ

ન ૬મા સૂચવેલા શ્રીચન્દ્રસૂરિના અને તેના વડિલ ગુરુબન્ધુ આમ્રદેવસૂરિના ગુરુ જિનચન્દ્રસૂરિ વિક્રમની બારમી સદીના ઉત્તરાર્ધમા સિદ્ધરાજના રાજ્યસમયમા વિદ્યમાન હશે એમ માનવુ સુઘટિત છે તેથી જિનેશ્વરસૂરિ—બુદ્ધિસાગરસૂરિના શિષ્ય તથા નવાગીવૃત્તિકાર અભયદેવસૂરિના વૃદ્ધ ગુરુબન્ધુ અને વિ સ ૧૧૨૫મા સવેગરંગશાલા રચનાર જિનચન્દ્રસૂરિને આ જિનચન્દ્રસૂરિથી કઈક પ્રાચીન માનવા જોઈએ

ધોલકામા પોરવાડ ધવલશેઠે જિનચન્દ્રસૂરિ-પ્રમુખ સઘ મેળવી મુનિસુવ્રતચરિત રચવા પ્રાર્થના કરી હતી એમ વિ સ ૧૧૯૩મા રચેલ મુનિસુવ્રતચરિતની પ્રશસ્તિમા શ્રીચન્દ્રસૂરિએ જે જિનચન્દ્રસૂરિ નામનો નિર્દેશ કર્યો છે, તે ઉપર્યુક્ત આમ્રદેવસૂરિ તથા શ્રીચન્દ્રસૂરિના ગુરુ અને પ્રવચનસારોદ્ધારકાર નેમિચન્દ્રસૂરિના દાદાગુરુ હોવા જોઈએ

૭ (ज) **શ્રીચન્દ્રસૂરિ** લિ ઓ રિ ઈ બો પ્રે પૃ ૩૫૫ ૫ થી જિનવિ લેખસગ્રહ (ભા ૨, લે ૫૨)મા વિ સ ૧૨૭૬નો જે અસ્પષ્ટ લેખ પ્રકટ થયો છે, તેમા જણાવેલા સભવ પ્રમાણે સાતમા શ્રીચન્દ્રસૂરિ જણાય છે જો અમારુ અનુમાન ભૂલભરેલુ ન હોય તો

ચંદ્રસૂરિ સાથે એળીકરણ કરી દેવામાં આવ્યું છે, પરંતુ વાસ્તવિક રીતે વિચાર કરતાં એ સમનામધારી બે વ્યક્તિઓ લગભગ અર્ધી સદીના અંતર પર ભિન્ન ભિન્ન ગુરુ-પ્રશિષ્ય તરીકે થયેલા જણાય છે.

**(૧) નેમિચંદ્રસૂરિ.** વિક્રમની બારમી સદીના પૂર્વાર્ધમાં વિદ્યમાન હતા. તેઓ વડ(બૃહદ્)ગચ્છના મંડન વિહારુક પ્રઢ ઉદ્યોતન સૂરિના શિષ્ય અંબ(આમ્ર)દેવ ઉપાધ્યાયના શિષ્ય હતા. સૂરિપદ પહેલાં 'દેવેન્દ્ર' સાધુનામથી જેમણે આખ્યાન-મણિકોશની રચના કરી હતી, જેમણે વિ. સં. ૧૧૨૯માં અણહિલપાટક (પાટણ)માં દોહડિ શેઠની વસતિમાં નિવાસ કરી દેવેન્દ્રગણિ નામથી ઉત્તરાધ્યયનસૂત્રની ચૌદહજાર શ્લોક પ્રમાણ સુખબોધા વૃત્તિ ગુરુબંધુ મુનિચંદ્રાચાર્યના વચનથી ઉદ્ધરી—રચી હતી. જેમણે જિનપૂજા વગેરે ઔપદેશિક વિષય પર રત્નચૂડ વગેરે કથાને ડિંડિલપદ્રસ્થાનમાં પ્રારંભી ચડ્ડાવલિ(ચંદ્રાવતી)પુરીમાં ફાગણ ચોમાસામાં 'નેમિચંદ્રસૂરિ' નામથી પૂર્ણ કરી હતી અને જેમણે વિ. સં. ૧૧૪૧માં અણહિલ્લવાડપુર(પાટણ)માં કર્ણરાજ (સિદ્ધરાજના પિતા)ની વિદ્યમાનતામાં દોહડિશેઠની કરાવેલી વસતિમાં વસી ત્રણહજાર-શ્લોક પ્રમાણ વીરજિનચરિત્ર પ્રાકૃતભાષામાં રચ્યું હતું. આ નેમિચંદ્રસૂરિના રચેલા આખ્યાનમણિકોશ પર વિ. સં. ૧૧૯૦માં ધોલકામાં સિદ્ધરાજના રાજ્યસમયમાં ચૌદહજાર શ્લોક પ્રમાણ વૃત્તિ રચનાર આમ્રદેવસૂરિએ પ્રસ્તુત નેમિચંદ્રસૂરિને સૈદ્ધાંતિક શિરોમણિ વિશેષણ આપ્યું છે અને પોતાના ગુરુ જિનચંદ્રસૂરિના પહેલા ઓળખાવ્યા છે. (જુઓ પિ. રિ. ૩, ૭૮-૮૨)

**(૨) નેમિચંદ્રસૂરિ.** આ આચાર્ય વિક્રમની બારમી સદીના અંતમાં તથા તેરમી સદીના પ્રારંભમાં વિદ્યમાન હોવા જોઈએ, કારણ કે આ નેમિચંદ્રસૂરિએ પ્રવચનસારોદ્ધાર અને તદંતર્ગત જીવસંખ્યા કુલક નામની પોતાની કૃતિમાં પોતાને જિનચંદ્રસૂરિ શિષ્ય, આમ્રદેવસૂરિના શિષ્ય તરીકે તથા વિજયસેનસૂરિના કનિષ્ઠ અને યશોદેવસૂરિના જ્યેષ્ઠ

પૂર્ણભદ્રસૂરિએ પણ શ્રીચંદ્રસૂરિ(નં ૧૦)ના શિષ્ય તરીકે પોતાનો પરિચય કરાવ્યો છે, તે ઉપર જણાવેલ પૂર્ણભદ્રસૂરિ જ છે કે કેમ તે વિચારવાનું છે

સોમમ નીના વચનથી વિશીર્ણવર્ણ પચતંત્રનો વિ સં ૧૨૫૫મા ફા વ ૩ રવિવારે જીર્ણોદ્ધાર કરનાર પૂર્ણભદ્રસૂરિ, પોતાના ગુરુનું નામ ચંદ્રપ્રભસૂરિ સૂચવતા હોવાથી પ્રસ્તુત શ્રીચંદ્રસૂરિના પટ્ટધર પૂર્ણભદ્રસૂરિથી પૃથક્ જણાય છે

પ્રો પિટર્સનના રીપોર્ટમા થયેલી ભૂલનું અનુકરણ કરી પં હીરાલાલે જૈનધર્મના પ્રાચીન ઇતિહાસ(ભા ૧ પૃ ૩૧)મા ચંદ્રગણિનો પરિચય આપ્યો છે, પરંતુ ખરી રીતે ત્યા ગુણચંદ્રગણિ સમજવા જોઈએ, જેમણે વિ સં ૧૧૩૯મા વિસ્તૃત વીરચરિત રચ્યું હતું પિ રિ ૩ (પૃ ૩૦૫-૬)મા પ્રકટ થયેલી એ વીરચરિતની પ્રશસ્તિ કરતા પિ રિ ૫ (પૃ ૩૨ થી ૩૭)મા પ્રકાશિત થયેલી પ્રશસ્તિ શુદ્ધ જણાય છે

—મલધારી હેમચંદ્રસૂરિના મધ્યમ પટ્ટધર શ્રીચંદ્રસૂરિનો પરિચય કરાવતા તેમની પૂર્વે થયેલા, પાછળ થયેલા અને લગભગ સમકાલીન થયેલા અન્ય સમનામધારી શ્રીચંદ્રસૂરિ નામના આચાર્યોનો પ્રાસંગિક પરિચય કરાવ્યો હવે આપણે પ્રસ્તુત વિષય પર આવીએ

## વિબુધચંદ્રસૂરિ

મલધારી હેમચંદ્રાચાર્યના ત્રીજા પટ્ટધરનું નામ વિબુધચંદ્રસૂરિ હતું વિ સં ૧૧૭૫મા સિદ્ધરાજ જયસિંહના રાજ્ય સમયમા સમાપ્ત કરેલા, વિશેષાવશ્યકના વિશાલ વિવરણના અંતમા મલધારી હેમચંદ્રસૂરિએ સહાયકોના નામોમા આ વિદ્વાનનું નામ પણ દર્શાવ્યું છે

શ્રીચંદ્રસૂરિએ વિ સં ૧૧૯૩મા રચેલા મુનિસુવ્રતચરિતની પ્રાંત પ્રશસ્તિમા મલધારી હેમચંદ્રસૂરિના ત્રીજા પટ્ટધર તરીકે અને પોતાના લઘુગુરુબંધુ તરીકે આ સૂરિનું નામ સૂચવ્યું છે

વિ સ ૧૨૦૬ અથવા ૧૨૧૬ ત્યા હોવુ જોઈએ, અને તેનો આશય એવો સૂચવી શકાય કે શીલભદ્રસૂરિ-શિષ્ય ધનેશ્વરસૂરિના શિષ્ય શ્રીચદ્રસૂરિએ રૈવતક(ગિરનાર)મા નેમિજિનના કલ્યાણકારી મદિરમા પ્રતિષ્ઠાદિ કાર્ય કર્યું હતું સગાત (?) મહામાત્યે પૂછેલા વિષયોના ઉત્તરો આપનાર આ શ્રીચદ્રસૂરિ સાથે તે સમયે દેવચદ્ર (?) વગેર અનેક લોકો હતા

**(૧૭) શ્રીચદ્રસૂરિ.** આ આચાર્ય, વિક્રમની બારમી સદીના ઉત્તરાર્ધમા થઈ ગયા જણાય છે ચદ્રગચ્છમા પહેલા પ્રદ્યુમ્નસૂરિ થઈ ગયા, જેમણે અલ્લૂની સભામા દિગબરો પર વિજય મેળવ્યો હતો અને જેમના પટ્ટધર અભયદેવસૂરિએ 'વાદમહાર્ણવ' નામનો ગ્રથ રચ્યો હતો ત્રિભુવનગિરિના સ્વામી શ્રીમાન્ કર્દમરાજ શિષ્ય થઈ ધનેશ્વરસૂરિ નામે અનુયાયી થતા જેમનો ગચ્છ 'રાજગચ્છ' નામથી પ્રસિદ્ધ થયો હતો એ રાજગચ્છમા પૂર્વોક્ત ધનેશ્વરસૂરિ પછી અજિતસિંહ અને વર્ધમાનસૂરિ થયા પછી શાલિ(શીલ)ભદ્રસૂરિ થયા આ શાલિ (શીલ)ભદ્રસૂરિના (૧) શ્રીચદ્રસૂરિ, (૨) ભરતેશ્વરસૂરિ (૩) ધર્મઘોષસૂરિ અને (૪) સર્વદેવસૂરિ એ ચાર શિષ્યો રાજ પૂજ્ય થયા હતા પ્રસ્તુત શ્રીચદ્રસૂરિએ અર્થ (? ર્ઘ) પ્રકાશ શાસ્ત્ર રચ્યુ હતુ આ શ્રીચદ્રસૂરિના (૧) જિનેશ્વરસૂરિ, (૨) જિનદત્તસૂરિ અને (૩) પદ્મદેવસૂરિ નામના જયશાલી શિષ્યો હતા અને એમના પટ્ટ પર પૂર્ણભદ્રસૂરિ પ્રતિષ્ઠિત થયા હતા વિ સ ૧૩૩૪, ચૈત્ર શુ ૭, શુક્રવારે પ્રભાવકચરિત્ર પૂર્ણ કરનાર પ્રભાચદ્રસૂરિ, ઉપર્યુક્ત પૂર્ણભદ્રસૂરિના પટ્ટધર ચદ્રપ્રભસૂરિના શિષ્ય હતા પ્રભાવકચરિત્રના અતમા મુકાયેલી પ્રશસ્તિના આધારે ઉપરનો પરિચય આલેખવામા આવ્યો છે

વિ સ ૧૨૩૯ વૈ શુ ૫ ગુરુવાર જાલોરમા આદિનાથ ભવનમા મડપ રચાવનાર, શ્રીશ્રીમાલવશી શ્રેષ્ઠિ યશોદેવના પુત્ર યશોવીરના ગુરુ

## લક્ષ્મણગણિ

મલધારી હેમચંદ્રસૂરિના ઉપર જણાવેલા ત્રણ પટ્ટધર સિવાય ચોથા વિદ્વાન્ શિષ્ય લક્ષ્મણગણિનો પરિચય, આપણને તેમની કૃતિ પરથી મળે છે. તેમની વિદ્વત્તાનો અને પરોપકારિતાનો પરિચય કરાવતો સુપાર્શ્વનાથચરિત્ર નામનો પ્રાકૃત મહાન્ ગ્રંથ દસહજાર શ્લોકથી અધિક પ્રમાણનો છે. સાતમા તીર્થંકરના ચરિત્ર સાથે શ્રાવકોના સમ્યક્ત્વમૂલ બાર વ્રતોનો બોધ કરાવતા, એ વ્રતોપર તથા તેના પ્રત્યેક અતિચારો પર ભિન્ન ભિન્ન કથાઓ આપી ગૃહસ્થધર્મનો ખ્યાલ કરાવતા એ ગ્રંથને રચવાનું પ્રયોજન તેમણે દર્શાવ્યું છે.—ઉપર જણાવેલ વિજયચંદ્રસૂરિ જ્યારે ધંધૂકામાં પધાર્યા હતા, ત્યારે ત્યાંના પુંડરીકપુત્ર આસદે શ્રીપદ્મચંદ્ર ઉપાધ્યાય-પ્રમુખ સંઘના ઉપર્યુક્ત ચરિત્ર રચવા વિજયચંદ્રસૂરિને મનાવ્યા હતા. તેમણે હેમસૂરિના શિષ્ય પ્રસ્તુત લક્ષ્મણગણિને નિયુક્ત કર્યા હતા. ત્યારપછી વિ. સં. ૧૧૯૯ના માઘ સુ. ૧૦ ને ગુરુવારે મંડલિપુરી(માંડલ)માં કુમારપાલના રાજ્યમાં સગાનુર(સપાનુર)ની વસતિમાં વસી લક્ષ્મણગણિએ આ વિસ્તૃત ચરિત્ર પૂર્ણ કર્યું હતું. એટલે સિદ્ધરાજની રાજ્યસમાપ્તિના અંતિમ વર્ષોમાં આ ચરિત્રનો ઘણો ભાગ રચાયો હતો—એ સ્પષ્ટ છે. આ ચરિત્ર પં. હ. ગોવિંદદાસના સુંદર નથી સંસ્કૃતછાયા વગેરેથી વિભૂષિત થઈ જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાળા દ્વારા પ્રકાશમાં આવેલ છે. તેનો ગૂર્જર અનુવાદ પણ અજિતસાગરસૂરિના પ્રયાસથી જૈન આત્માનંદ સભા ભાવનગર દ્વારા પ્રકટ થયેલ છે.

મલધારી હેમચંદ્રસૂરિએ વિ. સં. ૧૧૭૫માં સિદ્ધરાજ જયસિંહના રાજ્યસમયમાં પૂર્ણ કરેલા વિસ્તૃત વિશેષાવશ્યક-વિવરણમાં સહાયકોના નામોમાં પ્રસ્તુત લક્ષ્મણગણિનું નામ પણ સૂચવ્યું છે—એ પહેલાં દર્શાવેલું છે.

વિ સં ૧૧૯૯માં લક્ષ્મણગણિએ પ્રા સુપાર્શ્વનાથચરિતની પ્રશસ્તિમાં જણાવ્યું છે કે—હેમચંદ્રસૂરિ (મલધારી)ના ત્રીજા શિષ્ય વિબુધચંદ્રસૂરિ થયા વિબુધ જનોના મનને અતિશય આનંદકારી ઉપદેશ આપનારા એ સૂરિ અન્યદા ધંધૂકામાં પધાર્યા હતા ત્યાં પુંડરીકના પુત્ર પાસડે શ્રીપદ્મચંદ્ર ઉપાધ્યાય-પ્રમુખ સંઘને કહી તેઓને વિજ્ઞપ્તિ કરી તેથી તેઓએ હેમસૂરિ(મલધારી)ના શિષ્ય-લવ(પોતાના લઘુ ગુરુબંધુ) લક્ષ્મણગણિને સુપાર્શ્વનાથ ચરિત રચવા નિયુક્ત કર્યા હતા [1]

સદ્‌ગુરુપદ્ધતિ( હર્ષપુરીયગચ્છ-પટ્ટાવલી )માં જણાવ્યું છે કે—'મોક્ષના અભિલાષી ગુરુશ્રેષ્ઠ એવા શ્રી વિબુધચંદ્રસૂરિએ સિદ્ધનરેંદ્ર ( સિદ્ધરાજ )ના ગળના પ્રસાદને લેશમાત્ર પણ ગણકાર્યો ન હતો '[2]

ગજેંદ્રપ્રભસૂરિએ વિ સં ૧૩૮૭માં પ્રાકૃત દ્વયાશ્રયની વૃત્તિની અંતિમ પ્રશસ્તિમાં તથા ન્યાયકંદલીપંજિકાની પ્રશસ્તિમાં સૂચવ્યા પ્રમાણે પ્રસ્તુત વિબુધચંદ્રસૂરિએ ઉપર્યુક્ત મુનિસુવ્રતચરિત્રકાર શ્રીચંદ્રસૂરિની જેમ લાટદેશની મુદ્રાનો ત્યાગ કરી દીક્ષા સ્વીકારી હતી [3]

---

१ तइओ य विबुहजण मण अमंद-आणंदजणण दुल्ललिओ ।
सिरिविबुहचंदसूरी अहन्नया सो वि बोहिंतो ॥
**धंधुक्कय**म्मि पत्तो पुंडरीयसुएण पासडेण तहिं ।
सिरिपउमचंद-उवज्झायपमुहसंघ भणेऊण ॥
मन्नाविया तओ ते सपाससामिण चरिय-करण विसयमि ।
तेहिं वि तओ निउत्तो सीसलवो हेमसूरिस्स ॥

—સુપાર્શ્વનાથચરિત ( ન ૧૧૧૩)

२ ' सिरिविबुहचंदगुरुणा मह्हरिषणा मुक्खमहिलमतेण ।
सिद्धनरिंदप्पसाय गलण गणिय न हु मण पि ॥

—પિ રિ ૫ ૮૭

३ श्री श्रीचन्द्रमुनीन्द्रो विबुधेन्दुमुनिश्च तस्य वन्द्यौ द्वौ ।
यौ लाटदेशमुद्रामुज्झित्वा जगृहतु दीक्षाम् ॥

—પા ભ પ્રતિ પિ રિ ૩ ૨૭૫

પદની પ્રતિષ્ઠા, ઉપર જણાવેલા [1]મુનિચંદ્રસૂરિથી થઈ હોય તેમ જણાય છે, કારણ કે તેમના સંબંધમાં સંગ્રહણીસૂત્રની વૃત્તિમાં શ્રીમુનિચન્દ્રસૂરિભ્યો લબ્ધપ્રતિષ્ઠેન' આવું વિશેષણ જોવામાં આવે છે

**(૩) દેવપ્રભસૂરિ** ઉપર્યુક્ત મુનિચંદ્રસૂરિના પટ્ટધર દેવાનંદસૂરિ અને બીજા શિષ્ય પ્રસ્તુત દેવપ્રભસૂરિ હતા આ આચાર્યની કૃતિઓમાં પાડવચરિત્ર મહાકાવ્ય, ધર્મસારશાસ્ત્ર( મૃગાવતી ચરિત્ર વ ) [2]વગેરે ગ્રંથો તેમની વિદ્વત્તાનો ખ્યાલ કરાવે છે

**(૪) નરચંદ્રસૂરિ** આ[3] આચાર્ય ઉપર જણાવેલ આચાર્યના પટ્ટધર જણાય છે શ્રીધરની ન્યાયકંદલી પર અને મુરારિકવિના અનર્ઘરાઘવ( નાટક ) પર ટિપ્પન રચનાર, હૈમ પ્રાકૃતવ્યાકરણ પર દીપિકા

૧ આ મુનિચંદ્રસૂરિ ઉપર સૂચવ્યા પ્રમાણે શ્રીચંદ્રસૂરિના શિષ્ય હોવાથી તેમને અનેકાતજયપતાકાવૃત્તિ વિ સ ૧૧૬૮માં દેવેંદ્ર નરકેંદ્ર નકરણવૃત્તિ વિ સ ૧૧૭૪માં ઉપદેશપદવૃત્તિ વગેરે રચનારા અને પ્રભાવકચરિત્ર ગુર્વાવલી, તપાગચ્છપટ્ટાવલી વ માં સૂચવ્યા પ્રમાણે વિ સ ૧૧૭૮માં સ્વર્ગવાસી થયેલા મુનિચંદ્રસૂરિથી જુદા સમજવા જોઇએ

—દે લા જૈન પુ ફંડ તરફથી પ્રકાશિત થયેલા સંગ્રહણીસૂત્રના ઉપોદ્ઘાતમાં આ દેવભદ્રસૂરિના રચેલા ગ્રંથોના નામોમાં જીવાનુશાસનવૃત્તિ દરાનશુદ્ધિપ્રકરણવૃત્તિ વગેરે સૂચવ્યા છે પરંતુ તે તેમની કૃતિ જણાતી નથી, તે વૃત્તિકાર બીજા દેવભદ્રસૂરિ જણાય છે

૨ 'तत्क्रमिको देवप्रभसूरि किल पाण्डवायनचरित्रम् ।
श्रीधर्मसारशास्त्र च निममे सुकवितिलक ॥ '

—પિ રિ. ૩ ૨૭૫

૩ "तदीयसिंहासनसार्वभौम सूरीश्वर श्रीनरचन्द्रनामा ।
सरस्वतीलब्धवरप्रसादैर्विद्युष्टिधुर्यो बभूव ॥
टिप्पनमनर्घराघवशास्त्रे किल टिप्पन च कन्दल्याम् ॥
सार ज्योतिषमद्भुद य , प्राकृतदीपिकामपि च ॥

—પિ રિ ૩, ૨૭૫

## શ્રીચ દ્રસૂરિના શિષ્ય-પ્રશિષ્યો

સિદ્ધરાજના રાજ્યસમયમા સુપ્રતિષ્ઠિત થયેના, જન-સમાજ પર અનેક ઉપકાર કરનાર હર્ષપુરીયગચ્છના અભયદેવસૂરિ, હેમચ દ્રસૂરિ અને શ્રીચ દ્રસૂરિનો પરિચય ઉપર કરાવવામા આવ્યો છે શ્રીચ દ્રસૂરિ પછી તેમની પર પરામા થયેના આચાર્યો પણ પોતાના પૂર્વજોને પગલે ચાલ્યા હતા, તેમ ઇતિહાસ તપાસતા જણાઈ આવે છે તે વિદ્વાન સૂરિવરોનો પણ સ ક્ષિપ્ત પરિચય અહીં આવશ્યક છે

**( ૧ ) મુનિચ દ્રસૂરિ** રાજશેખરસૂરિએ જણાવ્યુ છે કે—શ્રીચ દ્રસૂરિના શિષ્ય પવિત્ર-ચરિત્ર મુનિચ દ્રસૂરિ થયા ચૌલુક્ય (સોલ કી) આનલરાજાએ ગર્ભિણી હરણીના વધથી ખિન્ન થઈ જેના ચરણમા આવી ચારિત્ર સ્વીકાર્યું હતુ [૧]

**( ૨ ) દેવભદ્રસૂરિ** આ આચાર્યે પોતાના ગુરુ શ્રીચ દ્રસૂરિના સ ગ્રહણી ગ્ર થ પર વૃત્તિ રચી હતી તેમ જ વિ સ ૧૨૩૩મા ક્ષેત્ર સમાસની વૃત્તિ અને સિદ્ધસેન દિવાકરના ન્યાયાવતાર ગ્ર થની સુપ્રસિદ્ધ સિદ્ધર્ષિએ રચલી વૃત્તિ પર ટિપ્પન રચેલુ છે [૨] આ આચાર્યને સૂરિ

---

૧ ' श्रीच द्रसूरिशिष्य, मुनिचन्द्र प्रभु शुचिचरित्र ।
चौलुक्यमानलनृप नाग्मी प्रव्राजयामास ॥

—ન્યાયક દલીપ જિકા પ્ર (પિ રિ ૩ ૨૭૬)

" तत्तनयेऽभून्मुनिच द्रसूरियत्पान्मूले चरण प्रपेदे ।
श्रीआनल श्रीचुलुक्यराज मा सगर्भमृग्या वधतो विषण्ण ॥

—ના તત્વાશ્રય વૃત્તિ (સ ૧૩૮૭મા લિ પા ભ પ્રતિ)

૨ હેમચ દ્રાચાય ગ્ર થાવલીમા પ્રકાશિત થયેલા ન્યાયાવતાર મા ટિપ્પનકારનુ નામ રાજશેખરસૂરિ છપાયુ છે પર તુ ખરી રીતે ત્યા આ દેવભદ્ર સૂરિ સમજવા જોઇએ

સંગ્રહ એ પ્રબંધ, ઇતિહાસ અને પ્રાસંગિક કથાઓ પ્રત્યેના તેમના પ્રેમને પ્રતિપાદન કરે છે. નેમિનાથ ફાગ નામની તેમની મળેલી (ગા ઓ સિ પ્રા ગૂ કા સં મા પ્રકાશિત થયેલી) કૃતિ, તેમની ગૂજરાતી-ભાષા પ્રત્યેની પ્રીતિને સૂચવે છે

## પ્રિયગ્રંથસૂરિ, મધ્યમા શાખા અને હર્ષપુરીયગચ્છ

ઉપર જે આચાર્યોનો મુખ્યત પરિચય કરાવવામા આવ્યો છે, તેઓએ કોટિકગણની મધ્યમા શાખા અને પ્રશ્નવાહનકુલથી પ્રકટેલા હર્ષપુરીયગચ્છના અનુયાયી તરીકે પોતાને પરિચિત કર્યા છે અને પહેલા સૂચવ્યુ છે, તેમ અભયદેવસૂરિથી મલધારી સપ્રદાય પણ ઓળખાવેલ છે કલ્પસૂત્રની સ્થવિરાવલીના ઉલ્લેખ પ્રમાણે કોટિકગણની (૧) ઉચ્ચ નાગરી, (૨) વિદ્યાધરી, (૩) વઈરી(વજ્ર) અને (૪) મધ્યમા એમ ચાર શાખાઓ હતી તેમા છેલ્લે જણાવેલી મધ્યમા-શાખા એ ઉપરના આચાર્યો સાથે સબંધ ધરાવતી જણાય છે અને એ જ સ્થવિરાવલીમા સૂચવ્યા પ્રમાણે કોટિકગણમાથી (૧) બભલિજ્જ (૨) વત્થલિજ્જ (૩) વાણિજ્જ અને (૪) પણ્હવાહણય(પ્રશ્નવાહન) એ ચાર કુલો નીકળ્યા હતા તેમાના છેલ્લા પ્રશ્નવાહનકુલથી હર્ષપુરીયગચ્છનો પ્રાદુર્ભાવ થયેલો જણાય છે આમા સૂચવેલી મધ્યમા-શાખા સ્થવિર પ્રિયગ્રંથથી નીકળી હતી ધર્મસાગરગણિએ વિ સ ૧૬૨૮ની દીવાળીમા રાધનપુરમા રચેલી કલ્પ કિરણાવલિ(પૃ ૧૬૯)મા અને વિનયવિજયગણિએ વિ સ ૧૬૯૬ના જેઠ શુ ૨ ગુરુવારે પૂર્ણ કરેલી કલ્પસુબોધિકા(પત્ર ૧૬૭-૧૬૮)મા પ્રસ્તુત પ્રિયગ્રંથસૂરિની અદ્ભુત પ્રભાવકતાનો પરિચય આ પ્રમાણે આપ્યો છે—

"૩૦૦ જિનમદિર, ૪૦૦ લૌકિક મદિર, ૧૮૦૦ બ્રાહ્મણોના ઘર, ૩૬૦૦ વણિકોના ઘર, ૯૦૦ આરામ(બાગ-બગીચા), ૭૦૦ વાવ ૨૦૦ કૂવા અને ૭૦૦ દાનશાળાથી શોભતા અને અજમેર પાસે આવેલા એવા સુભટપાલ રાજાના હર્ષપુરમા એક વખતે પ્રિયગ્રંથસૂરિ

(પ્રાકૃતપ્રબોધ) કર્નાગ, મ ત્રીશ્વર વસ્તુપાલની પ્રાર્થનાથી કથારત્નાકર રચનાર તથા જ્યોતિષસાર વગેરે ગ્રથો રચીને તથા પાડવચરિત્ર, ધર્માભ્યુદયમહાકાવ્યનુ સશોધન કરી પોતાની વિદ્યાનથી વિશેષ હતાનો પરિચય કરાવનાર આ આચાર્ય પણ પૂર્વોક્ત હર્ષપુરીયગચ્છના તિલક સમા થઈ ગયા પ છી ઠ ના જૈનધર્મના પ્રાચીન ઇતિહાસમા આ આચાર્યને નાગચદ્રસૂરિ નામથી ઓળખાવ્યા છે, તે અગ્રેજી પરથી અનુવાદ કરવતા ભૂલ થયેલી લાગે છે

**(૫) નરેન્દ્રપ્રભસૂરિ** પૂર્વોક્ત નરચદ્રસૂરિના વિદ્વાન્ શિષ્ય નરેન્દ્રપ્રભસૂરિ થયા હતા, કે જેમણે મન્ત્રીશ્વર વસ્તુપાલની પ્રાર્થના પ્રેરણાથી ગુરુની આજ્ઞાથી અલકારમહોદધિ અને કાકુત્સ્થકેલિ વગેરે ગ્રથો રચ્યા હતા[૧]

**(૬) રાજશેખરસૂરિ** ઉપર્યુક્ત નરચદ્રસૂરિના વ શમા પદ્મદેવસૂરિના પ્રશિષ્ય અને શ્રીતિલકસૂરિના શિષ્ય રાજશેખરસૂરિ થયા જેમણે વ્યાકરણ ન્યાય કાવ્ય-સાહિત્ય, ઇતિહાસ, ભાષા વગેરે વિવિધ વિષયમા પોતાની વિદ્વત્તાનો પરિચય અને પ્રેમ પોતાની અનેક કૃતિઓદ્વારા દર્શાવ્યો છે શ્રીધરની ચાયક દલી પર પ જિકા આ વિદ્વાને વિ સ ૧૩૮૫મા અને હૈમપ્રાકૃતદ્વયાશ્રયની વૃત્તિ વિ સ ૧૩૮૭મા રચી હતી એ સિવાય રત્નાકરાવતારિકાપ જિકા ષડ્દર્શન સમુચ્ચય એ ગ્રથો તેમની વ્યાકરણ, કાવ્ય અને ન્યાય દર્શન વિષયક નિપુણતા સૂચવે છે મેરુતુગસૂરિના રત ભને દ્રપ્રબ ધને આ સૂરિએ વિ સ ૧૪૦૧મા શુદ્ધ કર્યો હતો પ્રબ ધકોષ (ચતુર્વિ શતિપ્રબ ધ) નામનો પ્રસિદ્ધ ઐતિહાસિક ગ્ર થ તેમણે વિ સ ૧૪૦૫મા રચ્યો હતો ચતુરશીતિ પ્રબ ધ અપરનામ આતરકથા સગ્રહ અથવા પ્રસિદ્ધનામ વિનોદકથા

---

૧ तस्य गुरो प्रियशिष्य, प्रभुर्नरेन्द्रप्रभ प्रभावाढ्य ।
योऽलङ्कारमहोदधिमकरोत् काकुत्स्थकेलि च ॥
—પિ રિ ૩, ૨૭૫ ગા ઓ સિરીઝમા પ્રકાશિત

## હર્ષપુરીયગચ્છના આચાર્યોનો વંશક્રમ




### (૧) હરિભદ્રસૂરિ —

હરિભદ્રસૂરિ નામના અનેક પ્રભાવક પ્રૌઢ વિદ્વાન્ જૈનાચાર્યો અત્યાર પૂર્વે થઈ ગયા છે પરંતુ અહીં પ્રાસંગિક સિદ્ધરાજના સમકાલીન હરિભદ્રસૂરિ સંબંધી આવશ્યક પરિચય કરાવવામાં આવે છે

આ આચાર્ય બૃહદ્ગચ્છમાં થયેલા માનદેવસૂરિના પ્રશિષ્ય હતા અને જિનદેવ ઉપાધ્યાયના શિષ્ય હતા આ આચાર્યે પોતાની કૃતિઓમાં

પધાર્યા હતા ત્યાં તે સમયે બ્રાહ્મણોએ યજ્ઞમાં બકરાને હણવાની હોમવાની તૈયારી કરી હતી તેવામાં પ્રિયગ્રંથસૂરિએ કોઈ શ્રાવકના હાથથી તે બકરા પર વાસક્ષેપ (પ્રભાવક ચૂર્ણ) નખાવ્યું તેથી તે બકરો અંબિકાદેવીથી અધિષ્ઠિત થઈ આકાશમાં રહી બોલ્યો કે—

"અરે! મને હોમ માટે હણશો? આવો, મને બાંધો અને હણો જો હું તમારી જેમ નિર્દય બનું, તો તમોને એક ક્ષણમાં હણી નાખું, વચ્ચે જો કૃપા ન હોત તો કુપિત થયેલા હનૂમાને રાક્ષસોના નગરમાં જે કર્યું, તે હું અહીં રહીને તમારા પ્રત્યે કરત મહાભારતમાં શું કહ્યું છે, તે જૂઓ—'હે ભારત! પશુઓના શરીરોમાં જેટલા રોમકૂપો (રુંવાડા) છે, તેટલા હજાર વર્ષો સુધી પશુ ઘાત કરનારા પકાવાય છે હે યુધિષ્ઠિર! જે કોઈ સોનાનો મેરુ અને સઘળી પૃથ્વી દાનમાં આપી દે અને બીજો કોઈ મનુષ્ય પ્રાણીને જીવિતનું દાન આપે—એ બંને સરખા નથી અર્થાત્ એ બેમાં પણ જીવિત દાન આપનાર શ્રેષ્ઠ છે બીજા મોટા દાનોનું ફળ કાલ ક્રમે ક્ષીણ થાય છે, પરંતુ ભયભીત પ્રાણીઓને અપાતા અભયદાનનો ક્ષય જ નથી વ"

લોકોએ પૂછ્યું કે—'તું કોણ છે? આત્માને પ્રકાશિત કર' દેવતાધિષ્ઠિત બકરાએ કહ્યું કે—'હું અગ્નિ છું મારા વાહન આ પશુને તમે વૃથા શા માટે હણવા ઇચ્છો છો? અહીં શ્રીપ્રિયગ્રંથસૂરી દ્ર પધાર્યા છે, તેમને પવિત્ર ધર્મ પૂછો અને શુદ્ધિથી આચરો જેમ નરેન્દ્રોમાં ચક્રવર્તી અને ધનુર્ધરોમાં ધનંજય મુખ્ય છે તેમ તે (પ્રિયગ્રંથસૂરિ) સત્યવાદીઓમાં અદ્વિતીય અગ્રેસર સાધુ છે' ત્યારપછી તે બ્રાહ્મણોએ પ્રિયગ્રંથસૂરિ પાસેથી પવિત્ર ધર્મ સ્વીકાર્યો હતો'

ઉપરના વૃત્તાન્તથી હર્ષપુરીયગચ્છની ઉત્પત્તિ અજમેર પાસે આવેલા હર્ષપુર (હરસોર)થી થયેલી જણાય છે હર્ષપુરીયગચ્છના ઉપર જણાવેલા આચાર્યોનો વંશક્રમ આ પ્રમાણે સૂચવી શકાય—

પંચમીને દિવસે એ જ સ્થાન—પાટણમાં તેઓએ પ્રાકૃતભાષામાં ૬૫૦ ગાથા પ્રમાણ મુનિપતિ-ચરિત્ર રચ્યું હતું [1]

ભટ્ટિપનિકામાં મળી આવતા ઉલ્લેખ પ્રમાણે આ આચાર્યે જય સિંહદેવરાજ(સિદ્ધરાજ)ના રાજ્યમાં પ્રાકૃતભાષામાં શ્રેયાંસનાથ તીર્થંકરનું ચરિત્ર ૬૫૮૪ ગાથાપ્રમાણ રચ્યું હતું જેની પ્રતિ ખંભાતમાં જ હતી [2] એ ઉપરથી તેમની કવિત્વશક્તિ પરોપકારબુદ્ધિ અને ઉચ્ચ આત્માઓના ચરિત્રો પ્રત્યે પ્રીતિ પ્રકટ જણાઈ આવે છે

સુપ્રસિદ્ધ વાચક ઉમાસ્વાતિએ રચેલા પ્રશમરતિ ગ્રંથનું દોઢહજાર શ્લોક પ્રમાણ વિવરણ પણ આ આચાર્યે અણહિલપાટક(પાટણ)માં જયસિંહદેવ(સિદ્ધરાજ)ના રાજ્યસમયમાં વિ સ ૧૧૮૫માં ભણશાલી ધવલના પુત્ર યશોનાગે આપેલા ઉપાશ્રયમાં રહીને રચ્યું હતું અને શુદ્ધ

अणहिल्लपाटकपुरे श्रीमज्जयसिंहदेवनृपराज्ये।
आशापुर-वसत्या वृत्तिस्तेनेयमारचिता ॥

एकैकाक्षरगणनात्संख्या वृत्तरनुष्टुभा मानम्।
अष्टौ शतानि जात पञ्चाशत्समधिकानीति ॥

वर्षे शतैकादशके ह्यशीत्या ऽधिके नभोमासे।
सितपञ्चम्यां सूर्ये समर्थिता वृत्तिरियमिति ॥"

—જુઓ જે ભા ગ્રંથસૂચી (પૃ ૨૬) તથા પ્રકાશિત પ્રાચીન સંસ્કૃત ગ્રંથ

[1] 'मुणिवइचरियं एयं गाहाहिं समासओ समुद्धरियं।
पुव्वचरियाउ सुगमं, रम्मं हरिभद्दसूरीहिं ॥

नयण-मुणि [ २६ ]-रुद्दे विक्कमसंवच्छरंमि।
भद्दव(य)पंचमीए समत्थियं चरियमिणमो त्ति ॥

—પાટણ જૈન ભ ડાર-ગ્રંથસૂચી

[2] 'श्रेयांसचरितं प्रा श्रीजयसिंहदेवराज्ये हरिभद्राचार्यकृतम्। गाथा ६५८४ स्तम्भतीर्थ विना न ॥ —બ

રચના-સ્થલ નિર્દેશ સાથે તત્કાલીન રાજ્યકર્તા જયસિંહદેવ(સિદ્ધરાજ)ના નામનો પણ નિર્દેશ કર્યો છે દ્રવ્યાનુયોગ, ઉપદેશ, કથાચરિતાનુયોગ વગેરે વિષયોમા સંસ્કૃત પ્રાકૃત ભાષામા આ આચાર્યની ખાસ વિદ્વત્તા અને વ્યાખ્યાતૃશક્તિ હોય તેમ તેમની કૃતિઓ પરથી જણાય છે બહુધા પાટણ(ગૂજરાત)મા નિવાસ કરી તેઓએ ગ્રંથરચના કરી હતી–તેમ તેના અંતિમ ઉલ્લેખો પરથી સમજાય છે

આ આચાર્યે અણહિલ્લવાડ(પાટણ)મા જયસિંહદેવ(સિદ્ધરાજ)ના રાજ્ય-સમયમા આશાવર સોનીની વસતિમા નિવાસ કરી બંધસ્વામિત્વ નામથી ઓળખાતા પ્રાચીન કર્મગ્રંથ પર ૬૫૦ શ્લોક પ્રમાણ વૃત્તિ રચી હતી[૧] બૃહટ્ટિપ્પનિકાકારે આ વૃત્તિનો રચના-સમય વિ સ ૧૧૭૨ સૂચવ્યો છે[૨] એ જ વિ સ ૧૧૭૨મા શ્રાવણ શુ ૫ રવિવારે એ જ સ્થલ પાટણમા આશાપુર-વસતિમા રહી તેમણે જિનવલ્લભ સૂરિના આગમિક વસ્તુવિચારસાર(ષડશીતિ) ગ્રંથ પર પણ ૮૫૦ શ્લોકપ્રમાણ વૃત્તિ રચી હતી[૩] એ જ વિ સ ૧૧૭૨મા ભાદ્રપદ

---

૧ 'अध्यापका श्रीजिनदेवसञ्ज्ञा । तेषा विनेयो गुरुभक्तिपूर्णं
अणहिल्लपाटकपुरे श्रीमज्जयसिंहदेवनृपराज्ये ।
आशावरसौवर्णिकवसता विहिता

—બંધસ્વામિત્વવૃત્તિની પ્રશસ્તિ (ભાવનગર આ સભા તરફથી પ્ર પ્રાચીનકર્મગ્રંથમા)

૨ 'बृन्दबन्धस्वामित्ववृत्ति १९७२ वर्षे हरिभद्रीया ५६० ।'—બ

૩ ' मध्यस्थभावादचलप्रतिष्ठ सुवर्णरूप सुमनोनिवास ।
अस्मिन् मनामेरुरिवारित लोके श्रीमान् बृहद्गच्छ इति प्रसिद्ध ॥
तस्मिन्नभूदायतबाहुशास कपद्रुमाम प्रभुमानदेव ।
यदीयवाचो विबुधै सुबोधा कर्णे कृता नूतनमञ्जरावद् ॥
तस्मादुपाध्याय इहाजनिष्ट श्रीमान् मनस्वी जिनदेवनामा ।
गुरुक्रमाराधविनाप्तबुद्धिस्तस्यास्ति शिष्यो हरिभद्रसूरि ॥

## (૨) હરિભદ્રસૂરિ —

આ આચાર્યના જન્મ દીક્ષાદિ પ્રસંગો સિદ્ધરાજ જયસિંહના રાજ્યસમયમાં અને રાજ્ય પ્રદેશમાં થયેલા જણાય છે. ગૂજરાતની પ્રાચીન રાજધાની અણહિલવાડ પાટણમાં આ સૂરિ ઘણા વખત સુધી રહ્યા હશે, તેમ માનવાનાં કારણો છે. ગૂજરાતના રાજાઓના વંશપરંપરાગત મંત્રીઓ સાથે આ આચાર્યને વિશેષ પરિચય જણાય છે. સિદ્ધરાજ અને કુમારપાલ એ બંને રાજવીઓના મહામાત્યપદને શોભાવનાર મંત્રીશ્વર પૃથ્વીપાલની પ્રાર્થનાથી આ આચાર્યે ચોવીશે તીર્થંકરોનાં ચરિત્રો પ્રાકૃત અપભ્રંશાદિ ભાષામાં રચ્યાં હતાં. એમાંનાં ચન્દ્રપ્રભચરિત, મલ્લિનાથચરિત અને નેમિનાથચરિત એ ત્રણ ચરિત્રો જ હજુ દૃષ્ટિગોચર થઈ શક્યાં છે, કે જેનું શ્લોકપ્રમાણ ૨૪૦૦૦ લગભગ ¼ લાખ છે. એ જ ક્રમ પ્રમાણે તેમણે બીજા એકવીશ તીર્થંકરોનાં ચરિત્રો પણ આશરે શ્લોકપ્રમાણ રચ્યાં હોય, તો તે સર્વ ચરિત્રો માટે આ આચાર્યે લગભગ બે લાખ શ્લોકની રચના કરી હશે, એમ અનુમાન કરી શકાય.

એ ચરિત્રોના અંતમાં આ વિદ્વાન્ આચાર્યે પોતાના મુનિવંશનો જે પરિચય આપ્યો છે તે પરથી જણાય છે કે તેઓ વર્ધમાન(મહાવીર)-સ્વામિના તીર્થમાં, કોટિકગણમાં, વઇર(વજ્ર)શાખામાં, ચન્દ્રકુલમાં, વડગચ્છમાં થયેલા જિનચન્દ્રસૂરિના પ્રશિષ્ય હતા. જિનચન્દ્રસૂરિને (૧) આમ્ર(આમ્ર)દેવસૂરિ અને (૨) શ્રીચન્દ્રસૂરિ એ નામના બે પટ્ટધર શિષ્યો હતા, જેના અન્વયમાં પહેલા (કે શ્રીચન્દ્રસૂરિના પરિચયમાં) સૂચવવામાં આવ્યું છે. તેમાંના શ્રીચન્દ્રસૂરિ એ પ્રસ્તુત હરિભદ્રસૂરિના ગુરુ હતા.[૧]

---

૧ 'नियय महिमा निरोहिय चिंतामणि कामधेणु माहप्पो ।
चउवीसइमजिणिंदो, जाओ सिरिवद्धमाणपहू ॥
तत्तित्थंमि य कोडियगणंमि विउलाए वइरसाहाए ।
चंदकुलंमि य चउज्जंमि वडगच्छगयणससी ॥

કર્યું હતું[1] એ ઉપરથી એમની પ્રશમભાવ પ્રત્યે રતિ–પ્રીતિની પ્રતીતિ થાય છે તેમનામાં ગુરુભક્તિ, નમ્રતા, સરલતા, કૃતજ્ઞતા અને સૌજન્ય વગેરે સદ્દગુણોનો નિવાસ હોવો જોઈએ—એમ પ્રશસ્તિના ઉલ્લેખો પરથી વિચારકોને કંઈક ખ્યાલ આવી શકે છે

વિ સં [૧૧]૮૫માં રચેલ પાંચસો શ્લોક પ્રમાણ ક્ષેત્રસમાસ-વૃત્તિ મળી આવે છે, તેને કેટલાક સાક્ષરોએ પ્રાચીન હરિભદ્રસૂરિની કૃતિ તરીકે ઓળખાવી છે પરંતુ અમારી સમજ પ્રમાણે એ કૃતિ પણ આ આચાર્યની જણાય છે[2] એવી રીતે જ જંબૂદ્વીપ સંગ્રહણી પણ વૃત્તિ સાથે આ આચાર્યે રચેલ છે[3] એ સિવાય એમની બીજી કૃતિઓ હજુ જાણવામાં આવી નથી

---

१ ' यत्राल्ये मन्दगुरूपशोमे, सन्मङ्के सद्बुधरानहसे ।
तारापथे वा सु(चाशु)कविप्रचारे श्रीमानदेवाभिधसूरिगच्छे ॥
भव्या बभूवु शुभशस्यशिष्या, अध्यापका श्रीजिनदेवसंज्ञा ।
तेषा विनेयैगुरुभक्तियुक्त प्रज्ञाविहीनैरपि शास्त्ररागात् ॥
श्रीहरिभद्राचार्यै रचित प्रशमरतिविवरण किञ्चित् ।
परिभाव्य वृद्धटीका सुखबोधाय समासेन ॥
अणहिल्लपाटकनगरे श्रीमज्जयसिंहदेवनृपराज्ये ।
बाण–वसु–रुद्रसङ्ख्ये विक्रमतो वत्सरे व्रजति ॥
श्रीधवलमाण्डशालिक–पुत्र–यशोनाग–नायक वितीर्णे ।
सदुपाश्रये स्थितैस्तै, समर्थित शोधित चेति ॥
यदिहाशुद्ध किञ्चित्, छद्मस्थत्वेन लिखितमस्माभि ।
तच्छोध्य धीमद्भि, सम्यक् सचिन्त्य समयज्ञै ॥

—પાટણ જૈન ભંડાર-ગ્રંથસૂચી

२ " पञ्चाशीतिकवर्षे विक्रमतो व्रजति शुक्लपञ्चम्याम् ।
शुक्रस्य शुक्रवारे पुष्ये शस्ये च नक्षत्रे ॥ '                    —श्री रि २, ८

३ 'जम्बूद्वीप-सङ्ग्रहणी वृत्ति समाप्ता। विरचितेय सूत्रतो वृत्तितश्च श्रीमद् बृहद्गच्छीयश्रीहरिभद्राचार्याणामिति ॥ ग्र १५०॥     —પા ભ ગ્રંથસૂચી

ચરિત્રના પ્રાંત ભાગમાં આ ચરિત્ર રચનાર મુનીશ્વર પૃથ્વીપાલના વંશક્રમની પ્રશસ્તિ જોવામાં આવતી નથી, પરંતુ ચંદ્રપ્રભચરિત્ર અને મલ્લિનાથચરિત્રના અંતમાં એક જ પ્રમાણની મુનિવંશ પ્રશસ્તિ મૂકેલી હોવાથી ચોવીસે તીર્થંકરોના ચરિત્રોના અંતમાં એવી જ પ્રશસ્તિ દર્શાવેલી હોવાનો સંભવ છે.

આ આચાર્યે તીર્થંકરોના ચરિત્રોનો પ્રારંભ પ્રાયઃ કુમારપાલ ભૂપાલના રાજ્યપ્રારંભ પછી કર્યો હશે અને અનુક્રમે ચોવીસે તીર્થંકરોના ચરિત્રો રચ્યા હશે તેમ જણાય છે અને તેમાં પણ પ્રતિદિન ૨૫ થી ૩૦ શ્લોકો રચવાનો યા પ્રતિમાસ સાડાસાતસોથી હજાર શ્લોક પર્યન્ત રચના કરવાનો અથવા પ્રતિવર્ષ નવ હજારથી બાર હજાર પર્યન્ત શ્લોકો રચવાનો નિયમ રાખ્યો હશે—એવું અનુમાન કરી શકાય તેમ છે. બાવીશમા તીર્થંકર નેમિનાથનું ચરિત્ર તેમણે વિ. સં. ૧૨૧૬ના કાર્તિક માસમાં પૂર્ણ કર્યું હતું[1] એટલે સંભવ છે કે બાકીના બે તીર્થંકર—૨૩મા પાર્શ્વનાથ અને ૨૪મા વર્ધમાન (મહાવીર) સ્વામિના ચરિત્રોની સમાપ્તિ તેમણે વિ. સં. ૧૨૧૭ની દીવાળી સુધીમાં કરી હશે તેમ કલ્પના કરવી અયોગ્ય નહિ લેખાય.

---

१ "कुमरवाल्ह निवइ रज्जमि ॥
अणहिल्लवाडइ नयरि, जणगुरुयगुरुय सगाम ॥
**सोलुत्तर बारसइ** कत्तियमि तरसि-समागमि ।
अस्सिणि-नक्खत्ति सोमम्मिणि सप्पनित्ति-लग्गमि ।
एहु समत्थिउ वरु वि परियण-माउज्जणि ॥
पच्चक्खर-गणणाए सिलोगमाणेण इत्थ पत्थमि ।
अट्ठव य सहस्सा, बत्तीस सिलोगया होंति ॥

इति श्रीचन्द्रसूरि क्रमकमल भमर श्रीहरिभद्रसूरिविरचित नवभवनिबद्ध श्रीनेमिनाथचरित्र समाप्त ॥

—જેસલમેર ભંડાર સૂચી (પૃ. ૨૮)

વાઙ્મયની વિશિષ્ટ સેવા બજાવનાર, તીર્થંકરોના પવિત્ર ચરિત્રો રચી સ્વપરોપકાર કરનાર, સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશાદિ ભાષાના વિશારદ કવિરાજ આ હરિભદ્રસૂરિના અપભ્રંશભાષામાં રચેલા નેમિનાથચરિત્રનો આદ્યન્ત ભાગ અમે જેસલમેર ભાં. સૂચી (પૃ. ૨૭-૨૮)માં દર્શાવ્યો છે. એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તેની રચના કુમારપાલ-રાજાના રાજ્યમાં અણહિલ્લવાડ (પાટણ)માં વિ. સં. ૧૨૧૬ના કાર્તિક શુ. ૧૩ સોમવારે પૂર્ણ થઈ હતી. તેનું શ્લોકપ્રમાણ આઠહજાર, બત્રીશ છે.

આ ચરિત્રને જર્મનીમાં ડૉ. હર્મન જેકોબીએ સંપાદિત કરી પ્રકાશમાં મૂકાવ્યું છે. જેસલમેર ભાં. સૂચીમાં મૂકવામાં આવેલ આ

---

तरणि व्व गरुअ-तेओ, मयमुरमणु व्व पत्त परम[illegible]गो ।
हंसो व्व विमलपक्खो, सुरगिरिरिव लोय मज्झत्थो ॥
लच्छी कलाकलावामिमाणमेहाहिं सव्ववियनामो ।
जाओ पत्तपसिद्धी, भयवं जिणचन्दसूरि त्ति ॥
नियमत-कुमुय-कमला निय निय परिविबु(बु)हचक्क-कयतोसा
तस्मासि [illegible] सीमा रयणीयर सहस्सकिरण व्व ॥
तत्थ य सुरम्मो विरइय परप्पवधो य धरणिनाहु व्व ।
सिरिअम्बएवसूरि गुण-रयण मन्नोयरो पढमो ॥
अणवरय धम्मकम्मोवउत्त चित्तो वि निच्चमपहरणो ।
कय-करुणायारो वि हु अविहिय रायद्धिविसेसो ॥
बहुममओ वि अममओ पाविय उन्नओ वि पत्त-जन-संगो ।
बीओ विणयरयण अहेमि सिरिचंदसूरि त्ति ॥
'पमरिय नम पडिरव नच्चाविय कित्ति-तरुणिरयणस्स ।
अमरिम गुण मणि रोहिणो पहुणो सिरिचन्दसूरिस्स ॥
चउवीसइ जिणपुंगव सुचरिय-रयणाभिराम सिंगारो ।
एसो विणयन्तेसो जाओ हरिभद्दसूरि त्ति ॥

—ચંદ્રપ્રભચરિ પ્રશસ્તિ (પા. ભં. ગ્રંથસૂચી).

ચરિત્રના પ્રાંત ભાગમાં, આ ચરિત્ર રચનાર મુનીશ્વર પૃથ્વીપાલના વંશક્રમની પ્રશસ્તિ જોવામાં આવતી નથી, પરંતુ ચંદ્રપ્રભચરિત્ર અને મલ્લિનાથચરિત્રના અંતમાં એક જ પ્રકારની મુનિવંશપ્રશસ્તિ મૂકેલી હોવાથી ચોવીશે તીર્થંકરોના ચરિત્રોના અંતમાં એવી જ પ્રશસ્તિ દર્શાવેલી હોવાનો સંભવ છે

આ આચાર્યે તીર્થંકરોના ચરિત્રોનો પ્રારંભ પ્રાયઃ કુમારપાલ ભૂપાલના રાજ્યપ્રારંભ પછી કર્યો હશે અને અનુક્રમે ચોવીશે તીર્થંકરોનાં ચરિત્રો રચ્યાં હશે તેમ જણાય છે અને તેમાં પણ પ્રતિદિન ૨૫ થી ૩૦ શ્લોકો રચવાનો યા પ્રતિમાસ સાડાસાતસોથી હજાર શ્લોક પર્યંત રચના કરવાનો અથવા પ્રતિવર્ષ નવ હજારથી બાર હજાર પર્યંત શ્લોકો રચવાનો નિયમ રાખ્યો હશે—એવું અનુમાન કરી શકાય તેમ છે બાવીશમા તીર્થંકર નેમિનાથનું ચરિત્ર તેમણે વિ સં ૧૨૧૬ના કાર્તિક માસમાં પૂર્ણ કર્યું હતું[1] એટલે સંભવ છે કે બાકીના બે તીર્થંકર ૨૩મા પાર્શ્વનાથ અને ૨૪મા વર્ધમાન( મહાવીર )સ્વામિના ચરિત્રોની સમાપ્તિ તેમણે વિ સં ૧૨૧૭ની દીવાળી સુધીમાં કરી હશે તેમ કલ્પના કરવી અયોગ્ય નહિ લેખાય

---

१ " कुमरवाल्ह निवह रज्जमि ॥
जणहिल्लवाडर नयरि, जनगुणुयणवुहय मगमि ॥
सोलुत्तर बारसइ कत्तियमि तेरसि ममागमि ।
अस्सिणि णक्खत्ति, सोमदिणि गुप्पनिक्ति-रगमि ।
एहु समत्थिउ रह वि, परियण-माल्हजमि ॥
पचरसर गणणाए, सिलोगमाणेण इत्थ पत्तधमि ।
अट्ठव य महस्सा, बत्तीस सिलोगया होंति ॥

इति श्रीचंद्रसूरि क्रमकमल भ्रमर श्रीहरिभद्रसूरिविरचित नवभवनिवद्ध श्रीनेमिनाथचरित्र समाप्त ॥

—જેસલમેર ભં ગ્રંથસૂચી ( પૃ ૨૮ )

વાઙ્મયની વિશિષ્ટ સેવા બજાવનાર, તીર્થંકરોના પવિત્ર ચરિત્રો રચી સ્વપરઉપકાર કરનાર, સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશાદિ ભાષાના વિશારદ કવિરાજ આ હરિભદ્રસૂરિના અપભ્રંશભાષામાં રચેલા નેમિનાથચરિતનો આદ્યન્ત ભાગ અમે જેસલમેર ભાં. સૂચી (પૃ. ૨૭૮)માં દર્શાવ્યો છે. એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તેની રચના કુમારપાલ રાજાના રાજ્યમાં અણહિલ્લવાડ (પાટણ)માં વિ. સં. ૧૨૧૬ના કાર્તિક શુ. ૧૩ સોમવારે પૂર્ણ થઈ હતી. તેનું શ્લોકપ્રમાણ આઠહજાર બત્રીશ છે.

આ ચરિત્રને જર્મનીમાં ડૉ. હર્મન જેકોબીએ સંપાદિત કરી પ્રકાશમાં મૂકાવ્યું છે. જેસલમેર ભાં. સૂચીમાં મૂકવામાં આવેલ આ

---

तरणि व्व गरुअ-तेओ, मयभुरमणु व्व पत्त परम दओ ।
हंसो व्व विमलपक्खो, सुरगिरिरिव लोयमउन्नत्थो ॥
लच्छी कलाकलावाममाणमेहाहिं सच्चवियनामो ।
जाओ पत्तपसिद्धी, भयवं जिणचंदसूरि त्ति ॥
वियसन्त-कुमुय-कमला निय निय पहविमु(सु)हचक्क-कय-तोसा
तस्मासि दोन्नि सीसा, रयणायर सहस्सकिरण व्व ॥
तत्थ य सुरसो विरइय परमानंदो य धरणिनाहु व्व ।
सिरिअम्बएवसूरी गुण-रयण महोयही पढमो ॥
अणवरय धम्मकम्मोवउत्त चित्तो वि निच्चमपहरणो ।
कय-करणायारो वि हु अविहिय रायद्धि-विसेसो ॥
बहुसमओ वि असमो पाविय उन्नओ वि पत्त अल्लसगो ।
बीओ विणयरयण, नहेमि सिरिचंदसूरि त्ति ॥
पसरिय नम पडहारव-नच्चाविय कित्ति-तरुणिरयणस्स ।
असरिस गुण मणि निहिणो, पहुणो सिरिचंदसूरिस्स ॥
चउवीसइ जिणपुंगव सुचरिय-रयणाभिराम सिंगारो ।
एसो विणयम्मो जाओ हरिभद्दसूरि त्ति ॥

—चंदप्पहचरिय प्रशस्ति (पा. भ. संघवी)

ચરિત્રના પ્રાન્ત ભાગમાં, આ ચરિત્ર રચાવનાર મંત્રીશ્વર પૃથ્વીપાલના વંશક્રમની પ્રશસ્તિ જોવામાં આવતી નથી, પરંતુ ચન્દ્રપ્રભચરિત અને મલ્લિનાથચરિત્રના અંતમાં એક જ પ્રકારની મંત્રિવંશપ્રશસ્તિ મૂકેલી હોવાથી ચોવીસે તીર્થંકરના ચરિત્રોના અંતમાં એવી જ પ્રશસ્તિ દર્શાવેલી હોવાનો સંભવ છે

આ આચાર્યે તીર્થંકરોના ચરિત્રોનો પ્રારંભ પ્રાયઃ કુમારપાલ ભૂપાલના રાજ્યપ્રારંભ પછી કર્યો હશે અને અનુક્રમે ચોવીસે તીર્થંકરના ચરિત્રો રચ્યા હશે તેમ જણાય છે અને તેમાં પણ પ્રતિદિન ૨૫થી ૩૦ શ્લોકો રચવાનો યા પ્રતિમાસ સાડાનાતસોથી હજાર શ્લોક પર્યન્ત રચના કરવાનો અથવા પ્રતિવર્ષ નવ હજારથી બાર હજાર પર્યન્ત શ્લોકો રચવાનો નિયમ રાખ્યો હશે—એવું અનુમાન કરી શકાય તેમ છે બાવીશમા તીર્થંકર નેમિનાથનું ચરિત્ર તેમણે વિ સં ૧૨૧૬ના કાર્તિક માસમાં પૂર્ણ કર્યું હતું[1] એટલે સંભવ છે કે બાકીના બે તીર્થંકર ૨૩મા પાર્શ્વનાથ અને ૨૪મા વર્ધમાન (મહાવીર)સ્વામિના ચરિત્રોની સમાપ્તિ તેમણે વિ સં ૧૨૧૭ની દીવાળી સુધીમાં કરી હશે તેમ કલ્પના કરવી અયોગ્ય નહિ લેખાય

---

१ ' कुमरवालह निवह रज्जमि ॥
अणहिल्लवाडय नयरि जनगुणुयणबुन्य मगमि ॥
सोलुत्तर वारसइ कत्तियमि तेरसि-मग्गगाम ।
अस्सिणि णक्खत्ति सोमदिणि सुप्पावत्ति-स्सगमि ।
एहु समत्तिय कह वि परियग-माहज्जमि ॥
पच्चक्खर-गणणाए मिरोगमागण इत्थ पवरंमि ।
अट्ठव य मत्स्सा बत्तीस सिरोगया हौंति ॥

इति श्रीचन्द्रसूरि क्रमकमल भमर श्रीहरिभद्रसूरिविरचित नवभरनिवद्ध श्रीनेमिनाथचरित्र समाप्त ॥

—जेसलमेर भ० सूचि (पृ २८)

## ગૂજરાતનો જૈન મંત્રિ-વંશ

ઉપર જણાવેલા હરિભદ્રસૂરિએ રચેલા ચોવીશ તીર્થંકરોના ચરિત્રોમાંથી આઠમા તીર્થંકર ચંદ્રપ્રભસ્વામિના ચરિત્રની ૨૬૫ પત્ર વાળી એક તાડપત્રીય પ્રતિ કુમારપાલ ભૂપાલના રાજ્ય-સમયમાં જ વિ. સં. ૧૨૨૩માં કા. વ. ૮ બુધવાર લખાયેલી પાટણમાં સંઘવીના પાડાના ભંડારમાં જ મળી આવે છે[1]—એ ઘણું ખુશી થવા જેવું છે. ૧૯મા તીર્થંકર મલ્લિનાથ ચરિત્રની એક નવી લખાવેલી પ્રતિ અહીં આ જૈન જ્ઞાનમંદિરમાં મુનિરાજ શ્રીહંસવિજયજી મહારાજના શાસ્ત્ર સંગ્રહમાં છે. એ બંને ચરિત્રોના અંતમાં, ચરિત્રો કરવા પ્રાર્થનાર મંત્રીશ્વર પૃથ્વીપાલના વંશ ક્રમની પ્રશસ્તિ દર્શાવવામાં આવી છે. એ પ્રશસ્તિ, ગૂજરાતના ઇતિહાસ પર સારો પ્રકાશ પાડી શકે તેમ છે. ગૂજરાતની પ્રાચીન રાજધાની અણહિલવાડ(પાટણ)ને વસાવનાર વનરાજ ચાવડાથી લઈને કુમારપાલ ભૂપાલ પર્યંતના સોલંકી ગૂર્જરેશ્વરોના વંશ પર પરાગત મહામાત્યોનો સંક્ષિપ્ત પરિચય મેળવવા માટે આ પ્રશસ્તિ એક પ્રાચીન વિશ્વસનીય સાધન છે. ગૂજરાતના ગૌરવમાં, ગૂજરાતના રાજ્યતંત્રમાં જૈનોનું શું સ્થાન હતું? અત્યારના જૈનોના પૂર્વજોએ ગૂજરાતની શી સેવા કરી હતી? ગૂજરાતમાં તેમણે ધર્મપ્રેમ, શૌર્ય, ન્યાય, પ્રતિભા, વિજ્ઞાન વ્યવસ્થા, કૃતજ્ઞતા, કલા, સચ્ચારિત્ર વગેરે કેવા વિસ્તાર્યા હતા? એ સમજવાને—એનો કંઈક ખ્યાલ મેળવવાને આ પ્રશસ્તિ ઘણી ઉપયોગી છે. સદીઓ સુધી રાજ્યતંત્રને સુવ્યવસ્થિત રૂપમાં ચલાવનાર, વિષમ સમયમાં પણ પોતાની પ્રતિભાથી ઉન્નતિનો માર્ગ શોધનાર, ઉદ્ધત નિરંકુશ નરપતિઓને પણ પોતાના ડહાપણથી, પોતાના પરાક્રમથી

---

૧ 'इति श्रीचन्द्रसूरिक्रमकमलभ्रमर श्रीहरिभद्रसूरिविरचित सप्तभवोपनिबद्ध श्रीचंद्रप्रभस्वामिचरितं समाप्तमिति ॥ ग्रं ८०३२ ॥

—संवत् १२२३ कार्तिक वदि ८ बुधे श्रीचंद्रप्रभस्वामिचरितं भोजदेवेन समर्थितं ॥

—પાટણ જૈન ભંડાર ગ્રંથસૂચી

પોતાની કાર્યદક્ષતાથી, પોતાની મન્ત્રશક્તિથી અને પરિણામે હિત કરનારી શુભ સલાહથી ઉન્માર્ગમાંથી અટકાવનાર એવા ચતુર પ્રધાનવર્ગને ગૂર્જરનૃપતિને ચરણે ધરનાર વણિગ્જાતિનો ના જૈનોનો ભલે ગઈ સાક્ષર યા નિરક્ષર અસૂયાવી ઉપહાસ કરે પરંતુ નિષ્પક્ષપાત નિરીક્ષણ કરનારને આ પ્રશસ્તિ પરથી પણ વણિગ્જાતિની અને જૈનોની સેવાનો કંઈક ખ્યાલ બંધાશે પાટણના વણિગ્ અને જૈનો પોતાના પૂર્વજોએ કરેલ ગરવી ગૂજરાતની સેવાનો મર્મ આ પ્રશસ્તિથી સમજી યોગ્ય ગૌરવ ધારણ કરી શકે છે એ પૂર્વજોને પગલે ચાલી પોતાની યોગ્યતા પ્રકટાવે કે જેથી અસૂયા દ્વારા મિથ્યા આક્ષેપો અને વાક્પ્રહારો કરી તિરસ્કાર કરનાર અંતઃકરણથી પશ્ચાત્તાપ કરે 'જૈન' શબ્દથી ભડકનાર 'જૈન' એવું જાણતાં ઘૃણા કરનાર, જૈનોને પોતાની કુત્સિત કલ્પનાથી, પોતાની કુટિલ કલમથી અસંબદ્ધ રીતે કલંકિત કરનાર જૈનોને અઘટિત રૂપમાં ચિતરી તુચ્છકાર પ્રસરાવનારાઓને આ પ્રશસ્તિ પોતાની પ્રવૃત્તિમાં કંઈક ફેરફાર કરાવવામાં સાધનભૂત થશે—તેમ હું ધારું છું

સુપ્રસિદ્ધ સાહિત્યપ્રેમી અને વિદ્યાવિલાસી વર્તમાન ગૂર્જરેશ્વર શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડ મહારાજા સાહેબની આજ્ઞાથી સદ્ગત સાક્ષર ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલે આજથી ચૌદ વર્ષ પહેલાં—વિ. સં. ૧૯૭૧માં પાટણના જૈનભંડારોનું નિરીક્ષણ કરી જે વર્ણનાત્મક યાદી કરી હતી તેમાં ઉપર સૂચવેલી પ્રાકૃતભાષામય ઐતિહાસિક પ્રશસ્તિ પણ ઉતારી હતી પરંતુ ખેદ એટલો જ કે સદ્ગત સાક્ષર પોતાની વિદ્યમાનતામાં જનસમાજનું તે તરફ લક્ષ્ય ખેંચી શક્યા નહિ અને તેઓ વિ. સં. ૧૯૭૪માં અકાળે સ્વર્ગે સંચર્યા !

વિ. સં. ૧૯૭૬ના અંતમાં સદ્ગત સાક્ષર દલાલના અપૂર્ણ કાર્યો—જેસલમેર અને પાટણના જૈનગ્રંથભંડારોની વિગતવાર વર્ણનાત્મક સૂચી વગેરે કાર્યો મ્હારા હાથમાં મૂકવામાં આવ્યાં તેમાંથી જેસલમેર ભંડાર-ગ્રંથસૂચીનું કાર્ય થઈ ગયા પછી મારે નલવિલાસ, અપભ્રંશકાવ્યત્રયી,

## ગૂજરાતનો જૈન મંત્રિ-વંશ

ઉપર જણાવેલા હરિભદ્રસૂરિએ રચેલા ચોવીશ તીર્થંકરોના ચરિત્રોમાંથી આઠમા તીર્થંકર ચંદ્રપ્રભસ્વામિના ચરિતની ૨૬૫ પત્ર વાળી એક તાડપત્રીય પ્રતિ કુમારપાલ ભૂપાલના રાજ્ય સમયમાં જ વિ. સં. ૧૨૨૩માં કા. વ. ૮ બુધવારે લખાયેલી પાટણમાં સંઘવીના પાડાના ભંડારમાં જ મળી આવે છે[1]–એ ઘણું ખુશી થવા જેવું છે. ૧૯મા તીર્થંકર મલ્લિનાથ ચરિતની એક નવી લખાવેલી પ્રતિ અહીં આ જૈન જ્ઞાનમંદિરમાં મુનિરાજ શ્રીહંસવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહમાં છે. એ બંને ચરિત્રોના અંતમાં, ચરિત્રો કરવા પ્રાર્થનાર મંત્રીશ્વર પૃથ્વીપાલના વંશ ક્રમની પ્રશસ્તિ દર્શાવવામાં આવી છે. એ પ્રશસ્તિ, ગૂજરાતના ઇતિહાસ પર સારો પ્રકાશ પાડી શકે તેમ છે. ગૂજરાતની પ્રાચીન રાજધાની અણહિલવાડ(પાટણ)ને વસાવનાર વનરાજ ચાવડાથી લઈને કુમારપાલ ભૂપાલ પર્યંતના સોલંકી ગૂર્જરેશ્વરોના વંશ પર પરાગત મહામાત્યોનો સંક્ષિપ્ત પરિચય મેળવવા માટે આ પ્રશસ્તિ એક પ્રાચીન વિશ્વસનીય સાધન છે. ગૂજરાતના ગૌરવમાં, ગૂજરાતના રાજ્યતંત્રમાં જૈનોનું શું સ્થાન હતું? અત્યારના જૈનોના પૂર્વજોએ ગૂજરાતની કેવી સેવા કરી હતી? ગૂજરાતમાં તેમણે ધર્મપ્રેમ, શૌર્ય, ન્યાય, પ્રતિભા, વિજ્ઞાન, વ્યવસ્થા, ચતુરતા, કલા, સચ્ચારિત્ર વગેરે કેવાં વિસ્તાર્યાં હતાં? એ સમજવાને–એનો કંઈક ખ્યાલ મેળવવાને આ પ્રશસ્તિ ઘણી ઉપયોગી છે. સદીઓ સુધી રાજ્યતંત્રને સુવ્યવસ્થિત રૂપમાં ચલાવનાર, વિષમ સમયમાં પણ પોતાની પ્રતિભાથી ઉન્નતિનો માર્ગ શોધનાર, ઉદ્ધત નિરંકુશ નરપતિઓને પણ પોતાના ડાહપણથી, પોતાના પરાક્રમથી

---

[1] "इति श्रीचन्द्रसूरिक्रमकमलभ्रमरश्रीहरिभद्रसूरिविरचिते सप्तमङ्गोपनिबद्ध श्रीचंद्रप्रभस्वामिचरित्रं समाप्तमिति ॥ ग्र. ८०३२ ॥

—संवत् १२२३ कार्तिक वदि ८ बुधे श्रीचंद्रप्रभस्वामिचरितं भोजश्रेनेन समर्थितं ॥

—પાટણ જૈન ભંડાર ગ્રંથસૂચી

ગૂર્જરાતને ગૌરવશાળી બનાવનાર જૈનમ ત્રીઓનો પરિચય કરાવ નારી, ઉપર પ્રચવાયેની પ્રાચીન પ્રાકૃત પ્રશસ્તિનો પ્રારભ આ પ્રમાણે છે—

"इत्तो य सिरिमालपुरब्भव पोरयाडवसे सुवाणिओ मगुणो ।
मुत्तामणि व्व निनय-अभिहाणो ठक्कुरो आसि ॥ [१]

अह पगडीहाउ सिरिलच्छीए[1] रइविय-भावि-अब्भुदओ।
सो गिरिमालपुराओ पत्तो गभूय-नयरीए ॥ [२]

तत्थ य तरगेह-महासरमि विलसत विउल कमलमि।
पायडिय[2]-कुमुय-वणरायमडलावच्चिय पय विहवे ॥ [३]

पसरंत गध सिंधुर-घडाहिं नगाम तुरय घट्टेहिं ।
कस्स न नणइ विम्हयमणेगसो उदय वित्थारो[2] ॥ [४]

बहुमइणाह[3] अणहिलपुरे वणरायनिवइ नीएण ।
विज्जाहरगच्छे रिसहजिणहर तण कारावय ॥ [५]'

ભાવાર્થ —શ્રીમાલપુરમા ઉત્પન્ન થયેલ પોરવાડવશમા મોતી-સમાન ગુણવત ' નિનય નામે ઠક્કુર પ્રધાન શ્રેષ્ઠ વણિક થઈ ગયા એક વખતે શ્રીલક્ષ્મીદેવીએ પ્રગટ થઈને તેનો ભાવિ અભ્યુદય અન્યન કહ્યો એથી તે નીનાશેઠ શ્રીમાલપુરથી ગભુય( ગાભૂ ) નગરીએ પહોચ્યા ત્યા વિનસતી વિશાળ લક્ષ્મીવાળા ( સરોવર અર્થમા–વિલસતા વિશાળ કમળોવાળા ) પ્રગટ થયેન પૃથ્વીને પ્રમોદ આપનાર વનરાજના મડલ દેશથી પુષ્ટ થયેન પદ–વિભૂતિવાળા ( સરોવર પક્ષમા પ્રગટેલ કુમુદોની વન રાજીથી પુષ્ટ થયેન જળાશયવાળા ) તે( નીનાશેઠ )ના ઘરરૂપી મહા સરોવરમા પસરતા ગધહસ્તિઓ( જેની ગધથી બીજા હાથીઓ

---

[1] ची-उवच्छु असमभा०। [2] कुसुम व०। [3] जेण य म ।

—મલ્લિનાથચરિત્રની પ્રશસ્તિમા પાઠાતર

[ માનસોલ્લાસ, સાધનમાલા ] વગેરે કાર્યો તરફ ધ્યાન આપવું પડ્યું તેમ છતાં આ પ્રશસ્તિ વાંચ્યા પછી જલદી પ્રકાશમાં મૂકવાની ઇચ્છા થઈ અને તેમાંની વિગતો સાથે સંબંધ ધરાવનારા અન્ય સાધનોની મે તપાસ કરવા માંડી દરમ્યાન વિ સ ૧૯૭૮માં મે જેસલમેર-ભંડાર ગ્રંથસૂચીના અપ્રસિદ્ધગ્રંથગ્રંથકૃત્‌પરિચયમાં તેનું સહજ સૂચન કર્યું વિ સ ૧૯૮૦માં વકીલ શ્રીયુત કેશવલાલ પ્રે મોદીને અને સ ૧૯૮૧માં સાક્ષર શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈને આ પ્રશસ્તિ દર્શાવી તેઓએ આ પ્રશસ્તિ જલદી પ્રકાશમાં આવે તેમ ઇચ્છ્યું હતું સ ૧૯૮૨માં પાટણચૈત્ય-પરિપાટીની ટિપ્પણીમાં મારા સહજ સૂચન પછી ઇતિહાસપ્રેમી સાક્ષર મુનિરાજ શ્રીકલ્યાણવિજયજી મહારાજે અને જયંતવિજયજી મુનિરાજે પ્રશસ્તિ જલદી જોવા બહુ ઉત્કંઠા દર્શાવી હતી પરંતુ સાધનોની ગવેષણા કરતાં અને સમયની અનુકૂલતા મળતાં હાલમાં જ પ્રશસ્તિ પ્રકાશમાં મૂકી શકું છું ગ ગ શ્રી નંદનાથ કે દીક્ષિત વિદ્યાધિકારી સાહેબની આજ્ઞાથી સ ૧૯૮૯માં મને પાટણના જૈનગ્રંથ-ભંડારોનું સ્વતંત્ર નિરીક્ષણ કરવાનો એક માસ પર્યંત સુયોગ મળ્યો હતો, પરંતુ થોડા કલાકો માટે મહામુશ્કેલીથી ઉઘરાવી શકાતા સંઘવીના પાડાના મહત્ત્વના ભંડારની આ તાડપત્ર પ્રતિનું યથાયોગ્ય નિરીક્ષણ કરી શકાયું નથી અને મારી ઇચ્છા પ્રમાણે તેનો ફોટો લેવડાવી શક્યો નથી તો પણ પ્રાય શુદ્ધ જણાતી એ ઐતિહાસિક પ્રશસ્તિ કે અહીં અન્ય પુષ્ટિકર પ્રમાણો સાથે ઉધ્ધૃત કરું છું આ પ્રાકૃત પ્રશસ્તિમાં ગાથાની સંખ્યા સૂચવનાર અંકો જોવામાં આવતા નથી અને વનરાજ ચાવડા પછીના બીજા ચાવડાવંશી રાજાઓના નામો જોવામાં આવતા નથી તો પણ સંબંધ તૂટતો જણાતો નથી અને ગાથાઓ વચ્ચે રહી ગઈ હોય તેમ લાગતું નથી એમ માનવામાં એક કારણ એ છે કે આ જ હરિભદ્રસૂરિના રચેલા મલ્લિનાથચરિતની પ્રતિના અંતમાં રહેલી પ્રશસ્તિ પણ એ પ્રશસ્તિને બરાબર મળતી છે અને બીજા પ્રમાણો પણ એ જ પ્રશસ્તિના ભાવને અનુસરે છે

યશનો નાશ થાય છે ખરે ! આ સબધમા કઈ ઉપાય ચિંતવી શકાતો નથી ત્યારપછી નીના શેઠે ૨૧ ઉપવાસ વરે, પવિત્ર ચિત્ત વરે, ભક્તિના યોગથી શ્રીદેવીને આરાધી શ્રીદેવી બોલ્યા —શેઠ ! આપનુ ભાગ્ય અહીં નહિ ખૂલે ગાભૂપુરને તજી તમે બીજા સ્થાનમા રહેશો નહિ શ્રીદેવી (લક્ષ્મીજી)ના વચનને હૃદયમા ધારણ કરીને નીના શેઠ ગાભૂનગરમા આવ્યા કેમ કે દેવતાનુ વચન કદાપિ અસત્ય થતુ નથી વ્યવહાર (વેપાર) કરતા શેઠે કરોડ દ્રવ્ય ઉપાર્જન કર્યું અન્ય સ્થાનમા ગયેલા કેટલાય લોકોને આપણે શુ ફળેલા ભાગ્યવાળા જોયા નથી ? પ્રાગ્વાટ (પોરવાડ) જ્ઞાતિમા મુકુટ સમાન ધ્વજ એવા આ નીના શેઠને વનરાજ(ચાવડો) અનુક્રમે હર્ષથી પત્તન(પાટણ)મા લઈ ગયો પત્તન(પાટણ) એ રત્નોનુ ઉત્પત્તિ સ્થાન છે નરરત્નોનો મહાસાગર અને વિવેકનુ સ્થાન કહેવાય છે, તેથી તે વિચક્ષણોથી મૂકાતુ નથી જે શ્રાવકોત્તમ નીનાએ વિદ્યાધરગણમા નીચે ઉતરેલા સ્વર્ગના વિમાન જેવો પ્રાસાદ(જિન મંદિર) કરાવ્યો હતો [1]

---

१ कोटीशस्तत्र नीनाख्यो नाकमद्भाग्यसागर ।
मञ्जुरेतरसौभाग्यो विवेक विनयाकर ॥

नीनाख्यस्यास्य लक्ष्मीश्च क्षीणभावमिता यत ।
कोटिमन्तोऽपि कीर्ति, निकषात् किल कान्त ॥

रिक्ता भृता भृता रिक्ता, घटिका क्षणमात्रत ।
तदह धनवानस्मि विस्मित न मन सताम् ॥

कोटिद्रुमै तु मद्धामो, न योग्य कोटमध्यग ।
बहिर्वासे यशोभ्रशो, नोपायोऽत्र हि चिन्त्यते ॥

तत श्रीदेवता येनाराधिता भक्तियोगत ।
रजनीनाथनेत्रोपवासशोधितचेतसा ॥

साऽवादीद् भवत श्रेष्ठिन् ! भाग्य नात्रेद्भविष्यति ।
मामूगांभूपुर त्यक्त्वा त्व स्थाताऽपरस्थानके ॥

પલાયન કરી જાય છે, તેવા મદઝરતા)ની ઘટાઓ વડે અને ઉછળતા ઘોડાના સમૂહ વડે અનેક પ્રકારે થયેલ ઉદયવિસ્તાર (સ પક્ષમાં પાણીનો વિસ્તાર) અને વિસ્મય-આશ્ચર્ય પમાડતો ન હતો? વનરાજ રાજા વડે અણહિલપુરમાં (પાટણમાં) લઈ જવાયેલા બંધુમતિ એવા તે નીના શાહે વિદ્યાધર ગચ્છમાં (વિદ્યાધરગચ્છના આચાર્ય વડે ઉપદેશ કરાયેલું અથવા પ્રતિષ્ઠિત) ઋષભજિન-આદીશ્વરનું મંદિર કરાવ્યું હતું

પ્રશસ્તિના ઉપર્યુક્ત કથનને ઘણી રીતે મળતો, થોડા વિસ્તારવાળો ઉલ્લેખ ઉપદેશકલ્પવલ્લી(मन्नह जिणाणमाण નામના સ્વાધ્યાયની વૃત્તિ)માં પણ જોવામાં આવે છે જેની રચના વિ સં ૧૫૫૫માં ઇન્દ્રહંસ નામના વાચકે કરી હતી [1] ઇન્દ્રહંસગણિએ ઉપદેશકલ્પવલ્લીના ૩૬મા પલ્લવમાં દંડનાયક વિમલનું ચરિત્ર દર્શાવતાં મરુદેશ(મારવાડ)માં આવેલા શ્રીમાલ, રત્નમાલ પુષ્પમાલ અને ભિન્નમાલ એવા ચાર નામથી પ્રસિદ્ધિ પામેલા નગરનું વર્ણન કર્યા પછી જણાવેલું છે કે—

તે શ્રીમાલપુરમાં દેવલોકના જેવા સદ્‌ભોગોનો સાગર, વિવેક, વિનય ગુણોનો ભંડાર, અખંડ સૌભાગ્યશાલી 'નીના' નામનો કરોડપતિ વસતો હતો આ નીના શેઠની લક્ષ્મી કાલક્રમે ક્ષીણ થઈ કારણ કે વિષ્ટ કાલ થતાં કરોડપતિઓ પણ કીડા જેવા પામર થઈ જાય છે ક્ષણમાત્રમાં ખાલી ઘડીઓ ભરાય છે અને ભરેલી ઘડીઓ ખાલી થાય છે તેથી 'હું ધનવાન્ છું' એવો વિસ્મય કે ગર્વ સજ્જનોએ ન કરવો જોઈએ કરોડ તૂટતાં એટમાં મારે વાસ કરવો યોગ્ય નથી અને રાટ બહાર રહેવામાં

---

[1] 'आज्ञादिन श्रावककृत्यरूपस्वाध्यायवृत्ति किल तद्विनेयै ।
श्रीइन्द्रहंसैरुपदेशकल्पवल्लीति नाम्ना रचयाम्बभूव ॥
पञ्चेषुनिधिमानेऽस्मिन् वर्षे वृत्तिरजायत ।
अत्र वागर्थवैगध्यमुद्धाय शमुर्पानुधा ॥

—ઉપદેશકલ્પવલ્લીના અંતે (હી હં દ્વારા પ્રકાશિત)

યશનો નાશ થાય છે ખરે ! આ સબંધમાં કંઈ ઉપાય ચિંતવી શકાતો નથી ત્યારપછી નીના શેઠે ૨૧ ઉપવાસ વડે, પવિત્ર ચિત્ત વડે, ભક્તિના યોગથી શ્રીદેવીને આરાધી શ્રીદેવી બોલ્યાં –શેઠ ! આપનું ભાગ્ય અહીં નહિ ખૂલે ગાભૂપુરને તજી તમે બીજા સ્થાનમાં રહેશો નહિ શ્રીદેવી (લક્ષ્મીજી)ના વચનને હૃદયમાં ધારણ કરીને નીના શેઠ ગાભૂનગરમાં આવ્યા કેમ કે દેવતાનું વચન કદાપિ અસત્ય થતું નથી વ્યવહાર (વેપાર) કરતા શેઠે કરોડ દ્રવ્ય ઉપાર્જન કર્યું અન્ય સ્થાનમાં ગયેલા કેટલાય લોકોને આપણે શું ફળેલા ભાગ્યવાળા જોયા નથી? પ્રાગ્વાટ (પોરવાડ) જ્ઞાતિમાં મુકુટ સરખા કોટિધ્વજ એવા આ નીના શેઠને વનરાજ(ચાવડો) અનુક્રમે હર્ષથી પત્તન(પાટણ)માં લઈ ગયા પત્તન(પાટણ) એ રત્નોનું ઉત્પત્તિસ્થાન છે, નરરત્નોનો મહાસાગર અને વિવેકનું સ્થાન કહેવાય છે, તેથી તે વિચક્ષણોથી મૂકાતું નથી જે શ્રાવકોત્તમ નીનાએ વિદ્યાધરગણમાં નીચે ઉતરેલા સ્વર્ગના વિમાન જેવો પ્રાસાદ(જિન મંદિર) કરાવ્યો હતો[1]

---

१ "कोटीशस्तत्र नीनाख्यो, नाकसद्मागसागर ।
भङ्गुरेतरसौभाग्यो विवेक विनयाकर ॥

नीनाख्स्यास्य लक्ष्मीश्च क्षीणभागमिता यत ।
कोटिमन्तोऽपि कीर्त्ति, विकराद् मिल कालत ॥

रिक्ता भृता भृता रिक्ता घटिका क्षणमात्रत ।
तदह धनवानस्मि विस्मित न मन सताम् ॥

कोटिगुरौ तु सद्वासो, न योग्य कोटमध्यग ।
बहिर्वासे यशोभ्रशो, नोपायोऽत्र हि चिन्त्यत ॥

तत श्रीदेवता येनाराधिता भक्तियोगत ।
रजनीनाथनेत्रोपवासशोधितचेतसा ॥

साऽवादीद् भवत श्रेष्ठिन् ! भाग्य नात्रोद्भविष्यति ।
मामृगाँभूपुर त्यक्त्वा त्व स्थाता-परस्थानके ॥

પલાયન કરી જાય છે, તેવા મદઝરતા )ની ઘટાઓ વડે અને ઉછળતા ઘોડાના સમૂહ વડે અનેક પ્રકારે થયેલ ઉદયવિસ્તાર ( સં પક્ષમાં પાણીનો વિસ્તાર ) જેને વિસ્મય-આશ્ચર્ય પમાડતો ન હતો ? વનરાજ રાજા વડે અણહિલ્લપુરમાં ( પાટણમાં ) લઈ જવાયેલા બહુમતિ એવા તે નીના શાહે નિદ્રાધ ગચ્છમાં ( વિદ્યાધરગચ્છના આચાર્ય વડે ઉપદેશ કરાયેલું અથવા પ્રતિષ્ઠિત ) ઋષભજિન-આદીશ્વરનું મંદિર કરાવ્યું હતું

પ્રશસ્તિના ઉપર્યુક્ત કથનને ઘણી રીતે મળતો, થોડા વિસ્તારવાળો ઉલ્લેખ ઉપદેશકલ્પવલ્લી( मन्नह जिणाणमाण નામના સ્વાધ્યાયની વૃત્તિ)માં પણ જોવામાં આવે છે કે જેની રચના વિ સં ૧૫૫૫માં ઇંદ્રહંસ નામના વાચકે કરી હતી [1] ઇંદ્રહંસગણિએ ઉપદેશકલ્પવલ્લીના ૩૬મા પલ્લવમાં દંડનાયક વિમલનું ચરિત્ર દર્શાવતાં મરુદેશ( મારવાડ )માં આવેલા શ્રીમાલ, રત્નમાલ પુષ્પમાલ અને ભિનમાલ એવા ચાર નામથી પ્રસિદ્ધિ પામેલા નગરનું વર્ણન કર્યા પછી જણાવેલું છે કે—

તે શ્રીમાલપુરમાં દેવલોકના જેવા સદ્ભોગોનો સાગર, વિવેક, વિનય ગુણનો ભંડાર અખંડ સૌભાગ્યશાલી ‘નીના નામનો કરોડપતિ વસતો હતો આ નીના શેઠની લક્ષ્મી કાલક્રમે ક્ષીણ થઈ કારણ કે વિકટ કાલ થકી કરોડપતિઓ પણ કીડા જેવા પામર થઈ જાય છે ક્ષણમાત્રમાં ખાલી ઘડીઓ ભરાય છે અને ભરેલી ઘડીઓ ખાલી થાય છે તેથી ‘હું ધનવાન્ છું એવા વિસ્મય કે ગર્વ સજ્જનોએ ન કરવો જોઈએ કરોડ તૂટતા કટમાં મારે વાસ કરવો યોગ્ય નથી અને કટ બહાર રહેવામાં

---

[1] आज्ञादिक श्रावककृत्यरूपस्वाध्यायवृत्ति [illegible] तद्विनेयै ।
श्रीइन्द्रहंसोपदेशकल्पवल्लीति नाम्ना रचयाम्बभूव ॥

पञ्चेषुनिधिमानेऽस्मिन् व[illegible] वृत्तिरनायत ।
अत्र वागयवनध्यमुद्धाय नमुर्पाज्ञुरा ॥

—ઉપદેશકલ્પવલ્લીના અંતે ( હી હં દ્વારા પ્રકાશિત )

યશનો નાશ થાય છે ખરે! આ સબધમા કઈ ઉપાય ચિંતવી શકાતો નથી ત્યારપછી નીના શેઠે ૨૧ ઉપવાસ વ', પવિત્ર ચિત્ત વડે, ભક્તિના યોગથી શ્રીદેવીને આરાધી શ્રીદેવી બોલ્યા –શેઠ! આપનુ ભાગ્ય અહીં નહિ ખૂલે ગાભૂપુરને તજી તમે બીજા સ્થાનમા રહેશો નહિ શ્રીદેવી (લક્ષ્મીજી)ના વચનને હૃદયમા ધારણ કરીને નીના શેઠ ગાભૂનગરમા આવ્યા કેમ કે દેવતાનુ વચન કદાપિ અસત્ય થતુ નથી વ્યવહાર (વેપાર) કરતા શેઠે કરોડ દ્રવ્ય ઉપાર્જન કર્યું અન્ય સ્થાનમા ગયેલા કેટલાય લોકોને આપણે શુ ફળેલા ભાગ્યવાળા જોયા નથી? પ્રાગ્વાટ (પોરવાડ) જ્ઞાતિમા મુકુટ સરખા ...ટિધ્વજ એવા આ નીના શેઠને વનરાજ (ચાવડો) અનુક્રમે હર્ષથી પત્તન (પાટણ)મા લઈ ગયો પત્તન (પાટણ) એ રત્નોનુ ઉત્પત્તિસ્થાન છે નરરત્નોનો મહાસાગર અને વિવેકનુ સ્થાન કહેવાય છે, તેથી તે વિચક્ષણોથી મૂકાતુ નથી જે શ્રાવકોત્તમ નીનાએ વિદ્યાધરગણમા નીચે ઊતરેલા સ્વર્ગના વિમાન જેવો પ્રાસાદ (જિન મદિર) કરાવ્યો હતો[1]

---

१ कोटीशस्तत्र नीनाख्यो, नाकमद्भोगनागर ।
भङ्गुरेतरसौभाग्यो विवेक विनयाकर ॥

नीनाकस्यास्य लक्ष्मीश्च क्षीणभावमिता यत ।
कोटिमन्तोऽपि कीर्तिं, विकरात् स्निग्ध कान्त ॥

रिक्ता भृता भृता रिक्ता, घटिका क्षणमात्रत ।
तदह धनवानस्मि विस्मित न मन सताम् ॥

कोटिगुरौ तु मद्वामो, न योग्य कोशमध्यग ।
बहिर्वासे यशोभ्रशो, नोपायोऽत्र हि चिन्त्यत ॥

तत श्रीदेवता येनाराधिता भक्तियोगत ।
रजनीनाथनेत्रोपवासशोधितचेतसा ॥

साऽवादीद् भवत श्रेष्ठिन्! भाग्य नात्रोद्भविष्यति ।
गाभूगाँभूपुर त्यक्त्वा त्व स्याताऽपरस्थानके ॥

તપાગચ્છના અધિપતિ લક્ષ્મીસાગરસૂરિથી દીક્ષિત થયેલા અને સમયરત્નગુરુથી શિક્ષિત થયેલા ગૂજરાતના કવિ લાવણ્યસમયગણિ, કે જેમનો જન્મ વિ સં ૧૫૨૧મા, દીક્ષા સં ૧૫૨૯મા પાટણમા, અને પંડિતપદ સં ૧૫૫૫મા થયેલું હતું સુંદર સંબંધવાળા સંખ્યાબંધ રાસ, છંદ, કવિત્ત, ચોપાઇ, પ્રબંધ, વિવિધ ગીત, સંવાદ વગેરે રચનારા, મોટા મંત્રીઓ અને રાજાઓને રંજિત કરનારા, પોતાના ઉપદેશથી અનેક દેહરા, પોસડશાલા કરાવનારા, મીર મલિકના માનીતા એ કવિ સોરઠ, ગિરનાર તરફ રહી જ્યારે ગૂજરાતમા આવ્યા હતા અને અણહિલવાડ **પાટણ** પાસે **માલસમુદ્ર**મા ચોમાસું રહ્યા હતા, ત્યારે સકલ સંઘની વિનતિથી તે કવિએ વિ સં ૧૫૬૮ના આસો માસમા **વિમલરાસ** રચ્યો હતો[૧] વિ સં ૧૫૮૮મા લખાયેલી પ્રતિ પરથી સદ્ગત મણિલાલ બ વ્યાસદ્વારા પ્રકાશિત થયેલા એ વિમલ પ્રબંધમા પણ દંડનાયક વિમલના પૂર્વજોનો પરિચય કરાવતા પ્રસ્તુત **નીના** શેઠ સંબંધી વર્ણન કર્યું છે તે પણ ઉપર્યુક્ત ઉપદેશકલ્પવલ્લીના સંસ્કૃત

श्रीवाच हृदि धृत्वा, यो **गाम्भूनगरमागमत्** ।
देवतावचन यस्मान्नृत न कदाचन ॥

श्रेष्ठी व्यवहृतिं कुर्वन् द्रव्यकोटिमुपार्जयत् ।
स्थानान्तरगता केचिद् इष्टभाग्यफला न किम् ? ॥

**प्राग्वाटमुकुट** कोटीध्वजो **नीनाक**श्रेष्ठ्यमौ ।
क्रमेण **पत्तने** नीतो **वनराजेन** इषत ॥

पत्तन रत्नयोनिश्च नररत्नमहोदधि ।
विवेकस्थानमुच्येत न मुच्येत विचक्षणै ॥

**विद्याधरगणे** तावद्, य प्रासादमचीकरत् ।
स्वर्विमानमिवोत्तीर्ण **नीनाक** श्रावकोत्तम ॥

—ઉપદેશક૯પવલ્લી ( પલ્લવ ૩૬ શ્લો૦ ૩૧ થી ૪૨ )

૧ જુઓ વિમલપ્રબંધ ની ચૂલિકાની ૧૩૦ થી ૧૫૦ કડી

ઉલ્લેખો બહુધા મળતુ છે લાવણ્યસમયગણિએ તે સમયની ગૂજરાતી ભાષામા શ્રીમાલપુરનુ વર્ણન કર્યા પછી આ પ્રમાણે વર્ણવ્યુ છે—

"'ગટમાહિ ાટીધ્વજ ચોક, લાખીણા તે માહરિ લોક
**પ્રાગવાટ** તિહા વાશિઈ વ્રિહિઉ **નીન** મત્રિ કોટીધ્વજ થયુ
ઘટિઉ ધન તત્ર ત્રુટી આસ, મહિલા પૂરિઉ બાહરિ વાસ
બ્રાહ્મણ ભણઇ વિમાનુ ચિંતિ, નગર અમ્હારિ એહની રીતિ
મધ્યરાત્રિ દેવિ ૫ ધર્ગ્ડ, માહાવિવિમીનૂ ચિંતન કરઈ
આવિ લાછિ વાત કહિ કથી, એણ્ઠ થાનકિ તુઝ ભાગિ નથી
માનિ વાત તૂ માહરી પરી જા થાનક વેગિઈ પરહરી,
**ગૂજરાત**-તણુ‌ઉ શણગાર, **ગાભૂ** નયરિ હશિ જયકાર,
તિહા તૂ પામિશિ વનની કાડિ, લાછિ-વચનિ ચાલિઉ પરહોડિ
ભાગઉ **ભીલમાલ**થી વશુ, ગુણવતુ જે **ગાભૂ** વશુ
**નીના** અગિ નહી ર્કઇ ખોડિ **નીન**ઇ મેની ધનની ાડિ
ઇણિ અવસરિ **ચાઉડ વનરાજ**, ચિંતઇ નવૂ વસાવૂ ગામ '

સ ૮૦૨મા વનરાજે અણહિલવાડ પાટણ વસાવ્યા પછીના વર્ણનમા—

ઠામ ઠામના વ્યવહારીયા, જે પરદેશી વખ્ખારીના
તે તેડી વાશા આવાશિ, પાયક મેલ્યા મોટા ગ્રાશિ
**નીનમત્રિ ગાભૂ** જાણીઉ, બેટા **લહિર** સહિત આણીઉ

—વિમલપ્રબધ (પૃ ૯૫ થી ૧૦૦)

વિમલપ્રબધના ઉલેખને અનુસરતો ઉલેખ, સ ૧૫૭૮મા સૌભાગ્યનન્દિએ રચેલ સસ્કૃત વિમલચરિત્ર વગેરેમા પણ મળી આવે છે

**શ્રીમાલપુર**

પ્રશસ્તિમા સૂચવાયેલા શ્રીમાલપુર-સબધમા થોડુ વક્તવ્ય અહીં

તપાગચ્છના અધિપતિ લક્ષ્મીસાગરસૂરિથી દીક્ષિત થયેલા અને અમયરત્નગુરુથી શિક્ષિત થયેલા ગૂર્જગતના કવિ લાવણ્યસમયગણિ કે જેમનો જન્મ વિ સ ૧૫૨૧મા, દીક્ષા સ ૧૫૨૯મા પાટણમા, અને પંડિતપદ સ ૧૫૫૫મા થયેલું હતુ સુદર સબંધવાળા અગ્સ ગસ, છંદ, કવિત્ત, ચોપાઇ, પ્રબંધ, વિવિધ ગીત, સંવાદ વગેરે રચનાર, મોટા મંત્રીઓ અને રાજાઓને રંજિત કરનાર, પોતાના ઉપદેશથી અનેક દેહરા, પોસહશાલા કરાવનાર, મીર મલિકના માનીતા એ કવિ સોરઠ, ગિરનાર તરફ રહી જ્યારે ગૂર્જરાતમા આવ્યા હતા અને અણહિલવાડ **પાટણ** પાસે **માલસમુદ્ર**મા ચોમાસુ રહ્યા હતા, ત્યારે સકલ સંઘની વિનતિથી તે કવિએ વિ સ ૧૫૬૮ના આસો માસમા **વિમલરાસ** રચ્યો હતો[૧] વિ સ ૧૫૮૭મા લખાયેલી પ્રતિ પરથી સદ્ગત મણિલાલ બ વ્યાસદ્વારા પ્રકાશિત થયેલા એ વિમલ પ્રબંધમા પણ દંડનાયક વિમલના પૂર્વજોનો પરિચય કરાવતા પ્રસ્તુત **નીના** શેઠ સંબંધી વર્ણન કર્યું છે તે પણ ઉપર્યુક્ત ઉપદેશકલ્પવલ્લીના સંસ્કૃત

---

श्रीवाच हृदि धृत्वा, यो गाभूनगरमागमत् ।
देवतावचनं यस्मादनृतं न कदाचन ॥

श्रेष्ठी व्यवहृतिं कुर्वन्, द्रव्यकोटिमुपार्जयत् ।
स्थानान्तरगता केचिद्, दृष्टभाग्यफला न किम् ? ॥

**प्राग्वाटमुकुट** कोटीध्वजो **नीनाकश्रेष्ठयमौ** ।
क्रमेण पत्तने नीतो **वनराजेन** हर्षत ॥

पत्तन रत्नयोनिश्च नररत्नमहोदधि ।
विवेकस्थानमुच्येत न मुच्येत विचक्षणै ॥

**विद्याधरगण** तावद्, य प्रामाण्यमङ्गीकरत् ।
स्वर्विमानमिवोत्तीर्ण नीनाक श्रावकोत्तम ॥

—ઉપદેશક પલ્લી (પલ્લવ ૩૬ શ્લો૦ ૩૧ થી ૪૨)

---

૧ જુઓ વિમલપ્રબંધ ની ભૂમિકાની ૧૩૦ થી ૧૫૦ કડી

ઉલ્લેખો બહુધા મળતુ છે લાવણ્યસમયગણિએ તે સમયની ગૂજરાતી ભાષામા શ્રીમાલપુરનુ વર્ણન કર્યા પછી આ પ્રમાણે વર્ણવ્યુ છે—

"પાટમાહિ પાટીધ્વજ થોક, લાખીણા તે માહરિ લોક
**પ્રાગવાટ** તિહા વાણિઈ વડિઉ **નીન** મત્રિ પાટીધ્વજ થયુ
ઘટિઉ ધન તવ તૂટી આસ, મહિતા પૂછિઉ બાહરિ વાસ
બ્રાહ્મણ ભણઇ વિમાસ્યુ ચિતિ, નગર અમ્હારિ એહની રીતિ
મધ્યરાત્રિ દેવિહૂ રૂપ ધર્યુ, માહાલિખિમીનૂ ચિંતન કરઈ,
આવિ લાછિ વાત કહિ કથી, એણઈ થાનકિ તુઝ ભાઈગ નથી
માનિ વાત તૂ માહરી પરી જા થાનક વેગિઈ પરહરી,
**ગૂજરાત** તણુઉ શણગાર, **ગાભૂ** નયરિ દેશિ જયકાર,
તિહા તૂ પામિસિ ધનની કોડિ, લાછિ-વચનિ ચાલિઉ પરહોડિ
ભાગઉ **ભીલમાલથી** ઘણુ, ગુણવતુ જે **ગાભૂ** વશુ
**નીના** અગિ નહી કે ખોડિ **નીનઇ** મેલી ધનની કોડિ
ઇણિ અવસરિ **ચાઉડુ વનરાજ**, ચિતઇ નવૂ વસાવૂ ગામ"

સ ૮૦૨મા વનરાજે અણહિલવાડ પાટણ વસાવ્યા પછીના વર્ણનમા—

ઠામ ઠામના વ્યવહારીયા, જે પરદેશી વખ્ખારીયા
તે તેડી વાશા આવાશિ, પાયક રોપ્યા મોટા પ્રાશિ
**નીન**મત્રિ **ગાભૂ** જાણીઉ, બેટા **લહિર** સહિત આણીઉ

—વિમલપ્રબધ (પૃ ૯૫ થી ૧૦૦)

વિમલપ્રબધના ઉલ્લેખને અનુસરતો ઉલ્લેખ, સ ૧૫૭૮મા સૌભાગ્યનદિએ રચેલ સસ્કૃત વિમલચરિત વગેરેમા પણ મળી આવે છે

**શ્રીમાલપુર**

પ્રશસ્તિમા સૂચવાયેલા શ્રીમાલપુર-સબધમા થોડુ વક્તવ્ય અહીં

ઉલ્લેખને બગાબર મળતી છે "૧આ તરફ તે અવસરે વલભીથી શ્રીચંદ્રપ્રભનું બિંબ અંબા અને ક્ષેત્રપાલ સાથે અધિષ્ઠાતાના બલથી ગગનમાર્ગે શિવપત્તન(પ્રભાસપાટણ)ની ભૂમિમાં ભૂષણરૂપ થયું હતું રથમાં આરૂઢ થયેલી શ્રીવર્ધમાન(મહાવીર)ની પ્રતિમાએ અદૃશ્યવૃત્તિએ અધિષ્ઠાતાના બલવડે સંચરતાં આસો મહિનાની પૂનમે શ્રીમાલપુરને અલંકૃત કર્યું હતું બીજી પણ અતિશયવાળી દેવમૂર્તિઓએ યથોચિત ભૂમિભાગ અલંકૃત કર્યો હતો તે નગરની દેવીએ વર્ધમાનસૂરિને ઉત્પાત જણાવવાના અવસરે—'દેવીસરખી હે સુંદરી! તું કોણ છે? કહે કે તું શા માટે રુવે છે?' (દેવીએ પ્રત્યુત્તર આપ્યો કે–) હે ભગવન્! પ્રતીતિપૂર્વક હું વલભીપુરનો ભંગ જોઉં છું જ્યાં સાધુઓએ ભિક્ષામાં મેળવેલું દૂધ લોહી થઈ જશે અને પાછું તે જ લોહી જ્યાં દૂધ થઈ જાય, ત્યાં મુનિઓએ રહેવું" સૂચવ્યું હતું

ફાર્બસ સાહેબની સુપ્રસિદ્ધ રાસમાળામાં વલભીપુરના વિનાશના વર્ણનમાં ઉપર્યુક્ત વૃત્તાન્તની પણ નોંધ લીધી છે

પ્રબંધચિંતામણિ અને તીર્થકલ્પના ઉપર જણાવેલા ઉલ્લેખ પરથી પ્રતીત થાય છે કે વલભીભંગના વિકટ સંયોગોમાં મહાવીરજિનની

---

१ 'इतश्च तस्मिन् वा(प्रव)सरे वल्भ्या(भ्या) श्रीचन्द्रप्रभबिम्बमम्बा क्षेत्रपालाभ्यां सहितमधिष्ठातृबलाद् गगनमार्गेण शिवपत्तनभुवि भूषणं बभूव। रथाधिरूढा श्रीवर्धमानप्रतिमा चादृष्टवृत्त्याऽधिष्ठातृबलेन संचरन्ती आश्विनपूर्णिमायां श्रीमालपुरमलंचकार। अन्या अपि सातिशया देवमूर्तयो यथोचितं भूभागमलंचक्रुः। तत्पुरदेवतया च श्रीवर्धमानसूरीणां चोत्पातज्ञापनावसरे—

'का त्वं सुन्दरि! जल्प देवीसदृशे! किं कारणं रोदिषि?
भङ्गं श्रीवलभीपुरस्य भगवन्! पश्याम्यहं प्रत्ययम्।
भिक्षायां रुधिरं भविष्यति पयो लब्धं भवेत् साधुभि,
स्थातव्यं मुनिभिस्तदत्र रुधिरं यस्मिन् पयो जायते॥

—प्रबन्धचिंतामणि (पृ. २५७ थी २८०)

મૂર્તિ વલભીપુરથી રથાધિરૂઢ થઈ આસો સુદિ પૂર્ણિમાએ શ્રીમાલપુરમાં આવી હતી. આ વૃત્તાન્તને પુષ્ટ કરતું એક બીજું પ્રમાણ પણ અહીં ઉદ્ધૃત કરું છું. વિ. સં. ૧૯૮૨માં પાટણ જૈનસંઘનો જૂનો ભંડાર તપાસતાં ડા. ૩૯, નં. ૩૫ની ૧૫૫ પત્રવાળી પુસ્તિકા (પા. ૧૧૬ થી ૧૧૭)માં એક પ્રાચીન તીર્થમાલાસ્તવન (શ્લો૦ ૨૨) મારા જોવામાં આવ્યું હતું, જે મેં ઉતારી લીધું છે. તેના ૨૧મા શ્લોક ઉપરથી તેના કર્તાનું નામ[1] સંગમસૂરિ જણાય છે. આ ૨૪ સ્તોત્રવાળી બીજી એક પ્રતિ ફોટોસ્ટેઇટ કરાવવા વકીલ કેશવલાલ પ્રે. મોદીએ તથા શ્રીયુત જીવણચંદ સા. ઝવેરીએ મારી તરફ મોકલાવી હતી, તેના અંતિમ ઉલ્લેખમાં તે સ્તવનને પાદલિપ્તગુરુ શ્રીસંગમસૂરિકૃત (ઇતિ श्रीपाद लिप्तगुरुश्रीसंगमसूरिकृत स्तवन) સૂચવ્યું છે. આ સ્તોત્રના ૧૬મા પદ્યને વિ. સં. ૧૨૯૫માં રચેલી ગણધરસાર્ધશતક બૃહદ્વૃત્તિ (પૃ. ૩૮૪)માં સુમતિગણિએ ચિરંતન સ્તોત્રમાંનું સૂચવ્યું છે. તેમ છતાં આ સ્તોત્રમાં વિમલે આબૂ પર કરાવેલ નાભિનન્દન (આદીશ્વર)નું અને સ્તંભન-પાર્શ્વનાથનું સ્મરણ કરેલ હોવાથી આ સ્તોત્રની રચના વિક્રમની બારમી સદીના ઉત્તરાર્ધ લગભગમાં સંભવે છે. આ સ્તોત્રનું ૧૮મું પદ્ય આ પ્રમાણે છે—

> 'श्रीवल्लभीपुरनिर्गतो, रथमधिरूढो जिनो महावीरः ।
> अश्वयुज् पूर्णिमास्यां, श्रीमालपुरस्थितो जयति ॥'

અર્થાત્—શ્રીવલભીપુરથી નીકળેલા, રથમાં આરૂઢ થયેલા મહાવીર જિન, આસો મહિનાની પૂર્ણિમાએ **શ્રીમાલપુર**માં રહ્યા છતા જયવંતા વર્તો.

---

[1] इत्येवमन्यदपि यत्र तत्र भुवनत्रयेऽपि तावन्नुताम् ।
तद्बिम्बानि च वन्दे श्रीसंगमसूरिविनतानि ॥ २१ ॥

—તીર્થમાલાસ્તવન

ઉલ્લેખને બગભગ મળતી છે "૧આ તરફ તે અવસરે વલભીથી શ્રીચંદ્રપ્રભનુ બિંબ અંબા અને ક્ષેત્રપાલ સાથે અધિષ્ઠાતાના બલથી ગગનમાર્ગે શિવપત્તન(પ્રભાસપાટણ)ની ભૂમિમા ભૂષણરૂપ થયુ હતુ રથમા આરૂઢ થયેલી શ્રીવર્ધમાન(મહાવીર)ની પ્રતિમાએ અદૃષ્ટવૃત્તિએ અધિષ્ઠાતાના બલવડે સંચરતા આસો મહિનાની પૂનમે શ્રીમાલપુરને અલંકૃત કર્યું હતુ બીજી પણ અતિશયવાળી દેવમૂર્તિઓએ યથોચિત ભૂમિભાગ અલંકૃત કર્યો હતો તે નગરની દેવીએ વર્ધમાનસૂરિને ઉત્પાત જણાવવાના અવસરે—'દેવીસરખી હે સુંદરી! તુ કોણ છે? કહે કે તુ શા માટે રુવે છે?' (દેવીએ પ્રત્યુત્તર આપ્યો કે—) હે ભગવન્! પ્રતીતિ પૂર્વક હુ વલભીપુરનો ભંગ જોઉં છુ જ્યા સાધુઓએ ભિક્ષામા મેળવેલુ દૂધ લોહી થઈ જશે અને પાછુ તે જ લોહી જ્યા દૂધ થઈ જાય, ત્યા મુનિઓએ રહેવું' સૂચવ્યુ હતુ

ફાર્બસ સાહેબની સુપ્રસિદ્ધ રાસમાળામા વલભીપુરના વિનાશના વર્ણનમા ઉપર્યુક્ત વૃત્તાંતની પણ નોંધ લીધી છે

પ્રબંધચિંતામણિ અને તીર્થકલ્પના ઉપર જણાવેલા ઉલ્લેખ પરથી પ્રતીત થાય છે કે વલભીભંગના વિકટ સંયોગોમા મહાવીરજિનની

---

૧ 'इतश्च तस्मिन् अव(वस)सरे वलभ्या(भ्याः) श्रीचन्द्रप्रभबिम्बमम्बा क्षेत्रपालाभ्यां सहितमधिष्ठातृबलाद् गगनमार्गेण शिवपत्तनभुवि भूषणं बभूव। रथाधिरूढं श्रीवर्धमानप्रतिमा चादृष्टवृत्त्याऽधिष्ठातृबलेन सञ्चरन्ती आश्विनपूर्णिमायां श्रीमालपुरमलञ्चकार। अन्या अपि सातिशया देवमूर्तयो यथोचितं भूभागमलञ्चक्रुः। तत्पुरदेव तया च श्रीवर्धमानसूरीणां चोत्पातज्ञापनावसरे—

'का त्वं सुन्दरि! जल्प देवीसदृशे! किं कारणं रोदिषि?
भङ्गं श्रीवलभीपुरस्य भगवन्! पश्याम्यहं प्रत्ययम्।
भिक्षायां रुधिरं भविष्यति पयो लब्धं यतैव साधुभिः,
स्थातव्यं मुनिभिस्तदन्न रुधिरं यस्मिन् पयो जायते॥'

—प्रबन्धचिन्तामणि (पृ. २५७ थी २८०)

મૂર્તિ વલભીપુરથી રથાધિરૂઢ થઈ આસો સુદિ પૂર્ણિમાએ શ્રીમાલપુરમા આવી હતી આ વૃત્તાન્તને પુષ્ટ કરતુ એક બીજુ પ્રમાણ પણ અહીં ઉદ્ધૃત કરું છુ વિ સ ૧૯૮૨મા પાટણ જૈનસ ઘના જૂના ભડાર તપાસતા ડા ૩૯, ન ૩૫ની ૧૫૫ પત્રવાળી પુસ્તિકા (પા ૧૧૬ થી ૧૧૭)મા એક પ્રાચીન તીર્થમાલાસ્તવન (શ્લો૦ ૨૨) મારા જોવામા આવ્યુ હતુ, જે મે ઉતારી લીધુ છે તેના ૨૧મા શ્લોક ઉપરથી તેના કર્તાનુ નામ[1] સગમસૂરિ જણાય છે આ ૪ સ્તોત્રવાળી બીજી એક પ્રતિ ફોટોગ્રાફ કરાવવા વકીલ રાવલાલ પ્રે મોદીએ તથા શ્રીયુત જીવણચદ સા ઝવેરીએ મારી તરફ મોકલાવી હતી, તેના અ તિમ ઉલ્લેખમા તે સ્તવનને પાદલિપ્તગુરુશ્રીસગમસૂરિકૃત (ઇતિ શ્રીપાદ-લિપ્તગુરુશ્રીસગમસૂરિકૃત સ્તવન) સૂચવ્યુ છે આ સ્તોત્રના ૧૬મા પદ્યને વિ સ ૧૨૯૫મા રચેલી ગણધરસાર્ધશતક બૃહદ્વૃત્તિ (પૃ ૩/૪)મા સુમતિગણિએ ચિરતન સ્તોત્રમાનુ સૂચવ્યુ છે તેમ જ આ સ્તોત્રમા વિમલે આબૂ પર કરાવેલ નાભિનદન(આદીશ્વર)નુ અને સ્તભન-પાર્શ્વનાથનુ સ્મરણ કરેલ હોવાથી આ સ્તોત્રની રચના વિક્રમની બા મી સદીના ઉત્તરાર્ધ લગભગમા સભવે છે આ સ્તોત્રનુ ૧૮મુ પદ્ય આ પ્રમાણે છે—

“ श्रीवलभीपुरनिर्गतो, रथमधिरूढो जिनो महावीर ।
अश्वयुक्-पूर्णिमायां, श्रीमालपुरस्थितो जयति ॥

અર્થાત્—શ્રીવલભીપુરથી નીકળેલા રથમા આરૂઢ થયેલા મહાવીર જિન આસો મહિનાની પૂર્ણિમાએ **શ્રીમાલપુર**મા રહ્યા છતા જયવતા વર્તો

---

[1] इत्येवमन्यदपि यत् तीर्थ, भुवनत्रये पि तीर्थकृताम् ।
तद्बिम्बानि च वन्दे श्रीसगमसूरिविनतानि ॥ २१ ॥

—તીર્થમાલાસ્તવન.

વિ સ ૧૩૩૪મા પ્રભાચન્દ્રસૂરિએ પ્રભાવકચરિતમા જણાવ્યુ છે કે—તુરષ્કો(તુર્કો)એ વર્ધમાન સ ૮૪૫(વિ સ ૩૭૫)મા વલભીનો ભગ કર્યો[1] વિ સ ૧૩૬૧મા મેરુતુગસૂરિએ પ્રબધચિંતામણિમા સૂચવેલી પ્રાકૃત ગાથા પરથી જણાય છે કે વલભીનો ભગ વિ સ ૩૭૫ વર્ષ વીત્યા પછી થયો[2] એ જ ગ્રથને અનુસરતા રાજશેખરસૂરિ વિ સ ૧૪૦૫મા રચેલા પ્રબધકોશ(ચતુર્વિંશતિ પ્રબધ)મા પણ સસ્કૃતમા વલભીભગનો એ જ સમય સૂચવે છે[3] જ્યારે ઉપર સૂચવેલ તીર્થકલ્પમા વલભીભગનો સમય વિક્રમસવત ૮૪૫ આસ્સો પીસ્તાળીશ જણાવેલ છે

મેરુતુગસૂરિની વિચારશ્રેણિમા અને સત્તરમી સદીના ઉપાધ્યાય સમયસુદરની ગાથાસહસ્રીમા પણ પ્રબધચિંતામણિમા સૂચિત ગાથા સહજ ફરફાર સાથે ઉદ્ધૃત થયેલી[4] છે એથી એ પ્રાચીન ગાથાના આધાર પ્રમાણે વલભીભગનો સમય વિ સ ૩૭૫ નોધાયો છે જે

---

[1] श्रीवर्धमानसवत्सरतो वत्सरशताष्टकेऽतिगते।
पञ्चाधिकचत्वारिंशताऽधिके समजनि वलभ्या ॥
भङ्गस्तुरुष्कविहित + + '

—પ્રભાવકચરિત્ર પૃ ૭૪ શ્લો ૮૧-૮૨

[2] पणसयरी वासाइं तिन्नि सयाइं अइक्कमेऊण।
विक्कमकालाओ तओ वल्हीभङ्गो समुप्पन्नो ॥

—પ્રબધચિંતામણિ (પૃ ૨૭૯)

[3] ' विक्रमादित्यभूपालात्, पञ्चाग्रे त्रिशतीवत्सरे।
जातोऽयं वल्लभीभङ्गो ज्ञानिनः प्रथमं ययुः ॥

—પ્રબધકોષ(મલ્લવાદિ પ્રબધ)

[4] पणसयरिंच्चरिसाण तिन्निसयसमन्निअ अइक्कमिउं।
विक्कमकालाओ तओ वल्हीभङ्गो समुप्पन्नो ॥

— ગાથાસહસ્રી (પિ રિ ૩ ૨૮૫)

સમયથી વલભી-સંવત્ પ્રચલિત થવાનું જણાય છે એક જ માન જિનપ્રભસૂરિના ઉપર સૂચવેલા ઉલ્લેખ પ્રમાણે એ દુર્ઘટનાનો વખત વિ સં ૮૪૫ નિદિત થાય છે બીજી તરફથી જણાય છે કે—વિ સં ૪૭૭મા થયેલા વલભીપુરના રાજા શિલાદિત્યના આગ્રહથી ધનેશ્વર સૂરિએ વલભીમા શત્રુંજયમાહાત્મ્ય રચ્યું[૧] હતું અને વિ સં ૫૧૦મા વલભીપુરમા દેવર્દ્ધિગણિ પ્રમુખ સંઘે જૈન આગમને પુસ્તકારૂઢ કર્યો હતો—લખાવ્યો હતો[૨] આ કથનોમા જો કંઈ સ્ખલના ન હોય તો જિનપ્રભ સૂરિએ સૂચવેલ સમય વિશેષ વિશ્વસનીય માની શકાય પાશ્ચાત્ય વિદ્વાનો વલભીભંગનો સમય નિશ્ચિત કરવામા એકમત થઈ શક્યા નથી એથી જ ફાર્બસ સાહેબે જણાવ્યું છે કે—" વલભીનો નાશ થયાની સાલ નક્કી કરવામા અનિશ્ચિતપણું એટલું બધું આવી પડે છે કે, તેનો નાશ કરનાર લોકો વિષે જે જે કલ્પના કરીએ તે સર્વ દોદળા પાયા ઉપર જ થાય એમ છે ' (રાસમાળા ગૂ ભા ૧ ઉ ફાર્બસ ગુજરાતીસભા તરફથી પ્રસિદ્ધ ૩જી આવૃત્તિ પૃ ૨૨) તેમ છતા જિનપ્રભસૂરિએ દર્શાવેલ સમયને પુષ્ટ કરનાર બીજા પ્રમાણો પણ મળે છે હ્યુએનસાંગ નામના ચીની બૌદ્ધયાત્રીએ હિન્દુસ્થાનમા કરેલ પ્રવાસનું પુસ્તક વિ સં ૬૯૬મા રચ્યું હતું, તેમા સૂચના પ્રમાણે તે હિન્દુસ્થાનમા આવ્યો ત્યારે રાજા શીલાદિત્યને મળ્યો હતો [૩]શિલાદિત્ય નામના અનેક રાજાઓ વલભીમા રાજ્ય કરી ગયા છે, તેમાના પાંચમા શિલાદિત્યનું

---

૧ " शत्रुंजयोद्धारस्तुरष्टान्तनृपेशितु ।
बल्भ्या श्रीसुराष्ट्रेश शिलादित्यस्य चाग्रहात् ॥

૨ ' सप्तसप्ततिमब्दानामतिक्रम्य चतु शतीम् ।
विक्रमार्काच्छिलादित्यो, भविता धर्मवृद्धिकृत् ॥

—શત્રુંજય માહાત્મ્ય( હી હં પૃ ૨ ૮૨૫ )

—કલ્પસુબોધિકામા ઉદ્ધૃત સંપ્રદાયગાથા

૩ રૉયલ એશિયાટિક સોસાઇટીનું જર્નલ ( પુ ૬ પૃ ૫૧ )

ગુપ્ત સં ૪૪૧ (વિ સં ૮૧૬)નુ દાનપત્ર મળી આવે છે એટલે એ વખત પછી વલભીનો ભંગ થયો હશે એમ કલ્પી શકાય, એથી જિનપ્રભસૂરિએ સૂચવેલ સમય વિ સં ૮૪૫ વિશેષ માન્ય કરી શકાય તેમ લાગે છે

## ભ્રમ નિવારણ

વલભી–ભંગ કરનાર કોણ હતા ? એનુ સૂચન પણ પૂર્વોક્ત જૈન ગ્રંથકારોના ઉલ્લેખ પરથી થઈ જાય છે પ્રભાચંદ્રસૂરિએ પ્રભાવક ચરિત્રમા જણાવ્યુ છે કે તુરુષ્ક (તુર્કી) લોકોએ વલભીનો ભંગ કર્યો હતો મેરુતુંગસૂરિએ પ્રબંધચિંતામણિમા ઉલ્લેખ કર્યો છે કે કાકૂ રંક નામથી ઓળખાયેલો ધનાઢ્ય વણિક વલભીપુરના રાજા શિલાદિત્ય સાથે વિરોધ થતા મ્લેચ્છ દેશમા જઈ મ્લેચ્છપતિને ઘણુ ધન આપી વલભી તરફ લઈ આવ્યો હતો અને એ મ્લેચ્છ સૈ યોદ્ધાઓ વલભીનો વિનાશ થયો હતો જિનપ્રભસૂરિએ તીર્થકલ્પમા સૂચવ્યુ છે કે—એ રીતે ગજ્જણવઈ (ગીજનીના પાતશાહ) હમ્મીરદ્વારા વલભીનો ભંગ થયો હતો રાજસ્થાનના કર્તા (ટોડ)ના ધારવા પ્રમાણે એ વલભી–ભંગની ચડાઈ કરનાર મ્લેચ્છો સિથિયન લોકો હતા મિ વાથનના મતે બાકટ્રો ઇન્ડિયન જાતિના લોકો હતા, કે જેમના સિક્કા સોરઠમાથી ઘણા મળી આવે છે મિ એલ્ફિન્સ્ટનના ધારવા પ્રમાણે મોટા નશિરવાન પાદશાહના હાથ નીચેના ઇરાનીઓ હશે (ફા રાસમાળા ગૂ પૃ ૨૨) પાશ્ચાત્ય ઇતિહાસજ્ઞ સાક્ષરોએ જુદી જુદી જાતના અનુમાનો કર્યા છે ત્યારે જિનપ્રભસૂરિએ ગીજનીના પાતશાહ હમ્મીરનુ નામ સ્પષ્ટ સૂચિત કર્યુ છે એથી એ વધારે પ્રમાણભૂત જણાય છે આમ હોવા છતા ગૂર્જરાતના મર્હુમ સાક્ષર મહિપતરામ રૂપરામ નીલકંઠદ્વારા રચાયેલ 'વનરાજ ચાવડો' (આ ૨જી પ્ર ૧) પુસ્તકમા કાકુને પંજાબની ગૂર્જરપુરીમા ગૂર્જરોના દરબારમા વલભી પર ચડાઈ લાવવા ગયો જણાવ્યો છે વિશેષમા એ કલ્પિત કથામા જણાવ્યુ છે કે એ

વખતે ઋષિઓના પ્રમુખ વૃદ્ધમુનિ ગૂર્જરોનો મુખ્ય પ્રધાન હતો, અને વૃદ્ધમુનિના વડા પુત્ર તક્ષક મુનિ ન્યાયાધીશ હતા એ કાકૂની પ્રેરણાથી એ બન્નેની મુખ્ય સહાયતા વડે ગૂર્જરેશ્વરે વલભીપુરનો ભંગ કર્યો

## મિથ્યાઆક્ષેપ પરિહાર

વલભી પર પરદેશીઓની ચડાઈ લાવી દેશદ્રોહ કરનાર 'કાકૂ' નામનો ધનાઢ્ય માણસ 'જૈન' હતો, એવું ઉપર સૂચવેલા પ્રામાણિક પ્રાચીન કોઈ ઇતિહાસના ગ્રંથથી પુરવાર થતું નથી જ્યાં જ્યાં તેને માટે વિશેષણ મુકાયેલ છે ત્યાં ત્યાં તેને વણિક અથવા શેઠ તરીકે ઓળખાવેલ છે વણિક-વેપારી અને ધનાઢ્ય માત્ર જૈન જ હોય એવો નિયમ નથી પ્રબંધચિંતામણિમાં તો ખાસ કરીને તેને અતિશય કૃપણ, ઉદ્ધત અને દેશભંગ સમાસાદિત પંક એવા વિશેષણોથી ઓળખાવ્યો છે તેમ છતાં મર્હુમ નવલકથાકારે તેને 'જૈન' અને 'શ્રાવક' તરીકે ઓળખાવી જૈનધર્મ અને જૈનધર્મીઓ તરફ જેટલો હૃદયનો કાલુષ્યભાવ, અજ્ઞાનજન્ય દ્વેષ અને રોષ સ્ફુરાય તેટલો ઠલવી પોતાની લેખિનીને કલંકિત કરી છે તેમના જેવા સાક્ષરે પોતાની પ્રતિષ્ઠાની હાનિ કરનારું એવું અપકૃત્ય ન કર્યું હોત તો તેમની નવલકથા વિશેષ માનનીય નીવડત અસ્તુ તેમના વંશજો તે કલંક ધોશે-એમ ઇચ્છીશું

વલભીનો વિનાશ કરનાર કોણ હતા ? તે સંબંધનો મતભેદ ઉપર સૂચનાઈ ગયો છે વનરાજ ચાવડા ના કર્તાએ વલભીનો ભંગ, પંજાબ દેશના ગૂર્જરોદ્વારા થયો હતો-તેવું વર્ણન આલેખ્યું છે, પરંતુ તે પ્રામાણિક જણાતું નથી પ્રભાચંદ્રસૂરિએ પ્રભાવકચરિત્રમાં સૂચવ્યા પ્રમાણે તુરુષ્કોથી અને મેરુતુંગસૂરિએ પ્રબંધચિંતામણિમાં સૂચવ્યા પ્રમાણે મ્લેચ્છદેશના મ્લેચ્છપતિના મ્લેચ્છ સૈન્યોએ વલભીનો વિનાશ કર્યાનું જણાય છે તેને ટેકો આપતો ઉલ્લેખ વિ સં ૧૦૨૯ થી વિ સં ૧૦૮૬ સુધીમાં વિદ્યમાન અલ્બિરૂની નામના મુસલમાન લેખકે

ગુપ્ત સ ૪૪૧( વિ સ ૮૧૬ )નુ દાનપત્ર મળી આવે છે એટલે એ
વખત પછી વલભીનો ભગ થયો હશે એમ કલ્પી શકાય, એથી જિન
પ્રભસૂરિએ સૂચવેલ સમય વિ સ ૮૪૫ વિશેષ માન્ય કરી શકાય
તેમ લાગે છે

## ભ્રમ નિવારણ

વલભી–ભગ કરનાર કોણ હતા ? એનુ સૂચન પણ પૂર્વોક્ત જૈન
ગ્રથકારોના ઉલ્લેખ પરથી થઈ જાય છે પ્રભાચદ્રસૂરિએ પ્રભાવક
ચરિતમા જણાવ્યુ છે કે તુરુષ્ક( તુર્કી ) લોકોએ વલભીનો ભગ કર્યો
હતો મેરુતુગસૂરિએ પ્રબધચિંતામણિમા ઉલ્લેખ કર્યો છે કે કાકૂ
રક નામથી ઓળખાયેલો ધનાઢ્ય વણિક વલભીપુરના રાજા શિલાદિત્ય
સાથે વિરોધ થતા મ્લેચ્છ દેશમા જઈ મ્લેચ્છપતિને ઘણુ ધન આપી
વલભી તરફ લઈ આવ્યો હતો અને એ મ્લેચ્છ સૈન્યદ્વારા વલભીનો
વિનાશ થયો હતો જિનપ્રભસૂરિએ તીર્થકલ્પમા સૂચવ્યુ છે કે–એ
રીતે ગજ્જણવઈ( ગીજનીના પાતશાહ ) હમ્મીરદ્વારા વલભીનો ભગ
થયો હતો રાજસ્થાનના કર્તા( ટોડ )ના કહેવા પ્રમાણે એ વલભી–
ભગની ચડાઈ કરનાર મ્લેચ્છો સિથિયન લોકો હતા મિ વાથનના
મતે બાકટ્રો ઇન્ડિયન જાતિના લોકો હતા, કે જેમના સિક્કા સોરઠમાથી
ઘણા મળી આવે છે મિ એલ્ફિન્સ્ટનના કહેવા પ્રમાણે મોટા નશિર
વાન પાદશાહના હાથ નીચેના ઇરાનીઓ હતો (ફા રાસમાળા ગૂ
પૃ ૨૨) પાશ્ચાત્ય ઇતિહાસજ્ઞ સાક્ષરોએ જુદી જુદી જાતના અનુમાનો
કર્યા છે ત્યારે જિનપ્રભસૂરિએ ગીજનીના પાતશાહ હમ્મીરનુ નામ
સ્પષ્ટ સૂચિત કર્યું છે એથી એ વધારે પ્રમાણભૂત જણાય છે આમ
હોવા છતા ગૂજરાતના મર્હુમ સાક્ષર મહિપતરામ રૂપરામ નીલકઠદ્વારા
રચાયેલ વનરાજ ચાવડો (આ ૨જી પ્ર ૧) પુસ્તકમા કાકુને
પજાબની ગૂર્જરપુરીમા ગૂર્જરોના દરબારમા વલભી પર ચડાઈ લાવવા
ગયો જણાવ્યો છે વિશેષમા એ કલ્પિત કથામા જણાવ્યુ છે કે જે

ઉપરના અવલોકનો પછી વલભીનો વિનાશ થયાની ઘટના આપણે વિક્રમની નવમી સદીના પૂર્વાર્ધમાં માનીએ, તો તે સમયમાં શ્રીમાલપુર એ સુરક્ષિત અને સુસમૃદ્ધ નગર હોય એમ આપણે કલ્પી શકીએ. બીજા ઉલ્લેખો તપાસતાં જણાય છે કે આબૂથી વાયવ્ય ખૂણામાં ૨૫ કોશ પર તથા અણહિલપુર પાટણથી ઉત્તરમાં ૮૦ માઇલ પર આવેલું, હાલમાં ભિનમાલ (જોધપુર રાજ્ય) નામથી જાણીતું એ પ્રાચીન શ્રીમાલ અથવા ભિલ્લમાલપુર રજપૂતાનાના પ્રાચીન ગૂર્જર (ગૂર્જર-પ્રતિહાર) રાજાઓની રાજધાનીરૂપે હતું. બૌદ્ધ યાત્રિક હ્યુયેન સંગે 'પીનીમોલો') નામથી આ ભિન્નમાલપુરનું વર્ણન કર્યું છે.

વસંતગઢથી મળેલા વિ. સં. ૬૮૨ના શિલાલેખ પરથી અને અન્ય સાધનોથી સૂચિત થાય છે. ભિન્નમાલ નગરમાં વર્મલાત રાજાની રાજધાની હતી. કે જેનો સામંત રજ્જિલ (વજ્જભટ-સત્યાશ્રયનો પુત્ર) આબૂ પ્રદેશનો અધિકારી હતો.[1] શક સં. ૫૯૮ (વિ. સં. ૭૩૩)માં નંદ્યધ્યયનની ચૂર્ણિ[2] રચનાર જિનદાસગણિ મહત્તર રચેલી નિશીથ ચૂર્ણિમાં એક ઉલ્લેખ મળી આવે છે કે—'ભિલ્લમાલમાં વર્મલાતે રૂપ્યમય જિનબિંબ કરાવ્યું હતું.'[3] તે ઉપર જણાવેલ વર્મલાત રાજા હશે તેમ જણાય છે.

'શિશુપાલવધ' નામના મહાકાવ્યના રચનાર સુપ્રસિદ્ધ કવિ માઘે,

---

૧ જુઓ સિરોહી રાજ્યનો ઇતિહાસ, પં. ગૌરીશંકર હી. ઓઝાએ રચેલ (વૈદિક યંત્રાલય અજમેરથી પ્રકાશિત પૃ. ૨૮થી ૩૦ અને પૃ. ૧૧૫થી ૧૧૮)

૨ જુઓ અપભ્રંશકાવ્યત્રયી (ગા. ઓ. સિરીઝમાં પ્રકાશિત સં. ભૂમિકા પૃ. ૮૭)

३ 'रुप्पमय जहा भिल्लमाले वम्मलातो —

—निशीथचूर्णि (१० २५५)

હિંદુસ્થાનના ઇતિહાસમા કર્યો છે અલ્બિરૂનીએ જણાવ્યુ છે"-"વલભી પુરના વિનાશ માટે એક કાકૂ, મ્લેચ્છોની જે સેનાને સૌંગઢમા લઈ આવ્યો હતો, તે સેના સિંધુદેશની તે સમયની રાજધાની અલ્મન્સૂરના હાકિમ અમરૂબિન જમાલની હતી અને તે પોતાના સૈન્ય સહિત સમુદ્રના માર્ગે સૌંગઢમા આવ્યો હતો વિશેષમા તે જ લેખક જણાવ્યુ છે કે—પ્રથમ યુદ્ધમા અલમન્સૂરના હાકિમનો પરાજય થયો અને તેથી રાતના સમયે વલભીનગરમા પ્રવેશ કરીને અરબોએ તે નગરનો નાશ કર્યો હતો " જિનપ્રભસૂરિએ તીર્થકલ્પમા આ વલભી-વિનાશનુ નામ ગજ્જણવઇ(ગીજનીનો સ્વામી) હમ્મીર જણાવ્યુ છે 'અનગભદ્રા અથવા વલભીપુરનો વિનાશ' નામના પુસ્તકના લેખક ઠક્કુર નારાયણ વિસનજીએ અલ્બિરૂનીના વિધાનને વિશ્વસનીય તરીકે સ્વીકાર્યું છે (જુઓ ઉપોદ્ઘાત પૃ ૩)

અને વનરાજ ચાવડા મા વર્ણવેલ પજાબદેશનિવાસી ગૂર્જરોના હાથથી વલભીપુરના વિનાશની ઘટનાને 'અનગભદ્રા ના લેખ' આધાર હીન અને ઐતિહાસિક પ્રમાણ શૂન્ય સૂચવી છે

'વનરાજ ચાવડા 'મા જૈન તરીકે વર્ણવેલા કાકૂને 'અનગભદ્રા ના લેખકે બૌદ્ધધર્મીય સ્વીકારી સૂચવ્યુ છે કે—"કેટલાક લોકો કાકૂને જૈન માને છે પરતુ જૈનધર્મીઓના લખેલા કેટલાક ગ્રથોમા કાકૂના આચાર વિચારની મુક્તકઠે નિંદા કરેલી હોવાથી તે જૈન હોય, એમ સભવતુ નથી કારણ કે, જૈન ગ્રન્થકારોએ પોતાના ધર્મબધુની નિદા કરી હોય, એમ અદ્યાપિ જોવા કિંવા જાણવામા આવી શક્યુ નથી ' એ ઉલ્લેખ ઉપર જણાવેલ ભ્રમ નિવારણ અને આક્ષેપ-પરિહારનુ સમર્થન કરે છે

ફાર્બસ સાહેબની રાસમાળા મા અને અન્ય કેટલાક ગ્રથોમા વલભી-વિનાશનો વખત ઈ સ ૭૭૦ અર્થાત્ વિ સ ૮૨૬ની આસ પાસ અટકળવામા આવ્યો છે જે જિનપ્રભસૂરિના તીર્થકલ્પમા સૂચવેલ વિ સ ૮૪૫ વર્ષની સમીપમા હોવાથી બાધો રૂપ નથી અસ્તુ

ઉપરના અવલોકનો પછી વલભીનો વિનાશ થયાની ઘટના આપણે વિક્રમની નવમી સદીના પૂર્વાર્ધમાં માનીએ, તો તે સમયમાં શ્રીમાલપુર એ સુરક્ષિત અને સુસમૃદ્ધ નગર હોય એમ આપણે કલ્પી શકીએ બીજા ઉલ્લેખો તપાસતા જણાય છે કે આબૂથી નાયવ્ય ખૂણામાં ૨૫ ગાઉ પર તથા અણહિલ્લપુર પાટણથી ઉત્તરમાં ૮૦ માઇલ પર આવેલું, હાલમાં ભિન્નમાલ ( જોધપુર રાજ્ય ) નામથી જાણીતું એ પ્રાચીન શ્રીમાલ અથવા ભિલ્લમાલપુર રાજપૂતાનાના પ્રાચીન ગૂર્જર ( ગૂર્જર–પ્રતિહાર ) રાજાઓની રાજધાનીરૂપે હતું બૌદ્ધ યાત્રિક હુયેન સંગે 'પીલીમોલો' ) નામથી આ ભિન્નમાલપુરનું વર્ણન કર્યું છે

વસંતગઢથી મળેલા વિ સં ૬૮૨ના શિલાલેખ પરથી અને અન્ય સાધનોથી સૂચિત થાય છે કે ભિન્નમાલ નગરમાં વર્મલાત રાજાની રાજધાની હતી, કે જેનો સામંત રજ્જિલ( વજ્રભટ–સત્યાશ્રયનો પુત્ર ) આબૂ પ્રદેશનો અધિકારી હતો[1] શક સં ૫૯૮ ( વિ સં ૭૩૩ )માં નંદ્યધ્યયનની ચૂર્ણિ[2] રચનાર જિનદાસગણિ મહત્તર રચેલી નિશીથ ચૂર્ણિમાં એક ઉલ્લેખ મળી આવે છે કે—'ભિલ્લમાલમાં વર્મલાતે રૂપ્યમય જિનબિંબ કરાવ્યું હતું '[3] તે ઉપર જણાવેલ વર્મલાત રાજા હશે તેમ જણાય છે

'શિશુપાલવધ' નામના મહાકાવ્યના રચનાર સુપ્રસિદ્ધ કવિ માઘે,

---

૧ જુઓ સિરોહી રાજ્યકા ઇતિહાસ પ ગૌરીશંકર હી. ઓઝાએ રચેલ (વૈદિક ય ાલય અજમેરથી પ્રકાશિત પૃ ૨૯થી ૩૦ અને પૃ ૧૧૫થી ૧૧૮ )

૨ જુઓ અપભ્રંશકા ય યી ( ગા ઓ સિરીઝમાં પ્રકાશિત સં ભૂમિકા પૃ ૮૭ )

૩ 'रूप्पमय जहा भिल्लमाले चम्मलातो '—

—નિશીથચૂર્ણિ ( ૧૦ ૨૫૫ )

તે જ મહાકાવ્યના અંતમાં પોતાના પિતામહ સુપ્રભદેવનો પરિચય કરાવ્યો છે." તે વર્મલાતરાજાના સુકૃતાધિકારમાં સર્વાધિકારી હતો. એમાં સૂચવેલ વર્મલાત રાજા પણ ઉપર્યુક્ત જ જણાય છે. પ્રભાચંદ્ર સૂરિએ વિ. સં. ૧૩૩૪માં રચેલા પ્રભાવકચરિતમાં સિદ્ધર્ષિપ્રબંધમાં આ ભિલ્લમાલપુરનું નામ શ્રીમાલપુર સૂચવી તેને ગૂર્જરદેશમાં જણાવ્યું છે અને ઉપર્યુક્ત વર્મલાત રાજાને તેનો અધિપતિ જણાવ્યો છે. કવીશ્વર માઘ અને સિદ્ધર્ષિ, એ વર્મલાત રાજાના મંત્રી સુપ્રભદેવના પરિવારનાં અને એ જ નગરના રત્નો હતા—એ પ્રમાણે પ્રભાવકચરિતમાં પ્રતિપાદન કર્યું છે—(જુઓ પ્રભાવકચરિત, પૃ. ૧૯૬–૧૯૭)

પ્રભાવકચરિતમાં માઘ કવિને ભોજભૂપાલના બાલમિત્ર તરીકે વર્ણવેલ છે તથા પ્રબંધચિંતામણિમાં મેરુતુંગસૂરિએ એક કિંવદંતીનો ઉલ્લેખ કર્યો છે કે "મહારાજા ભોજે માઘ પંડિતની વિદ્વત્તા સાંભળી તેને શ્રીમાલ નગરથી પોતાની રાજધાનીમાં બોલાવી બહુમાન આપ્યું હતું અને મહારાજા ભોજ પણ શ્રીમાલ નગરમાં માઘ પંડિતના અદ્ભુત ઋદ્ધિવૈભવનો અને અત્યુચ્ચ આતિથ્યનો અનુભવ કરી આવ્યા હતા. પાછલી અવસ્થામાં માઘ કવિ અતિ દાનગુણથી નિર્ધન થઈ ગયા હતા અને એવી સ્થિતિમાં યાચકને નિરાશ કરવાનો અવસર આવતાં હૃદય પર આઘાત થતાં પરલોકવાસી થયા હતા. મહારાજા ભોજને એ વૃત્તાન્તથી બહુ દુઃખ થયું અને 'માઘ પંડિતની સમાન જાતિના બીજા શ્રીમાલીઓ ધનવાન હોવા છતાં ભૂખથી પીડિત થઈ આવો પુરુષરત્ન વિનાશ પામ્યો!' એવું વિચારી 'શ્રીમાલ' નગરનું 'ભિન્નમાલ' એવું નામ પ્રસિદ્ધ કર્યું."

આ કિંવદંતી પર વિશ્વાસ રાખી શકાય તેમ નથી, કેમ કે ઉપર સૂચવ્યા પ્રમાણે વિક્રમની સાતમી સદીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન વર્મલાત રાજાના અધિકારી સુપ્રભદેવના પૌત્ર માઘ કવિનો સમય વિક્રમની આઠમી

સદીનો પૂર્વાર્ધ લગભગ માની શકાય એથી તે અગિયારમી સદીના ઉત્તરાર્ધમા વિદ્યમાન માલવાના મહારાજા ભોજના પરિચયમા આવી ગ નહિ—એ સમજી શકાય તેમ છે

વિશેષમા મહારાજા ભોજના સમય પહેના પણ શ્રીમાલપુરનુ '**ભિલ્લમાલ**' એ નામ પ્રસિદ્ધ હતુ આઠમી સદીની નિશીથ-ચૂર્ણિમા 'ભિલ્લમાલ' નામનો ઉલ્લેખ થયો છે, એ ઉપર દર્શાવ્યુ છે એ સિવાય બીજા ઉલ્લેખો પણ મળી આવે છે

ઉપર સૂચવેલ વિક્રમની સાતમી સદીના ઉત્તરાર્ધમા વિદ્યમાન 'વર્મલાત' રાજાનુ 'વર્મનાભ' એવુ નામ, કલકત્તા તરફની છપાયેલ શિશુપાલવધમહાકાવ્યની આવૃત્તિઓમા પ્રકાશિત થયેલ છે, પર તુ બીજા સાધનોથી 'વર્મનાત' નામ બરાબર જણાય છે વડોદરામા ઓરિય ટલ ઇન્સ્ટિટ્યુટમા રહેલી વિ સ ૧૪૯૬ અને સ ૧૫૦૬મા લખાયેલી શિશુપાલવધમહાકાવ્યની પતિઓમા 'વર્મલાત નામ સ્પષ્ટ વચાય છે આ વર્મલાત રાજા ચાવડાવ શનો હોવો જોઈએ એમ કેટલાક સાધનો પરથી અનુમાન થાય છે, જેના સબધમા ઉપર સૂચવાઈ ગયુ છે વસતગઢથી મળેલા વિ સ ૬૮૨ના શિલાલેખને આધારે ભિલ્લમાલ નગર એ વર્મલાત રાજાની રાજધાનીરૂપે હતુ

શક સ ૫૫૦ (વિ સ ૬૮૫)મા બ્રાહ્મ સ્ફુટસિદ્ધાન્ત નામનો ગણિતગ્રથ રચનાર જ્યોતિષી જિષ્ણુસુત બ્રહ્મગુપ્તે જણાવ્યુ છે કે ચાપવશ(ચાવડાવશ)મા તિલક સરખા વ્યાઘ્રમુખ રાજાના સમયમા ત્રીશ વર્ષની વયે તેણે તે ગ્રથ રચ્યો હતો [1] એ ગ્રથની કેટલીક પ્રતિઓમા

---

[1] "श्रीचापवंशतिलके श्रीव्याघ्रमुखे नृपे शकनृपाणाम् ।
पञ्चाशत्संयुक्तैर्वर्षशतैः पञ्चभिरतीतैः ॥
ब्राह्मः स्फुटसिद्धान्तः सज्जनगणितज्ञगोलवित्प्रीत्यै ।
त्रिंशद्वर्षेण कृतो जिष्णुसुत ब्रह्मगुप्तेन ॥

—બ્રાહ્મસ્ફુટસિદ્ધાન્ત (અ ૨૪ ૧૯૦૨મા બનારસમા પ્રકાશિત પૃ ૪૦૭)

તથા વરુણે બનાવેલી ટીકામાં તે ગ્રંથમાં માટે 'ભિલ્લમાલ[કા]ચાર્ય'[1] એવું વિશેષણ વાપરેલું જોવામાં આવે છે એવી એ ભિલ્લમાલ નિવાસી પ્રતિષ્ઠિત વિદ્વાન હોવાનું જણાય છે એ ઉપરથી ભિન્નમાલ નામની પ્રાચીનતા જણાય છે અને તે ગ્રંથ રચના પહેલાં ત્રણ વર્ષ પર તે જ સ્થાનમાં થઈ ગયેલ વર્મલાત રાજા પણ ચાવડાવંશી હશે તેવી સંભાવના કરવામાં આવે છે ઇંડિયન એન્ટીક્વેરી (નં ૧૭, ૧૮૮૮ જુલાઈ, પૃ ૧૯૨)માં બ્રહ્મગુપ્તનું જન્મસ્થાન એ ભિન્નમાલ નગર સૂચવ્યું છે ચીની યાત્રિક હુએનત્સંગના જણાવ્યા પ્રમાણે તે સમયમાં ભિલ્લમાલ નગર, ચાવડાવંશી રાજાઓની રાજધાની રૂપે હતું

શક સં ૭૦૦ (વિ સં ૮૩૫)માં જાબાલિપુર (જાલોર)માં રણહસ્તી શ્રીવત્સરાજ રાજાના સત્તાસમયમાં હ્રીદેવીના પ્રસાદથી કુવલયમાલા નામની પ્રાકૃતકથા રચનાર દાક્ષિણ્યચિહ્ન ઉદ્દ્યોતનાચાર્યે[2] જણાવ્યું છે કે—પોતાની પાંચમી પેઢીએ થઈ ગયેલા પૂર્વજ શિવચંદ્ર ગણિ મહત્તર જિન-વંદન માટે ભ્રમણ કરતા શ્રીભિલ્લમાલનગરમાં સ્થિતિ કરીને રહ્યા હતા, જેમના ક્ષમાશ્રમણ-ગુણવાન મહાન શિષ્ય યક્ષદત્તગણિ મહાન મહાત્મા ત્રણ લોકમાં પ્રકટ યશવાળા થઈ ગયા[3]

---

૧ इति श्रीभिलमा(ला)चार्यमञ्जिष्णुसुत ब्रह्मगुप्तविरचिते ब्राह्मे स्फुटसिद्धान्ते संज्ञाध्याय चतुर्विंशतितम । —એ ઈ ની પ્રતિનો ઉલ્લેખ

૨ મા કુવલયમાલાકથાનો કેટલોક પરિચય અમે તેના ઉપયોગી અપભ્રંશ અને અષ્ટાદશ દેશીભાષા સંબંધી અવતરણો સાથે અપભ્રંશ કાવ્યત્રયી (ગા ઓ સિ ન ૩૭માં પ્રકાશિત ભૂમિકા પૃ ૮ થી ૮૪ ૯૭ થી ૯૮ ૧૦૪ થી ૧૧૦)માં કરાવ્યો છે તેથી તે અહીં દર્શાવ્યો નથી જિજ્ઞાસુ સાક્ષરોએ તે ભાગ જોવો

૩ सिवचन्दगणी अह मयहरो त्ति ।
सो जिणवन्दण हेउं कह वि भमन्तो कमेण सम्पत्तो ।
सिरिभिल्लमालणयरम्मि संठिओ कप्परुक्खो व्व ॥
तस्स खमासमणगुणो नामेण जक्खदत्तगणिणामो ।
सीसो महइमहप्पा आसि तिलोए वि पयडजसो ॥
—અપભ્રંશ કાવ્યત્રયી (ભૂમિકા પૃ ૯૦)

પોતાના ઉત્તમ ગુરુ મહાભાગ મુનિપુંગવ ગર્ગર્ષિને હું નમસ્કાર કરું છું. કિલષ્ટ એવા આ દુષમકાલમાં પણ જે દુર્ગસ્વામી નિઃસંગ થઈ પૂર્વ મુનિઓના સદાચાર પ્રમાણે આ ધરાતલમાં વિહર્યા હતા. સૂર્યની જેમ જે ધીર મહાપુરુષ ઉત્તમ દેશનારૂપી કિરણો વડે લોકમાં પ્રકાશ કરી સદ્‌વિધિપૂર્વક શ્રીભિલ્લમાલમાં અસ્ત થયા હતા—સ્વર્ગવાસી થયા હતા.[1]"

એ દુર્ગસ્વામિના પ્રશિષ્ય અને સદર્ષિના શિષ્ય સુપ્રસિદ્ધ સિદ્ધર્ષિએ ભિલ્લમાલ નગરનું વર્ણન કરતાં પોતાની ઉપમિતિભવપ્રપંચા બૃહત્કથાની સમાપ્તિ એ જ નગરમાં સં. ૯૬૨માં થયાનું સૂચવ્યું છે—

"જે નગરમાં અસાધારણ રથયાત્રાઓ વડે આ અધિક છે, એથી સમસ્ત દેવમંદિરોમાં શ્રેષ્ઠ જયપતાકા મેળવનાર નિરંતર હર્ષ આપનાર જિનેન્દ્ર મંદિર શોભે છે. જે નગરમાં અર્થ ટંકશાલામાં, ધર્મ શ્રેષ્ઠ દેવમંદિરોમાં અને કામ લીલાવતી (લલના)-લોકમાં હંમેશાં હર્ષ વડે

૧ 'ततोऽभूदुल्लमत्कीर्तिर्ब्रह्मगोत्रविभूषण ॥
दुर्गस्वामी महाभाग प्रख्यात पृथिवीतले ।
प्रव्रज्या गृह्णता येन गृह सद्धनपूरितम् ॥
हित्वा सद्धर्ममाहात्म्य, क्रियैव प्रकाशितम् ।
यस्य तच्चरित वीक्ष्य शशाङ्ककरनिर्मलम् ॥
बुद्धास्तत्प्रत्ययाश्च भूयासो जन्तवस्तदा ।
सद्दीक्षादायक तस्य स्वस्य चाह गुरूत्तमम् ॥
नमस्यामि महाभाग गर्गर्षिमुनिपुङ्गवम् ।
क्लिष्टेऽपि दुःषमाकाले, य पूर्वमुनिचर्यया ॥
विजहारेह निःसङ्गो, दुर्गस्वामी धरातले ।
सद्देशनांशुभिर्लोके द्योतित्वा भास्करोपम ॥
श्रीभिल्लमाले यो धीरो गतोऽस्त सद्विधानत ।

—પિ. રિ ૩ પૃ ૧૪૭

નિરુશ્રામક રહેલો છે એવા સમગ્ર ગુણગણના આધારભૂત તે શ્રીભિન્ન માલ નગરમા જિનમંડપમા રહેતા તે (સિદ્ધ)કવિએ આ ઉપમિતિભવ પ્રપંચા કથા રચી છે શ્રુતદેવી(સરસ્વતી)નુ અનુકરણ કરનારી, દુર્ગસ્વામિ ગુરુની શિષ્યા ગણા નામની સાધ્વીએ આ કથાને પ્રથમાદર્શ-(પહેલા પુસ્તક)મા લખી હતી સ ૯૬૨મા જેઠ શુ ૫ ગુરુવાર પુનર્વસુ નક્ષત્રના યોગમા આ કથાની સમાપ્તિ થઈ હતી [1] ''

વાયદ્રા(સિરોહી)મા રહેલા એક જૈનમંદિરની દેવકુલિકા પર વિ સ ૧૦૯૧નો શિલાલેખ હોવાનુ પ ગૌરીશકર હી ઓઝાએ 'સિરોહી રાજ્યકા ઇતિહાસ' (પૃ ૩૭)મા જણાવ્યુ છે તે શિલા લેખની નકલ બાબુ પૂરણચદ નાહરના જૈનલેખસગ્રહ (ખડ ૧, લે ૯૫૭)મા પ્રકટ થયેલ છે તેમ જ જિનવિજયજીના પ્રાચીન જૈન લેખસગ્રહ (ભા ૨, લે ૪૨૭)મા પણ પ્રસિદ્ધ થયેલ છે એ અસ્પષ્ટ લેખ પરથી સમજાય છે —વિ સ ૧૦૯૧મા ત્યા જૈનમદિર બધાવનાર ગુણાઢ્ય આ(વા)મન તે જજ્જુકનો પુત્ર હતો, [2] જે જજ્જુક

---

[1] ' यत्रातुरथयात्राधिकाभेदमिनि ल्पधवरजयपताकम् ।
निखिलसुरभुवनमध्ये, सततप्रमद जिनेन्द्रगृहम् ॥

यत्रावष्टब्धशालाया धर्म सन्निधामसु ।
कामो लीलावतीलोने, सन्नास्ते त्रिगुणो मुदा ॥

तत्रैव तेन कथा कविना नि शेषगुणगणाधारे ।
श्रीभिल्लमालनगरे गदिता जिनमण्डपस्थेन ॥

प्रथमादर्शे लिखिता साध्व्या श्रुतदेवतानुकारिण्या ।
दुर्गस्वामिगुरूणा शिष्यिकयेय गणाभिधया ॥

सवत्सरशतनवके द्विषष्टिसहितेऽतिलङ्घिते चास्या ।
ज्येष्ठे सितपञ्चम्या, पुनर्वसौ गुरुदिने समाप्तिरभूत् ॥

—पि रि ३ पृ १४८ १४९

રાજમાન્ય, ગુણરત્નાકર, બંધુપદ્મ દિવાકર અને **ભિન્નમાલથી** નીકળેલા **પ્રાગ્વાટ** (પોરવાડ) વણિકોમાંનો એક શ્રેષ્ઠ પુરુષ હતો[1]

ઉત્તરાધ્યયનસૂત્રની પ્રાચીન પ્રતિષ્ઠિત વૃત્તિ રચનાર થારાપદ્રગચ્છના વાદિવેતાલ શાન્ત્યાચાર્ય, — જેમનો પ્રબંધ પ્રભાચન્દ્રસૂરિએ પ્રભાવક ચરિતમાં વર્ણવ્યો છે, અને જેમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૦૮૬માં જણાવ્યો છે તે શાન્ત્યાચાર્યે સૂચવ્યું છે કે **ભિલ્લમાલકુલના** શ્રેષ્ઠ **શાંતિ** નામના અમાત્યે બંધાવેલા અને તેમના ભત્રીજા **ભૂપક** મહત્તમે પોતાના વંશની મૂર્તિમાન કીર્તિ જેવા કરાવેલ વિશાલ રમણીય સોનાના કળશવાળા, અણહિલપાટક (પાટણ)ના ચૈત્યગેહ (જિન-મંદિર)માં એ **ગુણસેનસૂરિના** વચનથી તેઓએ ઉત્તરાધ્યયન સૂત્રની વૃત્તિ રચી હતી[2]

ભિલ્લમાલપુર સાથે સંબંધ ધરાવતું ભિલ્લમાલકુલ વિક્રમની અગિયારમી સદીમાં સુપ્રસિદ્ધ હતું—એમ ઉપરના શાન્ત્યાચાર્યના ઉલ્લેખથી સમજાય છે, એટલું જ નહિ એ કુલમાં થયેલા પુરુષો અમાત્ય,

---

૧ 'श्रीभिल्लमालनिर्यात: प्राग्वाट: वणिजां वर: ।
श्रीपतिरिव लक्ष्मयुग्गोल्लच्छी(?) राजपूजित: ॥
आकरो गुणरत्नानां, बन्धुपद्मदिवाकर: ।
जज्जुकस्तस्य पुत्र: स्यात् नम्म रामौ ततोऽपरौ ॥
जज्जुसुतगुणाढ्येन वामनेन भवा(वा)द् भयम् ।
दृष्ट्वा चक्रे गृहं जैनं, मुक्त्यै विश्वमनोहरम् ॥
संवत् १[illegible]९[illegible]

—પૂ. નાહર જૈન લેખસંગ્રહ (ભા. ૧ લે. ૯૫૨)

૨ 'श्रीभिल्लमालकुलसंभवशान्त्यमात्यनिर्मापिताणहिलपाटकचैत्यगेहे ।
भ्रातृजभूपकमहत्तमकारितास्मिन्[illegible] शान्त्यमूर्तकीर्तौ ॥'

—ઉત્તરાધ્યયનસૂત્ર વૃત્તિ (પ્રશસ્તિ શ્લોક)

મહત્તમ જેવા ઉચ્ચ રાજ્યાધિકારીઓ હતા, અને એવા અધિકારપદ પર હોવા છતાં પણ ધર્મપ્રેમી, ઉદાર અને સંસ્કારરસિક હતા એ પણ સમજી શકાય તેમ છે

કવિ **આસડ**, એ જ ભિન્નમાલકુલમાં તેરમી સદીની મધ્યમાં થઈ ગયા, જેમણે મેઘદૂત મહાકાવ્યમાં ટીકા–સ્નેહનું સિંચન કરી કવિ કાલિદાસના યશોદીપને દીપાવ્યો હતો, જેની નવરસભરી કવિતાની વાણી સાંભળી જેને રાજસભ્યોએ 'કવિસભા–શૃંગાર' એવું ઉપનામ આપ્યું હતું જેણે પદ્ય–ગદ્યબંધ અનેક જિનસ્તોત્રો અને સ્તુતિઓ રચી હતી જેણે ઉત્તમ ઉપદેશથી ભરપૂર ઉપદેશકંદલી–પ્રકરણ રચ્યું હતું અને બાલસરસ્વતી –નામથી પ્રખ્યાતિ પામેલા તરુણવયમાં જ સ્વર્ગવાસી થયેલા પોતાના રાજડ નામના પુત્રનો વિરહ–શોક નિવારવા અભયદેવ સૂરિના વચનોથી બોધ પામી જેણે 'વિવેકમંજરી –નામનું પ્રકરણ પ્રાકૃતભાષામાં રચ્યું હતું જેના પ્રકરણોની વૃત્તિ સુપ્રસિદ્ધ કવિ બાલચંદ્રસૂરિએ કવિ આસડના સુપુત્ર જૈત્રસિંહ સચિવની અભ્યર્થનાથી રચી

---

१ आसड कालिदासस्य यशोदीपमदीपयत्।
मेघदूत महाकाव्ये, टीकास्नेहनिषेचनात् ॥
श्रुत्वा नवरसोद्गार निरोष्य कविनागिर ।
राजसभ्या कविसभा शृङ्गार इति य जगु ॥
जिनस्तोत्र-स्तुती पद्य-गद्यबन्धैरनेकश ।
चक्रे य क्रूरकर्माहि जाङ्गुलीमन्त्र संनिभा ॥
येनोपदेशकन्दल्याह्वान प्रकरणच्छलात्।
कृत मोक्षाध्वनीनेभ्य , पाथेयातिथ्यमक्षयम् ॥
पुत्रे राजडनाम्नि बालकदलीकाण्डोपमे स्व पुरीं
याते बालसरस्वतीति विदिते तच्छोकमूढाशय ।
सम्बुद्धोऽभयदेवसूरिसुगुरोर्यैरेव वाक्यैरसौ
तैरेवेदमसूत्रयत् प्रकरण श्रीआसड सत्कवि ॥'

—વિવેકમંજરીની વૃત્તિ પ્રશસ્તિ (પિ રિ ૩ ૧૦૮)

હતી અને જે વૃત્તિનું સંશોધન-કાર્ય નાગેન્દ્રગચ્છીય વિજયસેનસૂરિ તથા બૃહદ્ગચ્છીય પદ્મસૂરિએ બજાવ્યું હતું તથા પ્રકરણના વૃત્તિકાર્યમાં સહકારી દેવાનંદગચ્છના પ્રસિદ્ધ સંશોધક પ્રદ્યુમ્નસૂરિ થયા હતા જેનો સંક્ષિપ્ત પરિચય આ જ લેખમાં પહેલાં આપ્યો છે. સુશીલ અનલદેવી ના સુપુત્ર અને જાસડના સહોદર કવિ આસડ કે જેને પૃથિવીદેવી તથા જૈતલદેવી નામની બે પત્નીઓ થઈ હતી અને તેમાં જૈતલદેવીથી રાજડ અને જૈત્રસિંહ નામના બે પુત્રો તથા પૃથિવીદેવીથી અરિસિંહ નામનો એક પુત્ર થયો હતો. એ કવિ આસડે, વિવેકમંજરી રચનાનો સં. ૧૨૪(૭)/ સૂચવતાં પોતાને **ભિલ્લમાલકુલમાં** ઉત્પન્ન થયેલા કટુકરાજના પુત્ર તરીકે ઓળખાવેલ છે.[૧] બાલચંદ્રસૂરિએ આ ભિલ્લમાલ-વંશને જગત્પ્રસિદ્ધ ઉત્તમ વંશ તરીકે અને લક્ષ્મી તથા સરસ્વતીના અદ્વિતીય ધામ તરીકે વર્ણવ્યો છે.[૨]

સુપ્રસિદ્ધ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સંસ્કૃત દ્વયાશ્રયમહાકાવ્ય(સ. ૫, શ્લો૦ ૪૫)માં શ્રીમાલના રાજાનું સૂચન કર્યું છે. વિ. સં. ૧૩૧૨માં અભયતિલકગણિએ રચેલી એ મહાકાવ્યની વિસ્તૃત વ્યાખ્યામાં શ્રીમાલ ની વ્યાખ્યા કરતાં **શ્રીમાલપુરનું** અપરનામ **ભિલ્લમાલપુર** સૂચવેલ છે. અથી **ભિલ્લમાલ-વંશ** એ જ **શ્રીમાલવંશ** અથવા શ્રીમાલ-

---

૧ सिरिभिल्लमालनिम्मलकुलसंभवकडुयरायतणएण ।
इअ आसडेण रइअं, वसु जलहि दिणेस-वरिसंमि ॥
—વિવેકમંજરીના અંતમાં (પિ. રિ. ૧. ૫૬)

૨ श्रीभिल्लमालाभिधया प्रसिद्धो, वंशावतंसो जगतीतलस्य ।
समस्ति पाथोधिरिवायुतश्री सरस्वती वास निवास एकः ॥
—વિવેકમંજરીવૃત્તિ પ્રશસ્તિ (પિ. રિ. ૩. ૧૦૨)

૩ श्रीमालस्य भिल्लमालापरनाम्नः पुरस्य ।
—સં. દ્વ્યા. વૃત્તિ (સ. ૫ શ્લો૦ ૪૫)

જ્ઞાતિના નામથી પ્રસિદ્ધિમાં આવ્યો હોય-તેમ જણાય છે, કે જે જ્ઞાતિ અને વંશના સેંકડો ઉલ્લેખો મળી આવે છે.

વલભી-ભંગના સમયમાં વલભીપુર(વળા)થી મહાવીર જિનની મૂર્તિ આ જ ભિલ્લમાલ અપરનામ શ્રીમાલપુરમાં આવ્યાનું જે પ્રમાણ સૂચવવામાં આવ્યું છે તેને જ મળતો જ લેખ વિ. સં. ૧૩૩૩ના એક શિલાલેખમાં થયેલ છે. ત્યાં આ સ્થળને **શ્રીમાલ-મહાસ્થાનના** નામથી ઓળખાવવામાં આવેલ છે.[1] એ લેખમાં શ્રી શ્રીમાલદેશનો તથા એ વીર જિનેંદ્રની પૂજા માટે અપાયેલા નાના દાનનો ઉલ્લેખ કરવામાં આવેલ છે. (જુઓ જિનવિ. પ્રાચીન જૈનલેખ સંગ્રહ, ભા. ૨, લે. ૪૦૨)

## ભિન્નમાલ-ગચ્છ

ભિલ્લમાલકુલ અને વંશની જેમ ભિલ્લમાલપુર સાથે સંબંધ ધરાવતો એક ગચ્છ પણ પ્રસિદ્ધિમાં આવ્યો જણાય છે. વિક્રમની સોળમી સદીના પ્રકટ થયેલા કેટલાક લેખોમાં ભિન્નમાલગચ્છ નામ જોવામાં આવે છે. પાલી નોલખામંદિરમાં રહેલ કુંથુનાથબિંબની પાછળ કોતરાયેલ લેખમાં ભિનમાલગચ્છ નામ વંચાય છે. (જુઓ પૂ. નાહર સંગૃહિત જૈનલેખસંગ્રહ ખં. ૧ લે. ૮૧૬) કીકાના આદીશ્વર મંદિરમાં રહેલી વિમલનાથબિંબની મુખ્યતાવાળી પંચતીર્થી પ્રતિમાને વિ. સં. ૧૫૬૩માં પ્રતિષ્ઠિત કરનાર કર્મોતિલ(?)સૂરિ ભિનમાલ ગચ્છના હતા એમ જણાય છે. (જુઓ પૂ. નાહર-જૈનલેખસંગ્રહ ખં. ૨, લે. ૨૦૯૬)

## ભિન્નમાલના ચમત્કારી પાર્શ્વનાથ

વિક્રમની સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં ભિન્નમાલમાં ચમત્કારી એક

---

[1] य पुरात्र महास्थाने, श्रीमाले स्वयमागत ।
स देव श्रीमहावीरो देयाद् व सुगम पदम् ॥
—પ્રાચીન જૈનલેખસંગ્રહ (જિનવિ. ૨ ૪૦૨)

પાર્શ્વનાથની પ્રતિમા પ્રકટ થઈ હતી, જેનુ વર્ણન તપાગચ્છના હેમ-રત્નસૂરિના પ્રશિષ્ય અને પ સુમતિકમલના શિષ્ય પુણ્યકમલ કવિએ વિ સ ૧૬૬૧, શ્રા શુ ૫, રવિવાર ભિન્નમાલના પાર્શ્વજિનના સ્તવનમા કર્યું છે[૧] તેમા જણાવ્યુ છે કે શ્રીશ્રીમાલ, પુષ્પમાલ અને ભિન્નમાલ નામથી પ્રખ્યાત નગર પૂર્વ બહુ સમૃદ્ધિશાલિ હતુ ચોરાશી જ્ઞાતિની સ્થાપના એ નગરમા કહે છે ગઢ, મઠ, મ દિર, પોળ, જિન મ દિર, શિવ પ્રાસાદ વાવ, કૂવા, નદી વગેરેથી એ નગર શોભતુ હતુ ૯૦,૦૦૦ વ્યવહારી, ૪૫,૦૦૦ બ્રાહ્મણો ત્યા વસતા હતા લક્ષ્મીદેવીનુ મ દિર ત્યા તેજથી ઝળહળતુ હતુ તે વખતમા વ્યવહારીએ પાર્શ્વ જિનનુ એક મ દિર બ ધાવ્યુ હતુ જેમા પિત્તળમય બિંબ હતુ મ્લેચ્છનુ જ્યારે રાજ્ય થયુ ત્યારે સુવર્ણમય આભૂષણો સાથે પિત્તળ મય પ્રતિમા ભોયમા ભ ડારી હતી

સ ૧૬૫૧મા દેવળની ઇટ ખણતા શ્રીપાર્શ્વની પ્રતિમા પ્રગટ થઈ શ્રીવીરનુ સમવસરણ તથા સુદર પ્રતિમા, શ્રીશારદાની મૂર્તિ વગેર આઠ મૂર્તિઓ પ્રગટ થઈ[૨] મેતા લક્ષ્મણ અને ભાવડહરગચ્છના

---

૧ સ વત્ સોલ એક(સ)ઠે શ્રાવણ શુદ્ધ રવિવારો રે,
પ ચમી તિથિ પાસ-હ તણા ગુણ ગાયા હર્ષ અપારો રે

કલશ

અશ્વસેન-ન દન દુખ-નિક દન પાસ જિનવર જગગુરૂ
**ભીનમાલ**-ભૂષણ દુરિતદૂષણ સ ઘ સહુ સુખકરૂ
**તપગચ્છ**-મ ડણ કુગતિ-ખ ડણ હ મરત્નસૂરીશ્વરૂ
તસૂ પ ડિત સુમતિકમલ-શિષ્ય **પુણ્યકમલ** ભવ-ભયહરૂ
ઇતિ શ્રીભીન્નમાલ-પાર્શ્વ જિન-સ્તવન સ પૂર્ણ
(સ ૧૬૬૨ની લિ પ્રતિ ઓ ઇ વડોદરા)

૨ ઇટ ખણ તા દેવલ ભણીએ પ્રગટયા **શ્રીપાસ**,
સ વત્ **સોલ એકાવને**, બહૂ પૂગી આસ ૮

ચતુર્દશીપક્ષના પન્યાસ વગેરે એ જોઈ અતિહર્ષિત થયા શાંતિ જિન-મંદિરમાં એ પ્રતિમા લાવીને સ્થાપી અને સ્નાન–મહોત્સવ ગીત–ગાન થવા લાગ્યાં

—એ વખતે **જાલોર**નગરમાં દેશપતિ **ગજનીખાન** રાજ્ય કરતો હતો અને તેનો સેવક **ભિન્નમાલ**માં રાજ્ય કરતો હતો તેણે ખાનને જઈને કહ્યું કે—સાહેબ ! પીતલનું અદ્દભુત ભૂતખાનું પ્રગટ થયું છે તે આપ લાવશો તો ઘણું દ્રવ્ય આપશે ખાને વાત સાંભળીને તરત જ એ પ્રતિમાને પોતાની પાસે અણાવી અને બોલવા લાગ્યો કે આજે મેં ખૂબ પિત્તળ મેળવ્યું છે, હાથીને વાસ્તે તેનો ઘાટ કરાવું એ વાત સઘળી જગ્યાએ થઈ, ચતુર્વિધ સંઘ મળ્યો ગજનીખાન પાસે જઈ તેને વીનવ્યો મહારાજને માનપૂર્વક જવાબ માગ્યો પિત્તળનું ધન અમારી પાસેથી લ્યો, ભૂતખાનું તમે છોડી દ્યો, બાબા આદમનું એ રૂપ છે, એના ઘણા સ્વરૂપ છે જેની ખીજમત કરવી ઘટે, તેનું ખૂન કેમ કરાય ? સલામ કરીને તમે પાસ( પાર્શ્વજિનબિંબ )ને છોડો, જેથી સૌના મનની આશા પૂર્ણ થાય અમે ચાર હજાર પીરોજી( તે વખતનું ચલણી નાણું ) આપીએ

તે વખતે ગજનીખાન બોલ્યો કે લાખ રૂપિયાના મામલામાં એટલા દામથી કેમ છોડું ? સઘળો સંઘ પાછો વળ્યો હૃદયમાં ઘણું દુઃખ થયું હાહા ! દુઃખ કોને કહેવું ? મ્લેચ્છ પાસેથી પ્રતિમા કેમ લેશું ? લોકોએ વિવિધ પ્રકારના અભિગ્રહ લીધા તે ગામમાં ગહગુણવંત સંઘની વીરચંદ રહેતા હતા, તેણે પાર્શ્વનાથની મૂર્તિ છુટે ત્યાં સુધી એવો નિયમ લીધો કે પાર્શ્વનાથની મૂર્તિને પૂજ્યા પછી અન્ન જમીશ

---

સમોવસરણ શ્રીવીરનું અનતિમા સુંદર સાર,
મૂરત શ્રી**સારદ** તણીએ આ૦ મૂરત અંબાર ૯
—ઓ ઇ વડોદરાની ૯ લિ પ્રતિ

એ પછી નીલા ઘોડા પર અસ્વાર થઈ નીલા વસ્ત્ર અને શણગાર પહેરી શ્રીપાર્શ્વકુમાર ધરણેંદ્ર અને પદ્માવતી સાથે પ્રકટ થયા અને એ અભિગ્રહવાળા શેઠને કહ્યુ કે—'એ શેઠ! મારી વાત સાભળ રાત-દિવસ ભૂખ્યો શા માટે મર છે? પાર્શ્વનાથની જે ખરી મૂર્તિ હતી તે તો ગજનીખાને ભાગી નાખી, તે મૂર્તિ તો કોઈ રીતે આની શકે નહિ તુ આટલી લાઘણ શા માટે સહન કરે છે?' શેઠ બોલ્યા કે—'આ ભવમા મે જે નિયમ લીધો છે, તે જ સાર છે પાર્શ્વનાથની મૂર્તિ જો આવશે નહિ, તો મરણ એ શ્રેયસ્કર છે'

શેઠનુ એવુ નિશ્ચળ ચિત્ત જાણી ધરણેંદ્ર જાલોરમા ગયો, ગજની-ખાનને કહ્યુ કે—'તુ સૂતો છો, તે જાગ, જલદી ઊઠીને મારે પગે લાગ, મને ભિન્નમાલ નગરમા મૂક નહિતર તારા પર કલિકાલ રુઠ્યો છે, તેમ સમજજે જો હુ રુઠીશ તો બુરુ થશે અને હુ તુઠ્યો તો અપાર ઋદ્ધિ આપીશ શત્રુઓમા જય જયકાર અપાવીશ

ગજનીખાન અહકારમા આવી બોબડા બોલ બોલવા લાગ્યો કે—અરે ભૂતખાના! તુ મુજને શુ ડરાવે છે? તુ રૂઠયે કે તુઠયે શુ કરી શકવાનો હતો? મારુ ભાગ્ય મોટુ કહેવાય છે ડરે તે તો હિંદુ ગોબરા, અમે તો ખુદાના યાર છીએ મલકમા મુસલમાન મોટા છે, ભૂતખાનાના તો તે ક્ષયકારક છે અરે! મારી વાત સાભળ, તારી કાયાના ટુકડા ટુકડા કરી નાખીશ અને શેરીએ શેરીએ રગીશ હુ જોઉ છુ કે—તુ મને શુ આપે છે? રુષ્ટ થઈને અમારુ તુ શુ લે છે? મ્હારો સેવક થઈને તુ શુ આપવાનો હતો?

ગજનીખાને તે વખતે વિચાર કરી સિરોહી ગામના સાત સોની તેડાવ્યા અને તેમને કહ્યુ કે—આને ભાગીને કટકા કરો અને તેનાથી બીબી માટે નવસર હાર અને ઘોડાના ગળા માટે ઘુઘરમાળ કરો'

સોની ભાગવા ગયા તેવામા ભમરાઓનો ગુજારવ થયો અને તે જ વખતે બીબી વ્યાકુલ થઈને નાઠી મતવાળી કાળી ઘટા આકાશમા

ચડેલી જ્યારે ભાળી ત્યારે જાલોરી ખાન વ્યાકુલ થયો એ ખાન! તું પાર્શ્વનાથને કોપાવે છે! હું ધરણેંદ્ર, પાર્શ્વનાથનો પ્રધાન છું ધ્યાન ધરીને તુ જો

લશ્કરમાં માર વાગવા માંડ્યો, હાથી ઘોડાઓનો સંહાર થવા લાગ્યો ઠામ ઠામ માણસો મરવા લાગ્યા, બીખી, બેટા, બાધર અને બેલી નજરે દેખતા એકલા જવા લાગ્યા, ધીરજ વટવા લાગી જ્યાં જાલોરી સંકોસી( હાકિમ ) હતો, ત્યાં મેહ એક ટીપુ પણ વ રસ્યો નહિ, ત્યાં સખત તડકો પડવા લાગ્યો પ્રજાલોક પોકાર કરવા લાગ્યા કે— ખૂનકાર! પાર્શ્વનાથની મૂર્તિને છોડો, સૌની સાર કરો ખાને( ભિન્નમાલના હાકેમે ) કહ્યુ કે—સ્વામિ! ન છોડો, એનાથી ઘણા કામ સરશે, હવે ઘણુ ધન માગો

સૂતેલા મલેર( ગજનીખાન )ને હેઠો નાખી દીધા, તે મુખેથી 'પાર્શ્વનાથ' એવુ બોલવા લાગ્યો મૂર્તિને છોડ, તો તને છોડુ મોટેથી મર્મ પ્રહાર થાય તેમ માર્યો અંગમાં અપાર રોગ ઉત્પન્ન થયો વેદનાનો પાર જ્યો નહિ અન્ન–પાન દેખતા અરુચિ થઈ, નિદ્રા દૂર નાશી ગઈ મરણ સમય થયો તે વખતે ગજનીખાન મનમાં વિચારવા લાગ્યો કે— 'પાર્શ્વ જિનેશ્વર માન માગે છે જીવિતનુ દાન આપો હે પ્રભુ' મારી વેદના જો ગતે શમી જશે તો તમને પ્રભાતે છોડીશ ' ખાને એમ કહ્યુ એટલે વેદના શમી પછી ખાને સિંહાસન પર પાર્શ્વનાથને બેસારી, પોતાનુ માન દૂર કરી સલામ કરીને પાર્શ્વનાથને પૂજ્યા અને કહ્યુ કે— 'અલ્લા, અલખ ને આદમ તુ જ છો, તારી જોડ કોઈ નથી પીર, પેગંબર ખુદા અને સુલતાન તુ છે, બાળક પર મહેર કરો, આપની આણ કદી લોપીશ નહિ અનેક પીર છે, પરંતુ ત્રેવીશમા રાય! (પાર્શ્વનાથ!) તારા સરખો બીજો કોઈ નથી ' એમ કહી સૌ સંઘને તેડાવી પાર્શ્વનાથને સોપ્યા જાલોરનગરમાં વધામણી( ઉત્સવ ) થઈ નિત્ય નવીન વાજિંત્ર વાગવા લાગ્યા સધવા સ્ત્રીઓ ભાસ ગાવા લાગી, રંગ ભરીને ખેલો ખેલવા લાગ્યા યાચકોની આશા પૂરી થઈ

એ પાર્શ્વનાથના બિંબને રથમાં બેસારી જાલોરથી આડંબરપૂર્વક ભિન્નમાલ પહોંચાડ્યાં. સંઘવી વીરચંદ હર્ષિત થયો અને તે અવસરે તેણે મહોત્સવ કર્યો, સત્તર પ્રકારે પૂજા રચી. મોટો ઓચ્છવ કરી ચાર દિશાએ તેડાં મોકલી સૌ સંઘને તેડાવ્યો. સાધર્મિ-ભક્તિ કરી પુષ્કળ દાન આપ્યું. સંઘનું બહુમાન કરી પહેરામણી કરી. સંઘવી વીરચંદે તેર મહિને પોતાના અભિગ્રહ નિયમનું પારણું શ્રીપાર્શ્વનાથજીને પૂજીને કર્યું. શોક સંતાપ નષ્ટ થયા અને મનના મનોરથો સિદ્ધ થયા. પાર્શ્વનાથના દર્શને ચારે દિશાના સંઘ આવતા હતા, તેની ભક્તિ ભલી પેરે કરી. ચારે દિશામાં કીર્તિ વિસ્તરી. જૈનધર્મનો ઉદ્ધાર-ઉદ્યોત થયો. ૫૬૨ દિવસ પાર્શ્વપ્રભુ જાલોરમાં રહી ભિન્નમાલ પધાર્યા ત્યારે ઘરે ઘરે મંગલ-વધામણાં થયાં. પાર્શ્વજિનનું નિરીક્ષણ કરતાં સૌ સંઘનાં મન હર્ષિત થયાં. ઘેર ઘેર આનંદ ઉછળ્યો, ભવ્ય મનુષ્યો એકઠા મળ્યા. દુર્જન ચાડિયો (ગજનીખાનને સૂચની ખોટી સલાહ આપનાર) પાંચ પુત્રો સાથે મૃત્યુ પામ્યો. તેના ધનનો નાશ થયો, તેનાં ચીર રડવડ્યાં.

શાંતિજિન-મંદિરની પાસે પાર્શ્વનાથનો પ્રાસાદ વિમાન-સરખો કરાવ્યો, પૂર્વ દિશા તરફ તેનું દ્વાર રાખ્યું. તે મંદિરમાં પૂર્ણ થાભલાની પૂતળી અને કોરણી વિવિધ પ્રકારે કરવામાં આવી હતી. નવચોકી જોઈ મન મોહિત થતું હતું. પ્રદક્ષિણા સારી રીતે કરી શકાય તેવી ભમતી બનાવી હતી. સારા મુહૂર્તે પાર્શ્વનાથ પ્રભુને તે પ્રાસાદમાં સ્થાપ્યા હતા. સમવસરણના મુખ આગળ ભમતીમાં ઘણી પ્રતિમાઓ સ્થાપી. શારદાદેવીને બારણાની આગળ સ્થાપન કરી. ભવ્ય પ્રાણીઓ નિત્ય નવાં પૂજનાદિ નીપજાવતા હતા. એ ભિન્નમાલમાં જિનવરનાં પાંચ પ્રાસાદો (મંદિરો) મેરુ-સમા શોભતાં હતાં. ચારે દિશાના સંઘો મોટા આડંબરે જાત્રા કરવા આવતા હતા.'

—સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં બનેલી એ ઘટનાને તે સમયના

કવિ પુણ્યકમલે વર્ણવી છે, એ નિવાન ભિન્નમાલના પાર્શ્વનાથનુ નામ, તીર્થમાલા-ચૈત્યપરિપાટી જેવા બીજા સ્તોત્રોમા પણ જોવામા આવે છે

## ભિન્નમાલ-પાર્શ્વનાથ

ઉપર સૂચવેલી ઘટના વિક્રમની તેરમી સદીના ઉત્તરાર્ધમા બનેલી હોવાથી તે પછી થયેલા કવિઓએ ભિનમાલનુ વર્ણન કરવા છતા એ ઘટનાનો ઉલ્લેખ કર્યો નથી વિક્રમની પદરમી સદીના ઉત્તરાર્ધમા થયેલા જણાતા પ મેઘે(મેહાએ) રચેલી તીર્થમાલામા માત્ર ભિનમાલનુ જ સક્ષિપ્ત વર્ણન આ પ્રમાણે કર્યું છે —

"શ્રીજાલઉરિ નયરિ ભીનવાલી એક વિપ્ર બહુ નદ વિચાલિ
નિઉ સહસ વાણિગના ઘણા, પચિતાલીસ સહસ વિપ્રા તણા,
સાલા તાલા નઈ દેહરા પ્રાસાદે જિણ-પૂજ કરા।
મુનિવર સહસ એક પોસાલ, આદિનગર એટલઉ **ભીનમાલ**"

—પ્રાચીન તીર્થમાલા સગ્રહ (સદ્ગત શ્રીવિજયધર્મસૂરિ સશોધિત, ય વિ ગ્ર ભાવનગરથી પ્રકાશિત ભા ૧, પૃ ૫૪, કડી ૬૪ ૬૫)

વિક્રમની સત્તરમી સદીના ઉત્તરાર્ધમા તથા અઢારમી સદીના અને તે પછીના ચૈત્યપરિપાટી-તીર્થમાલાના રચનાર અનેક કવિઓએ ભિનમાલના પાર્શ્વનાથનુ સ્મરણ કર્યું છે તપાગચ્છીય વિજયસેન સૂરિના સમયમા થઈ ગયેલા પ વિનયકુશલના શિષ્ય શાતિકુશલે વિ સ ૧૬૬૭મા રચેલા ત્રીશ કડીવાળા પાર્શ્વનાથ-સ્તવનમા સૂચન કર્યું છે કે —

'ભિનમાલ ઊજેણીઇ નિવાસઈ દો જાણયો જગદીશ '

—પ્રાચીન તીર્થમાલા-સગ્રહ (ભા ૧, પૃ ૧૯૮)

એ પાર્શ્વનાથના બિંબને રથમાં બેસારી જાલોરથી આડંબરપૂર્વક ભિન્નમાલ પહોંચાડ્યા. સંઘવી વીરચંદ હર્ષિત થયો અને તે અવસરે તેણે મહોત્સવ કર્યો, સત્તર પ્રકારે પૂજા રચી મોટો ઓચ્છવ કરી ચાર દિશાએ તેડાં મોકલી સૌ સંઘને તેડાવ્યો. સાધર્મિ ભક્તિ કરી પુષ્કળ દાન આપ્યું. સંઘનું બહુમાન કરી પહેરામણી કરી. સંઘવી વીરચંદે તેર મહિને પોતાના અભિગ્રહ નિયમનું પારણું શ્રીપાર્શ્વનાથજીને પૂજીને કર્યું. શોક સંતાપ નષ્ટ થયા અને મનના મનોરથો સિદ્ધ થયા. પાર્શ્વનાથના દર્શને ચારે દિશાના સંઘ આવતા હતા, તેની ભક્તિ ભલી પેરે કરી, ચાર દિશામાં કીર્તિ વિસ્તરી. જૈનધર્મનો ઉદ્ધાર-ઉદ્યોત થયો. પ૬૨ દિવસ પાર્શ્વપ્રભુ જાલોરમાં રહી ભિનમાલ પધાર્યા ત્યારે ઘરે ઘરે મંગલ-વધામણાં થયાં. પાર્શ્વજિનનું નિરીક્ષણ કરતા સૌ સંઘના મન હર્ષિત થયાં. ઘેર ઘેર આનંદ ઉછળ્યો, ભવ્ય મનુષ્યો એકઠા મળ્યા. દુર્જન ચાડિયો(ગજનીખાનને સૂચવી ખોટી સલાહ આપનાર) પાંચ પુત્રો સાથે મૃત્યુ પામ્યો. તેના ધનનો નાશ થયો. તેના ચીર રડવડ્યા.

શાંતિજિન-મંદિરની પાસે પાર્શ્વનાથનો પ્રાસાદ વિમાન-સરખો કરાવ્યો, પૂર્વ દિશા તરફ તેનું દ્વાર રાખ્યું. તે મંદિરમાં પૂર્ણ થાભલાની પૂતલી અને બારણી વિવિધ પ્રકારે કરવામાં આવી હતી. નવચોકી જોઈ મન મોહિત થતું હતું. પ્રદક્ષિણા સારી રીતે કરી શકાય તેવી ભમતી બનાવી હતી. સારા મુહૂર્તે પાર્શ્વનાથ પ્રભુને તે પ્રાસાદમાં સ્થાપ્યા હતા. સમવસરણના મુખ આગળ ભમતીમાં ઘણી પ્રતિમાઓ સ્થાપી. શારદાદેવીને બારણાની આગળ સ્થાપન કરી. ભવ્ય પ્રાણીઓ નિત્ય નવાં પૂજનાદિ નીપજાવતા હતા. એ ભિન્નમાલમાં જિનવરના પાંચ પ્રાસાદો (મંદિરો) મેરુ-સમા શોભતા હતા. ચારે દિશાના સંઘો મોટા આડંબરે જાત્રા કરવા આવતા હતા.

—સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં બનેલી એ ઘટનાને તે સમયના

અથવા ભિન્નમાલ પર ગણ્યાધિકાર હતો–એમ શિલાલેખોના આધારે જણાય છે એ પહેલાના પ્રાચીન સમયમા વિક્રમની નવમી સદીના પૂર્વાર્ધમા ગણહસ્તી વત્સરાજની જાલોરમા રાજધાની હોવાથી એ પ્રદેશ પર અધિકાર જણાય છે ભિન્નમાલના રાજાઓનો ક્રમબદ્ધ ઇતિહાસ પ્રકાશમા આવેલો નથી, તેથી નીનારોઠ શ્રીમાલપુરથી ગાભૂ નગરીમા આવ્યા ત્યારે ત્યા કોનો અધિકાર હતો, એ સ્પષ્ટ દર્શાવી શકાતુ નથી

જૈનમ ત્રીઓની પૂર્વોક્ત પ્રાચીન પ્રાકૃત પ્રશસ્તિમા સિરિમાલ (શ્રીમાલ)પુરનો નિર્દેશ થયો છે, એ પ્રશસ્તિનુ ઉપદેશકલ્પવલ્લીમા વિમલચરિત્રમા સસ્કૃતમા રૂપાતર થયુ છે ત્યા શ્રીમાલપુરને ભિલ્લમાલ વગેરે બીજા ત્રણ નામોથી ઓળખાવેલ છે, ગૂજરાતી વિમલપ્રબધ લગભગ એને અનુસરે છે ઇંદ્રહસગણિએ ઉપદેશકલ્પવલ્લીમા પ્રાચીન સબધગ્રાહક શ્લોક ટાકેલ છે, તેમા ભિન્નમાલ નામ જોવાય છે[1] એવી રીતે ભિલ્લમાલ, શ્રીમાલ અને ભિન્નમાલ એવા અનેક નામોથી પ્રસિદ્ધિ પામેલ એ પ્રાચીન ઐતિહાસિક સ્થળના સબધમા શોધખોળ કરવામા આવે તો ઘણુ નવીન જાણવાનુ મળી આવે, પરતુ અવકાશ અને સાધન-સામગ્રીના અભાવે, તેમ જ અહી ખાસ પ્રસ્તુત ન હોવાથી એ સબધમા આટલેથી જ સતોષ માનવો પડે છે

## ગાભૂ

જૈનમ ત્રીઓની પૂર્વોક્ત વશ પ્રશસ્તિમા તથા વિમલચરિત્ર પ્રબધમા સૂચવ્યા પ્રમાણે પોરવાડ વણિક ઠક્કુર નીનાશાહે શ્રીદેવીની પ્રેરણાથી શ્રીમાલપુરથી નીકળી વિક્રમની નવમી સદીના પ્રારભમા જે નગરીનો

---

१ सम्बधग्राहकश्लोका लिख्यन्तेऽत्र मया अमी ।
पूर्वाचार्यकृता विद्वल्लोक प्रतीतिहेतवे ॥
प्राग्वाटो नीननामा प्रकटगुणगणो भिन्नमालेऽभवत् प्राक् ।
तस्माद् गाभूपुरेऽगाद् सुनरहरयुक्तत्सुतो वीरनामा ।
—ઉપદેશકલ્પવલ્લી (પૃ ૩૬ શ્લો૦ ૬૦ ૬૧)

## ભિન્નમાલ-નામ

વિક્રમની સોળમી સદીમા અને તે પછીના સમયમા ઉપર્યુક્ત શ્રીમાલપુર અથવા ભિલ્લમાલપુરનો ભિન્નમાલ-નામથી ઉલ્લેખ થયેલો જોવાય છે મીયાગામમા રહેલ વાસુપૂજ્ય-બિંબને વિ સ ૧૫૪૯મા પોતાના માત-પિતાના તથા પોતાના શ્રેય માટે કરાવનાર શ્રીશ્રીમાલી જ્ઞાતિનો ઉદેસી શ્રાવક ભિન્નમાલ-નિવાસી હતો એમ બ્રહ્માણગચ્છીય શીલગુણસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી એ જ પ્રતિમાના લેખથી જણાય છે (જુઓ બુદ્ધિ જૈનપ્રતિમા-લેખસંગ્રહ ખ ૨, લે ૨૮૧)

—વિક્રમની સત્તરમી સદીમા થઈ ગયેલા તપાગચ્છના મુક્તિસાગરજી, ઉપાધ્યાયપદ મળ્યા પછી વિ સ ૧૬૮૦મા ભિન્નમાલમા પધાર્યાનુ વર્ણન રાજસાગરસૂરિ-નિર્વાણ રાસમા છે (જુઓ જૈન ઐ ગૂ કાવ્યસંચય, પૃ ૪૮)

—વિક્રમની અઢારમી સદીમા રાઠોડ અજિતસિંહના રાજ્યાધિકાર સમયમા તપાગચ્છના પ ન્યાયસાગરજીનો જન્મ એ જ ભિન્નમાલમા વિ સ ૧૭૨૮મા થયો હતો અને ઉત્તમસાગરજીએ વિ સ ૧૭૭૭નુ ચોમાસુ એ ભિન્નમાલમા જ કર્યું હતુ-એમ ન્યાયસાગર-નિર્વાણરાસથી જણાય છે (જુઓ જૈન ઐ ગૂ કા સંચય, પૃ ૬૯, ૭૩)

## ભિન્નમાલના રાજાઓ

વિ સ ૧૩૩૩ આસો શુ ૧૪ને દિવસે વીરજિનની પૂજા માટે દેવદાય તરીકે નવીન શાસનનો પ્રબંધ થયો, તે વખતે શ્રીમાલ પર ચાચિગદેવનો રાજ્યાધિકાર હતો (જુઓ જિનવિ પ્રાચીન જૈન લેખ સંગ્રહ, ભા ૨, લે ૪૦૨), બોમ્બે ગેઝીટિયર ભા ૧, પૃ ૪૭૨ થી ૪૭૬, ૪૮૦, ૪૮૪ ૨૮૩ અને ૨૮૬ પરથી જણાય છે કે વિ સ ૧૨૩૯મા જયતસિંહનો, ૧૨૬૨ થી ૧૨૭૪મા ઉદયસિંહનો વિ સ ૧૩૩૩ થી ૩૪મા ચાચિગદેવનો અને ૧૩૩૯ થી ૧૩૪૫મા સામતસિંહનો શ્રીમાલ

સુપ્રસિદ્ધ વિદ્વાન્ શીલાંક આચાર્યે આચારાંગસૂત્રની વૃત્તિની રચના વિ સં ૯૧૯માં એ જ ગાંભૂ ગામમાં કરી હતી—એનું સૂચન ઉપર થઈ ગયું છે એ સિવાય શક સં ૮૭૧ (વિ સં ૯૫૬)માં આ જ ગાંભૂ ગામમાં નિવાસ કરી સિદ્ધાંતિક યક્ષદેવના શિષ્ય પાર્શ્વે ત્યાંના જિનાલયમાં શીલવાન્ બહુશ્રુત શ્રાવક જંબૂનામ(ગ)ની સાહાય્યથી યતિપ્રતિક્રમણ સૂત્ર અને શ્રાવકપ્રતિક્રમણસૂત્રનું વ્યાખ્યાન ચૈત્ર માસની પંચમીએ રચ્યું હતું,[1] જેની વિ સં ૧૨૭૮માં લખાયેલી તાડપત્રીય પુસ્તિકા અત્યાર પણ પાટણમાં સંઘવીના પાડાના જૈનભંડારમાં વિદ્યમાન છે (જુઓ પત્તનીયજૈનભાંડાગારગ્રંથસૂચી, પૃ ૧૮, ૧૯)

અહીં કેટલુંક પ્રાસંગિક સૂચન કરવાનું છે કે—રાજકોટ વૉટસન મ્યુઝિઅમના ક્યુરેટર ઇતિહાસપ્રેમી સાક્ષર દત્તાત્રેય બાલકૃષ્ણ ડિસકળકર એમ એ એમણે ભાવનગરમાં સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્ આગળ 'ગુજરાતના ધાર્મિક ઇતિહાસની રૂપરેખા' નામનો નિબંધ રજૂ કરેલો, જે 'યુગધર્મ' માસિકના ૧૯૮૦ના ચૈત્રના અંકમાં પ્રકટ થયેલો જોવાય છે તેમાં 'બુદ્ધકાળ' સંબંધી ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે—"તથાપિ આપણા ગુજરાત દેશમાં જૈનધર્મનો પ્રવેશ તે વખતે તો થયેલો દેખાતો નથી જ પણ હું આગળ બતાવું છું તે પ્રમાણે સેંકડો વરસ સુધી થયો ન હતો "

એ જ લેખમાં આગળ ઉપર જણાવ્યું છે કે—

---

[1] 'अष्टाना शकनृपते, शतानि चाष्टा गतानि विंशत्या।
अधिकायेकाधिकया मासे चैत्रे तु पञ्चम्या॥
नीत समाप्तिमेतत्, सिद्धान्तिकयक्षदेवशिष्येण।
प्रतिचरणाया किंचिद्, व्याख्यान पार्श्वनाम्ना तु॥
श्रावको जम्बुनामा(गा)स्य शीलवान् सुबहुश्रुत।
साहाय्याद् रचित तस्य गम्भूताया जिनालये॥

—પાટણ જૈનભંડાર ગ્રંથસૂચી (પૃ ૧૮)

આશ્રય લીધો હતો, જ્યાં જવાથી નીનાશાહનો હાથી ઘોડાની સમૃદ્ધિવાળો અદ્ભુત અભ્યુદય થયો હતો જ્યાંથી નીનાશાહને વનરાજ નરપતિ સન્માનપૂર્વક અણહિલવાડ પાટણમાં લઈ ગયો હતો, તે ગાંભૂ ગામ પાટણથી લગભગ બાર ગાઉના જ અંતર પર આવેલું છે વિક્રમની આઠમી, નવમી અને દસમી સદીમાં એ નગરી સુસમૃદ્ધ હતી એ સમયમાં ત્યાં શ્રીમાન્ જૈનો વસતા હતા, જૈનમંદિર અને ઉપાશ્રય ત્યાં હતા, સમર્થ જૈનાચાર્ય અને જૈન મુનિઓએ ત્યાં નિવાસ કરી અનેક ગ્રંથો રચ્યા હતા—એમ ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થાય છે

સુપ્રસિદ્ધ શીલાંકાચાર્ય કે જેઓ નિર્વૃતિગચ્છના માનદેવસૂરિના શિષ્ય હતા[1] અને જેમનું વિમલમતિ એવું તાત્ત્વિક સાર્થક નામ હતું,[2] જેમણે આચારાંગ અને સૂત્રકૃતાંગ સિદ્ધાંતોની સંસ્કૃતમાં વિસ્તૃત વ્યાખ્યા રચી હતી અને જેણે પ્રાકૃતભાષામાં સાડાબારહજાર શ્લોક પ્રમાણ અત્યુત્તમ ગદ્યપદ્ય ચઉપ્પન્ન-મહાપુરિસચરિય રચેલ છે આ શીલાંકાચાર્યે શક સં ૭૮૪ (વિ સં ૯૧૯)માં ગંભૂતા (ગાંભૂ)માં રહીને આચારાંગસૂત્રની ટીકા રચી હતી[3]

આ તે જ ગાંભૂ ગામ છે કે જેને પ્રાચીન ગ્રંથકારોએ પ્રાકૃતભાષામાં ગંભૂય અને સંસ્કૃતભાષામાં ગંભૂતા, ગંભૂત્રા એવા નિર્દેશથી ઓળખાવેલ છે વિક્રમની દસમી સદીમાં ત્યાં જિનાલય હતું જૈન સાધુઓ એ તરફ વિચરતા હતા જૈન વિદ્વાનો ત્યાં નિવાસ કરી ગ્રન્થ રચના કરતા હતા, શીલવાન્ અને બહુશ્રુત શ્રાવકો ત્યાં વસતા હતા—એમ ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થાય છે

૧ જુઓ જેસલમેરભા૦ ગ્રંથસૂચી (અપ્રસિ૦ પૃ ૪૩ ૪૪)

૨ જુઓ અપભ્રંશકાવ્યત્રયી (ભૂમિકા પૃ ૧૧૦)

૩ शकनृपकालातीत संवत्सरशतेषु सप्तसु चतुरशीत्यधिकेषु वैशाखपञ्चम्यां आचारटीका दृब्धेति।

शीलाचार्येण कृता गम्भूतायां स्थितेन टीकैषा।

જૈનાગમે કરતા પોતાની પ્રાચીનતા જણાવનાર દિગંબર ભટ્ટારક મુનિ દેવસેને ૯૯૦મા માઘ શુ ૧૦ને દિવસે ધારામા વસતા પાર્શ્વનાથ મંદિરમા રચેલા દર્શનસાર૧ નામના પ્રાકૃત ગ્રંથમા સૂચવ્યુ છે કે—'વિક્રમ રાજના મરણ પછી ૧૩૬મા વર્ષમા સોરઠ વળામા શ્વેતાંબર સંઘ ઉત્પન્ન થયો૨' એ કથન પરથી ગૂર્જરાતમા શ્વેતાંબર જૈનોની વિદ્યમાનતા ચાવડાકાળ પહેલા સેંકડો વર્ષોથી હતી એમ સૂચિત થાય છે

ના ડિસકળકર જેવો મત ધરાવનારાની માન્યતાનો વિરોધ કરી આ સ્થળે મારે સ્પષ્ટ સૂચવવુ જોઈએ કે ચૌલુક્યકાળ પહેલા પણ સેંકડો વર્ષોથી ગૂર્જરાતમા જૈનધર્મ પ્રસરેલ હતો ચૌલુક્યકાળ પહેલા પણ સેંકડો વર્ષોથી જૈનતીર્થો અને મંદિરો બનેલા હતા, ચૌલુક્યકાળ પહેલા પણ સારી સંખ્યામા જૈન આચાર્યો અને મુનિઓ ગૂર્જરાતમા વિચર્યા હતા ચૌલુક્યકાળ પહેલા પણ મહત્ત્વશાલી શ્રીમાન્ શ્રાવકો-જૈન ગૃહસ્થો સારી સંખ્યામા આ ગૂર્જરાતમા વસતા હતા તેના અનેક પ્રમાણો દર્શાવી શકાય તેમ છે જેમાના કેટલાક આ ચાલુ લેખમા પ્રસંગોપાત્ત ઉપર દર્શાવ્યા છે

ચૌલુક્યકાળ પહેલાના મળી આવતા તામ્રશાસન પત્રો અથવા શિલાલેખોમા જૈનધર્મ સંબધી નિર્દેશ ન હોય એટલા ઉપરથી જ તે કાળ પહેલા ગૂર્જરાતમા જૈનધર્મનો પ્રવેશ થયો ન હતો અથવા ગૂર્જરાતમા

૧ 'पुव्वायरिय-कयाइ गाहाइ (?) सचिऊण य एत्था ।
सिरिदेवसेणगणिणा धाराए स(सं)वसंतेण ॥
रइओ दंसणसारो मव्वाण णवसयए णउए ।
सिरिपासणाहगेहे, सुपविस्त माहसुद्धदसमीए ॥

—પ્રેમી ન રિ પૃ ૭૮

૨ 'छत्तीसे वरिससए विक्कमरायस्स मरणपत्तस्स ।
सोरह(ट्ठे) वली(लहीए) सेवडसंघो समुप्पण्णो ॥

—પ્રેમી ન રિ ૩ પૃ ૭૫

' આ સબંધમા એક વિશેષ વાતની નોંધ કરવી પડે છે, તે એ કે ગૂજરાતમા ચૌલુક્યકાળ સુધી એટલે ઈ સ ૧૦૦૦ પહેલાના જૈનધર્મ સબધી ક્યાય પણ ઉ લેખ મળતો નથી "

"આવા અનેક કારણોને લીધે એમ માનવુ પડે છે કે તે વખતે વલભીમા તો શુ પણ ગૂજરાતમા જૈનધર્માનુયાયીઓ ન હતા, અને કદાચ હશે તો બહુ જ થોડા અને વિશેષ મહત્ત્વના ન હતા "

"આ બધા વિવેચનથી એમજ કહેવુ પડે છે કે ગુજરાતમા સૌથી પહેલા જૈન લેખ ચૌલુક્યકાલીન જ છે તે પહેલા જૈનધર્મનુ કાઈ ચિહ્ન મળતુ નથી

"ચૌલુક્યકાળ ગૂજરાતમા એક ઉત્કૃષ્ટ કાળ હતો તેમા જ જૈન ધર્મનુ નામ ગૂજરાતમા પ્રથમ જાણવામા આવ્યુ, અને તે કાળમા જ જૈનધર્મની મહત્તા અતીવ વધી ગઈ ઇત્યાદિ (યુગધર્મ સ ૧૯૮૦ ચૈત્ર, પૃ ૨૪-૩૪)

ના ડિસકળકરે પોતાના પૂર્વોક્ત અનુમાનને દૃઢ કરવા જૈનોની બે ચાર પ્રાચીન માન્યતાઓને એ જ લેખમા દતકથા જણાવી અવિશ્વાસ પાત્ર સૂચવી છે જેમા વીર નિર્વાણસવત્ ૯૮૦ (વિ સ ૫૧૦)મા દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ દ્વારા વલભી(વળા)મા થયેલ જૈન સિદ્ધાતોની લેખન પ્રવૃત્તિ અને [1]વીરનિર્વાણ સવત ૯૯૩ (વિ સ ૫૨૩)મા આનદપુર(વડનગર)મા ધ્રુવસેનરાજાની સમક્ષ સભામા થયેલ કલ્પસૂત્રની વાચન પ્રવૃત્તિવાળી ઘટનાને પણ દતકથારૂપ અને અવિશ્વાસપાત્ર સૂચવેલ છે પરંતુ કલ્પસૂત્રમા મહાવીરચરિત પછી મૂકાયેલા એ આશય વાળા પ્રસિદ્ધ સૂત્ર પર ચૂર્ણિ, ટિપ્પન અને વૃત્તિઓ રચનારા પ્રાચીન અનેક વિદ્વાનોએ એ સબધમા ઘણો ઊહાપોહ કરેલ હોવાથી એ કથનને દતકથા જણાવી અવિશ્વાસપાત્ર સૂચવવુ અયોગ્ય છે બીજી તરફથી

---

[1] રા ડિસકળકરના એ લેખમા ઈ સ જણાવેલ છે

શ્વેતાંબરો કરતા પોતાની પ્રાચીનતા જણાવનારા દિગબર ભટ્ટારક મુનિ દેવસેને ૯૯૦મા માઘ સુ ૧૦ને દિવસે ધારામા વસતા પાર્શ્વનાથ મદિરમા રચેલા દર્શનસાર[1] નામના પ્રાકૃત ગ્રથમા સૂચવ્યુ છે કે—' વિક્રમ રાજના મરણ પછી ૧૩૬મા વર્ષમા સોરઠ વળામા શ્વેતાંબર સઘ ઉત્પન્ન થયો [2] ' એ કથન પરથી ગૂજરાતમા શ્વેતાબર જૈનોની વિદ્યમાનતા ચૌલુક્યકાળ પહેલા સેકડો વર્ષોથી હતી એમ સૂચિત થાય છે

ન ડિમ્કળકર જેવો મત ધરાવનારાની માન્યતાનો વિરોધ કરી આ સ્થળે મારે સ્પષ્ટ સૂચવવુ જોઈએ કે ચૌલુક્યકાળ પહેલા પણ સેકડો વર્ષોથી ગૂજરાતમા જૈનધર્મ પ્રસરેલ હતો ચૌલુક્યકાળ પહેલા પણ સેકડો વર્ષોથી જૈનતીર્થો અને મદિરો બનેલા હતા ચૌલુક્યકાળ પહેલા પણ સારી સખ્યામા જૈન આચાર્યો અને મુનિઓ ગૂજરાતમા વિચર્યા હતા ચૌલુક્યકાળ પહેલા પણ મહત્ત્વશાલી શ્રીમાન્ શ્રાવકો-જૈન ગૃહસ્થો સારી સખ્યામા આ ગૂજરાતમા વસતા હતા તેના અનેક પ્રમાણો દર્શાવી શકાય તેમ છે જેમાના કેટલાક આ ચાલુ લેખમા પ્રસગોપાત્ત ઉપર દર્શાવ્યા છે

ચૌલુક્યકાળ પહેલાના મળી આવતા તામ્રશાસન પત્રો અથવા શિલાલેખોમા જૈનધર્મ સબધી નિર્દેશ ન હોય એટલા ઉપરથી જ તે કાળ પહેલા ગૂજરાતમા જૈનધર્મનો પ્રવેશ થયો ન હતો અથવા ગૂજરાતમા

---

१ ' पुव्वायरिय-कयाइ जगा हो (?)इ सचिऊण य सत्था ।
सिरिदेवसेणमुणिणा धाराए व(म)वसतेण ॥
रइओ दसणसारो भव्वाण णवसयए णउए ।
सिरिपासणाहगेहे सुपविसे माहसुद्धदसमीए ॥

—પિટર્સન રિ ૩ પૃ ૩૭૯

२ ' छत्तीसे वरिससए विक्कमरायस्स मरणपत्तस्स ।
सोरहे(ट्ठे) वली(ल्हीए) सेवडसघो समुप्पण्णो ॥

—પિટર્સન રિ ૩ પૃ ૩૭૫.

જૈનધર્માનુયાયીઓ ન હતા—એવા અનુમાન પર આવવું એ સાહસભર્યું લેખાય તામ્રશાસનપત્રો, શિલાલેખો જેવા અનેક ઐતિહાસિક સાધનો અનેક કારણે વિનષ્ટ થયેના છે જૈનોને પણ કાળ ગતે ઉન્નતિ અવનતિના વિષમ ક્રમમાંથી પસાર થવું પડયું છે અજ્ઞાની વિદ્વેષીઓએ અનેક તામ્ર પત્રોને, અરે ! પરમપ્રિય દેવમૂર્તિઓને ગળાવી નાખેલ છે અનેક શિલા લેખોને છિન્ન ભિન્ન નષ્ટ ભ્રષ્ટ કરી નાખેલ છે, ભૂમિશરણ, જલશરણ અને અગ્નિ શરણ કરેલ છે અનેક શિલાલેખો કાળક્રમે ઘસાઈ ગયા છે, અનેક શિલાલેખોને દ્વેષીઓએ ઘસાવી નાખેલ છે અનેક શિલાલેખો પર અજ્ઞાનથી ચૂના માટીના થર લગાડયા છે, અનેક શિલાલેખો દીવાલોમા ચણાયા છે અનેક જૈનમંદિરો અને મંદિરોના અંશો મસ્જિદોના રૂપમા અને અન્ય દેવમંદિરોમા ફેરવાયા છે અનેક જૈનમંદિર ભૂમિશરણ થયા છે અનેક જૈન દેવોની મૂર્તિઓ હિંદુઓના મંદિરોમા પોતાના દેવ દેવીના રૂપમા ફેરવાઈ જુદા જુદા નામોથી ઓળખાય છે એ મધ્યસ્થ દૃષ્ટિવાળા શોધક સજ્જનોથી અજાણ્યું નથી એવી રીતે અજ્ઞાન, વિદ્વેષ, સત્તા બળ વગેરે અનેક કારણે થયેલા અનેક આક્રમણોમાથી પસાર થતા બહુ થોડા જ ઐતિહાસિક સાધનો અવશિષ્ટ રહેલા છે અવશિષ્ટ રહેલા સાધનોની પણ વિચક્ષણતાથી ગવેષણા કરનાર પુરાતત્ત્વપ્રેમી ઇતિહાસ રસિક શોધક સજ્જનો બહુ થોડા છે, એમને ઉત્તેજન આપનાર સહાયકો અને એ વિષયના પ્રેમીઓ બહુ થોડા છે એવા સાધનોના પ્રતાપ બચેલા સાધનો જ્યારે પ્રકાશમા આવશે ત્યારે કાલ્પનિક અનુમાનો અવશ્ય ફેરવવા પડશે

તામ્રશાસનો અને શિલાલેખો સિવાય અનેક આક્રમણોમાથી બચી ગયેલા તાડપત્રીય અને કાગળો પર લખાયેલા પ્રાચીન ગ્રંથોને અને પ્રાચીન ગ્રંથકારોએ રચેલી પ્રશસ્તિઓને પણ આપણે ઐતિહાસિક વિશ્વસનીય સાધન તરીકે પ્રમાણભૂત ગણવી જોઈએ એ સાધનો પરથી વિદિત થાય છે કે—શ્રીશત્રુંજય, ગિરનાર જેવા અનેક પ્રાચીન જૈન

તીર્થો અને જૈનમંદિરો ચૌલુક્યકાળ પહેલા પણ સૌરાષ્ટ્ર ગૂજરાતમા વિદ્યમાન હતા કે જે તીર્થોનુ સ્મરણ ચૌલુક્યકાળ પહેલા રચાયેલા કુવલયમાલાકથા જેવા અનેક ગ્રંથોમા થયેલુ છે

આ લેખમા જ પૃ ઉપર પ્રસંગોપાત્ત સૂચની ગયો છુ કે—શક સં ૭૦૦ (વિ સં ૮૩૫)મા જાબાલિપુરમા રણહસ્તી વત્સરાજ રાજાના રાજ્યસમયમા રચાયેલી અને વિ સં ૧૧૩૯મા તાડપત્ર પર લખાયેલી જેસલમેરના કિલ્લાના ભંડારમા રહેલી દાક્ષિણ્યચિહ્નસૂરિની પ્રાકૃત ભાષામય કુવલયમાલા કથા ગ્રંથની પ્રશસ્તિમા કવિએ પોતાની ચોથી પેઢી પર થયેલા પૂર્વજ યક્ષદત્તગણિના શિષ્યો સંબંધી પરિચય કરાવતા સૂચવ્યુ છે કે— તપ શક્તિ અને વચન લબ્ધિ સંપન્ન તેના ઘણા શિષ્યોએ ગૂર્જરાત દેશને દેવઘરો(મંદિરો)થી રમણીય બનાવ્યો હતો[1] એ ઉપરથી શુ સૂચિત થાય છે? શક સં ૭૮૪(વિ સં ૯૧૯)મા પાટણ પાસે આવેલ ગંભૂતા(ગાંભૂ)મા રહીને શીલાંક આચાર્યે આચારાંગસૂત્રની વૃત્તિ રચી હતી તથા શક સં ૮૨૧(વિ સં ૯૫૬)મા એ જ ગાંભૂ ગામમા રહી પાર્શ્વ નામના વિદ્વાન્ સાધુએ જિનાલયમા યતિશ્રાવક પ્રતિક્રમણસૂત્રની વૃત્તિ રચી હતી, અને વનરાજ ચાવડાના આગ્રહથી એ જ ગાંભૂ ગામથી પાટણમા ગયેલ શ્રીમાલપુરના પોરવાડ વણિક નીનારકે પાટણમા ઋષભજિનમંદિર કરાવ્યુ હતુ—એ ઉપર સૂચવાઈ ગયેલ છે અને વનરાજ ચાવડાને આશ્રય આપનાર શીલાંક આચાર્ય ચૌલુક્યકાળ પહેલા ગૂર્જરાતમા જ વિચરતા હતા પંચાસરપાર્શ્વનાથના મંદિરને વનરાજ ચાવડાએ ચૌલુક્યકાળ પહેલા જ પાટણ (ગૂજરાત)મા જ બંધાવ્યુ હતુ—એ વગેરે આ લેખમા આગળ ઉપર સપ્રમાણ જોવામા આવશે એ ઉપરથી શુ સિદ્ધ થાય છે?

---

[1] ' तस्स य पहुयसीसा तववीरिअ-वयण-लद्धि सपण्णा।
**रम्मो गुज्जरदेसो जहिं कओ देवहरएहिं॥**
—અપભ્રંશ કાવ્યત્રયી (ભૂમિ । પૃ ૯૦)

સુપ્રસિદ્ધ કવિ કુંજર સિદ્ધર્ષિએ ઉપમિતિભવપ્રપંચા નામની સુબોધક સુવિસ્તૃત કથા ચૌલુક્યકાળ પહેલાં વિ સં ૯૬૨મા ગુજરાતની એક વખતની રાજધાની ભિલ્લમાલમા રહી જૈનમંદિરમા રચીને સમાપ્ત કરી હતી, જે ઉપર ભિલ્લમાલનો પરિચય કરાવતાં જણાવ્યું છે—એ ઉપરથી શુ સૂચિત થાય છે?

ઉપર જણાવેલા વિશ્વસનીય પ્રમાણોને મધ્યસ્થ બુદ્ધિથી વિચારનાર વિદ્વાન સ્વીકારશે જ કે—"ચૌલુક્યકાળ પહેલાં પણ સેંકડો વર્ષોથી જૈનધર્મ અને જૈનો ગૂજરાતમા ગૌરવથી પ્રતિષ્ઠિત હતા" અને આશા છે કે રા ડિસકળકર જેવા મહાશય ઉપરના ઉલ્લેખો પર દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી પોતાની માન્યતામા સુધારો કરશે

## ભ્રમ-નિવારણ

વલભીભંગનો વિષમ સમય (વિ સં ૮૪૫) આવતાં પહેલાં વલભીમાથી કેટલીક જૈન મૂર્તિઓ અન્યત્ર ગઈ હતી, જેમાની એક મહાવીરની મૂર્તિ શ્રીમાલપુરમા ગઈ હતી—એ સબંધી અનેક ઉલ્લેખો અમે આ જ લેખમા ઉપર સૂચવ્યા છે એ પરથી સિદ્ધ થાય છે કે વિક્રમની નવમી સદી પહેલાં વલભી(વળા)મા જૈનમંદિરો વિદ્યમાન હતા, તે સાથે તે સમયમા જૈનોની સંખ્યા પણ સારી રીતે હોવી જોઈએ એ સ્પષ્ટ છે

બીજા એક જાણીતા નવલકથાકાર ઠક્કુર નારાયણ વિસનજી, રા ડિસકળકરના ઉપરના મતથી વિરુદ્ધ રીતે પ્રકારાંતરે ચૌલુક્યકાળ પહેલાં વલભીમા જૈનધર્મની મહત્તા અને જૈનમંદિરોનુ અસ્તિત્વ સ્વીકારવા છતાં બીજી તરફથી જૈનધર્મ તરફ પોતાનો પ્રદ્વેષ પ્રકટ કરતા 'અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ' એ નામની 'ગૂજરાતી'ની ૩૪મી ભેટબુકમા જણાવે છે કે—

"અચાનક દાક્ષિણાત્ય શીશંકરાચાર્યે શાસ્ત્રાર્થમા વૈષ્ણવધર્મીઓને

પરાસ્ત કર્યાની વાર્તા શીલાદિત્યના સાંભળવામાં આવી અને તેથી તેણે શ્રીશંકરાચાર્યને બૌદ્ધ તથા જૈનધર્મના ખંડન માટે વલભીનગરમાં પધારવાનું અત્યંત વિનયપૂર્વક આમન્ત્રણ કર્યું કારણ કે વલભીનગરમાં તે વેળાએ અનેક બૌદ્ધ વિહારો અને જૈન મંદિરો અસ્તિત્વ ધરાવતા હતા અને તે સર્વ ધર્મસ્થાનને બદલે અધર્મના સ્થાનો થઈ પડેલા હોવાથી શીલાદિત્યની એ અધર્મનો ધ્વંસ કરીને શંકરાચાર્યના સ્માર્તધર્મને પોતાના રાજ્યમાં અગ્રસ્થાન આપવાની પરમ આકાંક્ષા હતી " અનંગભદ્રા (પૃ ૮૪ ૮૫)

એ જ નવલકથાકાર એ જ ફકરાની ટિપ્પણીમાં સૂચવે છે કે—

'આપણી નવલકથાના કાળથી લગભગ ૧૨૫ વર્ષ પૂર્વે એટલે ઈ સ ૬૪૦માં ચીની પ્રવાસી હ્યુએનસંગ ભારતવર્ષમાં આવ્યો હતો × × હ્યુએનસંગ એક બૌદ્ધ હોવાથી જૈનધર્મની પણ વલ્લભી નગરમાં તે સમયમાં કેટલી મહત્તા હતી એ વિષેનો ઉલ્લેખ તેણે કર્યો નથી × ×'

આ પરથી રા ઠક્કુર વિક્રમની સાતમી સદીમાં વલભી નગરીમાં જૈનમંદિરોનું અસ્તિત્વ અને જૈનધર્મનું મહત્ત્વ સ્વીકારે છે, તેમ છતાં ઈ સ ૭૬૫ (વિ સ ૮૨૧) લગભગમાં વલભીના એ સર્વ ધર્મસ્થાનો અધર્મના સ્થાનો થઈ પડયા હતા—તેમ સૂચવે છે અને એ અધર્મનો ધ્વંસ કરવા અને શંકરાચાર્યના સ્માર્તધર્મને અગ્રસ્થાન અપાવવાની પરમ આકાંક્ષાથી શીલાદિત્યે શંકરાચાર્યને આમંત્રણ કર્યું હોવાનું જણાવે છે, પરંતુ એ કથનમાં ઐતિહાસિક વિશ્વસનીય પ્રમાણ શું છે? તે દર્શાવવા તેમણે તસ્દી લીધી નથી—એટલે એ કથન અપ્રામાણિક જણાય છે

જૈનો તરફ પરમ પ્રેમ (?) દર્શાવતા એ જ રા ઠક્કુરે વલભી વિનાશ વખતના (વિક્રમની નવમી સદીના) જૈનસાધુઓને તાન્ત્રિક ધર્મના

ઉપાસક થયેના સૂચવ્યા છે અને તેમ થવામા હેતુ, બૌદ્ધધર્મની પ્રતિસ્પર્ધાથી જૈનધર્મના અનુયાયિજનોની સખ્યા વધારવા જૈનસાધુઓમા તાન્ત્રિકમત અને શાક્તધર્મના અનાચારોનો સપૂર્ણ પ્રચાર થયા અને એ કારણથી જૈનધર્મમા લોક સખ્યાની વૃદ્ધિ થતી હોવાનુ ભયકર વિધાન કર્યું છે—

"તાન્ત્રિક મત અને શાક્તધર્મની ભ્રષ્ટતાનો કેવળ બૌદ્ધધર્મના ભિક્ષુઓ, ભિક્ષુકાઓ તથા અનુયાયીઓમા જ પ્રસાર થયો હતો એમ માની લેવાનુ નથી કારણ કે જૈનધર્મ તે સમયમા બૌદ્ધધર્મનો પરમ પ્રતિસ્પર્ધી કિંવા શત્રુ હોવાથી બૌદ્ધધર્મની પ્રતિસ્પર્ધાથી જૈનધર્મના અનુયાયિજનોની સખ્યાને વધારવા માટે ઘણાખરા જૈનસાધુઓ પણ એ તાન્ત્રિક ધર્મના ઉપાસક થયા હતા અને તેથી તેમનામા પણ તે ધર્મના ઉપર્યુક્ત અનાચારોનો સપૂર્ણ પ્રચાર થઈ ગયો હતો આ કારણથી જૈનધર્મમા પણ લોકસખ્યાની વૃદ્ધિ થતી જતી હતી "

—અનગભદ્રા (પૃ ૪૦)

* પ્રથમ જૈનધર્મના સાધુઓ શ્વેત વસ્ત્ર પરિધાન કરતા હતા, પરતુ જ્યારથી અસખ્ય જૈન સાધુઓએ તાન્ત્રિક ક્રિયાઓને સ્વીકારીને મલિન જપ તપ તથા માસ બલિદાન આદિથી દેવી પિશાચ તથા વેતાલ આદિની આરાધના અને વશીકરણ આદિ સિદ્ધિ માટે સાધના કરવા માડી અને તેમના આચારો અનાચારના રૂપમા ફેરવાતા ગયા એટલે પછી જે સાધુઓ શુદ્ધ ચરિત અને પવિત્ર હતા તેમણે એ ભ્રષ્ટ જૈન સાધુઓથી પોતાની ભિન્નતા ને દર્શાવવા માટે શ્વેત વસ્ત્રને બદલે પીત (પીળા) વસ્ત્ર પરિધાન કરવા માડ્યા કે જે રૂઢિ અત્યારસુધી પણ તેમનામા ચાલી આવે છે અત્યારે શ્વેતવસ્ત્રધારક સાધુઓ જૈનધર્મમા ગોરજીના નામથી અને પીતવસ્ત્રધારી સાધુઓ સાધુના નામથી ઓળખાય છે એ ગોરજીઓ જૈનસાધુ કરતા સુખલાલસામા અધિક તલ્લીન હોય છે જૈનધર્મના નિયમોનુ સાધારણ સ્વરૂપમા જ પાલન કરે છે અને અદ્યાપિ મત્રવિદ્યા તત્રવિદ્યા તથા પિશાચ-સાધના આદિ મલિન

એ જ નવલકથાકારે એથી આગળ વધીને એ જ નવલકથામા દ્વિતીય ખડમા વલ્લભીપુરનો વૈભવ દર્શાવતા "વલ્લભી કે વૈકુઠ" નામના પ્રકરણમા એક વિચિત્ર વાર્તા દતકથાના રૂપમા મૂકી છે, કે જેમા જૈનોને માથે મિથ્યા કલક મૂકી જૈનધર્મના સદાચારી સાધુને અને એક ભલા રાજાને વિપરીત રૂપમા ચિતરીને જન સમાજની દૃષ્ટિએ તેમને હલકા પાડવાનો અણઘટતો પ્રયત્ન કર્યો છે એ લેખક, વલ્લભીમા તે વખતે એકસો શિવાલયો એકસો બૌદ્ધ મઠો અને પચીસેક જૈનધર્મના મદિરો તે વખતે હોવાનુ જણાવ્યા (પૃ ૪૯) પછી જણાવે છે કે—

જૈનધર્મનુ વલ્લભીનગરમા સર્વોત્કૃષ્ટ તરીકે ગણાતુ 'ઋષભદેવ'નુ મદિર હતુ અને દેશદેશાન્તરમા તેની એટલી બધી ખ્યાતિ હતી કે અસખ્ય જૈન યાત્રાળુઓ એ મદિરમાની ઋષભદેવની પ્રતિમાના દર્શન માટે વલ્લભીપુરમા સતત આવ્યા કરતા હતા લોકોમા એ જૈનમદિર વિશે એવી દતકથા પ્રચલિત હતી કે, એ મદિર જૈનધર્મના એક યતિએ રાજા ગુહસેનના સમયમા બધાવ્યુ હતુ તે જૈન યતિ અત્યત ધનાઢ્ય

---

વિદ્યાઓના અગ્રેસર નેતા મનાય છે એ શ્વેતવસ્ત્રધારી જૈનસાધુઓ એ મલિન તન્ત્રવિદ્યાને વ્યવહારમા યોજવાના વ્યવસાયમા કેટલી સીમા પર્યન્ત આગળ વધ્યા હતા એના ઈતિહાસમાં પણ કેટલાક પ્રમાણો મળી આવે છે પરતુ વિસ્તારના ભયથી તે અહીં આપી શકાયા નથી બૌદ્ધધર્મ પ્રમાણે જ જૈન ધર્મમા પણ તે સમયમા ભિન્ન ભિન્ન અને વિભાગ પડી ગયા હતા તેમાના દિગબર શ્વેતાબર અને સ્થાનકવાસી એ ત્રણ વિભાગો મુખ્ય હતા અને બીજા જે ઉપવિભાગો હતા તે ગચ્છના નામથી ઓળખાતા હતા કે જે વિભાગો તથા ઉપવિભાગો અત્યારે પણ જૈનધર્મમા પૂર્વ પ્રમાણે જ અવિચલ રહેલા જોવામા આવે છે સાધુઓની આવી સ્થિતિ થવાથી જૈનધર્મની સાધ્વી (આર્યા અથવા આરજા) ઓની નીતિરીતિમા પણ દુરાચારનો સચાર થાય એ સર્વથા સ્વાભાવિક જ હતુ

—અનગભદ્રા (પૃ ૪૦ની ટિપ્પણી)

હોવા સાથે પોતાના ધર્મનો એટલો બધો અભિમાની હતો કે જેને ધર્માભિમાનની કશી સીમા જ નહોતી આપણી નવલકથાના કાળમાં જે સ્થાનમાં ઋષભદેવનું એ મંદિર ઊભું હતું, તે સ્થાનમાં રાજા ગુહસેનના સમયમાં એક શિવમંદિર હતું અને તે સ્થાન તે જૈન યતિને ઉત્તમ લાગવાથી તે યતિએ રાજા પાસે જઈને કહ્યું કે, "જો આ શિવમંદિરને તોડી પાડીને એ સ્થાનમાં અમારા તીર્થંકર ઋષભદેવનું જૈનમંદિર બાંધવાની આપ આજ્ઞા આપો, તો અત્યારનું આ શિવમંદિર જેનાથી ઢંકાઈ જાય એટલું રૂપું હું આપને આપવા માટે તૈયાર છું" રાજા પોતે બૌદ્ધધર્મનો અનુયાયી હોવાથી શૈવધર્મની તેના અંતઃકરણમાં જોઈએ તેટલી લાગણી નહોતી અને તેવામાં આ કારણ આવી મળ્યું એટલે લોભને ત્યાગી ન શકવાથી રાજાએ તે યતિ પાસેથી તેના કહ્યા પ્રમાણેનું વિપુલ રૂપું લઈને શિવમંદિરને તોડી નાખ્યું અને ત્યાં જૈનમંદિર બાંધવાની યતિને આજ્ઞા આપી દીધી રાજાના આ દુષ્કૃત્યથી બ્રાહ્મણોએ તે વેળાએ જ એવું ભવિષ્ય ભાખ્યું હતું કે—"વલ્લભીનો વંશ આ ધાર્મિક અત્યાચારના પરિણામે કદાપિ દીર્ઘજીવી તથા ચિરસ્થાયી થવાનો નથી!' અસ્તુ અલ્પકાળમાં જ તે જૈન યતિના પ્રયત્નથી તે શિવમંદિરના સ્થાનમાં ઋષભદેવનું મંદિર ચણાઈને તૈયાર થઈ ગયું "

—(અનંગભદ્રા પૃ ૫૧-૫૨)

એ પછી એ જ લેખકે એ મંદિરને સ્ફટિકપાષાણમય સૂચવી વિસ્તારથી વર્ણન કર્યા પછી તેના ભૂગર્ભમાં રહેલ એક પોથીબંધ (ગ્રંથાલય)નું સૂચન કર્યા પછી જૈન સાધુઓ પર ફરી એ આક્ષેપ કર્યો છે કે—"પરંતુ તે સમયના ઘણાખરા જૈન સાધુઓ વામમાર્ગના ઉપાસક થયેલા હોવાથી તેઓ એ ભૂગર્ભમાંના પુસ્તકાલય નામક સ્થાનનો કેટલીક મલિન તાન્ત્રિક ક્રિયાઓ કરવાના કાર્યમાં જ ઉપયોગ કરતા હતા "

—(અનંગભ. પૃ ૫૩)

એ જ ગ ઠક્કુરે જૈન સાધુઓના રચેલા ગ્રંથો પર પણ એક મિથ્યા આરોપ મૂક્યો છે કે—" x પરંતુ કેટલાક જૈન સાધુઓએ કેવળ પોતાના ધર્મના મહત્ત્વને સ્થાપવાની લાલસામાં લપટાઈને સત્ય ઇતિહાસમાં કેટલીકવાર એટલી બધી વિકૃતિઓ કરી નાખી છે કે તેમના ગ્રંથો અત્યંત ઉત્તમ હોવા છતાં પણ ઇતિહાસિક દૃષ્ટિથી નિરુપયોગીવત્ થઈ પડ્યા છે "

—અનગભ ૧ ( પૃ ૩૫–૩૬ની ટિપ્પણી )

હવે આપણે ઐતિહાસિક દૃષ્ટિથી ઉપયોગી (!) ઇતિહાસની વિકૃતિ વિનાના (!) ગ ઠક્કુરના ઉપર્યુક્ત ઐતિહાસિક નવલકથા-ગ્રંથના ઉપર જણાવેલા વિધાન પર મધ્યસ્થદૃષ્ટિથી–વિવેકબુદ્ધિથી થોડો વિચાર કરી લઈએ ગ ઠક્કુરે પ્રથમ સૂચવેલા ફકરામાં વલ્લભીપુરના અંતિમ શીલાદિત્ય અને સ્માર્તધર્મના ઉદ્ધારક શંકરાચાર્યને સમકાલીન સૂચવી શીલાદિત્યે બૌદ્ધ અને જૈનધર્મના ખંડન માટે શંકરાચાર્યને વલ્લભીપુરમાં પધારવાનું આમંત્રણ કર્યું હતું—તેમ સૂચવ્યું છે અને આગળ જતાં શીલાદિત્યદ્વારા તેમનું વલ્લભીમાં સ્વાગત કરવાનું અને એ શંકરાચાર્યની સુધા વાણી સાંભળવાનું સદ્ભાગ્ય એ શીલાદિત્યને પ્રાપ્ત થવાનું સફાઈબંધ વર્ણન કર્યું છે એટલે એની સત્યાસત્યતા સમજવા આપણે એ શીલાદિત્ય અને શંકરાચાર્યની વિદ્યમાનતાનો વખત વિચારવો જોઈએ

વલભીવંશના વલભીપુરના અંતિમ શીલાદિત્ય( ધ્રુભટ )નું ગુપ્ત (વલભી )–સંવત ૪૪૭નું અંતિમ દાનપત્ર ઈંડિયન એંટિકવેરી ( વૉ ૭ પૃ ૮૧ થી ૮૫ )માં પ્રકાશિત થયેલું છે એટલે તેમાં ૩૭૫ વર્ષ ઉમેરતાં વિક્રમસંવત્ ૮૨૨ થાય અને ૩૧૯ની વૃદ્ધિ કરતાં ઈસ્વીસન્ ૭૬૬ ગણાય એ વખતમાં શીલાદિત્યની વિદ્યમાનતા હતી એ સ્પષ્ટ છે એ પછીના થોડા વખતમાં શીલાદિત્યનો સ્વર્ગવાસ અને વલભીપુરનો

વિનાશ થયો હોવાનું વિદ્વાનોનું અનુમાન છે ફાર્બસ સાહેબની રાસ-માળા વગેરેને અનુસરતા ગ ઠક્કુર એ જ વખતને ઈ સ ૬૪૦માં હ્યુએનસંગ આવ્યા પછી ૧૨૫ વર્ષ એટલે ઈ સ ૭૬૫) પોતાની નવલકથાનો કાળ સૂચિત કર્યો છે, એ આપણે ઉપર જોઈ ગયા

હવે આપણે સ્માર્તધર્મોદ્ધારક શંકરાચાર્યનો સમય તપાસીએ-શંકરાચાર્યના સમય માટે જુદા જુદા વિદ્વાનોએ અનેક મત દર્શાવ્યા છે તેમા સદ્ગત દેશભક્ત બાલગંગાધર તિલકે ગીતારહસ્ય( હિંદી આવૃત્તિ પૃ ૫૬૪ )માં સૂચિત કર્યું છે કે—મહાનુભાવ પંથના 'દર્શનપ્રકાશ' નામના ગ્રંથમા શંકરાચાર્યનો ગુહા પ્રવેશ (સ્વર્ગવાસસમય) શક સં. ૬૪૨ युग्म पयोधि रसान्वितशाके-( અર્થાત્ વિક્રમસંવત્ ૭૭૭=ઈ સ. ૭૨૦ )મા જણાવ્યો છે અને શંકરાચાર્યનુ આયુષ્ય ૩૨ વર્ષનું જ પણ દર્શાવેલુ હોવાથી શંકરાચાર્યનો જન્મ શક સ ૬૧૦ અર્થાત્ વિ સં. ૭૪૫-ઈ સ ૬૮૮માં માનવો જોઈએ એ સમય માન્ય રાખવામાં આવે તો તે સમયે તો ઉપર્યુક્ત શીલાદિત્યની વિદ્યમાનતા સંભવી શકતી નથી અને ર ઠક્કુર 'વલ્લભીપુરના વિનાશનો અને ભારત ગગનમાં ભગવાન શંકરાચાર્યરૂપ સ્માર્તધર્મોદ્ધારક ભાસ્કરના ઉદયનો કાળ એક જ હોવાથી ," આવું વિધાન અનંગભદ્રાના ઉપોદ્ઘાત ( પૃ ૫ )મા કરતા હોનાથી એ નવલકથાકારને ઉપર્યુક્ત મત અભિમત જણાતો નથી તેમ જ બીજા સાક્ષરોની કલ્પના છે કે જો તે વખતમા શંકરાચાર્યનો મત પ્રકાશમા આવ્યો હોત તો કુમારિલભટ્ટના મતની સમાલોચના કરનાર પ્રૌઢ જૈન તાર્કિક શ્રીયુત હરિભદ્રસૂરિ અને બૌદ્ધ નૈયાયિક શાંતરક્ષિત તથા કમલશીલ જેવા વિચક્ષણ ગ્રંથકારો પોતાના ગ્રંથોમા શંકરાચાર્યના મતની પણ આલોચના-પ્રત્યાલોચના અવશ્ય કરત પરંતુ તેમ બન્યુ નહિ હોવાથી શક સ ૬૧૦ થી ૬૪૨ ( વિ સ ૭૪૫ થી ૭૭૭ અર્થાત્ ઈ સ ૬૮૮ થી ૭૨૦ )નો શંકરાચાર્યનો સમય માન્ય રાખી શકાય તેમ નથી

પ્રો કાશીનાથ બાપૂ પાઠકે પ્રાચીન સાંપ્રદાયિક શ્લોકને લક્ષ્યમા લઈ શક સ ૭૧૦( વિ સ ૮૪૫=ઈ સ ૭૮૮ )મા શકરાચાર્યનો જન્મ સૂચિત કર્યો છે અને શ. સ ૭૪૨( વિ સ ૮૭૭=ઈ સ ૮૨૦ )મા તેમનો સ્વર્ગવાસ મા ય ગણ્યો છે હિન્દુસ્તાનના ગાઝોપયોગી ઇતિહાસ (પૃ ૧૦૫)મા ઇતિહાસના પ્રોફેસર શ્રીયુત કે હિ કામદાર પણ પાઠકના મત પ્રમાણે શકરાચાર્યનો સમય ઈ સ ૭૮૮ થી ૮૨૦ (અર્થાત્ વિ સ ૮૪૫ થી ૮૭૭) દર્શાવ્યો છે અન્ય સાક્ષરો પણ આ સમયને વધારે પ્રમાણભૂત માને છે ના ઠક્કુરે શકરાચાર્યના જન્મ અને સ્વર્ગવાસનો ચોક્કસ સવત્ દર્શાવ્યો નથી પરતુ પ્રો પાઠકનો ઉપરનો મત તેમને અભીષ્ટ જણાય છે

ઈ સ ૭૬૫( વિ સ ૮૨૧ )ની લગભગમા વલ્લભીપુરનો વિનાશ માન્ય ગણનાર અને વલ્લભીપુરના વિનાશનો તથા શકરાચાર્યનો જન્મકાળ એક જ હોવાનુ માનનાર નવલકથાકાર પોતે સ્વધર્મના મહત્ત્વો સ્થાપવાની લાલસામા લપટાઈને સત્ય ઇતિહાસમા કેવી અક્ષમ્ય વિકૃતિ કરી બીજા પર દોષારોપણ કરે છે એ સૂક્ષ્મ-દૃષ્ટિથી અવલોકનાર વિચારશીલ વિદ્વાનો સમજી શકે તેમ છે

ઉપર સૂચવ્યા પ્રમાણે શીલાદિત્યના સ્વર્ગવાસ પછી અને વલભીપુરના વિનાશ પછી લગભગ વીશ વર્ષે જન્મ ધારણ કરનાર શકરાચાર્યને એ સ્વર્ગવાસી શીલાદિત્ય વિનષ્ટ થયેલ વલભીપુરમા બૌદ્ધ અને જૈનધર્મના ખડન માટે પધારવાનુ આમત્રણ કેવી રીતે કરી શક્યો ? તેમનુ વલભીપુરમા સ્વાગત અને સુધાવાણીનુ પાન તે કેમ કરી શક્યો ? એ તો એ અદ્ભુત ઐતિહાસિક નવલકથાના સર્જનાર લેખકની વિચિત્ર કલ્પનાઓથી ભરપૂર માનસસૃષ્ટિ જ સમજી શકે તેમ છે જિનપ્રભસૂરિના તીર્થકલ્પમા સૂચિત કર્યા પ્રમાણે વિ સ ૮૪૫મા વલભીપુરનો વિનાશ માન્ય ગણવામા આવે તો પણ તે જ વર્ષે( વિ સ ૮૪૫ )મા જન્મ ધારણ કરનાર શકરાચાર્યને

તે જ વર્ષમા સ્વર્ગવાસી થયેલા શીલાદિત્યના વિનષ્ટ થયેલ વલભી પુરમા બૌદ્ધ અને જૈનધર્મના ખડન માટે પધારવાનુ અને સુધાવાણી સભળાવવાનુ કેવી રીતે બની શકે ? એ વિચિત્ર કલ્પનાજાળ ગુથનાર જ વિચારી-કહી શકે

વલભીપુરના વિનાશ(વિ સ ૮૨૬-લગભગ)નો અને શકરાચાર્યનો ઉદયકાળ એક હોવાનુ જણાવનાર એ જ ગ ઠક્કુર, શકરાચાર્ય અને કુમારિલ ભટ્ટનો મેળાપ પણ એ જ અદ્દભુત ઐતિહાસિક નવલકથામા કરાવે છે એ જ લેખક જણાવે છે કે—"મીમાસા દર્શનના આચાર્ય કુમારિલ ભટ્ટનો કાળ વિક્રમ સવત્ ૬૪૭ થી ૭૦૦ એટલે કે ઈ સ ૫૯૧ થી ૬૪૫ સુધીનો મનાય છે "

—જુઓ અનગભદ્રા(પૃ ૪૨ની ટિપ્પણી)

એ જ લેખક પૃ ૪૨મા સૂચિત કરે છે કે "વૃદ્ધાવસ્થાના યોગે જ્યારે કુમારિલ ભટ્ટના ગાત્ર શિથિલ થયા તે વેળાએ 'હવે વેદધર્મનો પુન પ્રચાર કોણ કરશે ?' એવી શકાનો મનમા ઉદ્દભવ થયો હતો, પરતુ એવામા શ્રીશકરાચાર્યના યશોગાન તેના સાભળવામા આવ્યા" અને પૃ ૪૩મા—

"પ્રથમ તેઓ શકરાચાર્ય કુમારિલ ભટ્ટ પાસે આવ્યા અને તેમને તેમણે પોતાનુ રચેલુ 'ગીતાશાકર ભાષ્ય' તથા 'વેદાત સૂત્ર ભાષ્ય' બતાવ્યુ તે ભાષ્યથી સતુષ્ટ થઈને કુમારિલ ભટ્ટે કહ્યુ કે "બૌદ્ધ તથા જૈનધર્મીઓનો અનેક સ્થળે પરાજય કરીને મે ભારતવર્ષમા અત પૂર્વ પૂર્વમીમાસાનો તો સપૂર્ણ પ્રચાર કરી દીધો છે અને આપ મારા કરતા અધિક જ્ઞાની હોવાથી ઉત્તરમીમાસાના પ્રચારનુ કાર્ય હવે આપે જ કરવાનુ છે 'શકરાચાર્ય ત્યાથી વિદાય થયા અને કુમારિલ ભટ્ટે જીવિત અવસ્થામા જ અગ્નિપ્રવેશ કરીને અશાશ્વત દેહને ત્યાગી દીધો "

—અનગભદ્રા (પૃ ૪૩)

હવે આ સ્થળે વિચારવાની જરૂર છે કે—કુમારિલ ભટ્ટ વૃદ્ધ થયા પછી તેને શંકરાચાર્યના પ્રયોગાન સંભળાયા અને ભાષ્યો રચ્યા પછી શંકરાચાર્ય તેને મળ્યા એ વખતે શંકરાચાર્યનું વય આપણે ઓછામાં ઓછું વીસ વર્ષનું કલ્પીએ અને એ લેખકના જણાવ્યા પ્રમાણે કુમારિલ ભટ્ટના કાળના અંતિમ વર્ષ ૭૦૮(ઈ સ ૬૪૫)ના એ બનેનો મેળાપ થયેલો કલ્પીએ તો શંકરાચાર્યનો જન્મ વિક્રમ સં ૬૮૮(ઈ સ ૬૩૧)ની લગભગ માનવો પડે, અને શંકરાચાર્યનું આયુષ્ય બત્રીસ વર્ષનું હોવાથી એ મેળાપ પછી બારમે વર્ષે એટલે વિક્રમ સં ૭૧૯ (ઈ સ ૬૬૩)માં શંકરાચાર્યનો દેહ-વિલય માનવો પડે આ ઘટના જો માન્ય રખાય તો તે પછી લગભગ સો વર્ષ પછી વિદ્યમાન વલ્લભીપુરના અંતિમ શીલાદિત્ય સાથે તેનો સંયોગ કેવી રીતે ઘટી શકે? એથી વલ્લભીપુરના વિનાશનો અને શંકરાચાર્યનો ઉદયકાલ એક હોવાનું એ લેખકનું વચન 'વદતો વ્યાઘાત' જેવું થઈ પડે છે આવી રીતે અનબદ્ધ વાતોને જોડી કાઢની એને ઇતિહાસની વિકૃતિ કરવી સંસ્કૃતિ? એ વિચારવાનું કામ વિચારશીલોનું છે આથી વલભીપુરના અંતિમ શીલાદિત્ય સાથે અથવા કુમારિલ ભટ્ટ સાથે શંકરાચાર્યના મેળાપનું કથન કોઈ ઐતિહાસિક વિશ્વસનીય પ્રમાણથી સિદ્ધ ન થાય ત્યાં સુધી એની સાથે સંબંધ ધરાવતું લેખકનું અન્ય વર્ણન પણ કાલ્પનિક–અપ્રામાણિક સિદ્ધ થાય છે

આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે શંકરાચાર્યને વલભીપુરના અંતિમ શીલાદિત્ય સાથે અથવા કુમારિલ ભટ્ટ સાથે યોગ સંભવતો નથી અનંતાનન્દગિરિકૃત અને વિદ્યારણ્યના રચેલા શંકરદિગ્વિજયમાં બીજાં અનેક વર્ણનો હોવા છતાં શીલાદિત્યના આમંત્રણથી શંકરાચાર્યનું વલભીપુરમાં ગમન સૂચવ્યું નથી વિદ્યારણ્યના રચેલા શંકરદિગ્વિજયમાં જો કે કુમારિલ ભટ્ટ દ્વારા ભાષ્યનું વાર્તિક કરાવવા શંકરાચાર્યે દક્ષિણ દિશા તરફ પ્રસ્થાન કર્યાનું અને કુમારિલ ભટ્ટને

જીતવાની ઇચ્છાથી પ્રયાગ જવાનું તથા ત્યાં તેનો મેળાપ થયાનું વર્ણન જોવામાં આવે છે પરંતુ ઉપર સૂચવ્યા પ્રમાણે તે બન્નેનો સમય ભિન્ન હોવાથી તેમનો મેળાપ સંભવતો નથી પંડિત કાશીનાથ તૈલંગ, શંકરાચાર્યને ઇસવીસનની છઠ્ઠી સદીમાં પૂર્ણવર્મ રાજાના સમકાલીન સૂચવે છે, એ વિચારવા જેવું છે શાંતરક્ષિતકૃત તત્ત્વસંગ્રહની કમલશીલકૃત પંજિકામાં શંકરસ્વામી નામનો અનેક વાર નિર્દેશ થયો છે પરંતુ એ શંકરસ્વામી નૈયાયિક હોઈ પ્રસ્તુત શંકરાચાર્યથી પૃથક્ જણાય છે એટલે આ શંકરાચાર્યનો સમય કમલશીલ પહેલાં ન કહી શકાય શંકરમંદાર-સૌરભમાં[1] અને અન્યત્ર મળતા ઉલ્લેખ પ્રમાણે ગત કલ્યબ્દ ૩૮૮૯માં એટલે વિ સં ૮૪૫( ઈ સ ૭૮૮ )માં શંકરાચાર્યનો જન્મ થયો હતો-એમ વિદ્વાનોનો બહુમત છે એ જોતાં શંકરાચાર્યને વલભીપુરના અંતિમ શીલાદિત્યના સમકાલીન સમજી ન શકાય એ શીલાદિત્યના સ્વર્ગવાસ પછી અને વલભીપુરના વિનાશ પછી શંકરાચાર્યનો પ્રાદુર્ભાવ થયેલો હોઈ એ બન્નેના મેળાપ સંબંધી ગ ઠક્કુરનું વર્ણન અપ્રામાણિક અને અવિશ્વસનીય પ્રકટ થયેલ છે

વલભીપુરના વંશીન શના અંતિમ શીલાદિત્ય( ધ્રુભટ )ની વિદ્યમાનતામાં શંકરાચાર્યની વિદ્યમાનતા ઐતિહાસિક વિશ્વસનીય પ્રમાણોથી સિદ્ધ થઈ શકતી નથી-એ આપણે ઉપર વિચારી ગયા હવે આપણે શંકરાચાર્ય કરેલ જૈનધર્મના ખંડન સંબંધી સત્યતા તપાસીએ—

---

[1] 'प्रासूत तिष्यशरदामतियातवत्याम् ।
एकादशाधिकशतोनचतुःसहस्र्याम् ॥

—શંકરમંદારસૌરભમાં

'निधि नागेभवह्न्यब्दे विभवे मासि माधवे।
शुक्ले तिथौ दशम्यां तु शंकरार्योदयः स्मृतः ॥

—પ્રાચીન હસ્તલેખ

આ ગયણ વેદવ્યાસ મહર્ષિએ બ્રહ્મસૂત્રમા 'નૈકસ્મિન્નસમ્ભવાત્' એ સૂત્ર રચી જૈનોના અનેકાન્તવાદનુ ખડન કરવા જતા એરીતે જૈનદર્શનની પ્રાચીનતા દર્શાવી છે એ સબધમા જૈનેતર વિદ્વાન્ સર્વતન્ત્રસ્વતન્ત્ર રામમિશ્રશાસ્ત્રી જેવા અનેક મધ્યસ્થ તાર્કિક વિદ્વાનોએ કાશી વગેરે સ્થળોમા 'સુજનસમેનન' વ્યાખ્યાનાદિ દ્વારા પોતાના હૃદયના ઉદ્ગારો પ્રકટ કર્યા છે (જુઓ 'જૈનેતરદૃષ્ટિએ જૈન' મુનિરાજ શ્રીઅમરવિજયજી સગૃહીત અને શા ડાહ્યાભાઈ દલપતભાઈ ખરચ દ્વારા પ્રકાશિત, પૃ ૮૧ થી ૧૦૦) એટલે એ સબધમા અહીં વિવેચનને અવકાશ નથી

ઉપર્યુક્ત બ્રહ્મસૂત્રના ભાષ્યમા શકરાચાર્યજીએ જૈનોના મન્તવ્યના ખડન માટે ઉદ્યોગ કરેલો જાણવામા આવ્યો છે, પરતુ તે જૈનોના મન્તવ્યને સમજ્યા વિના ગેરસમજુતીથી અસ્થાને થયેલો છે એ નિષ્ફળ પ્રયત્નના સબધમા સત્ય ગવેષક કેટલાક જૈનેતર સુપ્રતિષ્ઠિત મહાનુભાવોએ નિર્ભયતાથી પોતાના હૃદયના ઉદ્ગારને પ્રકાશિત કર્યા છે, તેમાથી એક બે સજ્જનોનુ વક્તવ્ય સૂચવવુ અહીં ઉચિત સમજાશે પ્રયાગ (ઇલાહાબાદ)વાળા મહામહોપાધ્યાય પડિત ગગનાથ, એમ એ, ડી એન એલ જણાવે છે કે—

"जबसे मैंने शकराचार्यद्वारा जैन सिद्धा त पर खडन को पढा है तबसे मुझे विश्वास हुआ कि—इस सिद्धान्त मे बहुत कुछ है जिसको वेदान्त के आचार्यने नही समझा और जो कुछ अभीतक मैं जैनधर्म का ज्ञान सका हू, उससे मेरा यह विश्वास दृढ हुआ है कि यदि वह जैनधर्मको उसके असली ग्र थासे देखने का कष्ट उठाता तो, उनको जैनधर्मसे विरोध करने की कोई बात नहीं मिलती

—જૈનેતરદૃષ્ટિએ જૈન (પૃ ૭-૮)

કાશી હિન્દુ-વિશ્વવિદ્યાલયના પ્રિન્સિપાલ ગુર્જરાતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત પ્રો આનદશકર બાપુભાઈ ધ્રુવ જણાવે છે કે–'સ્યાદ્વાદનો

સિદ્ધાંત ' અનેક સિદ્ધાંતો અવલોકીને તેનો સમન્વય (અર્થાત્ મેળાપ) કરવા ખાતર પ્રગટ કરવામાં આવ્યો છે. સ્યાદ્વાદ એકીકરણનું દૃષ્ટિબિંદુ અમારી સામે ઉપસ્થિત કરે છે. શંકરાચાર્યે સ્યાદ્વાદ ઉપર જે આક્ષેપ કર્યો છે તે મૂલ રહસ્યની સાથે સંબંધ રાખતો નથી. એ નિશ્ચિત છે કે વિવિધ દૃષ્ટિબિંદુઓદ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઈ વસ્તુ સંપૂર્ણ સ્વરૂપે સમજવામાં આવી શકે નહી. આ માટે સ્યાદ્વાદ ઉપયોગી તથા સાર્થક છે. મહાવીરના સિદ્ધાંતમાં બતાવેલ સ્યાદ્વાદને કેટલાક સંશયવાદ કહે છે, એ હું નથી માનતો. સ્યાદ્વાદ સંશયવાદ નથી. કિંતુ તે એક દૃષ્ટિબિંદુ અમને મેળવી આપે છે. વિશ્વનું કેવી રીતે અવલોકન કરવું જોઈએ—એ અમને શિખવે છે."

—જૈનેતરદૃષ્ટિએ જૈન (પૃ ૧૧૦).

સુપ્રતિષ્ઠિત સાક્ષર શ્રીયુત દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર જણાવે છે કે—"જૈન તત્ત્વજ્ઞાનમાં સ્યાદ્વાદનો બરાબર શો અર્થ છે, તે જાણવાનો દાવો હું કરી શકતો નથી, પણ હું માનું છું કે સ્યાદ્વાદ માનવબુદ્ધિનું એકાંગીપણું જ સૂચિત કરે છે. અમુક દૃષ્ટિએ જોતાં એક વસ્તુ એક રીતે દીસે છે, બીજી દૃષ્ટિએ તે બીજી રીતે દેખાય છે. જ આંધળા જેમ હાથીને તપાસે તેવી આપણી આ દુનિયામાં સ્થિતિ છે. આ વર્ણન યથાર્થ નથી એમ કોણ કહી શકે? આપણી આવી સ્થિતિ છે, એટલું જેને ગળે ઊતર્યું તે જ યથાર્થ જ્ઞાની. માણસનું જ્ઞાન એકપક્ષી છે એટલું જે સમજ્યો તે જ માણસોમાં સર્વજ્ઞ. વાસ્તવિક સંપૂર્ણ સત્ય જે કોઈ જાણતો હશે, તે પરમાત્માને આપણે હજુ ઓળખી શક્યા નથી."

—નવજીવન તા ૪-૨-૨૩

પ્રૌઢ તાર્કિક સુપ્રતિષ્ઠિત પ્રાચીન વિદ્વાન્ હરિભદ્રસૂરિએ (એક વખતના વૈદિક વિદ્વાન્ પણ પાછળથી થયેલા જૈનાચાર્ય ૧૪૪૪ પ્રકરણ રચનાર સમર્થ ગ્રંથકારે) અનેકાન્ત જયપતાકા, શાસ્ત્રવાર્તા સમુચ્ચય

જેવા અનેક ગ્રંથોમા તથા વાદી દેવસૂરિ જેના અનેક વિચક્ષણોએ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર (સ્યાદ્વાદ રત્નાકર) જેવા વિશાલ ગ્રંથોમા (સ્યાદ્વાદ) અનેકાન્તવાદનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે અને અનેકાન્તવાદ પર કરાયેલા મિથ્યા આક્ષેપો અને દૂષણોનો પ્રતિકાર કરેલો છે, એથી એ સંબંધમા વસ્તારની અહીં અપેક્ષા રહેતી નથી એ આચાર્યોના વક્તવ્ય આગળ અનંતાનંદગિરિ જેવા એ શંકરવિજય (કલકત્તા બાપ્ટિસ્ટ મિશનમા ઈ સ ૧૮૬૮મા મુદ્રિત પ્ર ૨૭, પૃ ૧૫૩ ૧૫૬)મા બાલચેષ્ટા રૂપે સૂચવેલ જૈનમત નિરર્હણ ઝાંખું પડી જઈ સ્વમત નિવર્હણ રૂપ બની જાય છે

સમવાયાંગ ભગવતી અનુયોગદ્વાર, પ્રજ્ઞાપના, સૂત્રકૃતાંગ-નિર્યુક્તિ, વિશેષાવશ્યક-ભાષ્ય વગેરે જૈન શ્વેતાંબર સંપ્રદાયના મૌલિક ગ્રંથોમા સ્યાદ્વાદના સ્વરૂપનું દર્શન થાય છે સિદ્ધસેન દિવાકરના સન્મતિ તર્કમા અને તે પરની પ્રૌઢ તાર્કિક અભયદેવસૂરિની વિસ્તૃત વિવૃતિમા તથા બૌદ્ધ વિજેતા, તાર્કિક શિરોમણિ મલ્લવાદીના દ્વાદશાર નયચક્રમા સ્યાદ્વાદનું ગટન સ્વરૂપ બહુ યુક્તિપુર સર દર્શાવ્યું છે દિગંબર જૈનોમા થઈ ગયેલા શિષ્ટ સમ્મત સુપ્રતિષ્ઠિત તાર્કિક શિરોમણિ સમન્તભદ્રાચાર્ય ગંધહસ્તિ-મહાભાષ્યના પ્રારંભરૂપ આપ્ત-મીમાંસા સ્તોત્રમા અકલંક તે પરની અષ્ટશતી ટીકામા તથા વિદ્યાનંદાપરનામ પાત્રકેસરીએ તે પર રચેલી અષ્ટસહસ્રી ટીકામા, પ્રભાચન્દ્રસૂરિએ પ્રમેયકમલમાર્તંડમા તથા બીજા અનેક જૈન તાર્કિકોએ આક્ષેપ પરિહારપૂર્વક સ્યાદ્વાદની નિર્દોષતાની ઉદ્ઘોષણા કરી છે એ તુલનાત્મક દૃષ્ટિથી નિરીક્ષણ કરનાર બુદ્ધિશાળી જનો સમજી શકે તેમ છે ન્યાયવિશારદ ન્યાયતીર્થ ન્યાયવિજયજી મહારાજનું 'જૈનદર્શન નામનું પુસ્તક ગૂજરાતી ભાષામા સંક્ષેપમા જૈનદર્શનનું સ્વરૂપ જાણવા ઇચ્છનારાઓને ઉપયોગી થઈ શકે તેવું છે ન્યાયવિશારદ ન્યાયતીર્થ ઉપાધ્યાય મંગળવિજયજી મહારાજે રચેલા ષડ્દર્શનના સ્વરૂપને સૂચવતા 'તત્ત્વાખ્યાન નામના

ગ્રથમા 'જૈનદર્શન'નુ વિસ્તારથી વિવેચન છે એવી રીતે એ વિષયને લગતા બીજા પણ નાના મોટા અનેક ગ્રથો રચાયા છે શકરાચાર્યે જૈન સિદ્ધાન્ત સ્યાદ્વાદ પર જે અસબદ્ધ આક્ષેપો કર્યા છે, તેના પ્રામાણિક પ્રત્યુત્તરો ઉપર્યુક્ત પ્રાચીન ગ્રથોમા અપાયેલા છે એ સિવાય આધુનિક મધ્યસ્થ સશોધકોએ તે પર જે વિચારો કર્યા છે, તેમાના કેટલાક ઉપર દર્શાવ્યા છે તે સિવાય કલકત્તા વિશ્વવિદ્યાલયના પ્રિન્સિપાલ સદ્ગત સજ્જન ડૉ સતીશચદ્ર વિદ્યાભૂષણ એમ એ, પીએચ ડી, સુપ્રસિદ્ધ મહાત્મા ગાધીજી તથા અનેક વિદેશી સાક્ષરોએ પણ સ્યાદ્વાદના સબધમા પોતાના સદ્ભાવભર્યા ગભીર વિચારો પ્રકટ કરેલા છે 'સરસ્વતી' માસિકના ભૂતપૂર્વ સપાદક વિચક્ષણ પડિત મહાવીરપ્રસાદ દ્વિવેદીએ એ સબધમા લક્ષ્ય ખેચે તેવી મર્મસ્પર્શી ભાષામા પોતાના હૃદયના ઉદ્ગાર પ્રકટ કર્યા હતા કે—

"प्राचीन ढर्रे के हिंदु धर्मावलम्बी बडे बडे शास्त्री तक अब भी नहीं जानते कि जैनियों का स्याद्वाद किस चिडिआ का नाम है ? धन्यवाद है जर्मनी और फ्रास इग्लन्ड के कुछ विद्यानुरागी विशेषज्ञों को, जिन की कृपासे इस धर्म के अनुयायियों के कीर्तिकलापकी खोज और भारतवर्ष के साक्षर जनों का ध्यान आकृष्ट हुआ यदि ये विदेशी विद्वान् जैनो के धर्मग्रथो आदि की आलोचना न करते, यदि ये उन के प्राचीन लेखको की महत्ता न प्रकट करते, तो हम लोग शायद आज भी पूर्ववत् ही अज्ञान के अधकार मे ही डूबे रहते

—સરસ્વતી

કાશી હિન્દુ-વિશ્વવિદ્યાલયના દર્શનશાસ્ત્રના મુખ્ય અધ્યાપક શ્રીયુત ફણિભૂષણ અધિકારી એમ એ મહાશયે સ્યાદ્વાદ જૈન-સિદ્ધાંત પર પોતાના અન્ત કરણનો અભિપ્રાય પ્રકટ કર્યો છે કે—

"સ્યાદ્વાદનો સિદ્ધાન્ત ઘણો મહત્ત્વપૂર્ણ અને ખેચાણકારક છે

એ સિદ્ધાન્તમાં જૈનધર્મની વિશેષતા તરી આવે છે, અને એ જ સ્યાદ્વાદ 'જૈનદર્શન'ની અદ્વિતીય સ્થિતિ પ્રકટ કરે છે. ઘણા લેખકોને મન સ્યાદ્વાદ એ એક ગૂઢ શબ્દ, તથા કેટલાકોને તો તે ઉપહાસાસ્પદ પણ લાગે છે. જૈનધર્મમાં એ એક શબ્દદ્વારા જે સિદ્ધાંત ઝળકી રહ્યો છે, તે ન સમજી શકવાથી જ કેટલાકોએ તેનો ઉપહાસ કર્યો છે, એ અજ્ઞાનતાને પ્રતાપે જ કેટલાકોએ તેમાં દોષો તથા ભિન્ન ભિન્ન અર્થોના આરોપણ કર્યાં છે. હું તો એટલે સુધી કહેવાની હિંમત કરું છું કે વિદ્વાન શંકરાચાર્ય જેવા પુરુષ પણ એ દોષથી અળગા નથી રહી શક્યા. તેમણે પણ એ સ્યાદ્વાદ ધર્મ પ્રતિ અન્યાય કર્યો છે. સાધારણ યોગ્યતાવાળા માણસો એની ભૂલ કરે તો તે માફ કરી શકાય, પણ મને સ્પષ્ટ વાત કહેવાની રજા મળે તો હું કહીશ કે ભારતના એવા મહાન્ વિદ્વાન્ માટે એવો અન્યાય સર્વથા અક્ષમ્ય છે. જો કે હું પોતે એ મહર્ષિ પતિ અતિશય આદરભાવથી નિહાળું છું, તથાપિ મને એમ ચોખ્ખું દેખાય છે કે તેમણે 'વિવસન સમય' અર્થાત્ નાગાલોકોનો સિદ્ધાંત એવું જે અનાદર સૂચવતું નામ જૈનધર્મના શાસ્ત્રો વિષે વાપર્યું છે, તે કેવળ મૂળ જૈન ગ્રંથોનો અભ્યાસ નહીં કરવાનું પરિણામ છે.

સ્યાદ્વાદ એક ભારે સત્ય તરફ આપણને દોરી જાય છે. હું એક વાત ઉપર ખાસ ભાર મૂકવા માગું છું. વિશ્વના અથવા તેના કોઈ એક ભાગને જોવા માટે માત્ર એક દૃષ્ટિકોણ સર્વથા પૂર્ણ ન લેખી શકાય. ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી જોઈએ તો જ અખંડ સત્ય જોઈ શકીએ. ખરું જોતાં આ આખું વિશ્વ અસંખ્ય તત્ત્વો તથા પર્યાયોના સમુદાયરૂપ છે, અને આપણાં યથાર્થજ્ઞાન પ્રાપ્તિનાં સાધનો એટલાં અપૂર્ણ છે કે આપણા પરિમિત દૃષ્ટિકોણથી ભાગ્યે જ પૂર્ણ સત્ય પામી શકીએ. કેવળ સર્વજ્ઞ જ પૂર્ણ સત્યને પૂર્ણપણે જાણી શકે છે. આપણે તો એકાંગિક વિચાર અને અપૂર્ણ સ્પષ્ટીકરણના અધિકારી ગણાઈએ. આપણે પૂર્ણ સત્યને કદાપિ ન્યાય ન આપી શકીએ.

ગ્રંથમાં 'જૈનદર્શન'નું વિસ્તારથી વિવેચન છે. એવી રીતે એ વિષયને લગતા બીજા પણ નાના મોટા અનેક ગ્રંથો રચાયા છે. શંકરાચાર્યે જૈન સિદ્ધાન્ત સ્યાદ્વાદ પર જે અસંબદ્ધ આક્ષેપો કર્યા છે, તેના પ્રામાણિક પ્રત્યુત્તરો ઉપર્યુક્ત પ્રાચીન ગ્રંથોમાં અપાયેલા છે. એ સિવાય આધુનિક મધ્યસ્થ સંશોધકોએ તે પર જે વિચારો કર્યા છે, તેમાંના કેટલાક ઉપર દર્શાવ્યા છે. તે સિવાય કલકત્તા વિશ્વવિદ્યાલયના પ્રિંસિપાલ સદ્ગત સજ્જન ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણ એમ. એ., પીએચ. ડી., સુપ્રસિદ્ધ મહાત્મા ગાંધીજી તથા અનેક વિદેશી સાક્ષરોએ પણ સ્યાદ્વાદના સંબંધમાં પોતાના સદ્ભાવભર્યા ગંભીર વિચારો પ્રકટ કરેલા છે. 'સરસ્વતી' માસિકના ભૂતપૂર્વ સંપાદક વિચક્ષણ પંડિત મહાવીરપ્રસાદ દ્વિવેદીએ એ સંબંધમાં લક્ષ ખેંચે તેવી મર્મસ્પર્શી ભાષામાં પોતાના હૃદયના ઉદ્ગાર પ્રકટ કર્યા હતા કે—

"प्राचीन ढर्र के हिंदु धर्मावलम्बी बडे बडे शास्त्री तक अब भी नहीं जानते कि जैनियों का स्याद्वाद किस चिडिआ का नाम है ? धन्यवाद है जर्मनी और फ्रान्स-इंग्लन्ड के कुछ विद्यानुरागी विशेषज्ञों का, जिन की कृपासे इस धर्म के अनुयायियों के कीर्ति कलापकी खोज और भारतवर्ष के साक्षर जनों का ध्यान आकृष्ट हुआ. यदि ये विदेशी विद्वान् जनो के धर्मग्रंथों आदि की आलोचना न करते, यदि ये उन के प्राचीन लेखकों की महत्ता न प्रकट करते, तो हम लोग शायद आज भी पूर्ववत् ही अज्ञान के अंधकार में ही डूबे रहते."

—સરસ્વતી

કાશી હિંદુ-વિશ્વવિદ્યાલયના દર્શનશાસ્ત્રના મુખ્ય અધ્યાપક શ્રીયુત ફણિભૂષણ અધિકારી એમ. એ. મહાશયે સ્યાદ્વાદ જૈન-સિદ્ધાંત પર પોતાના અન્તઃકરણનો અભિપ્રાય પ્રકટ કર્યો છે કે—

'સ્યાદ્વાદનો સિદ્ધાન્ત ઘણો મહત્ત્વપૂર્ણ અને ચિત્તાકર્ષક છે.

એ સિદ્ધાન્તમાં જૈનધર્મની વિશેષતા તરી આવે છે, અને એ જ સ્યાદ્વાદ ‘જૈનદર્શન’ની અદ્વિતીય સ્થિતિ પ્રકટ કરે છે. ઘણા કેટલાકોને મન સ્યાદ્વાદ એ એક ગૂઢ શબ્દ, તથા કેટલાકને તો તે ઉપહાસાસ્પદ પણ લાગે છે. જૈનધર્મમાં એ એક શબ્દદ્વારા જે સિદ્ધાન્ત ઝળકી રહ્યો છે, તે ન સમજી શકવાથી જ કેટલાકોએ તેનો ઉપહાસ કર્યો છે, એ અજ્ઞાનતાને પ્રતાપે જ કેટલાકોએ તેમાં દોષો તથા ભિન્ન ભિન્ન અર્થોના આરોપણ કર્યાં છે. હું તો એટલે સુધી કહેવાની હિંમત કરું છું કે વિદ્વાન શંકરાચાર્ય જેવા પુરુષ પણ એ દોષથી અળગા નથી રહી શક્યા. તેમણે પણ એ સ્યાદ્વાદ ધર્મ પ્રતિ અન્યાય કર્યો છે. સાધારણ યોગ્યતાવાળા માણસો એવી ભૂલ કરે તો તે માફ કરી શકાય. પણ મને સ્પષ્ટ વાત કહેવાની રજા મળે તો હું કહીશ કે ભારતના એવા મહાન વિદ્વાન માટે એવો અન્યાય સર્વથા અક્ષમ્ય છે. જો કે હું પોતે એ મહર્ષિ પ્રતિ અતિશય આદરભાવથી નિહાળું છું, તથાપિ મને એમ ચોખ્ખું દેખાય છે કે તેમણે ‘વિવસન-સમય’ અર્થાત્ નાગાલોકોના સિદ્ધાન્ત એવું જે અનાદર સૂચક નામ જૈનધર્મના શાસ્ત્રો વિષે વાપર્યું છે તે ખાસ મૂળ જૈન ગ્રંથોનો અભ્યાસ નહી કરવાનું પરિણામ છે.

સ્યાદ્વાદ એક ભારે સત્ય તરફ આપણને દોરી જાય છે. હું એક વાત ઉપર ખાસ ભાર મૂકવા માગું છું. વિશ્વના અથવા તેના કોઈ એક ભાગને જોવા માટે માત્ર એક દૃષ્ટિકોણ સર્વથા પૂર્ણ ન લેખી શકાય. ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણથી જોઈએ તો જ અખંડ સત્ય જોઈ શકીએ. ખરું જોતાં આ આખું વિશ્વ અનેક તત્ત્વો તથા પર્યાયોના સમુદાયરૂપ છે, અને આપણાં યથાર્થજ્ઞાન પ્રાપ્તિનાં સાધનો એટલાં અપૂર્ણ છે કે આપણા પરિમિત દૃષ્ટિકોણથી ભાગ્યે જ પૂર્ણ સત્ય પામી શકીએ. કેવળ સર્વજ્ઞ જ પૂર્ણ સત્યને પૂર્ણપણે જાણી શકે છે. આપણે તો એકાંગિક વિચાર અને અપૂર્ણ સ્પષ્ટીકરણના અભ્યાસે અધિકારી ગણાઈએ. આપણે પૂર્ણ સત્યને કદાપિ ન્યાય ન આપી શકીએ.

માઓ ન દીશ્વર (દ્વીપ) વગેરેની પ્રતિમાઓની કથાને સત્ય માનવા પ્રેરતો, સૂર્ય જેના દેદીપ્યમાન સોનાના કલશોથી અલંકૃત થયેલા શિખરોવાળા ચૈત્યો( જિનમંદિરો ) વડે તે( પાટણ નગર ) સુશોભિત થશે

ત્યાં વસનાર સકલ શ્રમણોપાસક( શ્રાવક )જનો પ્રાયે અતિથિઓને સંવિભાગ કરીને ( મુનિજનોને દાન આપીને ) ભોજન માટે પ્રયત્ન કરશે

ત્યાં વસનાર લોકો પરસંપત્તિમાં ઈર્ષ્યા ન કરનાર પોતાની સંપત્તિથી સંતુષ્ટ રહેનારા અને પાત્રોમાં દાન શીલ ( દાન સ્વભાવ સદાચારવાળા ) થશે

અલકા( કુબેરની રાજધાની )માં રહેલા યક્ષો જેવા ત્યાંના ધનિકો શ્રદ્ધાલુ આર્હતો( જૈનો ) સાત ક્ષેત્રો( ૧ જિન બિંબ, ૨ જિન ભવન, ૩ જિનાગમ, ૪ સાધુ, ૫ સાધ્વી ૬ શ્રાવક અને ૭ શ્રાવિકા )માં દ્રવ્ય અત્યન્ત વાવશે [૧]

તે નગરમાં વસનાર સર્વ કોઈ લોક, સુષમાકાલના લોકની જેમ પર ધન અને પર દારા પ્રત્યે પરાઙ્મુખ થશે

## કુમારપાલ–પરિચય

હે અભય! અમારા નિર્વાણ પછી જ્યારે ૧૬૬૯ ( વિ સં ૧૧૯૯ ) વર્ષો જશે, ત્યારે તે નગર( પાટણ )માં ચૌલુક્ય કુલમાં ચંદ્ર જેવો મહાબાહુ ( મહાપરાક્રમી ), પ્રચંડ અખંડ શાસન(આજ્ઞા)વાળો કુમારપાલ ભૂપાલ થશે

---

૧ આ ૭ ક્ષેત્રોમાં ધન વાવવા સંબંધમાં હેમચંદ્રાચાર્યે પોતાના યોગશાસ્ત્ર( જૈનધર્મ-પ્રસારક સભા-ભાવનગરથી પ્રકાશિત )ના ત્રીજા પ્રકાશમાં મહાશ્રાવકનું સ્વરૂપ સૂચવતા ૧૧૯-મા શ્લોકના વિવરણમાં વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે

ધર્મવીર, દાનવીર અને યુદ્ધવીર તે મહાત્મા પોતાની પ્રજાને પિતાની જેમ પરિપાલન કરતા પરમ ઋદ્ધિ પમાડશે ( અભ્યુદય તરફ લઈ જશે )

ઋજુ( સરલ ) હોવા છતા પણ અતિચતુર, શાંત હોવા છતા પણ આકાશનુ પાલન કરવામા ઇન્દ્ર જેવો, ક્ષમાવાન્ હોવા છતા પણ અધૃષ્ય ( પરાભવ ન કરી શકાય તેવો ) તે રાજા( કુમારપાલ ) લાંબા સમય સુધી પૃથ્વીનુ પાલન કરશે

હિત કરનાર ઉપાધ્યાય અંતેવાસી( શિષ્ય )ને જેમ વિદ્યાપૂર્ણ બનાવે, તેમ તે રાજા લોકોને પોતાની સદૃશ ધર્મનિષ્ઠ કરશે

શરણ ઇચ્છનારાઓને શરણ્ય( શરણ આપવામા સાધુ ), પરનારી-સહોદર તે રાજા, ધન કરતા અને પ્રાણો કરતા પણ ધર્મને બહુ માનશે( બહુ માન આપશે )

તે( કુમારપાલ ), પરાક્રમવડે, દાનવડે, દયાવડે, આજ્ઞાવડે અને બીજા પુરુષ-ગુણોવડે અદ્વિતીય થશે

તે( કુમારપાલ ), કૌબેરી ( ઉત્તર ) દિશાને તુરુષ્ક( તુર્કસ્તાન ) સુધી, ઐન્દ્રી( પૂર્વ દિશા )ને ત્રિદશાપગા( ગંગા નદી ) સુધી દક્ષિણ દિશાને વિંધ્યાચલ સુધી અને પશ્ચિમ દિશાને સમુદ્ર સુધી સાધશે [1]

---

[1] કુમારપાલનો રાજ્યાભિષેક થતા તેને અસમર્થ સમજી સપાદલક્ષના રાજા ભગીશ્વર **આન્નરાજે** ( **અર્ણોરાજે** ) અન્ય રાજાઓ સાથે મળી જઈ વિરોધ દર્શાવતા કુમારપાલે ત્યા જઈ રણસંગ્રામમા પરાક્રમથી યુદ્ધ ખેલી તેના હાથી પર ચડી જઈ **આન્ન**( અર્ણોરાજ )ને હાથી પરથી પાડી શૂરવીરતાથી પરાસ્ત કર્યો જેથી **આન્નરાજે** પોતાની કન્યા જલ્હણા કુમારપાલને પરણાવી અને રત્નો હાથી વગેરેની ઉત્તમ ભેટોથી સંતુષ્ટ કર્યો એનુ વિસ્તારથી વર્ણન હેમચન્દ્રાચાર્યે સંસ્કૃત **દ્વયાશ્રય** મહાકાવ્ય( સર્ગ ૧૬થી ૧૮ )મા આપ્યુ છે તથા કુમારપાલની સેનાએ **માલવાના** રાજા બલ્લાલને હરાવ્યાનુ પણ ત્યા વર્ણન છે **મહારાષ્ટ્ર** વિગેરે દેશોમાથી આવેલા મંગલપાઠકોદ્વારા કરાતી

કુમારપાલની સ્તુતિ પ્રાપ્ત **દ્વયાશ્રય** મહાકાવ્ય (સર્ગ ૧૯મા)માં સૂચવી છે તથા કુંકણ (કોંકણ)ના અધીશ **મલ્લિકાર્જુન**ને કુમારપાલે યુદ્ધમાં પરાસ્ત કર્યો, કુમારપાલના સૈન્યે **મલ્લિકાર્જુન**નો ગિરચ્છેદ કર્યો અને દક્ષિણ દિશામાં કુમારપાલનું સ્વામિત્વ થયું—એ વર્ણન હેમચંદ્રાચાર્યે પ્રાકૃત **દ્વયાશ્રય** મહાકાવ્ય (સર્ગ ૬ઠ્ઠા)માં આપ્યું છે, તથા પશ્ચિમ દિશાના સ્વામી **સિંધુપતિ** કુમારપાલનો આજ્ઞાવર્તી થયો હતો. **યવનેશ** (તુર્કસ્તાન)ના રાજાએ કુમારપાલને પ્રસન્ન રાખવા ઉપાય ચિંતવ્યો હતો. ઉજ્જ(-યે)શ્વર તેનો મિત્ર થયો હતો. **વારાણસી**ના સ્વામિએ કુમારપાલના દ્વારને શોભાવ્યું હતું. **મગધ**-દેશના રાજાએ ભેટણું આપ્યું હતું. **ગૌડ**દેશના રાજાએ મોટા હાથીઓ ભેટ આપ્યા હતા. કુમારપાલની સેનાથી **કાન્યકુબ્જ** (કનૌજ)ના રાજાને ભય થયો હતો. ગૂર્જરેશ્વર કુમારપાલના સૈન્યની છાવણી જોતાં ભયથી દશાર્ણ દેશના રાજાનું મરણ થયું હતું અને કુમારપાલના સૈન્યે તેની રાજધાનીની (દશાર્ણ દેશની) રાજ-સમૃદ્ધિને કુમારપાલને સ્વાધીન કરી હતી. કુમારપાલની સેનાએ **ચેદીશ્વર**ના માનનું ખંડન કર્યું હતું. કુમારપાલે રેવા (**નર્મદા**)ના તટ પર પડાવ નાખ્યો હતો. **મથુરાધીશે** કનક વગેરે સમર્પણ કરી કુમારપાલના સૈન્યથી પોતાના પુરની રક્ષા કરી હતી. કુમારપાલના આરાધન માટે **જાંગલપતિ** (રાજપૂતાના રાજા)એ હાથીઓ ભેટ ધરી નમ્ર વિજ્ઞપ્તિ કરી હતી. એ સર્વનું પ્રત્યક્ષ દૃષ્ટ-જ્ઞાત પ્રામાણિક વર્ણન હેમચંદ્રાચાર્યે ઉપર્યુક્ત પ્રા. **દ્વયાશ્રય** મહાકાવ્ય (સર્ગ ૬ઠ્ઠા)માં આપેલું છે.

ત્રિષષ્ટિ શલાકાપુરુષો (૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ બલદેવો, ૯ વાસુદેવો અને ૯ પ્રતિવાસુદેવો)ના ચરિત્રની રચના કરવામાં કારણભૂત કુમારપાલની પ્રાર્થના-પ્રેરણા હોવાથી હેમચંદ્રાચાર્યે તે મહાકાવ્યના અંતમાં પણ પરિમિત શબ્દોમાં કુમારપાલનો ઉચિત પરિચય કરાવતાં પ્રકાશિત કર્યું છે કે-

**ચેદિ**, **દશાર્ણ**, **માલવા**, **મહારાષ્ટ્ર**, **અપરાંત**, **કુરુ**, **સિંધુ** અને અન્ય પ્રૌઢ દુર્ગ (દુર્ગ-કિલ્લાવાળા અને દુઃખે ગમન કરી શકાય તેવા) દેશોને બાહુ-પરાક્રમશક્તિથી જિતનાર **વિષ્ણુ** જેવા **ચૌલુક્ય** **મૂલરાજ**ના અન્વયમાં થયેલા **પરમાર્હત** વિનયવાન્ કુમારપાલ પૃથ્વીપાલે એક વખતે તે (આચાર્ય હેમચંદ્ર)ને નમન કરી આ પ્રમાણે કહ્યું કે —

હે સ્વામિ! ૧ ગિ ાર ૨ જુગાર ુ મદિરા વગેરે જે કંઈ પણ નારકીના આયુષ્યના નિમિત્ત ૫ છે ત સર્વ—નિર્નિમિત્ત( નિષ્કારણ-કોઈ પણ પ્રકારના સ્વાર્થ વિના ) ઉપકાર કરવાની બુદ્ધિવાળા—એવા **આપની આજ્ઞાને પ્રાપ્ત કરી** મે પૃથ્વીમા નિષિદ્ધ કર્યુ છે—અટકાવ્યુ છે તથા પુત્ર રહિત મૃત્યુ પામનારનુ ધન મે મૂકી દીધુ છે-લેવુ બધ કર્યું છે તથા **અર્હચ્ચૈત્યો**( જિન-મદિ ા )થી પૃથ્વીને મે વિભૂષિત કરી છે એવી રીતે હાલમા હુ મ પ્રતિ( પહેલા થયેલ જૈનરાજા ) જેવો થયો છુ

પહેલા આપે મારા પૂર્વજ ભક્તિમાન્ સિદ્ધરાજ મહારાજાની નાથનાથી સુદર વૃત્તિથી સુગમ તથા અ ા( લિંગાનુશાસન ધાતુપારાયણ વગેર ) સહિત વ્યાકરણ રચ્યુ હત અને મા માટે નિર્મલ યો શાસ્ત્ર રચ્યુ હતુ, તથા લોકો માટે **દ્વયાશ્રય** ૃદ **અભિ ાન** **નામસ ગ્રહો**( કોશો ) ગેરે અ ય શાસ્ત્રો પણ રચ્યા છે જો કે લોકો પર ઉપકાર કરવાના મામ મા આપ સ્વયમેવ ( પોતાની મેળે જ ) સજ્જ છો તો પણ હુ આ નાથના ક છુ કે-મારા જેવા મનુષ્યના પરિબોધ ( પ્રતિબોધ ) માટે આપ ૬૩ શલા ાપુરુષો( ઉત્તમ રેખાને પામેલા પુરુષો )ના ચરિત્ન પણ પ્રકાશિત ક ો એ પ્રમાણે ત ( કુમારપાલ )ના ઉપરોધ( પ્રેરણા )થી હેમચ દ્રા ાર્યે ધર્મોપદેશ ૫ અદ્વિતીય ફલથી પ્રધાન અને મનોહર એવા **શલાકાપુરુષો**ના ઇતિવૃત્ત( ઇતિહાસ )ને વચનોના વિસ્તારમા સ્થાપ્યો આ પ્રશસ્તિ ચનના પદ્યો આ પ્રમાણે છે—

"निष्णुदश्चेदि दशार्ण मालव महाराष्ट्रापरान्तान् कुरून्,
सिन्धूनन्यतमांश्च दुर्गविषयान् दोर्वीर्यशक्त्या हरि ।
चौलुक्य **परमार्हतो** विनयवान् श्रीमूलराजान्वयी,
त नत्वेति कुमारपालपृथिवीपालोऽब्रवीत्कदा ॥
पापर्द्धि द्यूत मद्य प्रभृति किमपि यन्नारकायुर्निमित्त
तत् सर्व निर्निमित्तोपकृतिकृतधिया प्राप्य युष्मानस्मानाम् ।
स्वामिन् ! उर्व्यां **निषिद्ध** धनमसुतमृतस्याथ मुक्त तथाऽर्ह
च्चैत्यैरुत्तसिता भूरभवमिति समं सम्प्रति सम्प्रतीह ॥
पूर्व पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो याच्या
साङ्ग व्याकरण सुवृत्ति सुगम चक्रुभवन्त पुरा ।
मद्धेतोरथ **योग**शास्त्रममल लोकाय च **द्व्याश्रय**—
च्छ नो-ऽलङ्कृति-नाममुख्यप्रमुखान्याय यानि शास्त्राण्यपि ॥

**આચાર્ય હેમચંદ્રના દર્શન પછી—**

તે રાજા (કુમારપાલ) અન્યદા [1]વજ્રશાખામાં મુનિ [2]ચંદ્રના કુલમાં ઉત્પન્ન થએલા **આચાર્ય હેમચંદ્રના** દર્શન કરશે મેઘના દર્શનથી મયૂરની જેમ, તેમના દર્શનથી તે (રાજા) પ્રમુદિત થશે તે ભદ્રાત્મા તે મુનિ (હેમચંદ્રાચાર્ય)ને વંદન કરવા માટે ત્વરા કરશે (ઉત્સુકતા દર્શાવશે), જિન-ચૈત્યમાં ધર્મ-દેશના કરતા તે સૂરિને વંદન કરવા માટે, તે રાજા **શ્રાવક અમાત્ય** સાથે જશે

---

लोकोपकारकरणे स्वयमेव यूयं, सज्जा स्थ यद्यपि तथाप्यहमर्थयेऽहं ।
मादृग्जनस्य परिबोधकृते **शलाका** पुंसां प्रकाशयत **वृत्तमपि त्रिषष्टेः** ॥
तस्योपरोधादिति **हेमचन्द्राचार्यः** शलाकापुरुषेतिवृत्तम् ।
धर्मोपदेशैकफलप्रधानं, न्यवीविशच्चारु गिरा प्रपञ्चे ॥

૧-૨ આ **વ**જ્રશાખા અને **ચં**દ્રકુલનો વિસ્તારથી પરિચય હેમચંદ્રાચાર્યે **પરિશિષ્ટપર્વ**માં આપેલો છે હેમચંદ્રાચાર્યે અતિવિસ્તૃત છત્રીશહજાર શ્લોકપ્રમાણ દસપર્વવાળા **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત** નામના મહાકાવ્યના અંતમાં પોતાની ગુરુ-પરંપરા દર્શાવતી પ્રશસ્તિ પ્રકાશિત કરી છે ત્યાં વિશેષમાં કોટિક ગણ **વજ્ર**શાખા અને **ચં**દ્રગચ્છમાં થયેલા પોતાના સુયશસ્વી પૂર્વજ **યશોભદ્રસૂરિ** (ગિરનારમાં **નેમિજિન**-સંમુખ શિલા પર સમાધિસ્થ થઈ ૧૩ દિવસોના અનશનથી સ્વર્ગવાસી થનાર)નો ઉલ્લેખ કરી તેમના શિષ્ય **પ્રદ્યુમ્નસૂરિ** (આ **સ્થાનક** ગ્રંથના કર્તા)ના શિષ્ય અને ગુણસેનસૂરિના શિષ્ય **દેવચંદ્રસૂરિનો** પોતાના ગુરુ તરીકે પરિચય કરાવ્યો છે કે—

અવનિને પવિત્ર કરનાર અદ્વિતીય જંગમતીર્થ સ્યાદ્વાદરૂપી ગંગાને પ્રકટાવવામાં હિમાચલ જેવા વિશ્વને પ્રબોધ કરવામાં સૂર્ય જેવા જેઓ **સ્થાનકવૃત્તિ અને શાંતિચરિત**(વિ સં ૧૧૬૦માં **ખં**ભાતમાં જયસિંહના રાજ્યમાં બારહજાર શ્લોકપ્રમાણ પ્રાકૃત મહાકાવ્ય)ની રચના કરીને પરમ પ્રસિદ્ધિ પામ્યા હતા તેઓ અત્યંત તપસ્વી અને પ્રભાવશાલી **દેવચંદ્રસૂરિ** થયા, તેમના ચરણ-કમલને સેવતા ભ્રમર જેવા તથા તેમના પ્રસાદથી જ્ઞાન-સંપત્તિ અને મહોદય પ્રાપ્ત કરનાર આચાર્ય **હેમચંદ્ર** થયા એવી રીતે પોતાનો નમ્ર પરિચય કરાવ્યો છે—

તે રાજા( કુમારપાલ ), તત્વ( ૧ દેવ, ૨ ગુરુ, ૩ ધર્મ )ને ન જાણવા છતાં પણ ત્યાં દેવને નમસ્કાર કરીને, તે આચાર્ય( હેમચંદ્ર )ને ભાવ-શુદ્ધ ચિત્તવડે વંદન કરતો

'शिष्यस्तस्य च तीर्थमेकमवनं पावित्र्यकृज्जङ्गमं,
स्याद्वादत्रिदशापगाहिमगिरिर्विश्वप्रबोधार्यमा ।
कृत्वा स्थानकवृत्तिशान्तिचरितं प्राप्तः प्रसिद्धिं परां
सूरिर्भूरितपःप्रभावविमतिः श्रीदेवचन्द्रोऽभवत् ॥
आचार्यो हेमचन्द्रोऽभूत् तत्पा(त्प)दाम्बुजषट्पदः ।
तत्प्रसादादधिगत-ज्ञानसम्पन्महोदयः ॥

તેમના યોગશાસ્ત્રમાં હિંસા-નિષેધ તથા માંસ મદિરા શિકાર વગેરેના ત્યાગ માટે સમર્થ ઉપદેશો તથા શ્રાવકોના આચાર પણ દર્શાવેલ છે

પરમાર્હત શ્રીકુમારપાલ ભૂપાલે સાંભળવા ઈચ્છયું હતું અથવા એ જ ચૌલુક્ય મહારાજાની અભ્યર્થનાથી તેમણે આ યોગશાસ્ત્રની રચના કરી હતી તથા એ અધ્યાત્મોપનિષત્ નામના પટ્ટબંધવાળા ઉત્તમ ઉપદેશમય બાર પ્રકાશોથી શોભતા સ્વોપજ્ઞ યોગશાસ્ત્રની વૃત્તિ ( ૧૨૦૦૦-બારહજાર શ્લોક પ્રમાણ ) પણ એ જ મહારાજાની પ્રાર્થનાથી પ્રેરાઇને તેઓએ રચી હતી-તેવો ઉલ્લેખ ત્યાં કર્યો છે—

"या शास्त्रात् सु(सु)गुरोर्मुखादनुभवाच्चाज्ञायि किञ्चित् क्वचित्,
योगस्योपनिषद् विवेकिपरिषच्चेतश्चमत्कारिणी ।
श्रीचौलुक्यकुमारपालनृपतेरत्यर्थमभ्यर्थनाद्
आचार्येण निवेशिता पथि गिरां श्रीहेमचन्द्रेण सा ॥'

તથા વિવરણના અંતમાં—

"इति श्रीपरमार्हतश्रीकुमारपालभूपालशुश्रूषिते आचार्यश्रीहेमचन्द्रविरचितेऽध्यात्मोपनिषन्नाम्नि सञ्जातपट्टबन्धे श्रीयोगशास्त्रे स्वोपज्ञं द्वादशप्रकाशविवरणं समाप्तम् ।

श्रीचौलुक्यक्षितिपतिकृतप्रार्थनाप्रेरितोऽहं
तत्त्वज्ञानामृतजलनिधेर्योगशास्त्रस्य वृत्तिम् ।
स्वोपज्ञस्य व्यरचयमिमां तावदेषा च नन्द्याद्
यावज्जैनप्रवचनवती भूर्भुवःस्वस्त्रयीयम् ॥

(તે રાજા (કુમારપાલ), તેમના (આચાર્ય હેમચંદ્રના) મુખથી નિશુદ્ધ ધર્મ-દેશના પ્રીતિપૂર્વક સાંભળીને સમ્યક્ત્વપૂર્વક અણુવ્રતો (શ્રાવકોના વ્રતો) સ્વીકારશે બોધ પામતા તે રાજા શ્રાવકોના આચારનો પારગામી થશે [1] આસ્થાન (રાજ-સભા)માં રહ્યા છતાં પણ ધર્મ-ગોષ્ઠી દ્વારા પોતાના આત્માને રમાડશે-વિનોદ પમાડશે

પ્રતિદિન (? પર્વ દિનોમાં) પ્રાયે બ્રહ્મચર્ય કરનાર તે રાજા, અન્ન, શાક, ફલ વગેરેના નિયમોને ગ્રહણ કરશે

સુબુદ્ધિશાલી તે રાજા (કુમારપાલ), સાધારણસ્ત્રી (વેશ્યા)ઓને જ નહિ, પરંતુ ધર્મપત્નીઓને પણ વર્જશે અને બ્રહ્મચર્ય પાલન માટે બોધ પમાડશે

તે મુનિ (હેમચંદ્રાચાર્ય)ના ઉપદેશદ્વારા જીવ, અજીવ વગેરે તત્ત્વોનો જાણકાર થઈ તે રાજા બીજાઓને પણ બોધિ (જૈનધર્મ-શ્રદ્ધા)-પ્રદાન કરશે

આર્હદ્ ધર્મ પ્રત્યે દ્વેષ કરનારા જે કોઈ પાંડુરંગ વગેરે બ્રાહ્મણો વગેરે હશે, તે પણ તે (કુમારપાલ)ની આજ્ઞાથી ગર્ભ-શ્રાવક જેવા થશે

શ્રાવકના વ્રતોને સ્વીકારનાર તે ધર્મજ્ઞ રાજા [1] ચૈત્યો (જિનો)ને પૂજ્યા વિના અને ગુરુઓને પ્રણામ કર્યા વિના ભોજન કરશે નહિ

---

૧ કુમારપાલ ભૂપાલના પ્રતિદિન પઠન માટે (તેણે પૂર્વે કરેલા અભક્ષ્ય-ભક્ષણથી અપવિત્ર થયેલા ૩૨ દાંતોની શુદ્ધિ માટે ૩૨ પ્રકાશમાં) તેઓએ વીતરાગના વિશિષ્ટ સ્વરૂપને પ્રકાશિત કરતું વીશપ્રકાશમય વીતરાગ સ્તોત્ર રચ્યું હતું તેના અંતમાં પણ તેઓએ કુમારપાલ ભૂપાલ માટે શુભ આશીર્વાદ પ્રકટ કર્યો છે—

"શ્રીહેમચન્દ્રપ્રભવાદ્, વીતરાગસ્તવાદિત ।
કુમારપાલભૂપાલ, પ્રાપ્નોતુ ફલમીપ્સિતમ્ ॥

તે (કુમારપાલ રાજા) પુત્ર વિના મૃત્યુ પામનાર પુરુષોના દ્રવ્યને ગ્રહણ કરશે નહિ[1], ખરેખર જે વિવેકનું ફલ છે, અવિવેકી અતૃપ્ત હોય છે

---

૧ દ્વયાશ્રય મહાકાવ્ય (સર્ગ ૨૦ શ્લો ૮૮-)માં હેમચંદ્રાચાર્યે આ સંબંધમાં જણાવ્યું છે કે— મહારાજા કુમારપાલે એક વખત મધ્યરાતે કોઈ રડતી સ્ત્રીનો કરુણ આર્તસ્વર સાંભળ્યો વેષ-પરાવર્તન કરી મહારાજા ત્યાં ગયા અને તેના દુઃખનું કારણ જાણ્યું કે- પતિ-પુત્રના મરણ સમાચાર જણાતાં પોતાનું ધન રાજા લઈ લેશે એવા અધિક દુઃખદાયક આઘાતથી જીવનથી કંટાળી તેણી ગળે ફાંસો ખાઈ મરી જવા તત્પર થઈ હતી રાજાએ તેણીને આશ્વાસન આપી શ્રદ્ધા કરાવી કે- પુત્ર-રહિત મૃત્યુ પામનારનું ધન આ રાજા લેશે નહિ અને એ પછી કુમારપાલે અમાત્યોને ફરમાવી તેવી આજ્ઞા જાહેર કરાવી હતી

હેમચંદ્રાચાર્યના સમકાલીન સોમપ્રભાચાર્યે વિ. સં. ૧૨૪૧માં પાટણમાં રચેલા કુમારપાલપ્રતિબોધ (ગા. ઓ. સિ.) નામના વિસ્તૃત ગ્રંથમાં આ સંબંધમાં ઉલ્લેખ કર્યો છે કે- હેમચંદ્રાચાર્યના ઉપદેશથી ત્રીજા અણુવ્રતમાં અદત્ત-ધન ન લેવાના નિયમ લેતાં બહુ પીડા કરનાર અને પાપ-બંધનનું કારણ સમજી કુમારપાલે તે રડતી સ્ત્રીઓના ધનને નહિ લેવાનો નિયમ લીધો હતો- એ પ્રસંગે ગુરુ હેમચંદ્રાચાર્યે તેની પ્રશંસા કરી હતી કે-

> न यन्मुक्तं पूर्वं रघु-नघु(हु)ष-नाभाग(क)-भरत—
> प्रभृत्युर्वीनाथैः कृतयुगकृतोत्पत्तिभिरपि ।
> विमुञ्चन् संतोषात् तदपि रुदतीवित्तमधुना
> कुमारक्ष्मापाल ! त्वमसि महतां मस्तकमणिः ॥

ભાવાર્થ —હે કુમારપાલ! પૂર્વે કૃતયુગમાં થઈ ગયેલા રઘુ, નઘુ(હુ)ષ, નાભાગ(ક), ભરત વગેરે રાજાઓએ પણ જે મૂક્યું ન હતું, તે રુદતી-વિત્ત (પતિ-પુત્ર વિનાની રડતી-નિરાધાર સ્ત્રીઓના ધન)ને હાલ (કલિયુગમાં પણ) સંતોષથી મૂકતો તું મહાપુરુષોમાં પણ શિરોમણિ છે

મોહરાજ-પરાજય નાટકમાં કુમારપાલનો પરિચય કરાવતાં જણાવ્યું છે કે—

જે મૃગયા( શિકાર )ને પાડુ વગેરે ( રાજાઓ )એ પણ તજી ન હતી, તેને પોતે ( કુમારપાલ ) તજ્યો અને તેની આજ્ઞાથી દરેક જન પણ ત્યાગ કર્યો

હિંસાનો નિષેધ કરનાર( અમારિ—અહિંસા પળાવનાર ) તે રાજા ( કુમારપાલ ) વિદ્યમાન રહેતા મૃગયા( શિકાર ) વગેરે તો દૂર રહો માકણ, જૂ વગેરેને પણ અન્ત્યજો( ચંડાલ જેવા હલકા ગણાતા લોકો ) પણ હણતો નહિ

---

' पद्मासद्म कुमारपालनृपतिर्जज्ञे स चन्द्रान्वयी,
जैनं धर्ममवाप्य पापशमनं श्रीहेमचन्द्राद् गुरोः ।
निर्वीराधनमुज्झता विरचिता द्यूतादिनिर्वासनं,
येनैकेन भटेन मोहनृपतिर्जिग्ये जगत्कण्टकः ॥

ભાવાર્થ —ચન્દ્રવંશી તે કુમારપાલ રાજા લક્ષ્મીના આશ્રય-સ્થાનરૂપ થયો શ્રીહેમચન્દ્ર ગુરુ પાસેથી પાપ-શમન કરનાર જૈનધર્મને પ્રાપ્ત કરીને નિર્વીરાઓના ધનને મૂકી દેતા તથા દ્યૂત ( જુગાર ) વગેરે વ્યસનોને દૂર કરાવતા જે અદ્વિતીય સુભટે જગતમા કંટક જેવા મોહરાજાને જિત્યો હતો

મોહપરાજય નાટક ( ગા ઓ સિ )મા કુમારપાલ ધર્મરાજને ઉદ્દેશી કહે છે કે—

" निर्वीराधनमुज्झितं विदलितं द्यूतादिलीलायितं
देवानामपि दुर्लभा प्रियतमा प्राप्ता कृपासुन्दरी ।
ध्वस्तो मोहरिपुः कृता जिनमयी पृथ्वी भवत्सङ्गमात्,
तीर्णः सङ्गरसागरः किमपरं तत् स्याद् यदाशास्महे ॥

ભાવાર્થ —હે ધર્મરાજ ! આપના સંગમથી નિર્વીરા ( પતિ-પુત્ર-રહિત સ્ત્રીઓ )નું ધન મૂકી દીધુ દ્યૂત વગેરેની લીલા વિદલિત કરી દેવોને પણ દુર્લભ એવી પ્રિયતમા કૃપાસુંદરી પ્રાપ્ત કરી મોહરિપુને નષ્ટ કર્યો પૃથ્વીને જિનમયી કરી અને યુદ્ધસાગર તર્યો તો બીજું શું છે કે જેની અમે આશા કરીએ ?

પાછળના ગ્રંથોમા જણાવ્યા પ્રમાણે—આવા નિર્વીરાના ધનથી રાજ્યને ૭૨ લાખ રૂપિયાની વાર્ષિક આવક થતી હતી.

પાપર્દ્ધિ( પારધી–શિકારી–કર્મ )નો નિષેધક તે રાજા વિદ્યમાન હૈતા અરણ્યની મૃગ જાતિઓ( જગલમા વસતા હરણો વગેરે ) ગોઠ–(વાડા)મા રહેલી ગાયોની જેમ નિર્વિઘ્ને રોમથ કરતી (વાગોળતી) થઈ

શાસનમા( આનાનુ પાલન કરાવવામા ) ઇંદ્ર જેવો તે રાજા જલચર, સ્થલચર અને ખચર( પક્ષીઓ ) પ્રાણીઓને મારનારાથી સદા બચાવતો [1]

---

[1] શ્રીમ હેમચન્દ્રાચાર્યે સ દ્વયાશ્રય મહાકાવ્ય ( ૨૦મા સર્ગ મા શ્લો પથી ૨૨ )મા જણાવ્યુ છે કે રાજ્યનુ ન્યાયપૂર્વક પરિપાલન કરતા કુમારપાલે એક વખતે–ફાગણ શુદિ એકાદશી જેવા પર્વના દિવસે રસ્તામા ણ ચાર દીન(નિરાધાર અનાથ– પાપા –બિચારા ) પશુઓને બલાત્કારથી ખેંચી –પકડીને વેચવા માટે લઈ જતા એક માણસને જોઈ તેને બોલાવી પૂછતા જણાયુ કે–પૈસા માટે તે ખાટકી–કસાઈની દુકાને પશુઓ( બકરા )ને આપવા જતો હતો એવી રીતે માસ ખરીદનારા અને પોતાની આજીવિકા માટે જીવોની હિંસા કરનારા મનુષ્યો તરફ તેને ધિક્કાર આવ્યો એવી રીતે પશુઓના વધ થાય–એમા પૃથ્વીનુ શાસન કરનાર ભૂપાલના સુવાસિત યશની ક્ષતિ ગણાય દિવ્ય સુગધવાળા દૂધને અને સુગધી કલમ ( ચોખા તથા અન્ય ધાન્ય )ને તજી લોકો દુર્ગધી માસન સુગધી બનાવી ખાવા ચાહે–એ શાસન કરનારા રાજાનો દુર્વિનય ગણાય પ્રજા રાજાને અનુસરનારી હોય છે એવી રીતે નિર પરાધી પશુઓનો વધ થાય અને એવા મોટા અન્યાયને હુ ન અટકાવુ–ન રોકુ તો મારામા ન્યાયની કે ધર્મની ગધ પણ છે–એમ ન કહેવાય હુ કર લઉ છુ તે પૃથ્વીના રક્ષણ માટે લેતો નથી શરીરના રક્ષણ માટે લઉ છુ–એવી રીત ધિક્કારપાત્ર ગણાય ગગાતટ પર વસનારા મુનિએ મારી સ્તુતિ કરી છે કે–કુમારપાલ અત્યત ન્યાયી ધાર્મિક ( ધર્મનિષ્ઠ ) અને પાળુ છે તે સ્તુતિ આવી રીતે પશુ–વધ થતા રહે તો ધિક્કારપાત્ર ગણાય મારા જેવો રાજા હોવા છતા યમ–રાજાના કિંકર જેવા ક્રૂર મનુષ્યો આવી રીતે પશુ–વધ કરે તે અયોગ્ય ગણાય અહા ! ખેદની વાત છે કે–ક્રૂર કર્મવાળા લોકો હસતા હસતા પશુઓને હણે છે પરતુ ભવિષ્યમા યમદૂતો દ્વારા હણાનાર પોતાના આત્મા સબધમા

જેઓ જન્મથી માંડીને માંસ-ભક્ષણ કરનારા હશે, તેઓ પણ તે રાજાની આજ્ઞાને વશ થઈ ખરાબ સ્વપ્નની જેમ માંસની કથાને પણ ભૂલી જશે

જે મદ્ય(મદિરા)ને પહેલા દશાર્હો(યાદવો)એ ત્યાગ્યો હોવા છતાં પણ સર્વથા તજ્યું ન હતું તે મદ્યને પવિત્રાત્મા તે(મદિરાત્યાગી કુમારપાલ) સર્વત્ર અટકાવશે

---

શોક કરતા નથી જંતુ-વધ કરવામાં મહાપાપનો વિચાર કરી તે રાજાએ (કુમારપાલે) તેવું મહાપાપ કરનારને બીજા પાપ કરનારા કરતાં અધિક શિક્ષા કરવા અધિકારીઓને આજ્ઞા આપી હતી અને અધિકારીઓએ રાજાની આજ્ઞા પ્રમાણે રાજ્યમાં સર્વત્ર અમારિ ઘોષણા પ્રકટ કરી હતી

કુમારપાલના શ્રેષ્ઠ રાજ્યમાં પશુ-વધ બંધ થયો માંસાહાર તજી લોકો નિર્દોષ ભોજન કરતા થયા વિક્રમ અભય-દાન ન્યાય-પાલન વગેરે સદ્ગુણો વડે અમારિ-પ્રવર્તક કુમારપાલ જેવો અન્ય કોઈ નથી —એવી પ્રખ્યાતિ થઈ લક્ષ્મીના ગર્વથી માંસ ખરીદનારને તે લક્ષ્મી-રહિત કરી શકતો કરુણા (જીવ-દયા) વિષયમાં શ્રદ્ધારહિતોને તે સાર્થક વચનોવડે ઉલ્લસિત શ્રદ્ધાવાળા કરતો તેના પ્રશંસનીય શાસનમાં દેવીઓ પણ પશુવધવાળા બલિ દાન પામતી ન હતી શિકારીઓ પણ શિકાર કરતા નહિ યજ્ઞોમાં ઋષિઓદ્વારા પશુઓની આહુતિ અપાતી નહિ પરંતુ ધાન્યોથી આહુતિ અપાતી—એ વગેરે સંબંધમાં હેમચંદ્રાચાર્યે સં. દ્વ્યાશ્રય મહાકાવ્ય(સર્ગ ૨૦)માં ઉલ્લેખો કર્યા છે

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે અભિધાનચિંતામણિ નામમાલા (કાંડ ૩ શ્લો. ૩૭૬-૩૭૭)માં કુમારપાલના નામોનો નિર્દેશ કરતાં પરિચય કરાવ્યો છે કે—

कुमारपालश्चौलुक्यो राजर्षि परमार्हत ।
मृतस्वमोक्ता धर्मात्मा मारि-व्यसन-वारक ॥ ”

કુમારપાલના ઉપર્યુક્ત ૮ નામોની વ્યુત્પત્તિ-વ્યાખ્યા કરતાં તેઓએ સૂચવ્યું છે કે-કુમારો(શિશુ બાલકો)ની જેમ પ્રજાને પાલન કરવાથી અને કુ=પૃથ્વી તથા મા=લક્ષ્મીને અત્યંત પાલન કરવાથી ૧ **કુમારપાલ** ચુલુકના અપત્ય હોવાથી ૨ **ચૌલુક્ય** ૭ અંગોવાળા રાજ્ય વડે શોભતા હોવાથી રાજા તથા ક્ષમા વગેરે ગુણો ધારણ કરવાથી ઋષિ = ૩ **રાજર્ષિ** આનો અર્હન્ દેવતા હોવાથી તથા ક્ષમા વગેરે ગુણો વડે પરમ હોવાથી ૪ **પરમાર્હત** મૃતસ્વ

તે રાજા, મદીનમાં મદ્ય-સંધાન( દારૂની ઉત્પત્તિ )ને તેની રીતે રોકશે, કે કુંભાર પણ મદ્યના ભાંડો( વાસણો ) ઘડશે નહિ

મદ્યના નિત્ય વ્યસન( કુટેવ )થી ક્ષીણ—સંપત્તિ( દરિદ્ર ) થયેલા જે મદ્ય પીનારા ( દારૂડીઆ ) તે રાજા( કુમારપાલ )ની આજ્ઞાથી મદ્ય તજીને, તેમને સંપદાઓ થશે [1]

જે દ્યૂત( જુગાર )ને પૂર્વે થઈ ગયેલા નલ વગેરે રાજાઓએ પણ તજ્યું ન હતું તે દ્યૂત( જુગાર )નું નામ પણ, તે રાજા( કુમારપાલ ) પોતાના વૈરીના નામની જેમ ઉન્મૂલન કરશે [2]

તે રાજા( કુમારપાલ )ના ઉદ્યવંત શાસનમાં, તેની મેદિનીમાં પારેવાની પણ-ક્રીડા ( હોડ-સરતથી થતી રમતો ) અને કૂકડાઓના યુદ્ધો વગેરે પણ થશે નહિ [3]

---

પામનારના-નિર્વીરાના ડવ્યને મૂકનાર-ન ગ્રહણ કરનાર થવાથી ૫ **મૃત સ્વ-મોક્તા** અહિંસા વગેરે લક્ષણવાળો ધર્મ જ એનો આત્મા હોવાથી ૬ **ધર્માત્મા** મારિ-પ્રાણિવધને સર્વથા લોકમાં વારણ કરનાર-નિષેધક થવાથી ૭ **મારિ વારક** તથા શિકાર જુગાર અને મદિરા-પાન વગેરે વ્યસનોને સર્વથા લોકમાં વારનાર નિષેધક થવાથી ૮ **વ્યસન-વારક** એવા નામોથી વિખ્યાત થયો હતો

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે મહારાજા કુમારપાલના પરિચય અને વર્ણન સંબંધમાં સંસ્કૃત **દ્વયાશ્રય** મહાકાવ્યના ૧૬મા સર્ગથી ૨૦મા સર્ગ સુધીના પાંચ સર્ગો અને પ્રાકૃત **દ્વયાશ્રય** મહાકાવ્યના આઠે સર્ગો રચ્યા છે પોતાના સમકાલીન સુપરિચિત અને પ્રતિબોધિત ભક્ત મહારાજાનું સદ્ગુણમય સત્કર્મ-વિભૂષિત જીવન-ચરિત વિસ્તારથી પણ સમુચિત મર્યાદિત રીતે મહાકવિની પદ્ધતિથી તેઓએ આલેખ્યું છે તથા સ્વોપજ્ઞ યોગશાસ્ત્રના ની અને છંદોડનુશાસનની વ્યાખ્યાઓમાં ઉદાહરણ તરીકે અને વારંવાર ચૌલુક્ય કુમારપાલની પ્રશંસાના પદ્યો ઉચ્ચાર્યાં છે

૧ ૨ - હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રમાં તથા **મોહરાજપરાજય** અને કુમારપાલ-પ્રતિબોધમાં એ વિષે વિસ્તારથી પ્રવચન છે

અનહદ વૈભવવાળો તે રાજા( કુમારપાલ ), પ્રાયે પ્રત્યેક ગામોમાં જિનાયતનો ( જિન-મંદિરો ) દ્વારા પૃથ્વીને વિભૂષિત કરશે[1]

તે રાજા( કુમારપાલ ), સમુદ્ર પર્યંતના મહીતલ પર પ્રત્યેક ગામ અને પ્રત્યેક પુરમાં અર્હ પ્રતિમા( જિન-મૂર્તિ )ઓનો રથયાત્રાનો ઉત્સવ કરશે

તે રાજા( કુમારપાલ ), દ્રવ્યોનું દાન દઈ, જગતને અનૃણ કરી, પૃથ્વીમાં પોતાના સંવત્સરને અંકિત કરાવશે '

ભગવાન્ મહાવીરની ભવિષ્યવાણીને સાચી પૂરવાર કરનારા કુમારપાલ જેવા પ્રતાપી ગૂર્જરેશ્વરના ધર્માચાર્ય હેમચંદ્રના ઉપર્યુક્ત

---

1 હેમચંદ્રાચાર્યે પ્રા. દ્વયાશ્રય મહાકાવ્ય( સર્ગ ૨૦ )માં કુમારપાલના જીવનના નિત્યચર્યા દર્શાવતાં વિસ્તારથી વર્ણન કર્યું છે કે— કુમારપાલ ભવ્ય હાથી પર આરૂઢ થઈ ચતુરંગી સેના સાથે પોતાના નામાંકિત **કુમાર-વિહાર** નામના **પાર્શ્વ** જિન-મંદિરમાં જતો અને ભક્તિથી જિન-સ્તુતિ જિન-રચના વગેરે જિન-પૂજા કરતો અને આકર્ષક અદ્ભુત સંગીત-નૃત્યાદિ દ્વારા જિન-ભક્તિ કરાવતો તે પછી ગુરુને નમસ્કાર કરતો, તેમના ઉપદેશો સાંભળતો હતો

**પાટણમાં** કુમારપાલે કરાવેલા મનોહર એ કુમાર-વિહારનું વર્ણન હેમચંદ્રાચાર્યના પટ્ટધર મહાકવિ **રામચંદ્રે** કુમારવિહારશતક નામના છટાબદ્ધ સુંદર કાવ્યમાં કર્યું છે તેના આરંભના અને અંતના તે નામના નિર્દેશવાળા પદ્યો આ પ્રમાણે છે—

आश्चर्यमन्दिरमुदारगुणाभिराम विश्वम्भरा-पणवधू-तिलकायमानम् ।
तेजाम्नि यच्छतु **कुमारविहार**नाम भूमीभुजश्चुलुकवंशभवस्य चैत्यम् ॥

आस्तां तावन्मनुष्य प्रकृतिमलिनधी शाश्वतालोकचक्षु
वक्तुं वक्त्रैश्चतुर्भिर्विधिरपि किमलं तस्य सान्दर्यलक्ष्मीम् ? ।
क्षीणाशेषाभिलाष परमलयमय स्थानमाप्तोऽपि यस्मिन्,
आस्था श्रीपार्श्वनाथस्त्रिभुवनगुरुरामचन्द्रश्चकार ॥

સુપરિચિત ગ્રંથ પ્રત્યે સર્વ કોઈ સજ્જનો આદર દર્શાવે અને સહુના જાણતા-અજાણતા તેના મહાપુરુષ તરફ થયેલા મિથ્યા આક્ષેપો-અનાદરો દૂર કરી નાખી સત્યના અને સૌજન્યના દર્શાવે-એમ ઇચ્છીશુ

## પરિશિષ્ટ

[જૈનયુગ પુસ્તક ૨ના સંવત્ ૧૯૮૩ના વૈશાખના અંકમાં ભારવિનુ (?) ભટ્ટિકાવ્ય એ નામથી પ્રકાશિત ]

સુપ્રસિદ્ધ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યનું ગૂર્જર ભાષાંતર આચાર્ય મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ કર્યું જે વડોદરા દેશી કેળવણીખાતા તરફથી વિ સં ૧૯૪૯માં પ્રકટ થયું હતું તેમાં ઉપોદ્ઘાતાવલોકન (પૃ ૩૦)માં નીચેનો ઉલ્લેખ જોવામાં આવે છે—

‘ તે દ્વયાશ્રયકાવ્ય આ પ્રકાર **ભારવિના ભટ્ટિકાવ્યને** મળતું આવે છે, પણ ફેર એટલો છે કે **ભારવિએ** જ્યારે પાણિનીયની અષ્ટાધ્યાયીનો ક્રમ યથાર્થ સાચવ્યો છે[1] ત્યારે બે આશ્રયથી રચેલો આ ગ્રંથ બહુ જ કઠિન થઈ ગયો છે ને ટીકાની સહાય વિના તે સમજવો પણ મુશ્કેલ પડે એવો છે ’

સાહિત્યપ્રેમી સાક્ષર શ્રીયુત **મોતીચંદ** ગિરધરલાલ કાપડિયા બી એ એલએલ બી સોલીસીટર ગત આઠમી ગૂજરાતી સાહિત્ય પરિષદ **મુંબઈ** માટે લખેલા અને ‘જૈનયુગ (૧૯૮૩ના કાર્તિક-માર્ગશીર્ષ)માં તથા ‘સાહિત્ય (૧૯૨૬ ડિસેમ્બર, ૧૯૨૭ જાન્યુઆરી)

[1] મો ગિ કાપડિયાના લેખની ટિપ્પણીમાં આ સ્થળે સૂચવ્યું છે કે- આમાં ઐરસમજુતી છે ભટ્ટિકાવ્યમાં **પાંડવ અને** રામચરિત છે એટલે એમાં ઇતિહાસ ચાલુ છે -પરંતુ ભટ્ટિકાવ્યમાં **પાંડવચરિત** જોવામાં આવતું નથી

મા પ્રકાશિત થયેલા 'શ્રીહેમચંદ્રાચાર્યનુ પ્રાકૃત વ્યાકરણ' નામના લેખમા પણ ઉપરનો ફકરો ટાંકેલો જોવામા આવે છે (જૈ૦ પૃ ૯૬-૯૭ તથા સા૦ પૃ ૭૫)

આ સંબંધમા લક્ષ્ય ખેચવુ આવશ્યક છે કે-મર્હુમ **મણિલાલ** ન દ્વિવેદીએ '**ભારવિનુ ભટ્ટિકાવ્ય**' પ્રમાદથી સ્વ ગ્રથ તપાસ્યા વિના લખ્યુ જણાય છે કારણ કે **ભારવિનુ** કિરાતાર્જુનીય મહાકાવ્ય પ્રસિદ્ધ છે પરંતુ તેનુ **ભટ્ટિકાવ્ય** સ્થાય હોય તેમ જાણવામા નથી **ભટ્ટિકાવ્ય** જે સુપ્રસિદ્ધ છે, જેનુ અપરનામ **રામકાવ્ય** અને **રાવણવધ** પણ છે અને જે **મુબઈ**, કલકત્તા વગેરે સ્થળેથી અનેક આવૃત્તિયોમા પ્રકાશિત થયેલ સટીક મળી આવે છે તેમ જેની હસ્તલિખિત પ્રતિયો પણ મળી શકે છે તથા જેને કલકત્તા વિગેરે યુનિવર્સિટીમા સંસ્કૃત પરીક્ષામા પાઠ્ય પુસ્તક તરીકે સ્થાન મળ્યુ છે, તેના કર્તા **ભારવિ** હોય તેમ જાણવા-જોવામા નથી

વાસ્તવિક રીતે વિચારીએ તો **શિશુપાલ-વધ** કાવ્ય **માઘ** કવિના નામથી **માઘકાવ્ય** ના નામે ઓળખાય છે, તેમ એ ઉપર્યુક્ત **રામકાવ્ય** પણ **ભટ્ટિકવિના** નામથી **ભટ્ટિકાવ્યના** નામે ઓળખાય છે એટલે તેના કર્તાનુ નામ **ભટ્ટિ** સ્પષ્ટ જણાય છે **જયમંગલકૃત** ટીકા સાથે **મુબઈ** નિર્ણયસાગર પ્રેસ તન્ત્રથી પ્રકાશિત થયેલી બધી આવૃત્તિયોમા-મૂળ નીચે— इति वलभीवास्तव्यस्य श्रीस्वामिसूनोर्भट्ट(ट्टि) महाब्राह्मणस्य महावैयाकरणस્ય कृतौ रावणवधे × ×" ઇત્યાદિ તથા ટીકામા— श्रीस्वामिसूनु कविभट्टिनामा रामकथाश्रय महाकाव्य चकार। આવો ઉલ્લેખ જોવામા આવે છે

**મુબઈ** સરકારી સંસ્કૃત સિરિઝમા **મલ્લિનાથકૃત** ટીકા સાથે પ્રકાશિત થયેલ અને ગોવિંદશાસ્ત્રિ-સંશોધિત નિ સા પ્રેસમા છપાયેલ આવૃત્તિમા પણ **ભટ્ટિકાવ્યના** કર્તાનુ નામ **ભટ્ટિ** જોવામા આવે છે

કલકત્તામાં પ્રકાશિત યદુનાથ તર્કરત્નકાના મંગળ જયમંગલ અને ભરતસેનવાળી બંને ટીકાઓવાળી આવૃત્તિમાં, તથા જીવાનંદ વિદ્યાસાગર ભટ્ટાચાર્યે પ્રકાશિત તથા કમિટી સાહેબની આજ્ઞાથી પ્રકાશિત પુસ્તકમાં ભટ્ટિકાવ્યના કર્તાનું નામ ભટ્ટિ જ જોવામાં આવે છે, માત્ર ભરતસેન પોતાની ટીકામાં ભટ્ટિકવિને બદલે 'भर्तृहरिर्नाम कवि श्रीरामकथाश्रय महाकाव्य चकार । –આવો ઉલ્લેખ કરી ભર્તૃહરિ નામ જણાવે છે, પરંતુ બીજા ટીકાકારના અભિપ્રાય પ્રમાણે અને પ્રસિદ્ધિ પ્રમાણે ભટ્ટિકાવ્યના કર્તાનું નામ ભટ્ટિ જ વિશેષ યોગ્ય જણાય છે

જેસલમેરના જિલ્લાના પ્રાચીન જૈન જ્ઞાનભંડારમાં રહેલ એ જ પુસ્તકની તાડપત્રીય પ્રતિ પરનો ઉલ્લેખ અમારા કથનને વિશેષ પુષ્ટ કરે છે—

वल्मीवास्तव्यग्राम्वामिसूनोभट्टिब्राह्मणस्य कृतौ रामकाव्य समाप्तम

જુઓ જેસલમેર–ભા સૂચી (ગા ઓ સિરીઝ નં ૨૧માં પ્રકાશિત પૃ ૨૪)

આ ઉપરથી સદ્ગત સાક્ષર મ ન દ્વિવેદીએ જણાવેલ ભટ્ટિકાવ્યના કર્તાનું નામ 'ભારવિ' એ ભૂલથી કરેલું જણાય છે અને એ સાથે એમ અનુમાન થાય છે કે સદ્ગતે એ ભટ્ટિકાવ્યનું યથાયોગ્ય અવલોકન નહિ કર્યું હોય તેમણે એ જ ફકરામાં સૂચવેલ અભિપ્રાય ઉપરથી એવું સૂચિત થાય છે ર્વ દ્વિવેદીએ શ્રીહેમચન્દ્રાચાર્યના દ્વયાશ્રય મહા કાવ્યને ભટ્ટિકાવ્ય સાથે સરખાવતાં સૂચવ્યું છે કે 'ભારવિએ જ્યાર પાણિનીયની અષ્ટાધ્યાયીનો ક્રમ યથાર્થ સાચવ્યો છે××' પરંતુ સરસર તપાસી જોવામાં આવે તો સત્ય જણાશે કે—'હેમચન્દ્રાચાર્યે પોતાના દ્વયાશ્રય મહાકાવ્યમાં પોતાની 'સિદ્ધહેમ' શબ્દાનુશાસનની અષ્ટાધ્યાયીનો સૂત્રવાર જેવો ક્રમ સાચવ્યો છે તેવી રીતે પાણિનીયની અષ્ટાધ્યાયીનો ક્રમ ભટ્ટિકવિ ભટ્ટિકાવ્ય અપરનામ રામકાવ્યમાં સાચવી

શક્યા નથી' આવો અભિપ્રાય વિશેષ સમુચિત લેખી શકાય તેમ છે નિષ્પક્ષપાત તુલનાત્મક દૃષ્ટિથી અવલોકન કરનાર મુંબઈ સરકારી સંસ્કૃત સિરીઝ તરફથી પ્રકાશિત હેમચંદ્રાચાર્યનું સંસ્કૃત તથા પ્રાકૃત **દ્વયાશ્રય** મહાકાવ્ય તપાસી જોવું

એ **દ્વયાશ્રય** મહાકાવ્યને **ભટ્ટિકાવ્ય** સાથે તુલના કરતાં સ્વ૦ દ્વિવેદીએ એ જ ફકરામાં આલેખ્યું છે કે—

'ત્યારે બે આશ્રયથી રચેલો આ ગ્રંથ બહુ જ કઠિન થઈ ગયો છે, ને ટીકાની સાહાય્ય વિના તે સમજાવો પણ મુશ્કેલ પડે એવો છે

—આ સંબંધમાં આપણે દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરીએ તો સમજાશે કે શબ્દાનુશાસનના ક્રમવાર સમસ્ત સૂત્રોના સમગ્ર ઉદાહરણ-પ્રત્યુદાહરણોના પ્રયોગોનો ઉપયોગ કરી-પરિમિત શબ્દોના વર્તુલની ચોક્કસ મર્યાદામાં રહી અભીષ્ટ વિષય ઉપર મહાકાવ્ય રચવું એ કેટલું ક્લિષ્ટ કાર્ય છે? તે-તે વિષયના વિશારદ અનુભવીઓ જ સમજી શકે તેમ છે અને એથી એમાં વ્યાકરણના અપૂર્ણ અપરિપક્વ અભ્યાસીને કાઠિન્ય જણાય એ પણ સ્વાભાવિક છે **ભટ્ટિકાવ્યમાં** પણ એવું કાઠિન્ય ક્યાં નથી? તેના કર્તાએ સ્પષ્ટ શબ્દોમાં સૂચવ્યું છે કે—

> दीपतुल्य प्रबन्धोऽयं, शब्दलक्षण-चक्षुषाम् ।
> हस्तामर्ष इवान्धाना, भवेद् व्याकरणाद् ऋते ॥
> व्याख्यागम्यमिदं काव्यमुत्सव सुधियामलम् ।
> हता दुर्मेधसश्चास्मिन्, विद्वत्प्रियतया मया ॥'
>
> —**ભટ્ટિકાવ્ય** (સર્ગ ૨૨, શ્લો ૩૩, ૩૪)

ભાવાર્થ—શબ્દલક્ષણ-વ્યાકરણરૂપી આંખવાળાને આ પ્રબંધ દીવા જેવો છે, પરંતુ વ્યાકરણ વિના આંધળાઓને હસ્ત-સ્પર્શ જેવો છે **વ્યાખ્યાથી સમજી શકાય એવું** આ કાવ્ય સારી બુદ્ધિવાળા-શ્રેષ્ઠ વિદ્વાનોને અધિક ઉત્સવ-આનંદ આપે તેવું છે, અને આમાં મે

વિદ્વાનો પરના પ્રેમથી દુર્બુદ્ધિ–અલ્પમતિયોને હણ્યા છે–અનુગૃહીત કર્યા નથી–અનધિકારી કર્યા છે

ભટ્ટિકવિના ઉપર્યુક્ત ઉદ્ગાર પર વિચાર કરતા સ્પષ્ટ પ્રતીત થાય તેમ છે કે–મ ન દ્વિવેદીએ હેમચદ્રાચાર્યના દ્વયાશ્રય મહાકાવ્યની ભટ્ટિકાવ્ય સાથે તુલના કરતા પક્ષપાત, અન્યાય અને અજ્ઞાનની માત્રાનો પરિચય કરાવ્યો છે, અને તેમા પણ નીચેના ફકરામા પોતાનો અભિપ્રાય દર્શાવતા તેને વિશેષ વ્યક્ત કર્યો છે તે ફકરો આ પ્રમાણે છે—

દ્વયાશ્રયની ભાષા સસ્કૃત છે, તે બહુ શુદ્ધ છે, પરતુ **તેમા તથા ટીકામા ઘણા દેશી શબ્દો આવ્યા જાય છે જે કારણને લીધે આ ગ્રથ અતિ કઠિન થઈ ગયો છે, તે કારણથી એમા આપણે સ્વાભાવિક રીતે રસિક કાવ્યત્વની આશા ન રાખીએ, તો પણ એમ કહ્યા વિના ચાલતુ નથી કે હેમચદ્રના રચેલા બધા પુસ્તકોમા કાવ્યચાતુરી બહુ હલકા પ્રકારની છે'** —દ્વયાશ્રય ભાષાતર (પૃ ૩૧)

ભાષાતરકાર સદ્ગત દ્વિવેદી મહાશયે ઉપર્યુક્ત ઉલ્લેખ કરતા કયા કયા દેશી શબ્દો તેમા આવ્યા છે? કઈ રીતે તેમા રસિકતાની ન્યૂનતા છે? અને શ્રીમદ્ હેમચદ્રાચાર્યના રચેલા બધા પુસ્તકો તેમણે ક્યારે જોઈ લીધા? અને તેમા કાવ્યચાતુરી બહુ હલકા પ્રકારની તેમને કઈ દૃષ્ટિથી તપાસતા જણાઈ? તે જો પ્રમાણપૂર્વક સૂચવ્યુ હોત તો વિદ્વાનોને તે પર વિશેષ વિચાર કરવાનુ બની આવત

સ્વ૦ દ્વિવેદીનો અભિપ્રાય કેટલે અશે અસત્ય યા પક્ષપાતજન્ય છે, તે તપાસવાને એ દ્વયાશ્રય મહાકાવ્ય (સટીક) આજે વર્ષો થયા જગત્સમક્ષ સુપ્રકટ છે દ્વિવેદીના ભાષાતરમા રહી ગયેલ શ્લોક–ભાષાતર તથા સ્ખલનાઓના સબધમા અવકાશે અન્યત્ર ઉલ્લેખ કરી શકાય

---

સિદ્ધરાજ જયસિંહના રાજ્ય-સમયમાં વિ. સં. ૧૧૯૩માં મલધારી હેમચંદ્રસૂરિના પટ્ટધર શ્રીચંદ્રસૂરિએ પ્રાકૃતભાષામાં રચેલા અગિયાર હજાર શ્લોકપ્રમાણ મુનિસુવ્રતચરિતના અંતમાં ગુરુપરંપરા રૂપ દર્શાવેલી વિસ્તૃત પ્રશસ્તિમાં (ગાયકવાડ-પ્રાચ્યગ્રંથમાલામાં પ્રકાશિત પાટણ-જૈનગ્રંથભંડારસૂચી ભા. ૧ તાડપત્રીયમાં પૃ. ૩૨૦-૨૧) સોરઠના રા. ખંગારનો પ્રાસંગિક પરિચયાત્મક ઉલ્લેખ મળે છે કે—

"અણહિલવાડ નગરથી તીર્થયાત્રા માટે ચાલેલા સંઘે મહામહિમાવાળા જે (મલધારી આચાર્ય શ્રીહેમચંદ્ર)ને પ્રાર્થના કરીને પોતાની સાથે લીધા હતા, ઘણા આડંબરવાળા વિશાળ તે સંઘે વામણથલી (વણથલી) નગરીમાં આવી બહાર પડાવ નાખ્યો હતો. ત્યાં રાજાની છાવણીની જેમ તંબૂઓ તાણીને રહેલો સંઘ શોભી રહ્યો હતો. શ્રાવકજનો કુંકુમના અંગરાગ કરીને, પટ્ટાંશુક જેવાં ઉત્તમ વસ્ત્રો પહેરીને તથા અંગ-ઉપાંગમાં રત્નજડિત સોના વગેરેનાં વિભૂષણોથી વિભૂષિત થઈને જિનમંદિરમાં પૂજા-પ્રભાવના કરી રહ્યા હતા. તેમને જો સોરઠના પ્રભુ ખંગારનું મન દુષ્ટ થયું હતું. બીજાઓએ પણ તેને કહ્યું કે—"રાજન્! અણહિલવાડ નગરની સર્વ લક્ષ્મી તમારા ભાગ્યોથી અહીં આવેલી છે, તો તમે એને ગ્રહણ કરો. જેથી તમારા ભંડાર પ્રૌઢ થાય. આ લક્ષ્મી એક ક્રોડ દ્રવ્ય-પ્રમાણ સંભવે છે.' તેણે (ખંગારે) પણ લોભવશે તે સર્વ લક્ષ્મી લેવા ઇચ્છા કરી, પરંતુ સર્વજન-મર્યાદાના લોપ અને અપયશથી ડરતાં નિવૃત્તિ કરી. 'લક્ષ્મી લઈ લેવી કે મુક્ત કરવી?' એ સંબંધમાં નિશ્ચય ન કરી શકાતાં સંશયવાળા ચિત્તે વિચાર કરીને દિવસ પર્યંત સંઘને ત્યાં જ રોકી રાખ્યો. કહેવરાવવા છતાં પણ સંઘ સંબંધીના કોઈ મનુષ્યને તેણે દર્શન આપ્યાં નહિ. બીજે દિવસે તેનો સ્વજન મૃત્યુ પામ્યો, તેથી દિલાસો આપવાના બહાને જે મુનીંદ્ર (મલધારી હેમચંદ્રાચાર્યે) ત્યાં જઈને એ (રા ખંગાર)ને પ્રતિબોધ આપી-સમજાવીને સંઘને ઋદ્ધિ સાથે મુક્ત કરાવ્યો હતો.

સવે ઉજ્જયંત(ગિરનાર) અને શત્રુંજય એ બને તીર્થોમા જઈ શ્રીનેમિજિનેંદ્ર અને ઋષભનાથને વિભૂતિ(આડંબર)પૂર્વક વંદન કર્યું હતુ તેમા ઉજ્જયંત તીર્થ(ગિરનાર)મા અર્ધો લાખ પારુત્થય(તે વખતનુ નાણુ) ઉત્પન્ન થયુ હતુ, અને શત્રુંજય તીર્થમા ત્રીસ હજાર ઉત્પન થયા હતા(અર્થાત્ તે સવે ત્યા તેટલી ભેટ ધરી હતી) ”

અપ્રકાશિત પ્રાચીન તાડપત્ર પર લખાયેલા, પાટણના જૈન ગ્રથ ભંડારમા રહેલા પ્રાકૃતગ્રથમા એ હકીકત જણાવેલી છે [1]

---

१ 'अणाहिल्लवाड-नयराउ तित्थजत्ताए चलिय-मग्गेण ।
अगमरिऊण नीओ सहप्पणा तो महामच्चो ॥ ६३ ॥ × ×
वामणथलि-नयराए, दिन्नावासम्मि सघण ॥ ६५ ॥
वाडी-विनाणएहि गुरुरत्त-(च)उग्गडएहि गुल्मिणीहि ।
वियडे विरायमाण, निवखधावार-सारिच्छे ॥ ६६ ॥
कय-कुंकुमराय नियच्छ-पम्मुयाइ-वरवत्थ ।
कवण-रयणादि-भूसिय अगुवगेसु ॥ ६७ ॥
दट्ठूण सावयजण, जिणहर-परिहावण पउत्त ।
खगारस्स सुरट्ठा-पहुणो जाय मण दुट्ठ ॥ ६८ ॥
जम्हेहिं वि सो भणिओ, रायमणहिल्लवाडयरम नयम्म ।
चिट्ठउ लच्छी सव्वा इहागया तुज्झ पुत्तेहिं ॥ ६९ ॥
ता गिण्ह तुम एय, भडारो होइ तुह जहा पोढो ।
सभाविज्जइ ठाण, एकाए दव-कोडीए ॥ ७ ॥
लोभेण सो वि सव्व, त गहिउ वछए पुणो वि पर ।
सव्वयण-मज्जाया-लोव-अयस-भीआ नियत्तो ॥ ७१ ॥
इय अन्नय-निच्छओ सो, गहण-मोक्खे य सम्म य-चित्तो ।
चिंतूण दिणमाग, सघ धारेइ तत्थेव ॥ ७२ ॥
आणिज्जतो वि दिणो वि सो मओ मतियजणस्स ।
जो देइ गमण अन्नया य सयगो मओ तस्स ॥ ७३ ॥

'ગણકદેવી' ફિલ્મમાં અધિક અધમ બીજું ચિત્રણ સિદ્ધરાજના એક ઉચ્ચ અધિકારી સાજણ-સજ્જનનું જોવા મળે છે પહેલા પ્રસંગમાં પાણી ભરવા જતી પોતાની પત્નીની દેસલદ્વારા થતી છેડતીને વાણિયા-વિદ્યા( વેવલાવેડા )દ્વારા સિદ્ધરાજને સમજાવતો તેને રજૂ કર્યો છે બીજા પ્રસંગમાં તેને બાવાનો વેષ અપાવીને રાણકદેવી-વિરુદ્ધ પ્રચારકાર્ય કરતો અને ત્યાં જાહેર થઈ જતાં રા ખેંગાર દ્વારા અપમાનિત કરતો ચીતર્યો છે ત્રીજા પ્રસંગમાં વળી તે સજ્જનને ભવાઈ કરતો ચીતરી ફિલ્મની સંકલના કરનારે પોતાના કલ્પના-ભરેલા કલુષ ભેજાનો પરિચય કરાવ્યો છે સાથે વણિકો પ્રત્યે જ નહિ, જૈન-જનતા પ્રત્યે પણ આતંકિક વૈરવૃત્તિનો પરિચય આપ્યો છે ગૂજરાતના કીર્તિશાલી સદ્ગત સંરક્ષક શાસકોની નિર્લજ્જ મશ્કરી કરી ગૂજરાત પ્રત્યે એવી રીતે વફાદારી (!) બતાવી છે !

એ સાજણ-સજ્જન કોણ હતો ? તે કેવો સમર્થ શક્તિશાલી કર્તવ્યદક્ષ, દીર્ઘદર્શી, બુદ્ધિશાલી યથાર્થ નામવાળો ધર્મનિષ્ઠ મહાપુરુષ હતો ? એ સમજવા માટે પ્રાકૃત, સંસ્કૃત, પ્રાચીન ગૂજરાતી વિશાલ જૈન સાહિત્યના ઐતિહાસિક ઉલ્લેખો જોવા જોઈએ એ જોતાં જણાશે કે ગૂજરાતની પ્રશંસાપાત્ર ઉત્તમ એ વ્યક્તિના નામનો કેવો દુરુપયોગ કરવામાં આવ્યો છે ગૂજરાતના સાક્ષરો-લેખકો પોતાના જ

तो निक्खणय-मिसेण, जण मुणिदण तत्थ गतूण ।
पडिबोहिऊण एय सत्रो मोयाविओ सद्धि ॥७४॥
उज्जयत-सत्तुजएसु तित्थेसु दोसु वि निणिदे ।
सिरिनेमि-उसहनाहे वदइ सघो विभूइए ॥७५॥
तत्थु नयततिरजे पारुत्थय अद्धलक्खमुप्पन्न ।
सत्तुजयम्मि तित्थे, तीम सन्रसा समुप्पन्ना ॥७६॥

स १२०३मा श्रीचद्रसूरिविरचित प्रा मुनिसुव्रतचरि नी प्रशस्तिमा गा ९७थी७६ [गा ओ सि पाटण-जैन-भडारनी सूचीपत्र भा १, पृ ३२०-३२१]

પૂજ્ય પૂર્વજોનો અનિર્વચનીય અનુચિત કેવો ઉપહાસ કરી-કરાવી રહ્યા છે। પોતાની શક્તિને કેવા અવળા માર્ગમાં ઉતારી રહ્યા છે!।

ગૂજરાતના સુપ્રસિદ્ધ મંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાલના ધર્માચાર્ય વિજયસેનસૂરિ, સિદ્ધરાજ પછીના સમયમાં વિદ્યમાન હતા. જેમણે ગિરનાર અને આબૂ પરના તેમના કરાવેલા પ્રશંસનીય ધર્મસ્થાનોની સં. ૧૨૮૭-૮૮માં પ્રતિષ્ઠા કરી હતી, તે આચાર્યે ગિરનારની યાત્રા કર્યા પછી રેવંતગિરિ-રાસ રચ્યો હતો, જે ગાયકવાડ-પ્રાચ્યગ્રંથ-માળામાં પ્રાચીન ગૂર્જરકાવ્ય-સંગ્રહમાં પ્રકાશિત થઈ ગયેલ છે. તેમાં જણાવ્યું છે કે "ગૂર્જરધરામાં અમરેશ્વર (ઇન્દ્ર) જેવા પ્રવર પૃથ્વીશ્વર શ્રીજયસિંહદેવ થઈ ગયા, તેણે સોરઠના રા'ખેંગારને હણીને ત્યાં સાર દંડાધિપ (દંડનાયક-સેનાપતિ = સૂબા, ગવર્નર જેવા ઉચ્ચ અધિકારી) તરીકે સાજણને સ્થાપ્યો હતો. તેણે ગિરનાર પર નેમિજિનેન્દ્રનું અભિનવ ભવન કરાવ્યું હતું—એ રીતે ચંદ્ર-બિંબમાં પોતાનું નિર્મલ નામ લખાવ્યું હતું. સ્થૂલ વિશાલ સ્તંભો, લલિત પૂતળીઓ, મનોહર કળશ, મંડપ, તોરણ, રણઝણતી ઘૂઘરીવાળો ધ્વજદંડ વગેરેથી શોભતા, નેમિજિનના એ ઊંચા ભવનનો ઉદ્ધાર વિ. સં. ૧૧૮૫માં નર-શેખર એ સાજણે કર્યો હતો.[1]

---

૧ 'જમ્મણુ તેન ગુનિય તસુ તાઉ ચ ..
જે નર ઉજ્જિત-સિહરુ તે ખઠ વરતિત્થૂ
આસિ ગુજ્જર-ધરય જેણુ અમરેસરુ
સિરિજયસિંહ દેઉ પવરુ પુહવીસરુ
હણુવિ સોરઠુ રાઉ ખંગારઉ
ઠવિઉ સાજણુ દંડાહિવ સારઉ ૮
અહિણુનુ નેમિજિણિંદ તિણિ ભવણુ કરાવિઉ,
નિમ્મલુ ચંદરુ-બિંબિ નિય નાઉં લિહાવિઉ,
થોર-નિખંભ-નાયંભ-રમાઉલ
લલિત-પુત્તલિય-કલસ-કુલ-સંકુલ
મંડપુ દંડ ધણુ તુંગતર-તારણુ
ધવલિય વજિઝ રુણઝુણિહિ-કિંકિણિ ઘણુ

। સં ૧૩૨૦ લગભગમાં ધર્મઘોષસૂરિએ રચેલા[1] ગિરનાર-કલ્પમાં, તથા સં ૧૩૮૫-૮૯માં જિનપ્રભસૂરિએ રચેલા[2] તીર્થકલ્પ (આ રૈવત-કલ્પ)માં પણ એ જ આશયવાળો ઉલ્લેખ મળે છે (જુઓ ઉપર્યુક્ત પ્રાચીનગૂર્જરકાવ્યસંગ્રહ પરિ ૭, ૫)

સં ૧૩૩૪માં પ્રભાચન્દ્રસૂરિએ રચેલા પ્રભાવકચરિત(હેમચન્દ્ર-સૂરિચરિત)માં, સં ૧૩૬૧માં વઢવાણમાં મેરુતુંગસૂરિએ રચેલા પ્રબન્ધચિંતામણિ(સિદ્ધરાજાદિપ્રબંધ)માં, સં ૧૪૯૨માં પં જિન-મંડનગણિએ રચેલા કુમારપાલપ્રબંધમાં, સં ૧૫૦૩માં પં સોમ-ધર્મગણિએ રચેલી ઉપદેશસપ્તતિમાં સં ૧૫૦૬માં રત્નશેખરસૂરિએ રચેલી શ્રાદ્ધવિધિવૃત્તિમાં, સં ૧૫૧૭ લગભગમાં રત્નમંદિરગણિએ રચેલી ઉપદેશતરંગિણીમાં રત્નસિંહસૂરિ-શિષ્યે રચેલી ગિરિનાર-તીર્થમાલામાં, તથા સત્તરમી સદીના કવિ હેમવિજય અને ગુણવિજયે રચેલા વિજયપ્રશસ્તિ-મહાકાવ્યમાં, કવિ ઋષભદાસે સં ૧૬૭૦માં

ઇક્કારસસય-સહીઉ પંચાસીય વચ્છરિ
નેમિ-ભુવણુ ઉદ્ધરિઉ સાજણી નર-સેહરે ૯ '

સં ૧૨૮૭ લગભગમાં વિજયસેનસૂરિએ રચેલ રેવંતગિરિરાસમાં (કડી ૮-૯ ગા ઓ સિરીઝના પ્રાચીન ગૂર્જર-કાવ્યસંગ્રહમાં પ્ર )

૧ याकु[illegible]यमात्य-सज्जनदण्डेशाद्या अपि यधुर्यत्र ।
नेमि-भवनोद्धृतिमिमौ गिरिनारगिरीश्वरो जयति ॥

ધર્મઘોષસૂરિકૃત ગિરિનારકલ્પમાં (પ્રા ગૂ કા સંગ્રહ પરિ ૭ પૃ ૨૦માં)

૨ पुव्वि गुज्जरधराए जयसिंहदेवेण सगाररायं हणित्ता सज्जणो दंडाहिवो ठाविओ । तेण य अहिणवं नेमिजिणिन्दभवणं एगारससयपचासीए विक्कमरायवच्छरे काराविअं ॥

જિનપ્રભસૂરિના તીર્થકલ્પ(રૈવતકલ્પ)માં (ગા ઓ સિરીઝના પ્રા ગૂ કા સંગ્રહ પરિ ૫)

ગ્રંથેના કુમારપાલરાસમાં અને બીજા પણ અનેક ગ્રંથોમાં થોડા ફેરફાર સાથે પણ એ દંડનાયક સજ્જનના ઉપર્યુક્ત સત્કર્તવ્યના સસ્મરણો છે એ ગ્રંથોના આધારે જણાય છે કે-ગૂજરાતની પ્રાચીન રાજધાની પાટણના સંસ્થાપક વનરાજ ચાવડાએ જેની બાણકળા અને બહાદુરીની પરીક્ષા કરી જેને પોતાનો મહામાત્ય બનાવ્યો હતો તે શ્રેષ્ઠી જૈન મંત્રી જાંબનો વંશજ આ સજ્જન હતો ઉપદેશ સપ્તતિમાં જણાવ્યા પ્રમાણે તે શ્રીમાલવંશનો શ્રેષ્ઠી હતો ગૂર્જરેશ્વર સિદ્ધરાજે રા ખેંગાર જેવા સાથેના યુદ્ધમાં તેના પરાક્રમની પરીક્ષા કરી હશે તેથી તો તેની યોગ્યતા જોઈ-વિચારી રા ખેંગારના સ્થાનમાં, તેના પછી પોતાના પ્રતિનિધિ તરીકે સોરઠદેશના શાસક-દંડનાયક તરીકે, ઉચ્ચ અધિકારી તરીકે આ સજ્જનને નીમ્યો હતો હાથીઓ, ઘોડાઓ રથો અને પાયદળવાળા ચતુરંગ સૈન્યના અધ્યક્ષ સેનાપતિને, દંડઉપાય-દંડનીતિદ્વારા દેશને અંકુશમાં રાખનાર અધિકારીને વિદ્વાનો દંડનાયક તરીકે ઓળખાવે છે चतुरङ्ग-बलाध्यक्ष सेनानीर्दण्डनायकः ( હેમ० અભિધાનચિંતામણિ કાંડ ૩, શ્લો ૮૯ ) '

દીર્ઘદર્શી એ સજ્જન દંડનાયક પોતાનું અધિકારકાર્ય ઉત્તમ રીતે વિશિષ્ટતાથી બજાવતાં પૂર્વોક્ત પ્રશસ્ત કાર્ય કરવા વિચાર કર્યો, એટલું જ નહિ, ગૂર્જરેશ્વરે સોરઠ પર મેળવેલ વિજયની ચિરસ્મરણીય યાદગીરી રાખવા, ગૂજરાતના પવિત્ર કીર્તિ-સ્તંભ જેવા જિનમંદિરને ત્યાં સ્થાપવાનો સુવ પ્રયત્ન પણ કર્યો એકાંતર ઉપવાસ કરનાર તપસ્વી આચાર્ય ભદ્રેશ્વરસૂરિનો ઉપદેશ એમાં પ્રેરક થયો હતો તેણે નેમિજિનના પહેલાના કાષ્ઠમય મંદિરનો ઉદ્ધાર કરી ત્યાં ઉત્તમ શિલામય મનોહર રચનાવાળું અદ્ભુત જિન-મંદિરરૂપ સ્મારક તૈયાર કરાવ્યું એ કાર્ય કરવામાં ૨૭ લાખ ( બીજા કથન પ્રમાણે ૭૨ લાખ, ત્રીજા કથન પ્રમાણે ૧ કરોડ અને ૭૨ લાખ ) રૂપિયા જેટલા દ્રવ્યનો વ્યય થયો સોરઠમાંથી ઉઘરાવેલી ત્રણ

(બીજા કથન પ્રમાણે ૯, ત્રીજા કથન પ્રમાણે ૧૨) વર્ષોની આવકને ખર્ચી નાખી, તેમ છતાં ગૂર્જરેશ્વર કદાચ માગે ત્યારે તે રાજકીય ધન આપવા પણ તેણે દક્ષતાથી તયારી કરી રાખી હતી. વામન સ્થલી (વણથલી)ના જૈન શ્રીમંત આગેવાનોએ એ પુણ્યકાર્યમાં પોતાનો પૂરેપૂરો હિસ્સો આપવા પૂરી તત્પરતા દર્શાવી હતી. બીજી તરફ દુર્જન પિશુનોએ પોતાના જાતિ-સ્વભાવ પ્રમાણે એ સંબંધમાં ચાડી-ચુગલી કરી ગૂર્જરેશ્વરના કાન ભંભેર્યા હતા, પરંતુ પરિણામે સાચી વસ્તુસ્થિતિ જણાતાં મહારાજાનો આવેશ શમી જતાં તેને ધન્યવાદ મળ્યો હતો અને ચાડી-ચુગલીખોરોને શિક્ષા થઈ હતી. (જો, સિનેમામાં વિરુદ્ધ રીતે રા. ખે. રાગદ્વાગ સજ્જનને થઈ દર્શાવી છે!!)

ગૂર્જરેશ્વર મહારાજા સિદ્ધરાજ સોરઠમાં સોમનાથના દર્શન-પૂજન કર્યા પછી ઉજ્જયંત રૈવત નામવાળા ગિરનાર તીર્થની યાત્રા કરવા ગયા હતા અને તેમણે ત્યાં નેમિજિનની પણ પૂજા-ભક્તિ ભેટ સ્તુતિ કરી હતી, એમ આચાર્ય શ્રીહેમચંદ્રે સં. ચૌલુક્યવંશ અપરનામ દ્વયાશ્રય મહાકાવ્ય(સર્ગ ૧૫, શ્લો. ૬૦થી ૮૮)માં વિસ્તારથી જણાવ્યું છે.

એ સમયે ઉપર્યુક્ત મનોહર મંદિર જોતાં મહારાજાના મુખમાંથી સહસા ઉદ્ગાર નીકળ્યો હતો :–'ધન્ય છે તેના માત-પિતાને, જેણે આ અદ્ભુત જિન-મંદિર કરાવ્યું.' એના કરાવનાર સંબંધમાં પૂછપરછ થતાં એ દંડનાયક સજ્જને અવસરોચિત ઉચ્ચાર્યું કે–'માતા મયણલ્લા દેવી અને પિતા કર્ણદેવ ધન્ય છે કે જેમના સુપુત્રરત્ન એવા આપ મહારાજાએ જ આ મંદિર કરાવ્યું છે.' એ સંબંધમાં વિશેષ સ્પષ્ટી કરણ કરતાં તેણે જણાવ્યું કે–"આપ બેમાંથી એક રુચિ પ્રમાણે સ્વીકારો, આપ તીર્થોદ્ધારનું પુણ્ય સ્વીકારો. અથવા સોરઠની આવકનું ધન જ ચાહતા હો, તો તે પણ તૈયાર છે. આપના પ્રસાદથી સુખી, વણથલીના શ્રીમંત જૈન મહાજન આ પુણ્ય સ્વીકારવા અને તેટલું ધન

આપવા ઉત્સુક છે " ( કુ પ્રબંધમાં ટૂંકાણવાળો ઉલ્લેખ છે, કે ૭ મહિનામાં કલશ પર્યંત મંદિર તૈયાર થતાં સજ્જનનો સ્વર્ગવાસ થતાં, ધ્વજદંડ તેના પુત્ર પરશુરામે ચડાવ્યો હતો અને ઉત્તરાધિકારી તરીકે સિદ્ધરાજને પ્રત્યુત્તરથી તેણે સંતુષ્ટ કર્યો હતો )

સોરઠના એ દંડનાયક સજ્જનના વચન-ચાતુર્યથી પ્રસન્ન થઈ વિવેકી ગૂર્જરેશ્વરે તુરત અનિચ્છનીય ધન કરતાં તીર્થોદ્ધારનું પુણ્ય અત્યુત્તમ સમજી, તે સ્વીકારવા પરમ દરી દર્શાવી, પોતાની કીર્તિ વધારનાર પ્રસ્તુત પ્રશસ્ત કાર્યની પ્રશંસા કરી, વવાનમાં તીર્થની પૂજા-રક્ષા માટે બાર ગામોનું દાન આપ્યું હતું સોરઠનો અધિકાર ફરી પણ એ જ સજ્જનને સોંપ્યો હતો એ સજ્જને ગિરનારથી શત્રુંજય તીર્થ સુધી ૧૨ યોજન લાંબો દુકૂલમય મહાધ્વજ તીર્થને ભેટ આપ્યો હતો ઉપર્યુક્ત જૈન શ્રેષ્ઠીઓએ વણથલીમાં જ જિનમંદિરો રચાવીને પોતે કહેલા દ્રવ્યને એવા પુણ્યકાર્યમાં ખર્ચ્યું હતું

વિ સ ૧૧૮૫માં દંડનાયક સજ્જને ગિરનાર તીર્થ પર કરાવેલા નેમિજિનના મંદિરને [1]ગિરનાર-તીર્થમાલામાં અને [2]વિજયપ્રશસ્તિ મહાકાવ્યમાં 'પૃથ્વીજય પ્રાસાદ' નામથી ઓળખાવેલ છે તે નામમાં

---

૧ સંવત ઇગ્યાર ચુરાસી વરસિંઇ
સિદ્ધરાય જયસિંહ આદેસિંઇ અભિનવું ભાગ ઉલ્હાસો
ધન ધન સાજણ મંત્રિ-મુકુટ-મણિ,
"પૃથ્વીજય પ્રાસાદ" રચાઉં જાણ,
ગરુ મંડિ સ્ત્રી કિવાસો ૮

—વિ સં ૧૫૦૮ પછી વિક્રમની ૧૬મી સદીમાં રત્નસિંહસૂરિ-શિષ્યે રચેલી ગિરનાર-તીર્થમાલામાં (ભાવનગર ય વિ ગ્ર પ્રકાશિત પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ભા ૧ પૃ ૨૪)

૨ 'राज्ञाऽथ मन्त्रितस्तेन मन्धेन बहुना सह ।
गिरिं रैवतनामानमारुरोह महामुनि ॥ ५३ ॥
मुनिर्व स तत्रचैत्ये नेमिन स्वामिनस्तत ।
बिम्बमम्बुधरच्छाय वीक्ष्य प्रीतिं परां दधौ ॥ ६० ॥

રહસ્ય સમાયેલું છે એક રીતે તેમાં પૃથ્વીશ જયસિંહનું સ્મરણ છે, તે રાજા સમગ્ર પૃથ્વી પર વિજય પ્રાપ્ત કરે તેની શુભ ભાવના પણ છે બીજી રીતે શિલ્પશાસ્ત્રની દષ્ટિએ ઉત્તમ પ્રાસાદોમાં એ નામની ગણના છે એની પ્રાસાદ-રચના પૃથ્વી પર જય અપાવનાર થાય છે મહારાજા ભોજદેવે રચેલા અને ગાયકવાડ-પ્રાચ્યગ્રંથમાલામાં પ્રકાશિત થયેલા[1] સમરાંગણ નામના શિલ્પશાસ્ત્રમાં (ભા ૨, અ ૫૭, પૃ ૯૮માં) એનો પરિચય આપ્યા પછી અંતમાં તે સંબંધમાં જણાવ્યું છે કે-'જે રાજા, એવા પ્રકારના **પૃથિવીજય પ્રાસાદને** કરે તે શત્રુઓને જિતી સમસ્ત પૃથ્વી પર વિજય પ્રાપ્ત કરે છે બીજો પણ કોઈ ભક્તિમાન્ આ (પૃથ્વીજય પ્રાસાદ)ને કરે, તે પણ સુખ પામે છે અને અંતે પરમપદને પામે છે"

**ગૂર્જરેશ્વરના આવા દીર્ઘદર્શી ઉચ્ચ અધિકારી દંડનાયકને, સોરઠને શણગારનારા શાસકને, નામથી અને અર્થથી ખરેખરા સજ્જનને ચિત્રપટમાં જે તુચ્છ રીતે ચીતર્યો છે, તે માટે કથા-સંકલના કરનારાઓએ શરમાવું જોઈએ અને પોતાની ભૂલને સુધારી લેવી જોઈએ પરમાત્મા સૌને સદ્બુદ્ધિ આપે-એ જ શુભેચ્છા**

સં ૨૦૦૩ કા શુ ૧૫

---

[1] यात्वा-स (विजयसेनसूरि-) गुरुर्मुन्ति सन् चैत्ये *गूर्जरत्राधीश-श्रीसिद्ध* राज-जयसिंहदेव-महामन्त्रीश्वर-सज्जनश्रेष्ठिकारिते पृथिवीजयनाम्नि प्रासादे गत प्राप्त ।

—સં ૧૬૮૮માં કવિ હેમવિજય-ગુણવિજયકૃત વિજયપ્રશસ્તિ મહાકાવ્ય સર્ગ ૨૦ શ્લો ૫૯-૬૦ ૫ વિ ન ૫

૧ एवंविध विधत्ते य प्रासाद पृथिवीजयम् ।
पृथ्वीं विनयते कृत्स्ना, निर्जितारि स पार्थिव ॥
अन्योऽपि कश्चिद् य कुर्याद् [पृथ्वीश]-भक्तिमानिमम् ।
सोऽपि सौख्यमवाप्नोति पदवान्ते परं पदम् ॥'

—ભોજદેવનિર્મિત સમરાંગણ (ગા પ્રા ગ્ર અ ૫૭ પૃ ૯૮)-

[ ૬ ]

# "ગુજરાતના ઐતિહાસિક લેખો" પુસ્તકમા ગભીર સ્ખલનાઓ

[સ ૨૦૦૭મા જૈન સત્યપ્રકાશ અમદાવાદ વર્ષ ૧૭ના અક ૪મા પ્રકાશિત]

ફાર્બસ ગૂજરાતી સભા, મુબઈ તરફથી તેની ગ્રથાવલિના ન ૧૫ તરીકે 'ગુજરાતના ઐતિહાસિક લેખો' નામનુ જે પુસ્તક ૩ ભાગોમા પ્રકાશિત થયેલુ છે અને જેના સગ્રહ કરનાર એડીટર તરીકે આચાર્ય ગિરજાશકર વ વલભજી, બી એ, એમ આર એ એસ નિવૃત્ત ક્યુરેટર, આર્કીઓલોજિકલ વિભાગ, પ્રિ સ ઓફ વે સ મ્યુઝિયમ, મુબઈ–એમનુ નામ જોડાયેલુ છે–એ સબધમા વાચકોનુ લક્ષ ખેચવા ઇચ્છુ છુ

ગૂજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો જે અન્યત્ર અગ્રેજી પરિચય-ભાષાતર સાથે કે તે વિના પ્રકાશિત થયા હતા તેનો એકત્ર સગ્રહ ગૂજરાતી પરિચય-ભાષાતર સાથે ઉપર્યુક્ત પુસ્તકમા કરવામા આવ્યો છે, એથી ઇતિહાસપ્રેમીઓને–ગૂજરાતના અભ્યાસીઓને–આનદ થવો જોઈએ પરતુ તેનુ આતરનિરીક્ષણ કરતા વિષાદ થાય એવુ વિશેષ જણાય છે એમા કેટલેક સ્થળે અક્ષમ્ય વિચિત્ર ગભીર ભૂલભરેલા અર્થો કરવામા આવ્યા છે અને અશુદ્ધિઓની પરપરા છે એથી ઇતિહાસના અભ્યાસીઓને અને અન્ય વાચકોને ગેરસમજ થવી સભવિત છે તથા તેનો પ્રવાહ અન્યત્ર આગળ વધે એ શક્ય છે એથી એ સબધમા અહીં થોડુ સૂચન કરવાનુ ઉચિત ધાર્યું છે આશા છે કે સત્ય-પ્રેમીઓ તટસ્થ દૃષ્ટિથી એનુ અવલોકન કરશે

ઉપર્યુક્ત પુસ્તકનો ત્રીજો ભાગ, જે સંવત્ ૧૯૯૮-માં-સન ૧૯૪૨માં પ્રકટ થયેલ છે, તેમાંના માત્ર એક પહેલા લેખ સંબંધમાં જ અહીં વક્તવ્ય શક્ય છે ત્યાં 'વાઘેલાવંશના લેખો' એવા મથાળા નીચે 'આબુગિરિ ઉપર દેલવાડાનો રાજા વીરધવલના સમયનો શિલાલેખ' જેને નં. ૨૦૬ તરીકે ઓળખાવેલ છે અને પ્રા. સ. ઈ. ભા. પા. ૧૭૪' સંજ્ઞાથી અન્યત્ર પ્રસિદ્ધ જણાવેલ છે તે લેખ, પહેલાં ભાવનગર રાજ્યના પુરાતન સંશોધન ખાતા તરફથી પ્રકાશિત થયેલા 'કલેક્શન ઑફ પ્રાકૃત એણ્ડ સંસ્કૃત ઇન્સ્ક્રિપ્શન્સ' નામના પુસ્તકમાં પ્રકટ થયેલ હતો (જે પુસ્તક અત્યારે મારી સામે નથી)

પૂર્વોક્ત "ગુજરાતના ઐતિહાસિક લેખો' પુસ્તકના ત્રીજા ભાગમાં એ શિલાલેખનો પ્રાથમિક પરિચય કરાવતાં જણાવ્યું છે કે-"આબુ દેલવાડના રાજાઓના પ્રધાનો વસ્તુપાલ અને તેજપાલ નામના બે ભાઈઓએ **આદિનાથના મંદિરમાં કેટલુંક સમારકામ તથા સુધારો કરાવ્યાનું** લેખમાં લખ્યું છે"

એવી રીતે પરિચય કરાવતાં લેખકે એ લેખનો આશય સમજવામાં અને તેની સ્પષ્ટતા કરવામાં શોચનીય અનભિજ્ઞતા દર્શાવી છે એમ કહેવું જોઈએ કારણ કે એ લેખ (શ્લો. ૬૦-૬૧)નો આશય સમજનારા સુજ્ઞોને સમજાય તેમ છે કે મંત્રીશ્વર તેજપાલે આબૂ પર્વત ઉપર દેઉલવાડામાં 'લૂણસિંહવસહિકા' એ નામનું **નેમિનાથદેવનું** વિશાલ **નવું જ જિનમંદિર** તૈયાર કરાવ્યું હતું, જે (પરિ) દેવકુલિકાઓથી અલંકૃત અને વિશાળ હસ્તિશાલાથી શોભતું રચાવ્યું હતું તેનું એ શિલાલેખમાં વર્ણન છે એ સંબંધમાં ગૂર્જરેશ્વરના માન્ય પુરોહિત કવિ સોમેશ્વરદેવે ૭૪ કાવ્યોવાળી રચેલી પ્રશસ્તિ આ શિલાલેખમાં ઉત્કીર્ણ કરેલી છે

ઉપર્યુક્ત પરિચયમાં, મૂળ સંસ્કૃત લેખમાં અને તેના ગૂજરાતી

ભાષાતરમા એ લેખનો સવત્ ૧૨૬૭–ઈ અને ૧૨૧૧ જણાવેલ છે, પરંતુ એની સાથેના બીજા લેખના આધારે અને અન્ય સાધનોદ્વારા તપાસ કરતા ત્યા વાસ્તવિક સવત્ ૧૨૮૭ સમજવો જોઈએ તથા અતમા 'श्रीनागेन्द्रगच्छे श्रीविजयसेनसूरिभि प्रतिष्ठा कृता' અસ્પષ્ટ પણ ત્યા વચાય છે, તે હોવુ જોઈએ

ઉપર્યુક્ત પુસ્તકમા મૂળ સસ્કૃત લેખ જે પક્તિબદ્ધ છપાયો છે, તેમા હ્રસ્વ, દીર્ઘ, પદચ્છેદ, પદ–યોજના, પૃથક્કરણ આદિ કરવામા યથાયોગ્ય કુશલતા અને કાળજી દર્શાવાઈ જણાતી નથી, જેને પરિણામે તેમા અનેક ભૂલો જણાય છે વિશેષ નામોમા અને અન્યત્ર પણ વર્ણ–વ્યત્યય, વર્ણ–લોપ જેવી અસ્ત–વ્યસ્તતા નજરે ચડે છે તેમાથી કેટલીક દર્શાવી શકાય—

| | | શુદ્ધ | | | અશુદ્ધ | |
|---|---|---|---|---|---|---|
| શ્લો | ૩મા | अणहिल्पुर | જોઈએ, | ત્યા | अणहिपुर | છપાયેલુ છે |
| ,, | ૪મા | कल्पद्रुम | ,, | ,, | कल्पमूम | ,, |
| ,, | ૭મા | अश्वराज | ,, | , | सरनराज | ,, |
| , | ૧૪મા | विरचयति | ,, | ,, | विरयचति | ,, |
| ,, | ૧૭મા | साऊ माऊ | ,, | ,, | साकु माकु वन | ,, |
| ,, | ,, | धनदेवी सोदर्य | ,, | ,, | देवी मौंदर्य | ,, |
| ,, | ૪૫મા | जैनसिंह | ,, | ,, | चेन्नसिंह | ,, |
| ,, | ૪૮મા | –गुरु– | ,, | ,, | –गुह– | ,, |
| ,, | ૪૯મા | अनुपमादेव्या | ,, | ,, | अनुपदेव्या | ,, |
| ,, | ૫૮મા | सुकृतवेश्म | ,, | ,, | सकृतवेश | ,, |
| ,, | ૬૩મા | मयतो | ,, | ,, | गनयो | ,, |
| ,, | ,, | दश–मूर्त्तय | ,, | ,, | दश–पुत्रय (?) | ,, |

| | શુદ્ધ | | | અશુદ્ધ | |
|---|---|---|---|---|---|
| શ્લો ૬૪મા | मूर्त्तांनामिह | ,, | ,, | मुद्धनीनामिव | ,, |
| ,, ,, | करिवधूपृष्ठ- | ,, | ,, | करिदधु स्वेष्ट- | ,, |
| ,, ,, | -वघु | ,, | ,, | -बाहु | ,, |
| , ६९मा | प्यानदा- | ,, | ,, | प्याचदा- | ,, |
| ,, ৬০મા | श्रीजैनशासनवनी | ,, | ,, | श्रीजैनशासवनी | ,, |
| ,, ,, | सत्तक | ,, | ,, | सन्नक | ,, |

—એ લેખનુ ભાષાતર જોઈએ, તો તે પણ યથાયોગ્ય સતોષ કારક લાગતુ નથી, અનેક ભૂલોથી ભરેલુ જણાય છે તેમા **અશ્વરાજ** જોઈએ ત્યા શશ્વરાજ (શ્લો ૭-૮મા) છે, કુમાર **કાર્તિકેય** સ્વામિની માતા પાર્વતી જોઈએ, ત્યા **કાર્તવીર્ય**ની માતા જણાવેલ છે (શ્લો ૭) **ચડપ્રસાદ** જોઈએ ત્યા **ચડુપ્રસાદ** અને પ્રહ્લાદન જોઈએ ત્યા પ્રલ્હાણ વગેરે જોવા મળે છે

તેમા મગલાચરણનો બીજો શ્લોક, તેના ભાષાતર સાથે વિચારવા યોગ્ય છે

> य [ क्ष ]ातिमानप्यर[ ण ]प्रकोपे शातोपि दीप्त स्मरनिग्रहाय ।
> निमीलिताक्षोपि समग्रदर्शी स व शिवायास्तु शिवातनूज ॥"

તેનુ ત્યાનુ ભાષાતર—"શાતિમાન હોવા છતા **કોપથી** રક્ત, શાન્ત હોવા છતા સ્મરનિગ્રહમા પ્રદીપ્ત અને ચક્ષુ બધ છતા જે સર્વ જુએ છે તે **પાર્વતીનો પુત્ર ગણપતિ** તમારુ કલ્યાણ કરો

—આ સ્થળે શિવા-તનૂજનો અર્થ **નેમિનાથ**દેવ કરવો સુસગત છે, કારણ કે આ પ્રશસ્તિ, નેમિનાથદેવના નવા બનાવેલા **જિન** મદિરને ઉદ્દેશી રચાયેલી છે નેમિનાથની માતાનુ નામ **શિવા** (**શિવાદેવી**) જૈનસાહિત્યમા પ્રસિદ્ધ છે નેમિનાથ ક્ષમાવાન્ હોવા

છતા કોપ પ્રત્યે અરુણ (લાલ-કોપ દૂર કરનાર), શાંત હોવા છતા કામદેવનો નિગ્રહ કરવામા દીપ્ત (ઉગ્ર) કહી શકાય, ધ્યાન-મગ્નાવસ્થામા તે નિમીલિતાક્ષ હોય છે, છતા તેઓ સર્વજ્ઞ હોઈ સમગ્ર દર્શી છે, તે શિવા-તનૂજ **નેમિનાથ** તમારા શિવ મગલ, કલ્યાણ-મોક્ષ માટે હો

—કવિએ અહીં વિરોધાલકારથી **અનેકાતવાદ ઘટાવી** દ્વચર્થી શબ્દનો પ્રયોગ કરી ખૂબીથી **ને**મિનાથદેવનુ આશીર્વાદાત્મક મગલાચરણ કર્યું છે—એ લક્ષ્યમા લેવુ જોઈએ

ઉપર્યુક્ત પુસ્તકમા છપાયેલુ ૧૭મુ કાવ્ય અને તેનુ ભાષાતર જોવા જેવુ છે —

" जाल्हमाकुसाकुवनदेवीसोहगावयजुकाल्या ।
पदमलदेवी चैषा क्रमादिमा सप्त सोदर्य ॥ '

તથા ત્યા તેનુ ભાષાતર આ પ્રમાણે છપાયેલુ છે—

"**તેને** જાલૂ, માકુ સાકુ, વનદેવી, સોહગા, વયજુકા અને પદમલદેવી એના અનુક્રમવાળી **સાત પરણેલી પત્નીઓ હતી**

—ઉપરના શ્લોકમા **લૂ**ણિગ, મલ્લદેવ, વસ્તુપાલ અને **તે**જપાલ એ ચાર ભાઈઓના નામો જણાવેલા છે **એમને** એ અનુક્રમે **૭ સગી-સહોદર બહેનો હતી,** તેને અહીં ભાષાતરકારે અર્થનો અનર્થ કરી **પરણેલી પત્નીઓ** જણાવી છે ! !

મૂળ શિલાલેખમા પહેલી ચાર બહેનોના **જાલ્હૂ, માઊ, સાઊ, વનદેવી** એના નામો વચાય છે, તેને બદલે ઉપર્યુક્ત પુસ્તકમા ઉપર જણાવ્યા પ્રમાણે સસ્કૃત શ્લોકમા, તથા તેના ભાષાતરમા **જાલૂ, માકુ, સાકુ, વનદેવી** એવા નામો છપાયેલા છે

વિશેષમા મૂળ શિલાલેખમા सोदर्य પાઠ છે, તે એડીટરને શુદ્ધ

તરીકે સમજાયો જણાતો નથી એટલે ત્યા સાૅર્ય છપાયુ લાગે છે- એડીટરે ત્યા સુદરી શબ્દ સમજી તેનુ એવુ રૂપ કલ્પી લીધુ લાગે છે એથી તેનો અર્થ તેવો વિચિન કર્યો લાગે છે વાસ્તવિક રીતે વિચારીએ તો ત્યા सोदर्य પાઠ શુદ્ધ છે, સૌન્દરી ( સહોદરી-સગીબહેન અર્થ-વાચક ) શબ્દનુ બહુવચનનુ એ રૂપ છે કવિએ એ પહેલા છપા પદદ્વારા પૂર્વે જણાવેલા ચાર બધુઓ ( ૧ લૂણિગ, ૨ મલ્લદેવ, ૩ વસ્તુપાલ અને ૪ તેજપાલ ) એમની અનુક્રમે જણાવેની આ ૭ સહોદરી-સગીબહેનો હતી, તેમ જણાવ્યુ છે

વિશેષ તપાસ કરતા જણાય છે કે મ ત્રીશ્વર તેજપાલે ત્યા આબૂ તીર્થમા પોતે કરાવેલ 'લૂણસીટ-વસહી' નામના નેમિનાથદેવના તે ચૈત્યમા જગતીમા પોતાની એ સાતે બહેનોના શ્રેય માટે પણ જુદા જુદા ૭ તીર્થ કરની પ્રતિમાઓથી અલ કૃત જુદી જુદી ૭ દેવકુલિકાઓ કરાવી હતી અને સ ૧૨૯૩ વર્ષના ચૈત્ર વદિ ૮ શુક્રવારે નાગેન્દ્રગચ્છના શ્રીવિજયસેનસૂરિદ્વારા પ્રતિષ્ઠિત કરાવી હતી શિલાલેખો સાથે હાલમા પણ એ વિદ્યમાન છે ત્યા સ્પષ્ટ આવા ઉલ્લેખો છે—

—स १२९३ वर्षे चैत्रवदि ८ शुक्रे श्रीअर्बुदाचलतीथ स्वयकारितलू-णसीहवसहिकाख्यश्रीनेमिनाथदेवचैत्ये जगत्या मह श्रीतेज पालेन—

( १ ) स्वभगिन्या बाइ जाल्हणदेव्या श्रेयोऽर्थं
( २ ) „ नी माउ „
( ३ ) „ , साउदेव्या „
( ४ ) „ „ धणदेवि- „
( ५ ) „ , सोहगा-
( ६ ) , , वयजुका- „
( ७ ) , , पद्मला- „

—આ શિલાલેખો 'એપિગ્રાફીઆ ઇંડિકા' વો ૮, પૃ ૨૨૭થી ૨૨૯મા ન ૬૧થી ૭૧મા, તથા 'પ્રાચીન જૈનલેખસગ્રહ' ભાગ બીજામા લેખાક ૯૪થી ૯૯ અને ૧૦૩મા, અને 'અર્બુદ-પ્રાચીન જૈન લેખસગ્રહ' (આબૂ ભાગ બીજા)મા લેખાક ૩૨૫થી ૩૨૮, ૩૩૦, ૩૩૧ અને ૩૩૭મા મૂળ સંસ્કૃતમા પ્રકાશિત થયેલા છે તથા પહેલામા અગ્રેજીમા અને પાછળના બે ગ્રથોમા તેનો ગૂજરાતી સાર પણ પ્રકાશિત થઈ ગયેલ છે—એથી અહી વિશેષ સમર્થનની અપેક્ષા નથી

વિશેષમા એટલે અત્રે સતોષ માનીએ કે ઉપર્યુક્ત 'ગુજરાતના ઐતિહાસિક લેખો' ભાગ ત્રીજામા, સગ્રહ કરનાર એડીટરે પ્રાસ્તાવિક ઐતિહાસિક વિવેચન (પૃ ૧૧)મા 'વસ્તુપાલ તથા તેજપાલનુ વશવૃક્ષ' દર્શાવ્યુ છે, તેમા ઉપર જણાવેલ નામોવાળી ૭ બહેનોને તેમની બહેનો તરીકના ક્રમમા દર્શાવી છે

એના શ્લો ૬૨થી ૬૬ના ભાષાતરમા (પૃ ૧૨મા) અર્થ ન સમજવાથી કઈક વિચિત્ર જ જણાવ્યુ છે કે—

"ધર્મકાર્યોના પ્રભાવથી વાદળાને પણ નમાવનાર ધીમત લાવણ્યસિંહ દિગ્નાયક સમાન હતા અને હાથી પર આરોહણ કરી જિનેશ્વરના દર્શને જતી તેમની ૧૦ (દશ) પુત્રીઓ રમ્ય લાગે છે

સોલકી નૃપ વીરધવલના અતુલ હાથ જેવા વસ્તુપાલના સુમતિવાળા અનુજ તેજપાલે આ જિનના મદિરમા આ પુત્રીઓના (?) હાથી પર બિરાજતા પથ્થરના ૧૦ (દશ) પુતળા કરાવ્યા

સ ગર સમીપમા ફલસહિત આમ્રતરુ સમાન તેની પત્નીનો આકાર તેજપાલ નિજ પત્નીસહિત વસ્તુપાલના મહેલમા દેખાય છે"

વાસ્તવિક રીતે ત્યાં આવો અર્થ જોઈએ—[ શ્રીમાન્ (૧) ચંડપના પુત્ર (૨) ચંડપ્રસાદ થયા, તેના પુત્ર (૩) સોમ, તેના પુત્ર (૪) અશ્વરાજ થયા તેમના પવિત્ર આશયવાળા પુત્રો (૫) લૂણિગ, (૬) મલ્લદેવ, (૭) વસ્તુપાલ અને (૮) તેજપાલ થયા જેઓ **જિનમતરૂપી આરામ (બગીચા)ને ઉન્નત કરવામાં નીરદ-મેઘ જેવા છે** ૬૨

શ્રીમન્ત્રીશ્વર વસ્તુપાલનો પુત્ર (૯) જૈત્રસિંહ નામનો, અને તેજપાલનો પુત્ર (૧૦) લાવણ્યસિંહ વિશ્રુત વિખ્યાત મતિવાળો છે હાથણીઓના સ્કંધ પર ચડેલી **એ દશની મૂર્તિઓ** એવી રીતે લાંબા સમય સુધી શોભે છે કે-જાણે જિન-દર્શન માટે જતા દિગ્નાયકો (૧૦ દિક્પાલો)ની એ મૂર્તિઓ હોય ૬૩

**ચૌ**લુક્ય ક્ષિતિપાલ **વીર**ધવલના અદ્વિતીય બંધુ અને વસ્તુપાલના અનુજ લઘુબંધુ સુબુદ્ધિશાલી આ મંત્રી **તેજપાલે** અહીં હાથણીઓની પીઠ પર પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિઓની પાછળ **તેમની ( તે ઉપર જણાવેલ ૧૦ની )** કાંતા-પત્નીઓ સાથે **દશ મૂર્તિઓ** વિમલ ઉજ્જવલ અશ્મ (આરસ-પાષાણ)ના ખત્તક (તાકા-ગોખલા)માં રહેલી કરાવી હતી ૬૪

**સકલ પ્રજાના ઉપજીવ્ય** (આશ્રય કરવા યોગ્ય) વસ્તુપાલની **પાસે તેજપાલ,** સરોવરની પાસે રહેલ સફળ(ફળવાળા), સહકાર (આમ્રવૃક્ષ) જેવા શોભે છે ૬૫

તે બંને ભાઈઓએ (વસ્તુપાલે અને તેજપાલે) પ્રત્યેક પુર, ગામ માર્ગ, પર્વત અને સ્થળમાં વાવ, કૂવા, નિપાન (અવેડા) ઉદ્યાન, સરોવર, પ્રાસાદ(મંદિર) સત્ર(દાનશાલા-પરબ) વગેરે ધર્મસ્થાનોની પંક્તિ અત્યંત નવી કરી અને જીર્ણ થઈ હતી, તેને ઉદ્ધત કરી તેની સંખ્યા પણ જાણી શકાતી નથી, જો તે કોઈ જાણતું હોય તો તે પૃથ્વી જ જાણે છે ૬૬

કરનાર, અને એ વ્યાખ્યાની પ્રથમ પ્રતિને આમ્રદેવમુનિદ્વારા લખાવનાર તેમના સમકાલીન ગુણાનુરાગી વિદ્વાન્ [1]પાર્શ્વિલગણિ

ગૂજરાતમાં-અણહિલ્લવાડ **પાટણમાં** મહારાજા દુર્લભરાજ( સં. ૧૦૬૫ થી ૭૮ )ની રાજ-સભામાં ચૈત્યવાસીઓ સાથેના વાદમાં વિજય મેળવી વસતિ-વાસને પ્રતિષ્ઠિત કરનાર **આશાપલ્લી**-આસાવળ( **અમદાવાદ** વસ્યા પહેલાનું સ્થાન )માં આ **લીલાવતીકથા** રચનાર અને **જાવાલિપુર**( જાલોર ગઢ-મારવાડ )માં સં. ૧૦૮૦માં હરિભદ્રસૂરિના **અષ્ટકોની** વૃત્તિ **પંચ** લિંગીપ્રકરણ **ષટ્સ્થાનક પ્રમાલક્ષ્મ**( લક્ષણ ) **કથાકોશ** વગેરે અનેક ઉપયોગી રચના કરનાર **જિનેશ્વરસૂરિ** તથા સં. ૧૦૮૦માં જાવાલિપુરમાં **પંચગ્રંથી** ( **બુદ્ધિસાગર**-વ્યાકરણ ) રચનાર **બુદ્ધિસાગરસૂરિ** જેવા પ્રભાવક ધુરંધર સમર્થ શિષ્યો-પટ્ટધરોના એ ગુરુ હતા.

સં. ૧૦૯૫માં **ચન્દ્રાવલિ**( ચંદ્રાવતી )માં આ સુરસુંદરીકથા રચનાર સાધુ **ધનેશ્વર**( **જિનભદ્રસૂરિ** ) સં. ૧૧૨૫માં આ **સંવેગરંગશાલા** રચનાર **જિનચંદ્રસૂરિ** તથા સં. ૧૧૨૦ થી ૧૧૨૮ લગભગમાં **પાટણ** **ધોળકા** **સ્તંભનપુર**( **ખંભાત** ) વગેરેમાં વાસ કરી **જિનસિદ્ધાંતો**( ૯ અંગસૂત્રો ઉપાંગ વગેરે ) પર વ્યાખ્યાઓ રચનાર સુપ્રસિદ્ધ **અભયદેવસૂરિ** જેવા વિદ્વદ્રત્નો-પ્રશિષ્યો-આજ્ઞાન્વિત અનુયાયીઓ એમના પરિવારમાં **થઈ** ગયા. એ રીતે વિચારતાં મુખ્યતયા ગૂજરાત પર અને **મારવાડ** વગેરે બીજા દેશો પર પણ તેમના અસાધારણ ઉપકારોનું ચિરસ્મરણીય ઋણ છે-એ આપણે ભૂલવું ન જોઈએ.

[1] "सिद्धयै संसारभयात् **पार्श्विल्लगणि**वचनतः प्रथममेषा ।
*स्नेहाद्वलेखि शीघ्रं मुनिना नत्वाम्रदेवेन ॥*
कर्मक्षयाय वृत्तिर्येषा वाचिता यशोविमुखः ।
**पार्श्विल्लगणिना** तेषां स्तुतिरियमुपवर्णिता भक्त्या ॥
**वर्द्धमानव्रतीन्द्रे** ।
श्यमुपदेशपदानां **टीका** रचिता जनावबोधाय ।
**पंचाधिकपंचाशद्-युक्ते संवत्सरसहस्रे** ॥
—कृतिरियं जैनागमभावना-भावितांतःकरणानां **श्रीवर्धमानसूरि**-**पूज्यपादानामिति** ॥

—જેસલમેર કિલ્લાના બડા જૈનભંડાર માં રહેલી સં. **૧૨૧૨માં લખાયેલી** તાડપ.-પ્રતિનો ઉલ્લેખ [ જે. ભં. ગ્રંથસૂચી પૃ. ૬-૭]

[ ૨ ]

આ પ્રતિમાની પાછળ નીચે ।। ભાગમા સંસ્કૃત ભાષામા ૨ પદ્યોમા રચાયેલ, ૧ ગાથા અને ૧ અનુષ્ટુપ્ શ્લોકમા પ્રાચીન નાગરીલિપિમા પડિમાત્રામા પાચ પંક્તિઓમા કોતરાયેલો નાનો છતા ઐતિહાસિક મહત્ત્વનો લેખ છે વિક્રમની ૧૧મા સદીના પૂર્વાર્ધની ગૂજરાતની જે જૈન-પ્રતિમાઓ જાણવામા આવી છે, તેમા તથા જેમા સ્થાન, સવત, કરાવનાર વગેરેના સ્પષ્ટ નિર્દેશો મળી આવે છે, તેવી પ્રાચીન પ્રતિમાઓમા આની મુખ્યતા-મહત્તા જણાશે

સ ૧૯૭૨મા આ પ્રતિમાની પાછળનો પૂરો લેખ હું લઈ શક્યો ન હતો, તેમ છતા 'शक्सवत् ९१० आसान्नागेन्द्रकुले शीलरुद्रगणि पार्श्विल्लगणि ' આટલી મુખ્ય નોધ મે કરી લીધી હતી, તે સદ્ગત બુદ્ધિસાગરસૂરિજીના જૈનપ્રતિમાલેખસંગ્રહ (સ ૧૯૭૩મા અધ્યાત્મ જ્ઞાન પ્ર મંડળ પ્ર ભા ૧, પૃ ૧૩૨)મા કડીના પ્રતિમા-લેખોમા પ્રકટ થયેલ છે

સ ૧૯૭૬-૭૮મા વડોદરા-રાજ્યની ગાયકવાડ-પ્રાચ્યગ્રંથ માળામા જેસલમેરના જૈનગ્રંથભંડારોની વર્ણનાત્મક ગ્રંથસૂચીનુ સંશોધન-સંપાદન કરતા, તેમા **પાર્શ્વિલગણિ**નુ નામ આવતા ઉપર્યુક્ત પ્રતિમા-લેખમા આવેલ એ જ નામનુ મને સ્મરણ થયુ સમયની દૃષ્ટિએ વિચાર કરતા મને લાગ્યુ કે સ ૧૦૫૫મા હરિભદ્રસૂરિના ઉપદેશપદોની વ્યાખ્યા રચનાર [1]વર્ધમાનસૂરિની ભક્તિથી સ્તુતિ

---

૧ **વર્ધમાનસૂરિ**—કર્મ-ક્ષય માટે તથા લોકોને બોધ કરવા માટે, વિરહાંક હરિભદ્રસૂરિના ઉપદેશ-પદોની સ ૧૦૫૫મા વિવૃતિ-ટીકા રચનાર આ વર્ધમાનસૂરિ વિક્રમની ૧૧મી સદીના મધ્યકાળમા પ્રભાવક મહાત્મા થઈ ગયા પ્રસ્તુત જિન-પ્રતિમા કરાવનાર **પાર્શ્વિલગણિ**એ **આમ્રદેવમુનિ**દ્વારા એમની ટીકાની પ્રથમ પ્રતિ લખાવી તેના અંતમા તેમની ભક્તિથી સ્તુતિ કરતા જણાવ્યુ છે કે— તેઓ પ્રશાત નિરભિમાની પરોપકારપરાયણ-નિસ્પૃહ સરળ જિન-વચનના વિચારમા નિત્ય આસક્ત રહેનાર-જિનાગમની ભાવનાથી ભાવિત અંત કરણવાળા હતા

ન હોવાથી તે કાર્ય થઈ શક્યુ ન હતુ આ પ્રતિમાનો પરિચય-લેખ, તેની પ્રતિકૃતિ(ફોટા) સાથે પ્રસિદ્ધ થાય, એવી મારી ભાવના હતી એવા અનુકૂળ યોગની હુ પ્રતીક્ષા કરતો હતો, તેવામા ગૂજરાતના ઉત્સાહી ઇતિહાસ-પ્રેમી અને સુપ્રસિદ્ધ કલાપ્રેમી ચિત્રકાર સાક્ષર શ્રીયુત રવિશકરભાઈ રાવળ( ઇતિહાસ-સમેલન પ્રદર્શન-સમિતિના અધ્યક્ષ) વડોદરામા આવતા સહજ શુભ યોગ બની ગયો પરિણામે હવે પ્રતિકૃતિ(ફોટા) સાથે આ પ્રતિમા-પરિચય લેખ અન્યત્ર પ્રકટ થશે, હાલ અહીં ફોટા વિના આપવામા આવે છે—

કડીમા રહેલી શકસવત્ ૯૧૦ની જિન-પ્રતિમાનો ઐતિહાસિક લેખ પાચ પક્તિમા આ પ્રમાણે છે—

१ आसीन्नागाद्रकुल्‍ लक्ष्मणसूरिर्नितातसात

२ मति ॥ तद्गाच्छ गुरुतरुयन्नाम्नासीत् सील्रद्रगणि

३ । सिष्येण मूलवसातौ जिनत्रयमकार्य्यत ॥ मृगु

४ कच्छे तदीयन पार्दिवल्लगणिना वर ॥ सकम

५ वत् ॥ ९१० ॥

આ લેખ ઉત્કીર્ણ કરનારે તાલવ્ય शवाળા शान्त, शील, शिष्य, शक એ શબ્દોને દત્ય स वाળા દર્શાવ્યા છે પડિમાત્રાવાળા આ લેખને થોડા સરકરણ સાથે આધુનિક પદ્ધતિએ આવા સ્વરૂપમા દર્શાવી શકાય—

आसीन्नागेन्द्रकुले लक्ष्मणसूरिर्नितान्तशान्तमति ।
तद्गच्छे गुरुतरुयन् नाम्नाऽऽसीत् शील(भ)द्रगणि ॥

शिष्येण मूलवसतौ जिनत्रयमकार्यत ।
मृगुकच्छे तदीयेन पार्दिवल्लगणिना वरम् ॥
शक संवत् ९१०

તે જ શકસવત્ ૯૧૦ = સ ૧૦૪૫મા ઉપર્યુક્ત પ્રતિમા કરાવનાર પાર્શ્વિલગણિ હોવા જોઈએ, એવો વિચાર કરી મે ત્યા જેસલમેર-ભાડાગાર-ગ્રથસૂચી (અપ્રસિદ્ધ ગ્રથ-ગ્રથકૃત્પરિચય પૃ ૩૭)મા સસ્કૃતમા તેવા આશયનુ જણાવ્યુ હતુ [1]

પ્રસ્તુત જિન-પ્રતિમાએ મારા ચિત્તનુ આકર્ષણ ચાલુ રાખ્યુ હતુ પરતુ તેના પુનર્દર્શનનો, અને એ પ્રતિમાના ઐતિહાસિક લેખને પૂર્ણ લખી લેવાનો યોગ, સ ૧૯૯૮મા મકર-સક્રાતિની રજામા ફરી કડી જવાનુ થતા આવ્યો સઘવી કેશવલાલભાઈ અને સઘવી ગિરધરભાઈએ દર્શાવેલ સ્નેહ-સદ્ભાવથી આ કાર્ય સિદ્ધ થયુ વિશેષમા મારી ઈચ્છા આ પ્રતિમાનો આગળ-પાછળનો આદર્શ-ફોટો લેવરાવવાની હતી, પરતુ ત્યા તે સમયે તેની અનુકૂળ સાધન-સામગ્રી

[1] ' यस्य वचनात्स्या प्रथमा प्रतिरामस्वेमुनिनाऽलेखि येन च वृत्तिकारस्य स्तुति प्रान्ते वर्णिता स पार्श्विलगणिर्नागेन्द्रगच्छीयो ज्ञायते यत्कृतप्रतिमाप्रतिष्ठाया शक स ९१० = वि म १०४५ वर्षीयो लेख कटीग्रामे उपलभ्यते ॥

—જેસલમેરભા ગ્રથસૂચી [ અપ્રસિદ્ધગ્રથ-ગ્રથકૃત્પરિચય પૃ ૩૭ ]

—પાર્શ્વિલગણિ સબધમા કરવેલા મ્હારા આ ઉલ્લેખનો આશય બરાબર ન સમજવાથી તેને વર્ધમાનસૂરિ સબધમા સમજી લઈ એક બે સાક્ષરોએ અચ તેના રૂપમા દર્શાવેલ છે તે વાસ્તવિક નથી

સુપ્રસિદ્ધ ઇતિહાસપ્રેમી સાક્ષર મોહનલાલ દ દેશાઈના જૈનસાહિત્યનો ઇતિહાસ [પૃ ૨૦૭]મા વર્ધમાનસૂરિના પરિચયમા- તે સૂરિનો શક સ ૯૧૦ (વિ સ ૧૦૪૫)નો પ્રતિમાલેખ કડીગ્રામમાં ઉપલબ્ધ છે

તેવી રીતે શ્રીયુત અગરચદજી નાહટા ભવરલાલજી નાહટાના યુગપ્રધાન શ્રીજિનચદ્રસૂરિ પુસ્તકના પરિશિષ્ટ (ખ) પૂર્તિ પૃ ૩૦૯મા વર્ધમાનસૂરિ સબધમા आर स १०४५ का प्रतिमालेख (कटिग्रामम) उपलब्ध है।—સૂચવેલ ઉલ્લેખ પણ સમજ-ફેરથી થયેલ જણાય છે ખરી રીતે તે-પ્રતિમા-લેખમા વર્ધમાનસૂરિનુ નામ પણ નથી એ પ્રતિમાલેખને પાર્શ્વિલ-ગણિ સાથે સબધ છે

લક્ષ્મણસૂરિ અને તેમના ગચ્છમાં થયેલા **શીલરુ(ભ)**ગણિ સબંધમાં અદ્યાવધિ વિશેષ જાણવામાં આવ્યું નથી ભૃગુકચ્છ એ પ્રસિદ્ધ ભરુચ જણાય છે, ત્યાં **મૂલવસતિ** એટલે મુખ્ય જિનમંદિર હોવું જોઈએ, અથવા **મૂલ** નામના કોઈ શ્રીમાન્ જૈન સદ્‌ગૃહસ્થના નામથી પ્રખ્યાત વસતિ( જિનમંદિર ) હોવું જોઈએ જેના અનુકરણરૂપે **વિમલ-વસતિ, લૂણસિંહ-વસતિ** જેવી બીજી અનેક વસતિઓ-જિનમંદિરો પ્રખ્યાતિમાં આવેલ છે

**પાર્શ્વિલગણિ**—તે નાગેન્દ્રકુલના લક્ષ્મણસૂરિના ગચ્છના **શીલરુ** (ભ)દ્રગણિના શિષ્ય હતા તેમ છતાં એ સંબંધમાં ઉપર જણાવ્યું છે, તે પ્રમાણે સં ૧૦૫૫માં હરિભદ્રસૂરિના પ્રા ઉપદેશપદોની વ્યાખ્યા રચનાર વર્ધમાનસૂરિના પણ ગુણાનુરાગી ભક્ત હતા, તે સ્પષ્ટ છે તેમના સંબંધમાં વિશેષ જાણવામાં આવ્યું નથી

**શકસંવત્**—આ પ્રતિમા-લેખમાં માત્ર શકસંવત્ ૯૧૦નો નિર્દેશ છે માસ, તિથિ, વાર આદિ દર્શાવેલ નથી પ્રાચીન અનેક શિલાલેખો, તામ્રપટ્ટો( દાનપત્રો ) વગેરેમાં શકાબ્દ-શકસંવતના નિર્દેશો મળી આવે છે, અન્યત્ર તે પ્રકટ થઈ ગયા છે **રાષ્ટ્રકૂટવંશી લાટેશ્વર** સુવર્ણવર્ષી કર્કરાજના વડપદ્રક-દાનપત્રમાં પણ શકનૃપ સં ૭૩૪નો નિર્દેશ જાણીતો છે તેવી રીતે પ્રાચીન જૈનગ્રંથોની રચનામાં શક સંવતના ઉલ્લેખો મળે છે —

૧ **નંદીસૂત્રની** ચૂર્ણિ( વ્યાખ્યા )ના અંતમાં, તેની સમાપ્તિ **શકરાજના** ૫૯૮ વર્ષો વીતતાં( =વિક્રમસંવત્ ૭૩૩માં ) જણાવી છે [ જુઓ અપભ્રંશ-કાવ્યત્રયી ભૂમિકા પૃ ૮૭ ]

૨ પ્રાકૃત કુવલયમાલાકથાની રચના **શકકાલ** ૭૦૦ વીતવામાં એક દિન ન્યૂન રહેતાં ( =વિક્રમસંવત્ ૮૩૫માં ) દર્શાવી છે [ જુઓ અપભ્રંશકાવ્યત્રયી ભૂમિકા પૃ ૮૯ ]

ભાવાર્થ —**નાગેન્દ્રકુળમા** અત્યંત શાંતમતિવાળા લક્ષ્મણસૂરિ થઈ ગયા, તેમના ગચ્છમા ગુરુ-પક્ષનુ આચરણ કરતા શીલરુ(ભ)દ્ર ગણિ નામના [ગુરુ] થયા, તેમના શિષ્ય **પાર્શ્વિલગણિએ** ભરુકચ્છ (ભરૂચ)મા મૂલવસતિ( મુખ્ય-જિનમંદિર )મા શ્રેષ્ઠ ૩ **જિનો** ( ત્રણ જિન-પ્રતિમાઓ ) કરાવ્યા **શક સંવત ૯૧૦** ( અર્થાત્ વિક્રમસંવત ૧૦૪૫ )મા

**નાગેન્દ્રકુલ**—આ લેખમા દર્શાવેલ **નાગેન્દ્રકુળને** ગૂર્જરાત સાથે ગાઢ સંબંધ રહેલો છે વિક્રમની બીજી સદીમા વિદ્યમાન પ્રભાવક આર્ય વજ્રસ્વામીનુ નામ જૈનસમાજમા બહુ જાણીતુ છે તેમના પટ્ટધર વજ્રસેન મુનીશ્વર બારવર્ષી દુષ્કાળ પછી સુકાળ થવાના આગલા દિવસે જેમને ત્યાથી લક્ષ-પાક ભિક્ષા મેળવી હતી, તે સૂપારકપત્તન ( બંદર નાલા-**સોપારા,** મુંબઈ પાસે )ના શ્રીમાન્ સદ્ગૃહસ્થ જિનદત્ત અને ઈશ્વરીના ૪ સુપુત્રો —૧ **નાગેન્દ્ર,** ૨ **ચન્દ્ર,** ૩ નિર્વૃતિ અને ૪ વિદ્યાધર નામના થઈ ગયા તેઓએ પ્રવ્રજ્યા સ્વીકારતા તે મહાપુરુષોના નામથી જૈનમુનિઓના ૪ કુળો પ્રખ્યાત થયા હતા તેમાના મુખ્ય **નાગેન્દ્રથી** પ્રસિદ્ધ થયેલ **નાગેન્દ્રકુળનુ** અહીં સૂચન જણાય છે

મહાકવિ જંબૂમુનિએ રચેલા જિનશતક( નિ સા કાવ્યમાલા ૭મા ગુચ્છકમા પૃ ૫૨-૭૧ ) પર વિ સ ૧૦૨૫મા વિવરણ રચનાર **સાંબમુનિએ** પણ પોતાને **નાગેન્દ્રકુલમા** થયેલ તરીકે જણાવેલ છે તથા વિ સ ૧૨૮૭, ૮૮મા **આબૂ** ગિરનાર વગેરેમા ધર્મસ્થાનોની પ્રતિષ્ઠા કરનાર, ગૂર્જરેશ્વર-મંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાલના ધર્માચાર્ય **વિજયસેનસૂરિ** વિ સ ૧૨૯૦મા ધર્માભ્યુદયમહાકાવ્ય( સંઘપતિ-ચરિત ) રચનાર ઉદયપ્રભસૂરિ સ ૧૩૪૯મા **સ્યાદ્વાદમંજરી** રચનાર **મલ્લિષેણસૂરિ,** તથા સ ૧૨૯૯મા **વાસુપૂજ્ય**-ચરિત રચનાર વર્ધમાનસૂરિ વગેરે અનેક પ્રભાવક વિદ્વાન્ જૈનાચાર્યોએ પોતાને **નાગેન્દ્રકુલ**(ગચ્છ-ગણ )ના જણાવ્યા છે

[૧૦]

# સુશીલ જૈન મહિલાઓના સંસ્મરણો

[સંવત્ ૧૯૯૮મા મુંબઈ અને માગરોળ જૈન સભા ના સુવર્ણ-મહોત્સવ અંકમા પ્રમરિત]

જે સંસ્થાની સ્થાપનાને ૫૦ વર્ષો પસાર થઈ ગયા છે જે સંસ્થાએ જૈન-સમાજમા કેળવણી-સ્ત્રી-કેળવણી-પ્રચાર માટે, જૈન-સમાજની ધાર્મિક તથા વ્યાવહારિક ઉન્નતિ માટે કર્તવ્ય ઉત્સાહથી અર્ધી સદી સુધી સતત ચાલુ રાખ્યુ છે, કન્યાઓના સુશિક્ષણ માટે જે સંસ્થા આધુનિક પદ્ધતિનુ હાઈસ્કૂલને અનુકૂલ સ્વતંત્ર સુંદર સ્થાન પણ પોતાનું બનાવી શકી છે, તે મુંબઈ અને માગરોળ જૈન સભા-સંસ્થાના સુવર્ણ-મહોત્સવ-પ્રસંગે પ્રસિદ્ધ થનાર ગ્રંથ માટે સુવર્ણમય લેખ મારાથી શું આપી શકાય? તેમ છતા તે સંસ્થાના માનદ મંત્રી તરફથી અવશ્ય મોકલવા સૂચના આવી છે, તેને માન આપી યથામતિ યથાશક્તિ પ્રયત્ન કરું છું

"अक्खलियसीलविमला, महिला धरलेइ तिन्नि वि कुलाइं ।
इह-परलोएसु तहा, जसमसमसुहं च पावेइ ॥

—જયકીર્તિસૂરિ શીલોપદેશમાલા (ગા ૪૭)મા

ભાવાર્થ —અસ્ખલિત શીલથી વિમલ-પવિત્ર મહિલા, ત્રણે (માતા, પિતા અને પતિના) કુલોને ઉજ્જવલ કરે છે તથા આ લોક અને પરલોકમા યશ અને અસાધારણ સુખ પ્રાપ્ત કરે છે

"शीले जीवति जीवन्ति कुल लोकद्वय यश ।
शीलरक्षा इत स्त्रीणा, प्राणेभ्योऽप्यधिका मता ॥" (पूर्वाचार्य)

૩ શીલાચાર્યે ગંભૂતા( વડોદરા રાજ્ય-ચાણસ્મા તાલુકામાં રહેલ ગાભૂ-પાટણથી ૧૨ કોશ-૨૪ માઈલ )માં રચેલી આચારાંગ સૂત્રની વૃત્તિના અંતમાં, તેની રચના શકનૃપકાલાતીત સં ૭૮૪ (=વિક્રમસંવત્ ૯૧૯ )માં જણાવી છે [ જુઓ પીટર્સન રિપોર્ટ ૩, પૃ ૯૦-ત્યાં પ્રો સાહેબે ગંભૂતાને ખંભાત તરીકે ભૂલથી ઓળખાવતાં અનેક લેખક-સાક્ષરોએ તેનું અનુકરણ કર્યું હતું, હવે તે ભૂલ સુધરતી જણાય છે ]

સિદ્ધાંતિક યક્ષદેવના શિષ્ય પાર્શ્વે એ જ ગંભૂતા(ગાભૂ)માં રચેલી યતિ-શ્રાવકપ્રતિક્રમણસૂત્રની વ્યાખ્યા શકનૃપતિના ૮૭૧ અબ્દ જતાં (=વિક્રમસંવત્ ૯૫૬માં ) સૂચવી છે [ જુઓ પાટણ જૈનભંડાર-ગ્રંથસૂચી ભા ૧, પૃ ૧૮ ગાયકવાડ-પ્રાચ્ય ગ્રંથમાળા, નં ૭૬ ]

ઉપસંહાર—આવી રીતે ગૂજરાતના પ્રાચીન ઇતિહાસ પર પ્રકાશ આપતી આ જૈન પ્રતિમા કડી વડોદરા-રાજ્યના અને સમસ્ત ગૂજરાતના જન-સમાજને વિશિષ્ટ પ્રેરણા અને અભ્યુદય-લક્ષ્મી આપતી ચિરકાળ જયવંતી રહો-એમ આપણે સૌ પ્રાર્થીએ

સં ૨૦૦૧ પોષ શુ ૨ લા ભ.

શ્વેતાબર જૈન-સમાજમા માત્ર સુશીલ સત્પુરુષોને જ નહિ, સુશીલ સન્નારીઓને પણ સન્માનનીય પ્રાતઃસ્મરણીય પ્રશસનીય ગણવામા આવેલ છે, એથી પ્રતિદિન પ્રભાતમા તેમને સભાગ્વામા આવે છે પ્રાતઃકાલમા કરવામા આવતા રાત્રિ-પ્રતિક્રમણના સૂત્રોમા 'भरहेसर-बाहुबली' નામથી શરૂ થતી-એ નામથી ઓળખાતી સજ્ઝાય(સ્વાધ્યાય)મા 'सुलसा चदणबाला' વગેરે ગાથાઓમા અનેક મહાસતીઓના પણ નામ-સંસ્મરણો છે પ્રથમ તીર્થંકરના સમયની (બ્રાહ્મી, સુદરી વગેરે) ૨૨મા તીર્થંકર નેમીશ્વરના સમયની (રાજિમતી, કૃષ્ણની ૮ પટ્ટરાણીઓ વગેરે) ૨૪મા તીર્થંકર મહાવીરના સમયની (સુલસા, ચદનબાલા વગેરે), અને તે પછીની (યક્ષા વગેરે સ્થૂલભદ્રની ૭ બહેનો વગેરે) પણ કેટલીક મહાસતીઓના એમા સંસ્મરણો છે એના અતમા સૂચન છે કે —

"इच्चाइ महासईओ, जयति अकलकसीलकलियाओ।
अज्ज वि वज्जइ जासिं जस-पडहो तिहुयणे सयले॥"

ભાવાર્થ —નિષ્કલક શીલથી વિભૂષિત એ વગેરે મહાસતીઓ જયવતી વર્તે છે, કે જેમનો યશ-પટહ આજે પણ સકલ ત્રિભુવનમા વાગે છે

—એ સ્વાધ્યાયની વૃત્તિમા એમના પવિત્ર ચરિત્રો દર્શાવેલા છે

શીલ, એ તો સર્વને સર્વદા શોભા આપે તેવુ પરમ શ્રેષ્ઠ ભૂષણ છે શીલનો પ્રભાવ-મહિમા અતિ અદ્ભુત છે શીલનુ સ્થાન જગતમા ઘણુ ઊચુ છે શીલવતો સાથેનો સગ પણ બહુ ગુણકારક થાય છે કપૂર પોતાની સુગધથી બીજી વસ્તુઓને પણ સુગધી બનાવે છે આખ વિના જેમ મુખ શોભતુ નથી, લૂણ (મીઠા) વિના જેમ રસોઈ શોભતી નથી-રુચિકારક સ્વાદિષ્ટ જણાતી નથી તેમ શીલ વિના, બીજો સઘળો ગુણ-સમૂહ શોભતો નથી

ભાવાર્થ —શીલ જીવતું (સહીસલામત-વિદ્યમાન) રહેતાં કુલ બંને લોક અને યશ એ સર્વ જીવે છે, આમ હોવાથી શીલની રક્ષા એ સ્ત્રીઓને પ્રાણો કરતાં પણ અધિક માન્ય થયેલી છે

જૈનસંઘ-સમાજના ચાર અંગો-વિભાગોમાં-આધાર-સ્તંભોમાં-બે વિભાગોમાં મહિલાઓ-શ્રમણીઓ (સાધ્વીઓ) અને શ્રાવિકાઓ પણ વિશિષ્ટ સ્થાન ધરાવે છે જેણીઓએ જૈનસંઘના બીજા બે અંગોને સામાજિક કાર્યોમાં અને ધર્મ-સાધનમાં અનેક પ્રકારે સહાયતા પહોંચાડીને જૈનસંઘનું ગૌરવ-મહત્ત્વ વધાર્યું છે જેણે સંઘ-સમાજને પ્રોત્સાહિત અને પુષ્ટ કરેલ છે જૈનધર્મની ઉન્નતિ-પ્રગતિમાં, વૃદ્ધિ-સિદ્ધિમાં એ મહિલાઓએ મહત્ત્વનો ફાળો આપ્યો છે-એ કોઈ રીતે ભૂલી શકાય તેવું નથી એ મહિલા-સમાજની સ્તુત્ય સેવાઓની કિંમત કોઈ રીતે ઓછી આંકી શકાય નહિ જેમના પર ધર્મ અને સંઘ-સમાજની ઉન્નતિનો મુખ્ય આધાર છે, તેમની અવગણના ઉચિત ગણાય નહિ દેવ-ગુરુ-ભક્તિ, તીર્થ-યાત્રા વગેરે ધર્મના પ્રાયઃ પ્રત્યેક કાર્યોમાં તેમની અનુપમ સેવાભરી જે સહકારવૃત્તિ છે તે કોઈ રીતે વિસરી શકાય નહિ વિશિષ્ટ ધાર્મિક અને સામાજિક કાર્યોમાં જૈન મહિલાઓએ અવસરોચિત જે કર્તવ્યો બજાવ્યાં છે, તેનાં સંસ્મરણો પરિમિત પંક્તિઓમાં કે પરિમિત પત્રોમાં થઈ શકે નહિ એ સંબંધમાં લખતાં એકાદ ઐતિહાસિક વિશાલ ગ્રંથ તૈયાર થાય-એટલી સાધન-સામગ્રી અહીં તહીં અસ્ત-વ્યસ્ત પથરાયેલી જોવામાં આવે છે

વિ. સં. ૧૧૮૧માં ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહની અધ્યક્ષતામાં, ગૂર્જર-રાજધાની (પાટણ)માં વિદ્વન્મંડલ-વિભૂષિત રાજ-સભામાં સુપ્રસિદ્ધ શ્વેતાંબરવાદી દેવસૂરિએ દિગંબર વાદી કુમુદચન્દ્રના મતનું ખંડન કરી સ્ત્રી-નિર્વાણ-સિદ્ધિ સિદ્ધ કરતાં મહિલાઓની મહત્તાની -પ્રતિષ્ઠાની વિજયધ્વજા ફરકાવી હતી

પ્રતિભાને જ નહિ, નારી-જાતિની સભ્યતાને જ નહિ આર્યજાતિની કીર્તિને જ નહિ, ભારતવર્ષની પવિત્રતાની, પ્રતિષ્ઠાની અને સભ્યતાની કીર્તિને ઉજ્જ્વલ બનાવી છે પોતાની માતાની કૂખને જ નહિ, ભારત-ભૂમિ-માતાની કૂખને દીપાવી છે વિવિધ બોધ એમાથી મળે છે જૈનસમાજની ઉગતી બાલા-કન્યાઓને અને યુવતિઓને-જૈન મહિલાઓને જૈન-સસ્કૃતિના પવિત્ર બોધ માટે એવા ગ્રથોના પઠન-પાઠનો, ઉપદેશ-શ્રવણો જીવનમા બહુ ઉપયોગના છે

ખાસ કરીને જે સમયે વામાચાર-વામમાર્ગ તરફ વાળતા વિદેશી વિધર્મી વિલાસી વાતાવરણે વિરુદ્ધ આચાર-વિચારો વધાર્યા છે અનાર્યો જેવા વિપરીત આચરણોએ આર્યોને લલચાવ્યા છે, પશ્ચિમનો પવન જોરથી ફૂકાયો છે, પરદેશી સત્તાએ પરદેશી છટા પ્રસરાવી છે, પરદેશી ભાષાએ સ્વદેશભાષા ભૂલવાડી તે તરફ અનાદર કેળવાવ્યો છે પરદેશી ઇતિહાસે સ્વદેશી ઇતિહાસને ભૂલવાડયો છે વિકૃત બનાવ્યો છે, પરદેશી કળાઓએ સ્વદેશી કળાઓને વિકલ બનાવી છે, કિંવા અદશ્ય બનાવી છે, પરદેશી ભૂગોળે સ્વદેશી ભૂગોળ ભૂલવાડી છે, પરદેશી ગણિતે સ્વદશી ગણિતને અધરુ બનાવ્યુ છે પરદેશી રીત-રિવાજોએ સ્વદેશી રીત-રિવાજોને અને સદાચાર-શિષ્ટાચારને વીસરાવ્યા છે, પરદેશી ખાન-પાનોએ સ્વદેશી આર્ય ખાન-પાનોને અભડાવ્યા છે-અપવિત્ર બનાવ્યા છે, પરદેશી પહેરવેષોએ સ્વદેશી પહેરવેષોનો પરિત્યાગ કરાવ્યો છે, પરદેશી અનાર્ય સસ્કારોએ સ્વદેશી શુદ્ધ આર્ય સસ્કારોને તજાવ્યા છે -કલુષિત બનાવ્યા છે પરદેશી વિચારો પરદેશી ઉચ્ચારો અને પરદેશી આચારોએ પરતત્ર-પરાધીનો પર ઊડી અસર જમાવી છે પરદેશી મોહક ફેશન, પરદેશી ટાપટીપ પરદેશી ભપકાએ આજી નાખી પરદેશી નમ્લો કરતા શીખવાડયુ છે તેવા સમયમા-વિપ્લવકારી જમાનામા-વિચિત્ર પરિસ્થિતિમા પણ પરમપવિત્ર સુશીલ મહિલાઓના સચ્ચરિત્રો કઈક વિશિષ્ટ પ્રેરક બોધ આપે-એવી સભાવના છે

જૈનધર્મમા સુશીલોને માનભર્યું મહત્ત્વનુ સ્થાન અપાયેલુ છે બ્રહ્મચર્યની નવ પ્રકારની ગુપ્તિને ધરતા નિર્ગ્રન્થ ત્યાગી ગુરુઓનુ વિશિષ્ટ ગૌરવ એ જ મુખ્ય ગુણને આભારી છે મુનિઓના મહાવ્રતોમા, શ્રાવકોના અણુવ્રતોમા, ધર્મના ચાર પ્રકારો (દાન, શીલ, તપ અને ભાવ)મા પોતપોતાની મર્યાદા પ્રમાણે શીલ-સદાચરણની વિશેષતા છે જૈન પ્રવચનમા સૂત્ર-સિદ્ધાત-પ્રકરણાદિમા તથા ઔપદેશિક અને કથા-ચરિત્રાત્મક વિશાલ સાહિત્યમા પ્રસગે પ્રસગે શીલ-રક્ષા સબધમા વિવિધ પ્રકારના વિસ્તૃત અને સક્ષિપ્ત ઉપદેશો અને દષ્ટાતો છે **શીલ**ોપદેશમાલા જેવા ગ્રથો, **શીલ**તરગિણી જેવી કથા-ચરિત્રોથી ભરપૂર વૃત્તિયો, **શીલ**કુલક જેવા અનેક કુલકો રચાયેલા છે રાજિમતી તરગવતી, **શીલ**વતી, મૃગાવતી, વિલાસવતી, કલાવતી દમયતી, સુદરી, જયસુદરી ભુવનસુદરી, રતિસુદરી, સુરસુદરી નર્મદાસુદરી, અજનાસુદરી, મદનાસુદરી, મદનરેખા જેવી અનેક સતી-મહાસતીઓના પવિત્ર ચરિત્રો જૈનસાહિત્યમા મળી આવે છે પ્રાકૃત-સસ્કૃતમા ગદ્ય પદ્યમા જ નહિ દેશ-ભાષાઓમા રાસ-પ્રબધ-છદ-સ્વાધ્યાયાદિ વિવિધ રસિકરૂપમા પણ આપણને એ પ્રાપ્ત થાય છે જેમાથી ઘણુ ઘણુ જાણવા-શીખવાનુ મળી શકે તેમ છે

ઉચ્ચ આદર્શવાળી એ મહાસતીઓએ કેવા કેવા સકટભર્યા વિકટ પ્રસગોમા કેવી કેવી વિશિષ્ટ બુદ્ધિ અને યુક્તિ-પ્રયુક્તિ વાપરી ? કેવી કેવી સમય-સૂચકતાથી વ્યવહાર-દક્ષતાથી, વિવેકભર્યા બુદ્ધિ-ચાતુર્યથી, કેવી હિંમત અને કેવા ધૈર્યથી પોતાના શીલની રક્ષા કરી ? સકટમાથી તે કેવી કેવી રીતે સહિસલામત પાર ઊતરી ? કેવા કેવા પ્રલોભનો એમને લલચાવી શક્યા નહિ ! ફસાવી શક્યા નહિ ! કેવા કેવા કષ્ટોને અને ભયોને તેમણે ગણકાર્યા નહિ ! સ્વધર્મ-શીલ-રક્ષા માટે તેણીઓએ કેવી કેવી વિપત્તિઓ સહન કરી પ્રાણોની પણ પરવા કરી નહિ ! અને એ રીતે પોતાની પવિત્રતાને જ નહિ, માત્ર પોતાના કુલોની પવિત્રતા-

પ્રતિભાને જ નહિ, નારી-જાતિની સભ્યતાને જ નહિ આર્યજાતિની કીર્તિને જ નહિ, ભારતવર્ષની પવિત્રતાની, પ્રતિષ્ઠાની અને સભ્યતાની કીર્તિને ઉજ્જ્વલ બનાવી છે પોતાની માતાની કૂખને જ નહિ, ભારત-ભૂમિ-માતાની કૂખને દીપાવી છે વિવિધ બોધ એમાંથી મળે છે જૈનસમાજની ઉછરતી બાલા-કન્યાઓને અને યુવતિઓને-જૈન મહિલાઓને જૈન-સંસ્કૃતિના પવિત્ર બોધ માટે એવા ગ્રંથોના પઠન-પાઠનો, ઉપદેશ-શ્રવણો જીવનમાં બહુ ઉપયોગના છે

ખાસ કરીને જે સમયે વામાચાર-વામમાર્ગ તરફ વાળતા વિદેશી વિધર્મી વિલાસી વાતાવરણે વિરુદ્ધ આચાર-વિચારો વધાર્યા છે અનાર્યો જેવા વિપરીત આચરણોએ આર્યોને લલચાવ્યા છે, પશ્ચિમનો પવન જોરથી ફૂંકાયો છે, પરદેશી સત્તાએ પરદેશી હવા પ્રસરાવી છે, પરદેશી ભાષાએ સ્વદેશભાષા ભૂલવાડી તે તરફ અનાદર કેળવાવ્યો છે પરદેશી ઇતિહાસે સ્વદેશી ઇતિહાસને ભૂલવાડયો છે વિકૃત બનાવ્યો છે, પરદેશી કળાઓએ સ્વદેશી કળાઓને વિકલ બનાવી છે, કિંવા અદશ્ય બનાવી છે, પરદેશી ભૂગોળે સ્વદેશી ભૂગોળ ભૂલવાડી છે, પરદેશી ગણિતે સ્વદેશી ગણિતને અધરું બનાવ્યું છે પરદેશી રીત-રિવાજોએ સ્વદેશી રીત-રિવાજોને અને સદાચાર-શિષ્ટાચારોને વીસરાવ્યા છે, પરદેશી ખાન-પાનોએ સ્વદેશી આર્ય ખાન-પાનોને અભડાવ્યા છે-અપવિત્ર બનાવ્યા છે, પરદેશી પહેરવેષોએ સ્વદેશી પહેરવેષોનો પરિત્યાગ કરાવ્યો છે, પરદેશી અનાર્ય સંસ્કારોએ સ્વદેશી શુદ્ધ આર્ય સંસ્કારોને તજાવ્યા છે -કલુષિત બનાવ્યા છે પરદેશી વિચારો, પરદેશી ઉચ્ચારો અને પરદેશી આચારોએ પરતંત્ર-પરાધીનો પર ઊંડી અસર જમાવી છે પરદેશી મોહક ફેશન, પરદેશી ટાપટીપ પરદેશી ભપકાએ આજી નાખી પરદેશી નકલો કરતા શીખવાડયું છે તેના સમયમાં-વિપ્લવકારી જમાનામાં-વિચિત્ર પરિસ્થિતિમાં પણ પરમપવિત્ર સુશીલ મહિલાઓના સચ્ચરિત્રો કંઈક વિશિષ્ટ પ્રેરક બોધ આપે-એવી સંભાવના છે

જૈનધર્મમાં સુશીલોને માનભર્યું મહત્ત્વનું સ્થાન અપાયેલું છે બ્રહ્મચર્યની નવ પ્રકારની ગુપ્તિને ધરતા નિર્ગ્રંથ ત્યાગી ગુરુઓનું વિશિષ્ટ ગૌરવ એ જ મુખ્ય ગુણને આભારી છે મુનિઓના મહાવ્રતોમાં, શ્રાવકોના અણુવ્રતોમાં, ધર્મના ચાર પ્રકારો (દાન, શીલ, તપ અને ભાવ)માં પોતપોતાની મર્યાદા પ્રમાણે શીલ-સદાચરણની વિશેષતા છે જૈન પ્રવચનમાં સૂત્ર-સિદ્ધાંત-પ્રકરણાદિમાં તથા ઔપદેશિક અને કથા-ચરિત્રાત્મક વિશાલ સાહિત્યમાં પ્રસંગે પ્રસંગે શીલ-રક્ષા સંબંધમાં વિવિધ પ્રકારના વિસ્તૃત અને સંક્ષિપ્ત ઉપદેશો અને દૃષ્ટાંતો છે **શી**લોપદેશમાલા જેવા ગ્રંથો, **શી**લતરંગિણી જેવી કથા-ચરિત્રોથી ભરપૂર વૃત્તિયો **શી**લકુલક જેવા અનેક કુલકો રચાયેલા છે રાજિમતી તરંગવતી, શીલવતી, મૃગાવતી, વિલાસવતી, કલાવતી દમયંતી સુંદરી, જયસુંદરી ભુવનસુંદરી, રતિસુંદરી, સુરસુંદરી નર્મદાસુંદરી, અંજનાસુંદરી, મદનાસુંદરી, મદનરેખા જેવી અનેક સતી-મહાસતીઓના પવિત્ર ચરિત્રો જૈનસાહિત્યમાં મળી આવે છે પ્રાકૃત-સંસ્કૃતમાં ગદ્યપદ્યમાં જ નહિ દેશ-ભાષાઓમાં રાસ-પ્રબંધ-છંદ-સ્વાધ્યાયાદિ વિવિધ રસિકરૂપમાં પણ આપણને એ પ્રાપ્ત થાય છે જેમાંથી ઘણું ઘણું જાણવા-શીખવાનું મળી શકે તેમ છે

ઉચ્ચ આદર્શવાળી એ મહાસતીઓએ કેવા કેવા સંકટભર્યા વિકટ પ્રસંગોમાં કેવી કેવી વિશિષ્ટ બુદ્ધિ અને યુક્તિ-પ્રયુક્તિ વાપરી ? કેવી કેવી સમય-સૂચકતાથી વ્યવહાર-દક્ષતાથી, વિવેકભરી બુદ્ધિ-ચાતુર્યથી, કેવી હિંમત અને કેવા ધૈર્યથી પોતાના શીલની રક્ષા કરી ? સંકટમાંથી તે કેવી કેવી રીતે સહિસલામત પાર ઊતરી ? કેવા કેવા પ્રલોભનો એમને લલચાવી શક્યા નહિ ! ફસાવી શક્યા નહિ ! કેવા કેવા કષ્ટોને અને ભયોને તેમણે ગણકાર્યા નહિ ! સ્વધર્મ-શીલ-રક્ષા માટે તેણીએ એ કેવી કેવી વિપત્તિઓ સહન કરી પ્રાણોની પણ પરવા કરી નહિ ! અને એ રીતે પોતાની પવિત્રતાને જ નહિ, માત્ર પોતાના કુળોની પવિત્રતા-

દષ્ટિ-ગોચર થાય છે કે જેમાં સુશીલ જૈન મહિલાઓનો મોટો ફાળો છે તેમની સંપત્તિ, જ્ઞાન આગવનની ભાવના અને ઉત્સાહભરી પ્રેરણાથી એ જૈનસિદ્ધાંત-સૂત્રાદિ વિવિધ સાહિત્યની તાડપત્રાદિ પોથીઓ લખાયેલી છે, યોગ્ય વિદ્વાન્ વ્યાખ્યાતા મુનિઓને અર્પણ કરાયેલી છે અને જ્ઞાન-ભંડારામાં સ્થપાયેલી છે જૈનાચાર્યોના સદુપદેશો તેમાં નિમિત્ત ભૂત થયા છે, તેમ તેમાં તથા રચના વગેરેમાં પણ અનેક મહત્તરાઓ આર્યા, પ્રવર્તની, ગણિની, શ્રમણીઓના પણ પ્રશંસનીય પરિશ્રમો થયેલા જણાય છે * તથા સૌરાષ્ટ્ર, ગૂજરાત, મારવાડ, મેવાડ, દક્ષિણ

---

* **શારદા અને લક્ષ્મી** -મહિલા-જાતિએ પ્રવચનની અધિષ્ઠાત્રી પ્રવચનદેવી [ વા કવિજન-વંદ્ય **શારદાદેવી**-સરસ્વતીને પોતાના પ્રતીક તરીકે પૂજ્યપદે-ઉચ્ચ આસને સ્થાપી સંસ્મરણીય કરી છે અને લક્ષ્મીદેવી જેવી અનેક દેવીઓને પૂજનીય દર્શાવી પૂજ્ય-પાત્ર તરીકે પ્રખ્યાત કરી છે

**બ્રાહ્મી** -આદીશ્વર પ્રભુએ જેને સૌથી પ્રથમ લેખનકળા દર્શાવી હતી જેણીના નામ એ કળા અદ્યતન પ્રચાર પામી તથા જેણીએ **બાહુબલિ** જેવા બલમુનિને માન-ગજથી ઉતરવા પ્રતિબોધ્યા તે **બ્રાહ્મીનું** સંસ્મરણ પ્રથમ કરવું ઘટે

**યક્ષા વગેરે ૭ બહેનો** -મગધપતિ **નંદ**રાજના મંત્રીશ્વર **શકટાલની** સુપુત્રીઓ અને [illegible] **સ્થૂલભદ્રની ૭ બહેના યક્ષા** વગેરે થઈ ગઈ જેમની અદ્ભુત સ્મરણશક્તિએ સર્વને વિસ્મય પમાડ્યો હતો

**વિદુષી શ્રમણીઓ** -જેમના અધ્યયનને શ્રવણ કરી **વજ્રસ્વામી** બાલ્યવયમાં અગીઆર અંગોના જ્ઞાતા થયા હતા તે વિદુષી શ્રમણીઓને વંદન ઘટે

**દુર્લભદેવી** -જેણીને સમસ્ત ગુણ-સંપન્ન સમગ્ર સંઘ સંમતિથી શ્રીસંઘે વલભી( વળા-સૌરાષ્ટ્ર )માં રહેલા પુસ્તકો અને ધર્મોપકરણોની ચિંતા( સાર-સંભાળ )ના કાર્યભાર સોંપ્યો હતો તે દુર્લભદેવી જિનાનંદસૂરિની બહેન અને **અજિતયશા યક્ષ** તથા **મલ્લવાદી** જેવા સુપુત્રોની માતા જેમના સદ્ નયચક્રકાર **મલ્લવાદી** વિ સં ૪૧૪માં **બૌદ્ધવાદિ( બુદ્ધાનંદ )**ના વિજેતા તરીકે પ્રખ્યાત છે

સુશીલ મહિલા-સબંધમાં જયકીર્તિસૂરિએ શીલોપદેશમાલામાં જણાવ્યું છે કે-" તે મૃદુ અને મિત ભાષણ કરનારી હોય છે સુલજ્જ -સારી રીતે લજ્જાવાળી હોય છે, કુલ, દેશ તથા વયને યોગ્ય વેષને ધરનારી હોય છે, નહીં ભમવાના સ્વભાવવાળી અને અસતીના સંગનો ત્યાગ કરનારી હોય છે દેવ, ગુરુ, પિતા, સસરા વગેરે પ્રત્યે ભક્તિવાળી, ઠરેલ, શ્રેષ્ઠ વિવેકવાળી, પતિ પ્રત્યે અનુરક્ત ચિત્તવાળી, અત્યંત દૃઢ ચિત્તવાળી હોય છે જેણી પોતાના પતિ સિવાય અન્ય કોઈપણ પુરુષને સ્વપ્નમાં પણ ચાહતી નથી, તેવી સતીની સ્તુતિ, બાલબ્રહ્મચારી ઋષિઓએ પણ કરી છે તુચ્છ ગણાયેલી રમણીજાતિને કેટલીક અતિ નિર્મલ શીલવંતી પવિત્ર મહાસતીઓએ મહનીય બનાવી છે, મનુષ્યોથી જ નહિ, પણ દેવ-દાનવાદિથી પણ પ્રશંસા કરવા યોગ્ય કરી છે શીલને જીવ કરતા પણ અધિક વહાલું અને મહત્ત્વનું ગણનારી નિર્મળ મહાસતીઓના શીલવ્રતને ખંડિત કરવા કોઈ અધિક શક્તિશાલી પણ સમર્થ થઈ શકતો નથી શીલવંતો પર અનિષ્ટ અશુભ ભાવો પોતાનો પ્રભાવ પાડી શકતા નથી તે જ સતી કહેવાય છે કે-જેણી વિષમ-વિકટ સંકટ સમયમાં પણ શીલ ખંડિત ન કરે અગ્નિમાં પડવાથી જે વિશેષ વિમલ પ્રકટ થાય તે જ સોનું સાચું સોનું ગણાય છે શીલ-ભંગની સામગ્રીનો સંભવ છતાં જે સન્નારી સુશીલ-સદાચરણમાં નિશ્ચલ રહે, તે જ સતી મનાય છે તેમ છતાં શીલ-રક્ષા માટે એકાંત વગેરે નિત્ય પરિહરવા જોઈએ, કારણ કે ઈન્દ્રિય-સમૂહ વિષમ છે અને સત્ત્વો તુચ્છ હોય છે કદાચ વ્રત( શીલ )-ભંગ ન થાય, તો પણ સંગથી અપવાદનો સંભવ છે લોકો પ્રાયે દોષો નીહાળવામાં નિપુણ હોય છે '

જૈન-સમાજના પ્રાચીન ગ્રંથ-ભંડારોમાં-સંગ્રહોમાં સેંકડો વર્ષો પહેલાં ( જે સમયે મુદ્રણકળા-છાપખાનાઓ અસ્તિત્વમાં આવ્યાં ન હતાં-એ સમયમાં ) લખાયેલી એવી સેંકડો પુસ્તિકાઓ આજે પણ

તથા ક્ષત્રિય ઝાલાકુલની અને અન્ય ઉચ્ચકુલીન નાજ્યાધિકારીઓના કુટુંબની મહિનાઓનો મહત્ત્વનો ભાગ જણાય છે, જેણીઓએ નાનાવિધના

**નિર્મલમતિ ગણિની** -ધરટવગના શેઠ ગણિયા અને ગેગણી ગુણશ્રીની આ સુપુત્રીએ પ્રદ્યુમ્નસૂરિ સુગુરુના હાથ પ્રભાવતી મહત્તરા પાસે પંચમાવ્રતો ગ્રહણ કર્યાં હતા જેણીએ વિ સ ૧૨૯૨મા લખાવેલી યોગશાસ્ત્ર-વૃત્તિ-પુસ્તિકા માનતુંગસૂરિના પટ્ટધર પદ્મદેવસૂરિને પુણ્યાર્થ સમર્પણ કરી હતી.

**ચન્દ્રકાન્તિ પ્રવર્તની** -આગમિક ગચ્છના જિનપ્રભસૂરિએ આ સાધ્વીની વિનંતિથી મલ્લિજિન (૧૯મા તીર્થંકર)નુ સંક્ષિપ્ત ચરિત્ર અપભ્રંશભાષામા વિક્રમની તેરમી સદીના અંતમા રચ્યુ હતુ

**પ્રબુદ્ધસમૃદ્ધિ ગણિની** -વિક્રમની ૧૪મી સદીના પ્રારંભમા વિદ્યમાન, ખરતર ગચ્છના જિનેશ્વરસૂરિના શિષ્ય વાચક પ્રબોધરાજગણિએ રચેલી ગણધરસાર્ધશતકની સંક્ષિપ્ત વ્યાખ્યા આ સાધ્વીની અભ્યર્થનાને આભારી છે

**ગુણસમૃદ્ધિ મહત્તરા** -વિ સ ૧૪૦૭મા વીરજિન-મહિમને (ચૈ શુ ૧૦) જેસલમેર(મારવાડ)મા આ સાધ્વીએ ૫૦૪ પદ્યપ્રમાણ અંજનાસુંદરીનુ પ્રાકૃત ચરિત્ર રચ્યુ હતુ જે સાધ્વી ખરતરગચ્છ-નાયક જિનચંદ્રસૂરિના શિષ્યા હતા [વિશેષ માટે જુઓ જેસલમેર જૈનભંડાર-ગ્રંથસૂચી ગા ઓ સિ ન ૨૧ પૃ ૪૯]

**મતિવલ્લભ ગણિની** -એ સાધ્વીએ આજ્ઞાવલ્લભ ગણિનીને ભણાવા માટે વિ સ ૧૪૯૯મા ખરતરગચ્છના જિનભદ્રસૂરિના સમયમા, સુમતિસૂરિની ટીકાવાળુ દશવૈકાલિક પુસ્તક (૩૦૦૦ શ્લોક-પ્રમાણ) લખાવ્યુ હતુ

**ધર્મલક્ષ્મી મહત્તરા** -વિ સ ૧૫૦૭મા સ્તંભતીર્થ (ખંભાત)-મા બૃહત્તપાગચ્છના જ્ઞાનસાગરસૂરિએ રચેલા વિમલચરિત્ર મહાકાવ્યમા જેનુ સંસ્મરણ કર્યું છે અને જેને સુવર્ણલક્ષ્મીજનની પ્રવીણા વિવિધ શ્રુતા સરસ્વતી જેવી સૂચવી છે તે. જેમના સંબંધમા ભાસ વગેરે રચાયેલ છે તે.

**હેમશ્રી સાધ્વી** -જેમણે વિ સ ૧૬૪૪મા ગૂજરાતી ભાષામા રચેલુ કનકાવતી આખ્યાન મળી આવે છે

વગેરે વિવિધ દેશોની, શ્રીમાલ, પોરવાડ, ઓસવાલ, ધર્કટ, દિશાવાલ, પલ્લીવાલ, અગ્રવાલ, મોઢ, હુંબડ વગેરે વિવિધ વણિક્ વંશ-જ્ઞાતિઓની,

---

**યાકિની મહત્તરા** ૧૪૪૪ પ્રકરણોના કર્તા તરીકે સુપ્રસિદ્ધ વિરહાક હરિભદ્રસૂરિ પોતાને જેમના ધર્મપુત્ર તરીકે કૃતજ્ઞતા પૂર્વક પ્રકટ કરે છે તે

**ગુણા સાધ્વી** કવિકુંજર સિદ્ધર્ષિએ વિ સ ૯૬૨મા ભિલ્લમાલ નગરમા જિન-મડપમા રહી ૧૬૦૦૦ શ્લોક-પ્રમાણ જે ઉપમિતભવપ્રપચા કથા રચી હતી તેને પ્રથમાદર્શમા લખનારી આ સાધ્વીને ત્યા શ્રુતદેવતા (સરસ્વતી) જેવી જણાવી છે

**કલ્યાણમતિ પ્રવર્તની** -વિ સ ૧૦૯૫મા ધનેશ્વર સાધુએ ચડ્ડાવલ્લી (ચદ્રાવતી)મા ના મા રચેલ ૪૦૦૦ ગાથા-પ્રમાણ સુરસુદરીકથા-ચરિત્રની રચનામા કારણ આ ગુરુ-ભગિનીનુ અલઘ્ય વચન ત્યા કવિએ સૂચવ્યુ છે

**મહાનંદશ્રી મહત્તરા અને વીરમતી ગણિની** -સિદ્ધરાજ જય સિહના રાજ્ય-સમયમા વિ સ ૧૧૭૫મા મલધારી હેમચદ્રસૂરિએ-વિશેષાવશ્યક-ભાષ્યની ૨૮૦૦૦ શ્લોક-પ્રમાણ શિષ્ય-હિતા નામની જે વિસ્તૃત વ્યાખ્યા રચી હતી તેમા સહાયક અન્ય વિદ્વાન્ ગણિ-મુનિઓના નામો સાથ આ બ ને શ્રમણીઓનુ પણ સ સ્મરણ છે

**દૂલા આર્યા** -ભવ-વિરક્ત તપસ્વિની નિમ મ સુવિનીત, શ્રુતદેવી જેવી જે આર્યાની અભ્યર્થનાથી કવિ ધાહિલે રચેલુ પ્રાકૃતાપભ્ર શ પઉમસિરિ (પદ્મશ્રી)-ચરિત્ર પાટણ જૈનભ ડારમા છે

**દેવશ્રી ગણિની** -જે સાધ્વી માટે વિ સ ૧૧૯૨મા સિદ્ધરાજ જય સિહના રાજ્ય-સમયમા લખાયેલી પુષ્પવતી-કથા (પ્રા અપભ્ર શ તાડપત્ર પુસ્તિકા) ઉપલબ્ધ થાય છે જેની ફોટોકોપી અમે પાટણ જૈનભ ડારગ્ર થ સૂચી (ગા ઓ સિ ન ૭૬)મા દર્શાવી છે

**રત્નશ્રી ગણિની** -વિવેકમ જરી, ઉપદેશક દલી વગેરેની વૃત્તિયો, વસ ત વિલાસ(મ ત્રીશ્વર-વસ્તુપાલ-ચરિત્ર) જેવા મહાકાવ્ય અને કરુણા વજ્રાયુધ જેવા નાટક રચનાર સિદ્ધસારસ્વત આચાય બાલચ દ્રસૂરિએ પોતાને આ શ્રમણીના ધમ પુત્ર તરીકે સૂચવેલ છે

જૈન મંદિરો, દેવકુલિકાઓ, જૈનમૂર્તિ-પ્રતિમાઓ તરફ નજર કરીએ અને ત્યાંની પ્રશસ્તિઓ, શિલાલેખો, પ્રતિમા-લેખોને સાવધાનીથી લક્ષ્ય આપી તપાસીએ તો જૈન મહિલાઓના અનેક સત્કાર્યોનો ઇતિહાસ આપણા જાણવામાં આવે અહિં સમય-સંકોચ અને સ્થલ-સંકોચ હોવાથી વિસ્તાર-વિવરણ કરી શકાય નહિ મુજ્ઞેષુ કિં બહુના?

---

**નીતા (નીતલ્લા) દેવી** -વિક્રમની ૧૩મી સદીના અંતમાં લક્ષ્મિય-[illegible]નિધિ વૃત્તાના બંધુ શાંતિમન્ત્રના પુત્ર વિજપાલ ઝાલોરમાં ચઢ્યો થઈ ગયો તેની સ્ત્રિયા [illegible] નીતાદેવી નીતિ અને [illegible]-ગુણોથી વિભૂષિત હતી તથા ધર્મ કર્મમાં પણ ઉદ્યમી હતી તેમના પુત્ર [illegible] ધર્મસિંહ વિનયી અને નીતિમાન હોઈ લોકોને આનંદ આપતા હતા, તથા પુત્રી રૂપલાદેવી [illegible] દુર્જનગનની સ્ત્રિયા થઈ હતી શુદ્ધ બુદ્ધિવાળી શ્રાવિકા આ નીતલ્લદેવીએ વિવિધ (પૂર્ણિમા પક્ષ)ના વિદ્વાન મુનિ વિદ્યા[illegible] ન [illegible]ની પદ્રી (પાદરી)માં પાર્શ્વજિનેશ્વરનું ચૈત્ય (મંદિર) અને પૌષધશાલા (ઉપાશ્રય) બંધાવ્યા હતા તથા યોગશાસ્ત્ર-વિવૃત્તિનું પુસ્તક પણ લખાવ્યું હતું જે પાટણમાં વિદ્યમાન છે (વિશેષ માટે જુઓ પાટણ-જૈનભંડાર-ગ્રંથસૂચી ગા ઓ સિ નં ૭૬ પૃ ૨૮૦-૨૮૧)

**ચંદમાઈ** શ્રાવિકા - વિ લાવણ્યસમયે વિ સં ૧૫૬૨માં રચેલી આદિનાથ-વિનતી આ શ્રાવિકાના પઠન માટે પેથાપુરમાં વિ સં ૧૫૮૨માં લખાયેલી છે

**રતનબાઈ** -એણે નામા વિ સં ૧૬[illegible]૫માં રચેલી જેની કેરીયાની સજ્ઝાય નખ્યાતિમાં આવી છે

**ચાંપા** શ્રાવિકા -આ શ્રાવિકાના પઠન માટે વિ સં ૧૬૮૨માં પં કીર્તિવિમલ ગણિએ લખેલી બાર વ્રત-જોડ મળે છે

**પાર્શ્વી** શ્રાવિકા -સુપ્રસિદ્ધ પ્રભાવક હીરવિજયસૂરિના સ્વર્ગવાસ પછી સ્વલ્પ સમયમાં મૂર્તિ ભરાવી વિ સં ૧૬૫[illegible]માં [illegible] ૮ મહુવા (સૌરાષ્ટ્ર)માં તેમના પટ્ટધર વિજયસેનસૂરિ દ્વારા પ્રતિષ્ઠિત કરાવનારી એ શ્રાવિકા સ્તંભતીર્થ (ખંભાત)-નિવાસી શ્રાવક [illegible]ની ભાર્યા હતી-એમ એ મૂર્તિની નીચેના શિલાલેખથી જણાય છે

માટે, આત્મશ્રેય માટે, તથા માત-પિતા પતિ-સ્વજન આદિના શ્રેય માટે અનેક પુસ્તિકાઓ લખાવી, પઠન-પાઠન, વ્યાખ્યાન આદિ સદુપયોગ માટે તેના સુયોગ્ય વિદ્વાન્ જૈનાચાર્ય આદિને ભક્તિથી સમર્પણ કરી હતી અને ભવિષ્યની પ્રજાને માટે જૈનસંઘના સુરક્ષિત જ્ઞાનભંડારોમાં સંગૃહીત કરાવી હતી, જે મહિલાઓએ પુણ્યાનુસારિણી પ્રાપ્ત થયેલી ચંચળ લક્ષ્મીને વિવેક-પૂર્વક એ રીતે પુણ્ય કાર્યોમાં વિનિયોગ કરી સફળ બનાવી હતી ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાલા (નં ૭૬)માં પ્રકાશિત થયેલી વર્ણનાત્મક પાટણ જૈનભંડાર-ગ્રંથસૂચીમાં એવી સાડ જેટલી શ્રમણીઓ અને શ્રાવિકાઓની એક જૂદી સૂચી તારવી મેં ત્યાં દર્શાવી છે ત્યાં જોવાથી જિજ્ઞાસુઓને એમનો વિશેષ પરિચય મળી આવશે એ સિવાય અન્યત્ર પણ અન્વેષણ કરતાં અન્ય પણ અનેક મહિલાઓની પ્રવચન-સેવા જાણવામાં આવે-તેવો સંભવ છે [૧]

---

૧ જયંતી શ્રાવિકા -રાજર્ષિ ઉદયનની ફઈ અને ભગવાન્ મહાવીરની વિદુષી ઉપાસિકા જેણીએ ભગવાન્ મહાવીરને મહત્ત્વના અનેક પ્રશ્નો પૂછ્યા હતા જેનો ઉલ્લેખ ભગવતીસૂત્ર (શતક ૧૨ ઉ ૨) વગેરેમાં થયેલો છે

શૃંગારદેવી -અષ્ટાદશશત (૧૮૦૦ ગામોવાળા આબૂ પાસેના) દેશના આભૂષણરૂપ ચંદ્રાવતીના પ્રતાપી પ્ર(પર)માર રાજા ધારાવર્ષના રાજ્ય-સમયમાં મંડલપતિ કેલ્હણની નીતિશાલિની સુપુત્રી શૃંગારદેવી પટરાણી-પદને શોભાવતી અને તેમની આજ્ઞાથી ઝાડોલી(સીરોહી-રાજ્ય) ગામ પર નાગડ સચિવ અધિકારી હતો તે સમયમાં-વિ સં ૧૨૫૫માં આસો શુ ૭ બુધવારે મહાવીરજિન-મંદિરના ગોષ્ઠિક લોકોએ ૬ ચોકીવાળા મંડપ (નિક)નો ઉદ્ધાર કરાવ્યો-તે પ્રસંગે ઉપર્યુક્ત મહારાણી શૃંગારદેવીએ વીરની પૂજા માટે શાશ્વત ત્રૈલોક્યશ્રી માટે અદ્ભુત વાટિકા(વાડી)ની ભૂમિ અર્પણ કરી હતી પૃ ય તિલકપ્રભસરિજીએ ત્યાંની શિલાલેખ-પ્રશસ્તિમાં એનુ સૂચન કર્યું છે [વિશેષ માટે જુઓ-આર્કિઓલોજીકલ સર્વે, વેસ્ટર્ન સર્કલ પ્રોગ્રેસ રિપોર્ટ સન ૧૯૦૫-૬ પૃ, ૪૮-ત્યાં કરેલા શિલાલેખના અર્થમાં કેટલીક ગેરસમજ થયેલી લાગે છે]

અથવા જે તે વ્યસનવાળો ન હોય, કઠોર કરનાર ન હોય, પિશુન (દુર્જન-સ્વભાવવાળો) ન હોય, હાથ, કાછ વગેરેમાં શુદ્ધ હોય, દાક્ષિણ્ય, વિનય વગેરે ગુણોવાળો હોય, તો બીજા કર્મકરની જગ્યાએ તેને જ રાખવો જોઈએ ખરેખર, સમાનધર્મવાળો વિદ્યમાન હોવા છતાં પણ તેનાથી વિપરીતને રાખવામાં લોકમાં પોતાની અને પ્રવચનની નિંદા થવાનો સંભવ છે ”

“[આનમાં] શ્રાવક-દ્વાર પ્રમાણે સમુ **શ્રાવિકા**-દ્વાર પણ વિશેષ પ્રકાર જાણવું જોઈએ આર્યા-શ્રમણીઓ પ્રમાણે શ્રાવિકાઓના પણ વિશેષ પ્રકાર ચિંતા(સાર-સંભાળ) કરવી જોઈએ એવી રીતે કરનાર વીર જિન-શાસનના અવિચ્છેદ-નિમિત્તે પરમ પ્રયત્ન કર્યો ગણાય, એવી રીતે કરતા તેણે સમ્યક્ત્વ વગેરે ગુણોનો પક્ષપાત કર્યો ગણાય, સર્વજ્ઞનું શાસન પણ તેનાથી જ પ્રભાવિત-પ્રભાવવાળું થાય છે

શ્રાદ્ધ-શ્રાવકે સ્વ-પરજનનો વિચાર ન કરતા, સમાન જાતિવાળાના ઉપર જ ઉપકા(ચા)ર કરવાની અપેક્ષા ન રાખતા, **‘સહ-સમાન ધર્માચરણ કરનાર સાધર્મિકો મ્હારા બંધુઓ છે’** એમ નિત્ય વિચારતા પ્રસંગ-પ્રસંગો પર સાધર્મિકોનું સંસ્મરણ કરવું જોઈએ, તેમને જોતા સંભાષણ કરવું જોઈએ, સોપારી વગેરેથી તેમનું પૂજન-સન્માન કરવું જોઈએ, રાગ વગેરેમાં પ્રતિચર્યા-સેવા કરવી જોઈએ, માર્ગમાં ગમન કરવાથી ખિન્ન થયેલા-પરિશ્રમ પામેલાઓની વિશ્રામણા-શુશ્રૂષા કરવી જોઈએ **તેમના સુખે પોતાને સુખી સમજવા જોઈએ**, તેમના ગુણોની પ્રશંસા કરવી જોઈએ, તેમના અપરાધોને આચ્છાદિત કરવા જોઈએ, બહુગુણવાળી, અવશ્ય લાભવાળી વ્યવહાર-વેપાર-પ્રવૃત્તિમાં સીદાતાઓની યોજના કરવી જોઈએ, ધર્મ-કૃત્યોમાં તેમને સંભારવા જોઈએ ધર્મ-કાર્યોનું સ્મરણ કરાવવું જોઈએ તેઓ દોષોનું સેવન કરે તો નિવારણ કરવું જોઈએ સુમધુર વચનોદ્વારા પ્રેરણા કરવી જોઈએ વારંવાર તેમ કરતા હોય તો પરુષ વચનોદ્વા।

[૨]

**જૈન-સમાજે સાધારણ દ્રવ્યનો** વિનિયોગ કયા કયા સ્થાનોમાં કેવી કેવી રીતે કરવો ? એ સંબંધમાં, જિનચંદ્રસૂરિએ (નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિના ગુરુબંધુએ) વિ સં ૧૧૨૫ માં રચેલી પ્રાકૃતભાષામય સંવેગ-રંગશાલામાં દસ સ્થાનોનો વિવેક-પૂર્વક જે નિર્દેશ કર્યો છે, તેમાં છઠ્ઠા સ્થાનમાં શ્રમણીઓ અને આઠમા સ્થાનમાં શ્રાવિકાઓને સૂચવી છે તેમાં સાધુ પ્રમાણે શ્રમણીઓને સંયમ માટે પ્રાસુક શુદ્ધ વસ્ત્ર, પાન આસન, ઔષધ-ભૈષજ વગેરે આપવાનું સૂચવ્યા પછી વિશેષમાં જણાવ્યું છે કે—

" **શ્રમણીઓ** સ્ત્રીઓ હોવાથી અપાયોની બહુલતાનો સંભવ રહે છે આર્યાઓ પરિપક્વ સ્વાદુ ફળોના ભારવાળી બોરડી જેવી હોય છે ગુપ્તિ, વૃતિ( વાડ ) વગેરેથી યુક્ત હોવા છતાં પ્રકૃતિથી સત્ત્વ-ગમ્ય થઈ શકે છે તેથી સર્વ તરફથી તેણીઓનું પરમ યત્ન-પૂર્વક નિત્ય રક્ષણ કરવું જોઈએ કદાચ પ્રત્યનીક( વૈરી-શત્રુ ), દુ શીલ લોક તરફથી અનર્થ થાય, અને એ અનર્થ નિવારણ કરવાનું પોતાનું અસામર્થ્ય હોય તો સાધારણ-દ્રવ્યને આપી કરીને પણ સંયમમાં પ્રત્યૂહ-વિઘ્ન-કારણોનો સારી રીતે વિધ્વંસ કરવો જોઈએ

સાતમા સ્થાન **શ્રાવક** સંબંધમાં ત્યાં જણાવ્યું છે કે-" જેનું ચિત્ત, ધર્મમાં અનુરાગવાળું હોય અને જે, ધર્મના અનુષ્ઠાનોમાં તત્પર રહેતો હોય-એવો ગુણ-પ્રધાન સુશ્રાવક કોઈપણ રીતે વૃત્તિ-દુર્બલ-આજીવિકા-નિર્વાહમાં અસમર્થ થયો હોય છતાં જો તેનામાં વણિક્-કલા( વેપાર વગેરે ચલાવવાની કુશળતા ) હોય અને તે દ્રવ્યનો વિનાશ ન કરે તેવો હોય તો તેને કંઠિક વ્યવસ્થા કરીને પણ વ્યવહાર( વેપાર ) માટે સાધારણ-દ્રવ્યમાંથી પણ મૂલ રાશિ( મૂડી ) સોંપવી જોઈએ

જો તેવો સુશ્રાવક, વેપારી કલા-વિજ્ઞાન વગરનો હોય તો પણ તેને તેમાંથી અર્ધું અથવા ચોથા ભાગનું દ્રવ્ય આપવું જોઈએ

દુઃશીલ નાસ્તિકોથી શ્રાવકોએ રક્ષણ કરવું જોઇએ–પોતાના ઘર પાસે ચોતરફથી રક્ષિત ગુપ્તદ્વારવાળી વસતિ (ઉપાશ્રય) તેમને આપવી જોઇએ, પોતાની સ્ત્રીઓદ્વારા તેમની પરિચર્યા કરાવવી જોઇએ, પોતાની પુત્રીઓને તેમની પાસે રાખવી જોઇએ, વ્રત લેવા તત્પર થનારીઓને તેમને અર્પણ કરવી જોઇએ

કર્તવ્યોનું વિસ્મરણ કરે તો તેમને તેનું સ્મરણ કરાવવું જોઇએ અન્યાય પ્રવૃત્તિનો સંભવ હોય તો તેનું નિવારણ કરવું જોઇએ એક વાર અન્યાય-પ્રવૃત્તિમાં શિક્ષણ અને વારંવાર તેવી પ્રવૃત્તિ થાય તો નિષ્ઠુર શિક્ષણ વગેરે દ્વારા તાડન કરવું જોઇએ ઉચિત વસ્તુઓદ્વારા તેમનો ઉપચાર કરવો જોઇએ ”

**શ્રાવક ક્ષેત્ર**–“શ્રાવકે શ્રાવકના સાધર્મિકો છે સમાન ધર્મવાળા–સાધર્મિકોનો સંગમ પણ મોટા પુણ્ય માટે થાય છે, તો તેને અનુરૂપ પ્રતિપત્તિમાં શું કહેવું? પોતાના પુત્ર વગેરેના જન્મોત્સવમાં, વિવાહમાં અને બીજા પણ તેવા પ્રકારના પ્રકરણમાં સાધર્મિકોને નિમંત્રણ કરવું જોઇએ, વિશિષ્ટ ભોજન, તાંબૂલ, વસ્ત્ર, આભરણ વગેરે આપવું જોઇએ

**આપતમાં આવી પડેલાનો અભ્યુદ્ધાર** પોતાના ધનના વ્યયથી કરવો જોઇએ અંતરાયના દોષથી જેઓ વિભવથી ક્ષીણ થયા હોય તેને પાછા પૂર્વભૂમિએ પહોંચાડવા જોઇએ ધર્મમાં શિથિલ થનારાઓને તે તે પ્રકારે ધર્મમાં સ્થિર કરવા જોઇએ પ્રમાદ કરનારાઓને સ્મારણ, વારણ, નોદના, પ્રતિનોદના આદિ કરવું જોઇએ (૧) વાચના, (૨) પૃચ્છના, (૩) અનુપ્રેક્ષા, (૪) ધર્મકથા વગેરેમાં યોગ્યતા પ્રમાણે વિનિયોગ કરવો જોઇએ વિશિષ્ટ ધર્માનુષ્ઠાન કરવા માટે સાધારણ પોષધશાલા વગેરે કરાવવું જોઇએ

**શ્રાવિકા**–“શ્રાવક-ક્ષેત્રની જેમ **શ્રાવિકા-ક્ષેત્રમાં** પણ પોતાના ધનને વાવવું જોઇએ જ્ઞાન દર્શન અને ચારિત્રવાળી, શીલ-સંતોષ–

પણ પ્રતિનોદના કરવી જોઈએ, સામર્થ્ય હોય તો વૃત્તિ-દુર્ગલોને આજીવિકા ચલાવવામા અશક્તોને ઉપષ્ટંભ-ટેકો કરવો જોઇએ અને અત્યંત સંકટરૂપ ખાડામા પડેલાઓનો પ્રતિકાર કરવો જોઇએ સમસ્ત ધર્મ-કાર્યોમા ઉદ્યમ કરનારાઓને નિરંતર સહાયતા કરવી જોઇએ દર્શન, જ્ઞાન અને ચારિત્રમા રહેલાઓને સારી રીતે સ્થિર કરવા જોઇએ એવી રીતે નિશ્ચયે બહુ પ્રકારે **સાધર્મિક-વાત્સલ્ય** કરતો શ્રાદ્ધ (શ્રાવક) ભુવનમા **નિર્દોષ તીર્થ-વૃદ્ધિ કરે છે** ”

**ધન વાવવાના ૭ ક્ષેત્રોમા** —સુપ્રસિદ્ધ શ્રીહેમચંદ્રાચાર્યે પરમાર્હત કુમારપાલ ભૂપાલની પ્રાર્થનાથી રચેલા પોતાના યોગશાસ્ત્રના વિવરણમા, શ્રાવકોના કર્તવ્ય-સૂચનમા **૭ ક્ષેત્રોમા** ધન વાવવા સંબંધમા જણાવ્યુ છે તેમા સાધુ સંબંધમા સૂચવ્યા પછી **સાધ્વીના** સંબંધમા જણાવ્યુ છે કે —

“ધર્મ્ય કર્મમા માત્ર પુરુષો જ અધિકારી નથી, **સ્ત્રીઓનો પણ તેમા અધિકાર** છે ચાર પ્રકારના સંઘમા સ્ત્રીઓ પણ અંગભૂત છે ગૃહ-વાસનો પરિત્યાગ કરીને યતિધર્મના અનુષ્ઠાનો આચરતી, રત્નત્રયી (જ્ઞાન દર્શન, ચારિત્ર)ને ધારણ કરનારી સુશીલ, મહાસત્ત્વશાલિની સાધ્વીઓ **બ્રાહ્મી**, **સુન્દરી**, **રાજિમતી**, **ચંદના** વગેરે મોક્ષની અધિકારિણી થઇ છે ગૃહસ્થાવસ્થામા અત્યંત શીલવતી સુસત્ત્વા **સીતા** વગેરે થઇ ગઈ રાજ્ય-લક્ષ્મીનો પરિત્યાગ કરીને તથા પતિ, પુત્ર, ભાઈ અને બીજા બંધુજન-સંબંધનો પરિત્યાગ કરીને પરિવ્રજ્યાને પાળનારી **સત્યભામા** વગેરે થઇ ગઇ [1]

મુક્તિ-સાધનોને જ ધન માનનારી જે સાધ્વી **જિન-વચનને** જાણે છે, તેના પર શ્રદ્ધા કરે છે, અને ચારિત્ર આચરે છે, તેવી **સાધ્વીઓનુ**

---

[1] શાકટાયનાચાર્યની કૃતિ તરીકે જાણવામા આવેલા ૪૯ પદ્યોવાળા **સ્ત્રી-નિર્વાણ** પ્રકરણના ૪ ૨૯થી ૩૨ પદ્યોની છાયા આમા જણાય છે

સૌથી છેલ્લા વની દુષ્પ્રસહ, નતિની યક્ષિણી, શ્રાવક નાગિલની જેમ સૌથી છેલ્લી શ્રાવિકા સત્યશ્રીના નામનો પણ નિર્દેશ છે પાપી વનિતાઓના દૃષ્ટાંતથી શ્રાવિકાઓને દૂષિત કેમ કરી શકાય? અથવા દ્વેષથી પરિહરવા યોગ્ય કેમ કહેવાય?

**—તેથી આ શ્રાવિકાઓનુ માતાની જેમ, બહેનોની જેમ અને પોતાની પુત્રીઓની જેમ વાત્સલ્ય કરવુ યુક્તિ-યુક્ત જ અમે ઉત્કૃષ્ટ પ્રકારે જોઈએ છીએ-વિચારીએ છીએ ”**

—લા ભ

---

પ્રધાન સધવા યા વિધવા જે જિન-શાસન પ્રત્યે અનુરાગી મનવાળી હોય-તેને **સાધર્મિક** તરીકે માનવી જોઈએ

રત્નત્રય ધારણ કરનારી સુશીલ શ્રાવિકાને દોષ-પાત્ર કેમ કહી શકાય? સ્ત્રીઓની દોષ-બહુલતા દર્શાવાય છે પરંતુ પુરુષોમાં પણ દોષ-બાહુલ્ય હોય છે, એથી જેમ મહાપુરુષોની અવજ્ઞા કરવી યોગ્ય નથી, તેમ સ્ત્રીઓ સંબંધમાં પણ સમજવું જોઈએ કેટલીક સ્ત્રીઓ દોષ-બહુલ હોય, તેમ કેટલીક ગુણ-બહુલ પણ હોય છે સર્વ સંગ પરિત્યાગ કરીને મહાસત્ત્વોથી સેવવા યોગ્ય એવા દુશ્ચર ચારિત્રને પણ જે સ્ત્રીઓ આચરે છે-પાળે છે-તે સ્ત્રીઓને અલ્પસત્ત્વવાળી કેમ કહી શકાય?

સ્ત્રીત્વ હોવા છતાં, તે તે પ્રકારના ગુણ-ગૌરવથી અને યોગ્યતાથી, તીર્થંકર વગેરે મહાપુરુષોને જન્મ આપનારી-માતાઓ, દેવેન્દ્રોદ્વારા પણ પૂજાય છે અને મુનિઓદ્વારા પણ સ્તવાય છે કહ્યું છે કે-"સ્ત્રીઓનું એ અસાધારણ ગૌરવ છે કે તે તેવા કોઈ શ્રેષ્ઠ ગર્ભને વહન કરે છે કે જે ત્રણે જગતના પણ ગુરુ થાય છે"

કેટલીક સ્ત્રીઓ, પોતાના શીલના પ્રભાવથી અગ્નિને પાણી જેવો, સાપને દોરડા જેવો, નદીને સ્થળ જેવી, અને ઝેરને પણ અમૃત જેવું કરે છે

ચાર પ્રકારના સંઘમાં ચોથું અંગ, **ગૃહમેધિ (ગૃહસ્થ)ની સ્ત્રીઓ** પણ છે સુલસા (મહાવીર-સમકાલીન) વગેરે શ્રાવિકાઓની ગુણ-પ્રશંસા તીર્થંકરોએ પણ કરી હતી, જેમના ચારિત્રનું બહુમાન દેવેન્દ્રોએ પણ સ્વર્ગ-ભૂમિઓમાં પણ કર્યું હતું જેમની સમ્યક્ત્વ-સંપદને પ્રબલ મિથ્યાત્વીઓદ્વારા પણ ક્ષોભ પમાડી શકાયો ન હતો કેટલીક સ્ત્રીઓ ચરમદેહવાળી-તે જ ભવમાં મોક્ષ પ્રાપ્ત કરનારી અને કેટલીક સ્ત્રીઓ બે ત્રણ ભવમાં મોક્ષ પામનારી થઈ ગઈ

વિશાલ બુદ્ધિ-વૈભવો એમાં ભરેલા છે, તેમના બહોળા અનુભવો, અત્યુત્તમ પવિત્ર જીવન-ચમત્કારો એમાં ઊતરેલા છે. માનવ-કલ્યાણના, વિશ્વ-મૈત્રીના અમૂલ્ય ઉપદેશો એમાં સમાયેલા છે. આર્ય અને અનાર્ય સંસ્કૃતિના પૃથક્કરણો કરી શકાય તેનાં સાધનો તેમાં છે. ભારતવર્ષનો ભવ્ય ઇતિહાસ રચી શકાય તેની સાધન-સામગ્રી તેમાં મળી આવે છે. ધાર્મિક, આધ્યાત્મિક, વ્યાવહારિક, સામાજિક ઉન્નતિના સન્માર્ગો એમાં સૂચવાયેલા છે. ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર અને મોક્ષ-શાસ્ત્રના રહસ્યમય સૂક્ષ્મ વિચારો એમાં દર્શાવેલા છે. ભાષાશાસ્ત્ર-પ્રાચીન ષડ્ભાષાનાં વ્યાકરણો, તર્કશાસ્ત્ર પર રચાયેલા મત-મતાન્તરના તત્ત્વજ્ઞાન-ભિન્ન ભિન્ન દર્શનોના દૃષ્ટિબિંદુઓ તથા સાહિત્ય, સંગીત અને વિવિધ કળાઓના વિજ્ઞાન એમાં છે. સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને દેશી ભાષાઓમાં રચાયેલું ગદ્ય પદ્ય પુષ્કળ સાહિત્ય એમાં જોવામાં આવે છે. ઐતિહાસિક કાવ્યો, રસિક રાસો, લોકકથા, વિનોદ-વાર્તાઓ, નાટકો, કોશો, છંદશાસ્ત્ર, અલંકાર, વૈદ્યક, જ્યોતિષ, સામાન્ય નીતિ, રાજનીતિ ચર્ચતા ગ્રંથો, સુભાષિત સૂક્તિ-સંગ્રહો, સ્તુતિ સ્તોત્રાદિ વિવિધ વિષયોના સેંકડો ગ્રંથો સદ્‌ભાગ્યે અદ્યાવધિ એમાં સુરક્ષિત રહ્યા છે. પ્રાચીન લેખનકલાના અને ચિત્રકલાના અનેક નમૂના એમાં જોવા મળે છે.

દોઢ-બે હજાર વર્ષો પહેલાં બહુ બુદ્ધિશાળી, સ્મરણશક્તિશાળી ગુરુ શિષ્યો પુસ્તકોની અપેક્ષા રાખ્યા વિના મુખપાઠથી જ જ્ઞાન અર્પણ, ગ્રહણ કરવાનો વ્યવહાર ચલાવતા હતા. પરંતુ પાછળથી વિષમ કાલ દોષથી તેવી શક્તિ ક્ષીણ થતાં, મતિમંદતા થતાં, પુસ્તકો વિના જ્ઞાન ગ્રહણ ધારણ કરવું અશક્ય જણાતાં, પ્રવચન જ્ઞાનનો વિચ્છેદ થતો અટકાવવા માટે તે સમયના દીર્ઘદર્શી મહાપુરુષોએ આવશ્યકતા વિચારી પુસ્તકો લખવા-લખાવવાની પ્રવૃત્તિ પ્રચલિત કરી. શ્રમણ ભગવાન્ મહાવીરના નિર્વાણ પછી ૯૮૦મા વર્ષે-વિક્રમસંવત્ ૫૧૦મા વર્ષે

[૧૧]

# આપણા પ્રાચીન જ્ઞાન-ભંડારો

[જૈનસત્યપ્રકાશ, અમદાવાદ વર્ષ ૧૩ના અંક બીજામાં, તથા જૈન ધર્મ પ્રકાશ ભાવનગરના સં. ૨૦૦૨ના કાર્તિકના અંકમાં પ્રકાશિત]

## વિદ્યાપ્રેમી બંધુઓ અને બહેનો!

આજે 'આપણા પ્રાચીન જ્ઞાન-ભંડારો' તરફ આપનું લક્ષ્ય ખેંચવા ઇચ્છું છું. છાપખાનાનો યુગ આવતાં આપણા એ પ્રાચીન પુસ્તકાલયોનો કેટલોક ભાગ પ્રકાશમાં આવ્યો છે, પરંતુ બહોળો ભાગ હજી અપ્રકાશિત અવસ્થામાં છે. એના અવલોકન, સંશોધન, પ્રકાશન, પઠન-પાઠન સંબંધમાં બહુ થોડા સાક્ષરો રસ ધરાવે છે. વિદેશી પદવીઓથી વિભૂષિત થયેલા ઘણા પ્રોફેસરો પણ આ સ્વદેશના ઉત્તમ સાહિત્યના ઉદ્ધાર તરફ ઉદાસીનતા સેવતા જણાય છે. દક્ષિણ હિંદની અપરિચિત તામિલ, તેલુગુ આદિ લિપિમાં નહિ, પરંતુ નાગરી લિપિમાં લખેલા પ્રાચીન ભાષાના પુસ્તકો વાંચવામાં પણ તેમને કંટાળો આવતો જણાય છે. એથી પોતાના પૂજ્ય પૂર્વજોના વિશાલ જ્ઞાનથી તેઓ સ્વયં વંચિત રહે છે અને બીજાઓને તેનો વાસ્તવિક લાભ આપી શકતા નથી. પ્રજા-સ્વાતંત્ર્યના વર્તમાન યુગમાં વિશ્વવિદ્યાલયના વ્યવસ્થાપકોએ અને અન્ય વિદ્વાન્ વિચારકોએ આ પ્રાચીન જ્ઞાનભંડારોના સંરક્ષણ, સંશોધન, પ્રકાશન, પઠન-પાઠનાદિ માટે વિશિષ્ટ પ્રબંધ કરવો જરૂરી છે.

શ્રીમંતોના ધન-ભંડારો અને રાજા-મહારાજાઓના રત્ન-ભંડારો કરતાં આ જ્ઞાન-ભંડારો અધિક મહત્ત્વ ધરાવે છે- એમ કહેવામાં અતિશયોક્તિ ન ગણાય. કારણ કે આપણા બહુબુદ્ધિશાલી પૂર્વજોના

જણાય છે વિવિધ ઉપદ્રવોમાંથી સદ્ભાગ્યે જે બચ્યા છે, અથવા દીર્ઘદર્શી કુશલ સંરક્ષક મહાશયોએ સમયસૂચક દક્ષતાથી જેને બચાવ્યા છે, તેની રક્ષા અને સાર-સંભાળ આપણે કરવાની છે જ્યાં સુધી જાણવામાં આવ્યું છે અને જેના પર સંવત્-નિર્દેશ થયો છે તેવા નાગરીલિપિમાં લખાયેલા તે તાડપત્રીય પુસ્તકો સંવત્ એક હજાર વર્ષ પછીના જણાય છે જેસલમેરના એક ભંડારમાં રહેલ મહેશ્વર સૂરિએ રચેલ પંચમી-માહાત્મ્યનું પ્રા પુસ્તક સં ૧૦(૧)૦૯માં લખેલું છે, જેમાં આપણી પ્રાચીન કહેવતો, સુભાષિતો સાથે કથાઓમાં ગુંથાયેલી છે

પુસ્તકો લખાવવામાં, અને તેના સંરક્ષણમાં તથા પઠન, પાઠન, વ્યાખ્યાનાદિ દ્વારા તેનો સદુપયોગ કરવા-કરાવવામાં પરોપકાર પરાયણ જૈનાચાર્યો-જૈન શ્રમણોના સદુપદેશે મોટો ભાગ ભજવ્યો છે, એ આપણે ભૂલવું ન જોઈએ તેઓએ માત્ર જૈનાગમોનાં જ પુસ્તકો લખાવ્યાં નથી, પરંતુ ઉપયોગી દરેક વિષયનાં પુસ્તકો લખાવ્યાં છે તેના સંગ્રહો અનેક સ્થળે કરાવ્યા છે તેમણે જ્ઞાન-કોશો, ગ્રંથ-ભંડારો કરાવી, તેની રક્ષાના-વિદ્યા-વૃદ્ધિના પ્રયત્નો કર્યા-કરાવ્યા હતા, નવા ગ્રંથોની રચના કરી હતી પ્રાચીન ગ્રંથો પર વ્યાખ્યાનાદિ રચ્યાં હતાં, પઠન-પાઠન, વ્યાખ્યાનાદિ પ્રવૃત્તિ ચાલુ રાખી હતી એ રીતે સમાજ પર એમનો મહાન્ ઉપકાર છે

કાશ્મીરમાં પ્રાચીન સરસ્વતી-ભંડાર હતો, ઉજ્જયની ( માળવા ), પાટલિપુત્ર ( પટણા ) વગેરે સ્થળો પ્રાચીન સમયમાં વિદ્યાનાં કેન્દ્રો હતાં માળવાના મહારાજા સાહસાંક વિક્રમાદિત્ય, મુંજ અને ભોજના વિદ્યાપ્રેમે, અનેક ગ્રંથોની રચના કરી-કરાવી હતી, અનેક વિદ્વાનોને ઉત્તેજન, પ્રોત્સાહનો મળ્યાં હતાં એટલે ત્યાં જ્ઞાનભંડારો સંભવિત છે, પરંતુ અહીં આપણે ગૂજરાતના-ખાસ કરીને **પાટણના જ્ઞાન ભંડારોનો** વિચાર કરીએ

વલભીપુર (વળા)માં સૌરાષ્ટ્રમાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ-પ્રમુખ જૈન સંઘે તીર્થંકર-ગણધરોના પ્રવચનરૂપ જૈન સિદ્ધાંતને પુસ્તકારૂઢ કર્યો હતો નાગાર્જુન, સ્કંદિલાચાર્ય વગેરેએ પણ એ કાર્ય બજાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો—એવા ઉલ્લેખો મળે છે

લેખનકળા તો પ્રાચીન સમયથી જાણીતી હતી મુનિગણને પઠન પાઠનનું તથા શ્રાવક-શ્રાવિકાદિ વર્ગને પુસ્તકો લખાવવાનું, લખાવી યોગ્ય અધિકારીઓને અર્પણ કરવાનું વ્યાખ્યાતા ઉપદેશક આચાર્યો-શ્રમણો પાસેથી સાંભળવાનું તેમનું ઉચિત કર્તવ્ય સમજાવ્યું તેમના દ્રવ્ય-વ્યયને ૭ ક્ષેત્રો-સ્થાનોમાંના આ ઉપયોગી કર્તવ્ય તરફ વાળવામાં આવ્યા પરમજ્ઞાન મેળવવાના ઉત્તમ સાધનરૂપ એ પોથીઓનું કપૂર, ધૂપ, વસ્ત્ર આદિ દ્વારા પૂજન-સન્માન કરવાનું સમજાવવામાં આવ્યું જ્ઞાનના આરાધન માટે કા શુકલપંચમી-જ્ઞાનપંચમી તિથિનો વિશેષ વિધિ સૂચવ્યો, પુસ્તકોના સંરક્ષણ માટે યોગ્ય ઉપાયો કરવામાં આવ્યા ઉત્તમ કુશલ લિપિજ્ઞ વિદ્વાન્ લેખકોની પસંદગી કરવામાં આવી મલબારી ઉત્તમ ટકાઉ શ્રીતાડપત્રો, લખવાની પાકી સરસ કાળી શાહી, ઉત્તમ લેખિની વગેરે સાધન-સામગ્રી મેળવવામાં આવી એવી રીતે પ્રાચીન જ્ઞાનભંડારોની વ્યવસ્થા થઈ

એ પ્રમાણે વિક્રમની છઠ્ઠી સદીથી શરૂ થયેલા દસમી સદી સુધીમાં લખાયેલા પુસ્તકો હાલમાં દૃષ્ટિગોચર થતા નથી કાલક્રમે જીર્ણ-શીર્ણ થઈને, ખંડિત-ત્રુટિત થઈને, રાજ્યોની ઊથલ-પાથલ, આસ્માની-સુલતાની જેવા કારણે ધર્મદ્વેષથી અથવા આકસ્મિક વિપ્લવો-ઉપદ્રવોને લીધે આપણી એ પ્રાચીન પુસ્તક-સંપત્તિ નષ્ટ થઈ જણાય છે કેટલાય પુસ્તકો આપણી બેદરકારીથી વિનષ્ટ થયા હશે, કેટલાય પુસ્તકો ભેજ વાળી જમીન-હવાના કે ઉદ્દેહી વગેરે જંતુઓના ભોગ બન્યા હશે કેટલાય પુસ્તકો જલ-શરણ અને અગ્નિ-શરણ થયા હશે કેટલાય ઉત્તમ પુસ્તકો જર્મની, યુરોપ અમેરિકા આદિ પરદેશોમાં પહોંચી ગયા

રૂપમા અથવા પદ્ય ઉલ્લેખમા આપેલો હોય છે એમા ઘણા જ્ઞાતિવર્ગોનો ઇતિહાસ સમાયેલો છે જેનો સબધ ગુજરાત, મારવાડ, મેવાડ, માલવા આદિ દેશો સાથે છે

૧૮ દેશી ભાષાઓના ઉલ્લેખવાળી પ્રાકૃત કુવલયમાલા–કથા, શકસવત્ ૭૦૦ = વિક્રમસવત્ ૮૩૫મા દાક્ષિણ્યચિહ્નસૂરિ અપરનામ ઉદ્દ્યોતનાચાર્યે જાબાલિપુર( જાલોર )મા રણહસ્તી **વત્સરાજ** મહારાજના રાજ્યમા ઋષભજિનમદિરમા રચી હતી

ધર્મોપદેશમાલાનુ વિવરણ જયસિંહસૂરિએ સ ૯૧૫મા **ભોજદેવ** ( પ્રતિહાર ) મહારાજના રાજ્યમા નાગપુરમા જિનાયતનમા રચ્યુ હતુ એ વગેરે ગ્રથોમા વિસ્તૃત ઐતિહાસિક પ્રશસ્તિયો છે ગૂજરાતની પ્રાચીન રાજધાની અણહિલવાડ પાટણના સસ્થાપક **વનરાજ ચાવડા**ના સમયનુ કોઈ પુસ્તક જણાતુ નથી તેમ છતા પાટણ પાસેના ગભૂતા( ગાભૂ )મા શકસવત્ ૭૮૪મા (વિ સ ૯૧૯મા) શીલાકાચાર્યે રચેલી આચારાગ સૂત્રની વૃત્તિ આપણુ ધ્યાન ખેચે છે

એ જ ગભૂતા( ગાભૂ )મા જિનાલયમા શકસવત્ ૮૭૧મા ( વિ સવત્ ૯૫૬મા ) સિદ્ધાતિક યક્ષદેવના શિષ્ય પાર્શ્વમુનિએ યતિપ્રતિક્રમણસૂત્રની અને શ્રાવકપ્રતિક્રમણસૂત્રની વૃત્તિ રચી હતી તેમા શીલનાન્ સુબહુશ્રુત શ્રાવક જબૂની સહાયતા સૂચવી છે

મહારાજા **દુર્લભરાજ**ની રાજસભામા ચૈત્યવાસીઓ સાથેના વાદમા વિજય મેળવનાર જિનેશ્વરસૂરિને ત્યાના સિદ્ધાતપુસ્તકોમાના દશવૈકાલિક સૂત્ર વગેરે ઉપયોગી થયા હતા તેમણે તથા તેમના અનુયાયી વિદ્વાનોએ રચેલા પુસ્તકો મળી આવે છે

મહારાજા ૧લા **ભીમદેવ** અને **વિમલ** દડનાયકના સસ્મરણો તે સમય પછીના પુસ્તકોમા મળી આવે છે

મહારાજા ૧લા **કર્ણદેવ**ના રાજ્ય–સમયમા રચાયેલ સ ૧૧૪૧

ગૂર્જરાતના મહારાજાઓના અને મંત્રીશ્વર મહામાત્ય જેવા અધિકારીઓના પ્રેરણા-પ્રોત્સાહને ગૂર્જરાતની સાહિત્ય-સમૃદ્ધિને પ્રશંસનીય રૂપમાં વિકસાવેલી જણાય છે. મોલકી સુવર્ણયુગમાં સેંકડો ગ્રંથોની રચના તથા લેખનાદિ-પ્રવૃત્તિ પુષ્કળ પ્રમાણમાં થયેલી જણાય છે. લાખો શ્લોકોપ્રમાણ તે સમયનું સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ સાહિત્ય મળી આવે છે. મહારાજા કર્ણદેવ, સિદ્ધરાજ જયસિંહ, પરમાર્હત કુમારપાળ, ભીમદેવ, વીસલદેવ, અર્જુનદેવ, સારંગદેવ વગેરે મહારાજાઓનાં સંસ્મરણો તેમાં છે; તથા તેમના અધિકારી મંત્રીઓ વગેરેનાં નામ-નિર્દેશ પણ ત્યાં કરવામાં આવેલ છે. મહામાત્ય, મુંજાલ, આશુક, રાણિગ, સંપત્કર(સતૂસ), દંડનાયક વોસરિ, મહામાત્ય મહાદેવ, સામંત, પૃથ્વીપાલ, મંત્રીશ્વર વસ્તુપાલ, તેજપાલ, નાગડ, દંડનાયક અભયડ, વિજયસિંહ, આહ્લાદન, રાજભંડારી પદ્મ, મહામાત્ય મધુસૂદન, માલદેવ, વગેરેના અધિકાર-સમયમાં વિક્રમની બારમી સદીથી ચૌદમી સદી સુધીમાં લખાયેલા તાડપત્રીય પુસ્તકો એમાં ધ્યાન ખેંચે તેવાં છે.

છેલ્લાં લગભગ બારસો વર્ષનાં ગ્રંથોમાં ગ્રંથકારોનો વિશેષ પરિચય મળી આવે છે. જૈન ગ્રંથકારોની ઐતિહાસિક શૈલી એમાં લક્ષ ખેંચે છે. અંતિમ પ્રશસ્તિમાં તેઓએ પોતાની ગુરુ-પરંપરા દર્શાવી હોય છે. ગ્રંથ કયા નગર-સ્થાનમાં રહી રચ્યો? કયા રાજાના રાજ્યમાં રચ્યો? કયા વર્ષ, માસ, મિતિમાં રચ્યો? કોની પ્રાર્થના-પ્રેરણાથી રચ્યો? તેમાં સંશોધનાદિ સહાયતા કોણે કરી? પ્રથમાદર્શ પુસ્તક કોણે લખ્યું? ગ્રંથનું શ્લોક-પ્રમાણ કેટલું છે? વગેરે ઐતિહાસિક આવશ્યક હકીકતો એમાં જણાવેલી હોય છે.

ઘણા ગ્રંથોના અંતમાં ગ્રંથ લખાવનાર સદ્‌ગૃહસ્થના કુટુંબનો, તેમનાં સત્કાર્યોનો ઐતિહાસિક પરિચય સંસ્કૃત, પ્રાકૃત પ્રશસ્તિના

કુમારપાલના સમયમાં રચાયેલા અને લખાયેલા ઘણા ગ્રંથો વિદ્યમાન છે. નિદર્શન રૂપે કુમારપાલ અને તેના સચિવ પોરવાડ મંત્રીશ્વર પૃથ્વીપાલની પ્રાર્થનાથી હરિભદ્રસૂરિએ પ્રા. અપભ્રંશ ભાષામાં રચેલા ૨૪ તીર્થંકરોના ચરિત્રોમાંથી ત્રણ ચરિત્રો મળી આવે છે, જેમાં ગૂર્જરાતના એ મહામંત્રિ-વંશની ઐતિહાસિક પ્રશસ્તિ મળે છે.

આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિના પટ્ટધર મહાકવિ રામચંદ્રસૂરિનો ૧૨ રૂપકો પર વિવેચન કરતો નાટ્યદર્પણ ગ્રંથ ગાયકવાડ-પ્રાચ્યગ્રંથમાળા (નં. ૪૮)માં પ્રસિદ્ધ થઈ ગયેલ છે. તેમાં સૂચવેલા ૩૫ જેટલા નાટકો પ્રાય જોવામાં આવતા નથી. નલવિલાસ નાટક વગેરે પ્રસિદ્ધ છે.

પાટણના કુમાર-વિહારમાં વસંતોત્સવ-પ્રસંગે ભજવવા માટે દેવચંદ્ર મુનિએ 'ચંદ્રલેખાવિજય' નામનું પ્રકરણ-રૂપક રચ્યું હતું, જે કુમારપાલની પરિષદના ચિત્ત-પરિતોષ માટે રચાયેલું હતું, તે અપ્રકટ છે.

**અજયદેવના** રાજ્યશ્રીના પરમાર્હત મોઢજ્ઞાતિના મંત્રીશ્વર યશપાલે થારાપદ્ર (થરાદ)ના કુમાર-વિહાર જિનમંદિરમાં ભજવવા માટે મોહરાજ-પરાજય નામનું આધ્યાત્મિક નાટક રચ્યું હતું. જે કુમારપાલના ઐતિહાસિક આધ્યાત્મિક ચરિત્ર જીવન સાથે સંબંધ ધરાવે છે. તે ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાલા(નં. ૯)માં પ્રકાશિત થઈ ગયેલ છે.

સોમપ્રભાચાર્યે વિ. સં. ૧૨૪૧માં જૈન કુમારપાલ-(જિનધર્મ) પ્રતિબોધ નામનો વિસ્તૃત ગદ્ય-પદ્ય પ્રાકૃતગ્રંથ કુમારપાલના પ્રીતિપાત્ર કવિ સિદ્ધપાલના સ્થાનમાં રહી રચ્યો હતો, જે ગાયકવાડ-પ્રાચ્યગ્રંથ માળા(નં. ૧૪)માં પ્રસિદ્ધ થયેલ છે, તે જ આચાર્યનો બીજો ગ્રંથ પ્રા. સુમતિનાથ-ચરિત્ર હજી અપ્રસિદ્ધ છે.

**ભીમદેવ**(બીજા)ના રાજ્ય-સમયમાં સં. ૧૨૫૪માં વઢવાણમાં

(૩૯)નુ પ્રા મહાનીગચગિત વગેરે મળે છે સ ૧૧૩૮મા લખાયેલ વિશેષાવશ્યક ટીકા, તથા સ ૧૧૪૬મા મહામાત્ય મુઝાલના અધિકાર સમયમા લખાયેલ યોગદષ્ટિસમુચ્ચય વગેરે મળે છે અભયદેવસૂરિએ જૈનાગમોની વૃત્તિ-વ્યાખ્યાઓ મુખ્યતયા પાટણમા સ ૧૧૨૦ થી ૧૧૨૮મા રચી હતી ગૂજરાતના શ્રદ્ધાળુ શ્રીમત શ્રાવકોએ તે પુસ્તકો લખાવ્યા હતા કપડવજના વાયટકુલના જજ્જનાગના સુપુત્ર સિદ્ધ અને વીરનાગ જેવા સદ્‌ગૃહસ્થોએ સકલ આગમના પુસ્તકો લખા યા હતા

પરમપ્રતાપી ગૂર્જરેશ્વર **સિદ્ધરાજ જયસિંહની** અભ્યર્થનાથી આચાર્ય શ્રીહેમચ દ્ર 'સિદ્ધહેમચદ્ર' નામનુ સર્વાંગસુદર પડ્ભાષાનુ શબ્દાનુશાસન રચ્યુ હતુ જેનુ સ માન સિદ્ધરાજે પટ્ટહસ્તી પર સ્થાપી નગર-પર્યટન દ્વારા કર્યું હતુ તે પ્રસગના ચિત્રવાળી પ્રતિ પણ મળી આવે છે સિદ્ધરાજે ૩૦૦ જેટલા સારા લેખ ક રાખી તેની સેકડો નકલો કરાવી અભ્યાસીઓને અર્પણ કરી હતી, રાજ-ભડારમા સ્થાપી હતી તથા દેશ-વિદેશમા મોકલાવી વિદ્યા-પ્રચાર કર્યો હતો આચાર્ય શ્રીહેમચદ્રે અને સમકાલીન બીજા અનેક આચાર્યોએ તથા વિદ્વાનોએ તે સમયમા રચેલા હજારો શ્લોકોવાળા સ સ્કૃત-પ્રાકૃત ઉપયોગી ગ્ર થો મળી આવે છે સ ૧૧૮૭મા સિદ્ધ નામના સદ્‌ગૃહસ્થે પોતાના તથા સ્વજનોના શ્રેય માટે લખાવીને જિનાગમ-પુસ્તકોનો સગ્રહ ચક્રેશ્વરા ચાર્યને નિર તર વાચના સ શોધન કરવા સમર્પણ કર્યો હતો

પરમાર્હત **કુમારપાલ ભૂપાલની** પ્રાર્થનાથી આચાર્ય શ્રીહેમ ચ રચેલા યોગશાસ્ત્ર, વીતરાગસ્તોત્ર અને ત્રિષષ્ટિ શલાકાપુરુષ-ચરિત્રની અનેક પોથીઓ લખાઈ હતી મહારાજાના પઠન-પાઠનની પોથી સોનેરી શાહીથી લખાયેલી હતી મહારાજા કુમારપાલે ૨૧ જ્ઞાન ભડારો કરાવ્યાનુ સૂચન પાછળના ગ્ર થોમા છે સ ૧૨૯૪મા લખાયેલી ત્રિષષ્ટિ શલાકાપુરુષ-ચરિત્રની પોથીમા આચાર્ય શ્રીહેમચદ્રને પ્રાર્થના કરતા કુમારપાલના ચિત્રો જોવામા આવે છે

પાટણમાં વાસુપૂજ્ય પ્રભુના પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, તેણે નાગેંદ્રગચ્છના વર્ધમાનસૂરિદ્વારા સં. ૧૨૯૯માં વાસુપૂજ્યચરિત્ર મહાકાવ્ય રચાવ્યું હતું.

**વીસલદેવના** વિશ્વાસપાત્ર વાયટવંશી રાજભંડારી **પદ્મની** પ્રાર્થનાથી વાયટગચ્છના મહાકવિ અમરચંદ્રે, 'પદ્માનંદ' અપર-નામવાળું જિનેંદ્ર-ચરિત્ર મહાકાવ્ય રચ્યું હતું, જે ગા. પ્રા. ગ્રંથમાળા(નં. ૫૮)માં પ્રકટ થયું છે.

**અર્જુનદેવ, સારંગદેવ** વગેરે રાજાઓના સમયમાં લખાયેલાં સચિત્ર કલ્પસૂત્ર વગેરે પુસ્તકો મળી આવે છે. પેથડશાહે ૭ જ્ઞાન-ભંડારો સ્થાપ્યા હતા. બીજા પણ અનેક શ્રીમાનોએ અનેક પુસ્તકો લખાવી સદ્ગુરુઓને સમર્પણ કર્યાં હતાં.

મુસ્લીમ યુગમાં—**અલાવદીનના** સમયમાં ઠક્કુર ફેરુ જેવા વિદ્વાને રચેલ પ્રા. વાસ્તુસાર શિલ્પગ્રંથ તથા બીજા કેટલાક ગ્રંથો મળે છે. **અલપખાનના** સમયમાં રચાયેલ સમરારાસ અને શત્રુંજયતીર્થોદ્ધાર (નાભિનંદન-જિનોદ્ધાર) પ્રબંધ જેવા ગ્રંથો મળે છે. સુલતાન **મહમ્મદ તુગલકથી** સંમાનિત થયેલા જિનપ્રભસૂરિની તથા તેમના અનુયાયી વિદ્વાનોની નાનીમોટી અનેક કૃતિઓ પ્રાચીન જ્ઞાન-ભંડારોમાં જોવામાં આવે છે.

વિક્રમની પંદરમી સદીમાં થયેલા માંડવગઢ(માલવા)ના **આલમ્મ સાહિના** પ્રીતિપાત્ર મંત્રી શ્રીમાલી **મંડને** રચેલા કાવ્યમંડન, અલંકારમંડન, ચંપૂમંડન, સંગીતમંડન, કાદંબરીમંડન, શૃંગારમંડન, સારસ્વતમંડન જેવા અનેક ગ્રંથો તથા તેના બંધુ ધનદે રચેલાં શૃંગાર, નીતિ, વૈરાગ્ય-શતકો મળે છે.

વિક્રમની બારમી સદીથી લઈ ૧૫મી સદીના અંત સુધીમાં ૮ ઇંચથી ૩૬ ઇંચ સુધીની લંબાઈવાળાં તાડપત્રો પર લખેલાં પુસ્તકો

દેવસૂરિએ રચેલું પ્રા પદ્મપ્રભચરિત પ્રાપ્ત થાય છે સં ૧૨૫૫માં સોમમંત્રીની પ્રેરણાથી પૂર્ણભદ્રસૂરિએ રાજનીતિના વિવેચન માટે જીર્ણ પંચતંત્રને શુદ્ધ કર્યું હતું, જે જર્મનીના ડા હર્ટલના સુપ્રયત્નથી પ્રકાશમાં આવ્યું છે

સુપ્રસિદ્ધ મંત્રીશ્વર **વસ્તુપાલે** નરનારાયણાનંદ મહાકાવ્ય રચ્યું હતું જે ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાળા(નં ૨)માં પ્રકાશિત થઈ ગયું છે તેના અંતિમ સર્ગમાં તેણે પોતાનો પરિચય આપ્યો છે તેમની પ્રાર્થના-પ્રેરણાથી નરચંદ્રસૂરિએ કથારત્નસાગર નરેન્દ્રપ્રભસૂરિએ અલંકાર-મહોદધિ, બાલચંદ્રસૂરિએ કરુણાવજ્રાયુધ નાટક જેવા અનેક ગ્રંથોની રચના કરી હતી મંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલના યશસ્વી જીવનને ઉદ્દેશી તેમના સમકાલીન અનેક મહાકવિઓએ મહાકાવ્યો, નાટકો અને પ્રશસ્તિઓ રચી હતી કવિ સોમેશ્વરે કીર્તિકૌમુદી, અરિસિંહે સુકૃતસંકીર્તન, ઉદયપ્રભસૂરિએ સુકૃતકીર્તિકલ્લોલિની અને ધર્માભ્યુદયમહાકાવ્ય(સંઘપતિ-ચરિત), બાલચંદ્રસૂરિએ વસંતવિલાસ મહાકાવ્ય, જયસિંહસૂરિએ હમ્મીરમદમર્દન નાટક અને પ્રશસ્તિ તથા નરચંદ્રસૂરિ અને નરેન્દ્રપ્રભસૂરિએ રચેલી પ્રશસ્તિઓ ગાયકવાડ-પ્રાચ્યગ્રંથમાળા દ્વારા પ્રકાશમાં આવેલ છે એ વાંચવા-વિચારવાથી એ મંત્રીશ્વરોની અસાધારણ રાજનીતિજ્ઞતા, અદ્ભુત દક્ષતા અને અપૂર્વ કર્તવ્યપરાયણતાનો ખ્યાલ આવે છે એમની અનુપમ સેવા ગૂજરાતના ગૌરવરૂપ હોઈ ગૂજરાતીઓને અને બીજાઓને પણ પ્રેરણા આપે તેવી છે મંત્રીશ્વર વસ્તુપાલે સિદ્ધાંતની પ્રતિયો સોનેરી શાહીથી અને બીજી ચાલુ શાહીથી તાડપત્રો અને કાગળો પર લખાવી હતી એમણે ૭ કરોડ દ્રવ્યના વ્યયથી ૭ સરસ્વતીભંડારો સ્થાપ્યા હતા-એના ઉલ્લેખો પાછળના ગ્રંથોમાં છે

થરાદ, સાચોર વટસર, સંખેડા વગેરેમાં જિનપ્રતિમા, જિનમંદિરો આદિ ધર્મકાર્યો કરનાર રાજકુલના દંડનાયક **આહ્લાદને**

૫૦ જેટલા પુસ્તકો જેસલમેર કિલ્લા(મારવાડ)ના મોટા ભંડારમા વિદ્યમાન છે જેસલમેરના ખેતાશાહે કલ્પસૂત્રના પુસ્તકોને સોનાને અક્ષરે લખાવ્યા હતા, તથા થીરુશાહ જેવા અનેક સદ્‌ગૃહસ્થોએ જૈનાગમ-પુસ્તકો લખાવ્યા હતા

શહેનશાહ અકબરે પોતાના પ્રીતિપાત્ર પ પદ્મસુદર પાસેથી પ્રાપ્ત કરેલ વિશાળ પુસ્તક-સગ્રહ જૈનાચાર્ય શ્રીહીરવિજયસૂરિને અત્યાગ્રહથી બહુ સન્માનપૂર્વક ભેટ કર્યો હતો, પાતશાહ અકબરના પરમપ્રીતિપાત્ર અને વર્ષો સુધી સહવાસમા રહી અનેક સત્કાર્યો કરાવનાર ઉ શાતિચદ્ર મહોપાધ્યાય ભાનુચદ્ર અને સિદ્ધિચદ્રની મહત્ત્વની અનેક કૃતિઓ આપણને પ્રાચીન જ્ઞાન-ભડારામાથી મળી આવે છે પાટણના જ્ઞાન-ભડારોમાના કેટલાય પુસ્તકો મુબઈ, પૂના-ભાંડારકર ઓ રીસર્ચ ઈન્સ્ટિટ્યુટ વગેરે સ્થળે ગયા છે

ગૂજરાતમા **વડોદરા-રાજ્યનુ** મહત્ત્વ છે કે તેને આંગણે પાટણના ૧૬ પ્રાચીન જ્ઞાન-ભડારો ઉપરાંત વડોદરા છાણી, ડભોઈ જેવા સ્થળોમા જૈન જ્ઞાનમંદિરોમા અને રાજકીય પ્રાચ્યવિદ્યામંદિ મા હજારોની સખ્યામા હસ્તલિખિત પુસ્તકોનો ઉપયોગી સગ્રહ સુરક્ષિત છે તેના વર્ણનાત્મક સૂચિપત્રો પ્રકટ થતા વિશેષ મહત્ત્વ જણાશે આશા રાખીએ કે તેમાના અલભ્ય દુર્લભ મહત્ત્વના પુસ્તકોની ફોટો-કોપી પણ થાય, અને પ્રશસનીય પદ્ધતિથી તેનુ સશોધન, પ્રકાશન થઈ, તેનો પઠન-પાઠનાદિ સદુપયોગ થાય

લા ભ

અમે પાટણ જૈનભંડારના કેટલૉગ(૧લા ભાગ)માં (ગા. પ્રા. ગ્ર. નં. ૭૬માં) દર્શાવ્યા છે. કાગળ પર લખેલાં પુસ્તકો સં. ૧૩૫૭-૫૮ થી મળી આવે છે. સં. ૧૪૧૮માં ખાદીના મજબૂત કપડા પર લખાયેલું ધર્મવિધિવૃત્તિનું ૭૮ પાનાનું પુસ્તક ખાસ ધ્યાન ખેંચે છે. તેની લંબાઈ ૨૫ ઇંચ અને પહોળાઈ ૫ ઇંચ છે. પાટણનો સંઘનો ભંડાર હવે નવીન તૈયાર થયેલા શ્રીહેમચંદ્રાચાર્ય-જૈન-જ્ઞાનમંદિરમાં સુરક્ષિત રાખવામાં આવ્યો છે. કપડા પર ચિત્રાંકિત પંચતીર્થી-પ્રાસાદપટ પણ મળે છે.

વિક્રમની ૧૪મી સદીમાં સ્થપાયેલા સોમતિલકસૂરિના ગ્રંથભંડારને તેમના અનુયાયીઓએ પાછળથી સમૃદ્ધ કર્યો હતો. વિક્રમની પંદરમી સદીમાં થઈ ગયેલા તપાગચ્છાધિપતિ **દેવસુંદરસૂરિએ** અને તેમના અનુયાયી સોમસુંદરસૂરિ વગેરેએ સેંકડો પુસ્તકો લખાવીને પાટણના જ્ઞાનકોશમાં સ્થાપન કર્યાં હતાં-એવા ઉલ્લેખો મળે છે.

જ્ઞાનારાધનના આ ઉપયોગી કર્તવ્યમાં ગૂર્જરાતની વિવિધ જ્ઞાતિની જૈન મહિલાઓનો-શ્રમણીઓનો અને શ્રાવિકાઓનો મોટો ફાળો છે. ૬૦ જેટલી મહિલાઓનાં નામો અમે ત્યાં દર્શાવ્યાં છે. જેમણે પોતાના અને સ્વજનાદિના શ્રેય માટે હજાર શ્લોકોવાળાં પુસ્તકો લખાવી પઠન પાઠન વ્યાખ્યાનાદિ સદુપયોગ માટે ગુરુઓને તથા મહત્તરા, પ્રવર્તની આદિને સમર્પણ કર્યાં હતાં. તથા જ્ઞાનભંડારોમાં પણ ભેટ કર્યાં હતાં. ક્ષત્રિય ઝાલાકુળના વિજપાલની રાણી નીતાદેવીનું નામ તેમાં સ્મરણ કરવા યોગ્ય છે, જેણીએ વિદ્યાકુમાર મુનિના સદુપદેશથી હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રને લખાવ્યું હતું.

**પાટણ,** જેસલમેર જેવાં અનેક સ્થાનોમાં જ્ઞાન-ભંડારો સ્થપાવનાર ખરતરગચ્છના અધિપતિ રાજ-માન્ય **જિનભદ્રસૂરિના** સદુપદેશથી ખંભાતના શ્રીમાન્ વરણાશાહે પંદરમી સદીના ઉત્તરાર્ધમાં લખાવેલા

પ્રસ્તાવનામાં મલ્લવાદીનાં પ્રાચીન ચરિત-પ્રબંધો જોવામાં આવશે પ્રભાવકચરિત્રમાં આવતા वीरवत्सराच्च ઉલ્લેખમાંના વીર-શબ્દને શ્રી શાહે પૃ ૧૬૮માં જણાવ્યા પ્રમાણે-વિક્રમ અર્થમાં ઘટાવી શકાય નહિ–એમ કરવા જતાં વીર શબ્દદ્વારા સૂચવેલા બીજા અનેક ઉલ્લેખોને વિક્રમસંવત્માં ફેરવવા પડે અને એથી તો ઘણી મોટી અવ્યવસ્થા થઈ જાય

ત્યાં પૃ ૧૬૯માં—(૨) હરિભદ્રસૂરિનો સમય વિ સંવત્ ૯૬૦નો (તેમનું સ્વર્ગારોહણ) નક્કી થઈ ગયો લેખીશું ' જણાવેલી હકીકત પણ સુસ્પષ્ટ નથી કારણ કે-શકસંવત ૭૦૦=વિક્રમસંવત ૮૩૫માં રચાયેલી પ્રાકૃત-કુવલયમાલાકથામાં દાક્ષિણ્યચિહ્ન ઉદ્દ્યોતનસૂરિએ ભવવિરહાંક હરિભદ્રસૂરિનું તથા તેમણે રચેલી સમરાદિત્યકથા(સમરાઇચ્ચકહા)નું સંસ્મરણ કર્યું છે[૧]

ત્યાં પૃ ૧૭૦મા—मगणिवसात(=शम्नृपकाल)નો પ્રશ્ન લેખક જુદા જ લેખથી ચર્ચવા વિચાર જણાવે છે અને તે પહેલા જિનભદ્ર ગણિ ક્ષમાશ્રમણ સાથેના તેના શકસંવત્ ૫૩૧ના ઉલ્લેખમાં+૩૭૫ ઉમેરી તેમનો સમય=૯૦૬ વિક્રમસંવત્ ઘટાવવા પ્રયત્ન કરે છે, તે અયોગ્ય છે

સિંઘી જૈનગ્રંથમાલા(ગ્રં ૨૮)માં શ્રીજયસિંહસૂરિની સં ૯૧૫ની રચના ધર્મોપદેશમાલા-વિવરણ પ્રકાશિત થયેલ છે, તેની પ્રસ્તાવના (પૃ ૧૮)માં અમે એક સ્તંભ-લેખ શકકાલ ૭૮૪=સંવત્ ૯૧૯નો પ્રકાશિત કર્યો છે તેમાં સ્પષ્ટ રીતે શકસંવત્ ૭૮૪માં ૧૩૫ ઉમેરી

---

૧ 'जो इच्छइ भव-विरहं भवविरहं को न वन्दए सुअणो ?। समयसयसत्थगुरुणो समरमियंका कहा जस्स ॥'

અપ્રસિદ્ધ-પ્રાકૃત કુવલયમાલાકથાના પ્રારંભમાં જેસલમેરીય તાડપત્રીય પોથી લે. સં ૧૧૩૯

# 'ઉદ્દ્યોતનસૂરિના સમય'ના ભ્રમનું નિવારણ

[જૈન સત્યપ્રકાશ અમદાવાદના વર્ષ ૧૬ અંક ૧૧ ૧૨મા પ્રકાશિત]

'**જૈન સત્યપ્રકાશ**'ના વર્ષ ૧૬ના અંક ૭મા 'શ્રી ઉદ્દ્યોતનસૂરિનો સમય' એ નામનો એક લેખ શ્રી ત્રિભોવનદાસ લહેરચંદ શાહનો પ્રગટ થયો છે ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતા તે ગેરસમજૂતી અથવા ભ્રમ ફેલાવનાર છે, તેથી તેનું નિવારણ કરવું ઉચિત છે, કે જેથી ભ્રાતિની પરંપરા આગળ વધે નહિ

ઉદ્દ્યોતનસૂરિ સાથે બીજા પણ સુપ્રસિદ્ધ આચાર્યોના સંબંધમા ત્યા વિધાનો કર્યા છે, તે પણ વિચારણીય છે

ત્યા પૃ ૧૬૮મા—(૧) મલ્લવાદીને શિલાદિત્યના ભાણેજ તરીકે જણાવવામા આવેલ છે, તે પ્રબંધચિંતામણિ અને પ્રબંધકોશ જેવા ગ્રંથોમા સૂચન મળે છે તે આધારે સૂચવી શકાય પરંતુ તે પૂર્વે રચાયેલ ભદ્રેશ્વ સૂરિની પ્રાકૃતભાષામય કથાવલીમા, પ્રભાચંદ્રસૂરિના સં ૧૩૩૪ના સંસ્કૃત પ્રભાવકચરિતમા અને સંઘતિલકાચાર્યની સં ૧૪૨૨ની સમ્યક્ત્વ-સપ્તતિ-વૃત્તિમા એ હકીકત નથી ત્યા મલ્લવાદીને જિનાનંદસૂરિના ભાણેજ તરીકે, દુર્લભદેવીના પુત્ર તરીકે અજિતયશા અને યક્ષના બંધુ તરીકે તથા ભૃગુકચ્છ(ભરુચ)ની રાજસભામા બૌદ્ધ માન્ય બુદ્ધાનંદ વાદીને નયચક્રદ્વારા જિતી જૈનશાસનની પ્રભાવના કરનાર તરીકે ઓળખાવ્યા છે

**નયચક્ર** ગ્રંથ ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાલામા પ્રકાશિત થઈ રહેલ છે, તેનો ચાર અરવાળો પ્રથમ ભાગ પ્રકાશમા આવવાની તૈયારીમા છે, તેની

એ રીતે વિચારીએ તો શકનૃપકાલ શકરાજનો કાલ અથવા શકાબ્દ જેવા ઉલ્લેખ સાથે સંવત્ સૂચવેલ હોય તો તેમાં ૧૩૫ની સંખ્યા ઉમેરીને વિક્રમસંવત્ દર્શાવી શકાય પરંતુ જે તે સંવતના અંકોને ગુપ્ત-વલભી સંવત્ માની તેમાં ૩૭૫ ઉમેરવાનું સૂચવતા ત્રિ. લ. શાહે પ્રાચીન આચાર્યોને અર્વાચીન માનવા-મનાવવાનો અનિષ્ટ પ્રયત્ન કર્યો છે અને તેનું સમર્થન કરતાં ઘણી અસંગતતા ઊભી કરી છે, અસંબદ્ધ પર્યાપન્ના સાથે અસ્ત-વ્યસ્ત ગુરુ-શિષ્ય-પરંપરા જોડી દીધા છે।।

તેમણે શ્રીજિનભદ્ર ગણિ ક્ષમાશ્રમણ સાથે મળતા શકનૃપકાલ ૫૩૧ વાળા ઉલ્લેખમાં ૩૭૫ ઉમેરી તેમનો સમય વિક્રમસંવત્ ૯૦૬ જણાવ્યો છે (વિક્રમની દસમી સદીના પ્રારંભમાં)

શ્રીહરિભદ્રસૂરિના ૫૮૫ સંવતમાં ૩૭૫ ઉમેરી તેમને વિક્રમસંવત્ ૯૬૦માં થયેલા જણાવ્યા છે (વિક્રમની દસમી સદીના ઉત્તરાર્ધમાં)

તેવી રીતે કુવલયમાલાકથા રચનાર દાક્ષિણ્યચિહ્ન આચાર્ય ઉદ્દ્યોતન સૂરિ સાથે મળતા સંવત્ શકકાલ ૭૦૦માં પણ ૩૭૫ ઉમેરી તેમને વિક્રમસંવત્ ૧૦૭૫માં થયેલા જણાવ્યા છે (વિક્રમની અગિયારમી સદીના ઉત્તરાર્ધમાં)

તેમની એ માન્યતા વાસ્તવિક નથી, એ આપણે વિચારીએ—

પ્રાકૃત કુવલયમાલાકથાની રચના શકસંવત્ ૭૦૦માં એક દિવસ ન્યૂન હતો ત્યારે કરી હતી, તેમ સ્વયં તે દાક્ષિણ્યચિહ્ન આચાર્ય

---

पणतीसं वाससयं विक्कमसंवच्छरस्स वोलीणे ।
परिवत्तिऊण ठविओ जेण सवच्छरो नियओ ॥
सग-काल-जाणणत्थं [illegible] पामणिय समक्खायं ॥

—અપ્રસિદ્ધ ધર્મોપદેશમાલા-વિવરણમાંથી

વિક્રમ સ વત્ ૭૧૯ એ બને સ વત્ દર્શાવેલ છે એ બને સ વત્ સાથે એપિગ્રાફિયા ઇંડિકા નો ૪, પૃ ૩૧૦મા અગ્રેજી લિપિમા પણ એ લેખ પ્રકટ થયેલ છે

કર્ણરાજના રાજ્યમા અણહિલવાડ નગરમા સ ૧૧૪૧મા નેમિચન્દ્રસૂરિએ રચેલ પ્રાકૃત વીરચરિતમા મહાવીરજિનના મુખથી ભવિષ્યવાણી તરીકે સૂચન કર્યું છે કે—' મારુ નિર્વાણ થયા પછી ૬૦૫ વર્ષ અને પાચ માસ જતા શકરાજા ઉત્પન્ન થશે '[1]

—મહાવીર-નિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમ અને તે પછી ૧૩૫ વર્ષે શકસ વત્નુ સૂચન એમાથી મળે છે

મલધારી હેમચન્દ્રસૂરિના પટ્ટધર વિજયસિંહસૂરિએ સ ૧૧૯૧મા સિદ્ધરાજના રાજ્ય-સમયમા ૧૪,૪૭૧ શ્લોક-પ્રમાણ એક બીજુ ધર્મોપદેશમાલા-વિવરણ રચેલુ છે, તેમા કાલકાચાર્યની પ્રાકૃતકથામા શકકાલ જાણવા માટે પ્રાસ ગિક સૂચન છે તેમા પણ એવો આશય સૂચવાયેલ છે—' × × તે( માલવરાજ વિક્રમાદિત્ય )ના વ શને ઉપાડીને ફરી પણ **શકરાજા** ઉજ્જેણી નામની શ્રેષ્ઠ નગરીમા થયો જેના પદ-પકજને સામતો પ્રણામ કરતા હતા જેણે વિક્રમસ વત્ **૧૩૫** વ્યતીત થયા પછી વિક્રમસ વત્નુ પરિવર્તન કરી પોતાનો સ વત્સર સ્થાપ્યો હતો **શકકાલ** જાણવા માટે એ પ્રાસ ગિક કહેવામા આવ્યુ છે [2]

---

[1] छहिं वासाण सएहिं पचहिं वासेहिं पच मासेहिं ।
मम नि वाणगयस्स उ उप्पज्जिस्सइ **सगो राया** ॥'

—નેમિચન્દ્રસૂરિનુ વીરચરિ ગા ૨૧૬૯ [ જૈન આત્માનદસભા ભાવનગરથી પ્ર ]

[2] 'तस्स वि वम उप्पाडिऊण जाओ पुणो वि **सगराया** ।
उज्जेणिपुरवराए पय-पकय-पणय-सामतो ॥

સૂચવ્યું છે. જેસલમેરભાં૦ ગ્રંથસૂચી (અપ્રસિદ્ધ૦ પૃ. ૪૩)માં, અપભ્રંશકાવ્યત્રયીની સંસ્કૃત ભૂમિકા (પૃ. ૧૧૦)માં એમના ૩ લેખો અમે દર્શાવ્યા છે. એ શીલાચાર્યની આચારાંગ-ટીકામાં જે ૩ લેખ મળે છે, તેમાં '**શકનૃપકાલાતીત**-સંવત્સરશતેષુ સપ્તસુ ચતુરશીત્યધિકેષુ'[1] એટલે શકસં. ૭૮૪ જણાવેલ છે, એથી તેમાં ૧૩૫ ઉમેરીએ તો વિક્રમસંવત્ ૯૧૯ એ ટીકાનો રચના-સમય કહી શકાય. એને જ લક્ષ્યમાં રાખીને બૃહટ્ટિપ્પનિકાકારે તેમના મહાપુરુષ-ચરિતની રચનાનો સંવત્ ૯૨૫ જણાવેલ છે (શકસંવત્ ૭૯૦ ગણીને).

—એ ઉપરથી સમજી શકાય તેમ છે કે ઉદ્યોતનસૂરિ પહેલા થઈ ગયા છે અને શીલાચાર્ય પછી થયા છે. એટલે શીલાકાચાર્યને પૂર્વોક્ત તત્ત્વાચાર્ય માની તેને ઉદ્દ્યોતનસૂરિના ગુરુ માનવા-મનાવવા અયુક્ત છે, તથા શીલાકાચાર્યને 'વિ. સં. ૧૦૫૬થી ૧૦૮૪માં યુગપ્રધાનપદે' માનવા તે પણ યુક્તિયુક્ત નથી.

ઉદ્દ્યોતનસૂરિએ કુવલયમાલાકથામાં પોતાના વિદ્યાગુરુ તરીકે આચાર્ય વીરભદ્ર અને હરિભદ્ર નામનો નિર્દેશ કર્યો છે,[2] તે અમે પૂર્વોક્ત જે. ગ્રંથસૂચીમાં (અપ્રસિદ્ધ૦ પૃ. ૪૩) તથા અન્યત્ર દર્શાવેલ છે.

ઉદ્દ્યોતનસૂરિએ જે વિમલસૂરિનું સ્મરણ કર્યું છે, તે શ્રી શાહે લા. પૃ. ૧૮૬માં જણાવ્યા પ્રમાણે 'વિમલચંદ્રસૂરિ નામે કોઈ અપરિચિત આચાર્ય' નહિ, તેમ ત્યાં પૃ. ૧૭૧માં જણાવ્યા પ્રમાણે

---

૧ પીટર્સન રિપોર્ટ ૩, પૃ. ૯૦

૨ 'भिन्नजहिच्छिय-फलओ बहुकित्ती-कुसुम-रेहिराभोओ।
जायरियवीरभद्दो, अत्थावरो कप्परुक्खो व॥
सो सिद्धंतगुरू, पमाण-नाणेण जस्स हरिभद्दो।
बहुगंथ-सत्थ-वित्थर-पयड-समत्थो॥

ઉદ્દ્યોતનસૂરિએ તે ગ્રંથમાં જણાવી છે [1] જેસલમેર-ભાંડાગારીય-ગ્રંથ-સૂચી(સં અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચય પૃ ૪૨-૪૩)માં તથા અપભ્રંશ-કાવ્યત્રયીની સંસ્કૃત ભૂમિકા (પૃ ૮૩ થી ૯૪)માં અમે સંક્ષેપ-વિસ્તારથી તેના પ્રામાણિક ઉલ્લેખો દર્શાવ્યા છે, તે જોવાથી તેનો ખ્યાલ આવશે એ કથાનું રચના સ્થલ જાવાલિપુર(જાલોર-મારવાડ) તે આચાર્યે જણાવ્યું છે, તથા તે સમયે ત્યાં રણહસ્તી વત્સરાજ રાજા વિદ્યમાન હતો તેનો પણ આચાર્યે ઉલ્લેખ કર્યો છે [2] એ પ્રતીહાર રાજાનો રાજ્ય-સમય વિક્રમની નવમી સદીના પૂર્વાર્ધમાં મળે છે

લગભગ સાડાચારસો વર્ષો પહેલા થયેલા બૃહટ્ટિપ્પનિકાકારે બૃહટ્ટિપ્પનિકામાં આ કથાને વિક્રમસંવત્ ૮૩૫માં રચાયેલી જણાવી છે [3] તેનું પણ એ જ કારણ છે-શકસંવત્ ૭૦૦+૧૩૫=૮૩૫

પોતાને ચંદ્રકુલના અવયવ તરીકે જણાવતા આ આચાર્ય ઉદ્દ્યોતનસૂરિએ ઉપર્યુક્ત કુવલયમાલાકથામાં પોતાના ગુરુ (દીક્ષાગુરુ)નું નામ તત્ત્વાચાર્ય જણાવ્યું છે, જેમને પોતાની ગુરુ-પરંપરામાં વટેશ્વરના શિષ્ય તરીકે જણાવ્યા છે શ્રી નિં લ શાહની માન્યતા પ્રમાણે 'તે તત્ત્વાચાર્ય એટલે શીલાંકાચાર્ય' અહીં ઘટી શકતા નથી

શીલાંકાચાર્ય અથવા શીલાચાર્ય એ નિર્વૃતિકુલના માનદેવસૂરિના શિષ્ય હતા અને તેમનું નામ વિમલમતિ કવિ શીલાંક એવું પણ તેઓએ રચેલા પ્રાકૃત મહાપુરુષ-ચરિત(ચઉપ્પન-મહાપુરિસ-ચરિય)માં

---

१ सगकाले वोलीणे वरिसाण सएहिं सत्तहि गएहिं ।
एगदिणेणूणेहिं रइआ अवरण्हवेलाए ॥'

२ पर-भड-भिउडी-भंगो पणईयण-रोहणो कला-चंदो ।
सिरिवच्छरायणामो रण-हत्थी पत्थिवो जइआ ॥
—જે ભ તાડપ પોથી લે સંવત્ ૧૧૩૯

३ कुवलयमाला प्रा मु ८३५ उद्द्योतनसूरीया १३००० -બૃહટ્ટિપ્પનિકા

[ ૧૩ ]

# જેસલમેર-જ્ઞાનભંડારનાં સંસ્મરણો

[જૈન સત્યપ્રકાશ, અમદાવાદ વર્ષ ૧૬ અંક ૧, ૩, ૪ અને ૮માં સંવત્ ૨૦૦૬-૭માં પ્રકાશિત]

આજથી ત્રીશ વર્ષો પહેલાં ઈસ્વીસન ૧૯૨૦ના ઓક્ટોબરના પ્રારંભમાં વડોદરા-રાજ્યના આશ્રયે સેન્ટ્રલ લાયબ્રેરીના સંસ્કૃત પુસ્તકાલયમાં મારી નિમણૂક 'જૈનપંડિત' તરીકે થઈ, તે વખતે ક્યૂરેટર તરીકે જે. એસ. કુડાલકર હતા. સદ્‌ગત જૈનશાસ્ત્રી ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ, એમ. એ.નો અકાળ સ્વર્ગવાસ સન ૧૯૧૮માં થતાં, તેમની જગ્યાએ એમ. એ. ડીગ્રીવાળા સાક્ષર જી. કે. શ્રીગોંદેકરની નિમણૂક થયેલી હતી. સ્વ. દલાલના અપૂર્ણ કાર્યોને તેમણે કેટલાક કારણસર હાથ પર લીધાં ન હતાં, આર. એ. શાસ્ત્રી નામના મદ્રાસી વિદ્વાન્ સરકારી ખર્ચે જે જે પોથીઓનો સંગ્રહ અહીં-તહીંથી કરતા હતા, તેનું રજિસ્ટર, વર્ગીકરણ, કાર્ડ-નોંધ, લિસ્ટ કરવું વગેરે કાર્યમાં તે લાઈબ્રેરિયન રોકાયેલા રહેતા હતા. એથી સ્વ. દલાલના અપૂર્ણ કાર્યોને પૂર્ણ કરવાની જવાબદારી મારા પર આવી હતી.

સદ્‌ગત વિદ્યાપ્રેમી મહારાજા સાહેબ શ્રીસયાજીરાવ ગાયકવાડના અંતઃકરણમાં ભાવના થઈ કે પોતાના રાજ્યના પાટણ (ગૂજરાતની પ્રાચીન રાજધાની)ના પ્રસિદ્ધ જૈનજ્ઞાન-ભંડારોનું તથા જેસલમેર (મારવાડ)ના ભંડારોનું અવલોકન સુયોગ્ય નિષ્ણાત વિદ્વાનદ્વારા કરાવી, તેનું રસ્ય વર્ણનાત્મક સૂચિપત્ર-ડિ. કેટલૉગદ્વારા પ્રકાશમાં મુકાવવું અને તેમાંના મહત્ત્વના અલભ્ય-દુર્લભ ઉપયોગી પ્રાચીન ગ્રંથોને સુયોગ્ય પદ્ધતિએ સંપાદન કરાવી પ્રકાશમાં મૂકાવવા. આમાં કેટલેક અંશે જર્મની વગેરેના પરદેશી સ્કૉલરોની પ્રેરણા પણ નિમિત્તભૂત થઈ હશે.

તેને 'મહાવીરની ૩૬મી પાટે થયેલા' ન સમજવા જોઈએ, પરંતુ વીર-નિર્વાણ પછી ૫૩૦ વર્ષે થયેલા પ્રાકૃત વિમલાંક **પઉમચરિય** મહાકાવ્ય રચનાર વિમલસૂરિ સમજવા જોઈએ પૂર્વે થઈ ગયેલા મહાકવિઓમાં તેમનું સંસ્મરણ ત્યાં સુસંગત છે [1]

વિક્રમસંવત્ ૯૯૪માં બૃહદ્વટ નીચે શુભ મુહૂર્તે ૮ સૂરિઓને પોતાના પટ્ટ (પદ) પર સ્થાપનાર (વટગચ્છ-બૃહદ્ગચ્છના પ્રવર્તાવનાર) ઉદ્દ્યોતનસૂરિ અને આ દાક્ષિણ્યચિહ્ન ક્ષત્રિય આચાર્ય ઉદ્દ્યોતનસૂરિ એ બંને આચાર્યોને ભિન્ન ભિન્ન વ્યક્તિ તરીકે ભિન્ન ભિન્ન સમયમાં થયેલા સમજવા જોઈએ તેમ નેમાં કુવલયમાલાકથાકાર ઉદ્દ્યોતનસૂરિ સં. ૮૩૫માં વિદ્યમાન હોઈ સ્વાભાવિક રીતે પહેલા થઈ ગયા છે

સં. ૧૦૫૫માં વર્ધમાનસૂરિના ઉપદેશપદની પ્રાચીન ટીકા રચનાર વર્ધમાનસૂરિના પૂર્વજ ઉદ્દ્યોતનસૂરિ અને પૂર્વોક્ત ૯૯૪ સંવતવાળા ઉદ્દ્યોતનસૂરિ સમકાલીન હોઈ એક હોવાનુ અનુમાન કરી શકાય

વિક્રમસંવત્ ૧૧૪૧માં કર્ણદેવના રાજ્યમાં પ્રા. વીરચરિતના રચનાર નેમિચંદ્રસૂરિના ગુરુ અંબ(આમ્ર)દેવ ઉપાધ્યાયના ગુરુ પણ ઉદ્દ્યોતનાચાર્ય હતા, તેઓ વિક્રમની ૧૧મી સદીના અંતમાં વિદ્યમાન હોવા જોઈએ

એવી રીતે દેવાનંદગચ્છ, કાસહ્રદગચ્છ વગેરેમાં પણ સમાન નામ ધારણ કરનાર લગભગ સમકાલીન બીજા પણ ઉદ્દ્યોતનસૂરિ નામના આચાર્યો થયેલા જણાય છે સમાન નામની ભ્રાંતિથી તે સર્વને એક માની લેવા ન ઘટે-એ પ્રાસંગિક સૂચન છે **લા. ભ**

---

[1] जारिसय **विमलको**, विमल को तारिस लहइ अत्थ ?।
अमयमइय च सरम सरस चिय **पाइय** जस्स ॥'

ગ્રંથોની નકલો તેમણે કરાવી હતી, જે હાલ વડોદરાના આત્મારામજી જૈન જ્ઞાનમંદિરમાં તેમના શાસ્ત્ર-સંગ્રહમાં વિદ્યમાન છે.

સન ૧૯૦૪-૫માં જૈન શ્વે. કૉન્ફરન્સે પણ જામનગરવાળા પં. હીરાલાલ હંસરાજને જેસલમેર-ભંડારોનું લિસ્ટ કરવા મોકલેલા. તેમણે લગભગ ૨૨૦૦ ગ્રંથોનું ખાનાવાર લિસ્ટ બનાવેલું, જેમાં તાડપત્રીય અને કાગળો પર લખાયેલી એક બે પાનાવાળી પ્રતિની પણ નોંધ કરેલી. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસ કરતાં તેમાંની કેટલીક માહિતી ભૂલભરેલી માલૂમ પડી હતી. જે શ્વે. કૉ. તરફથી સન ૧૯૦૯માં બહાર પડેલી જૈનગ્રંથાવલીમાં સ્થળે સ્થળે તે તરફ શંકા દર્શાવવામાં આવી છે. બીજી તરફ મુંબઈ સરકારે પ્રો. શ્રીધર ભાંડારકરને સન ૧૯૦૪-૫ના એ જ અરસામાં જેસલમેર-ભંડારના નિરીક્ષણ માટે મોકલેલા, તેમનો સન ૧૯૦૪-૫ અને ૧૯૦૫-૬ વર્ષનો એ સંબંધી મુસાફરીનો રિપોર્ટ પ્રકાશિત થયેલો છે. બહુધા પં. હી. હં.ના લિસ્ટના આધાર એમાંની માહિતી જણાઈ છે, કારણ કે પં. હીરાલાલે કરેલી ભૂલો પ્રો.ના અંગ્રેજી રિપોર્ટમાં એમ ને એમ ઊતરી આવી છે. પ્રો. શ્રીધર ભાંડારકરે મુખ્ય ચાર જૈનભંડારો સિવાય બીજા ૬ સંગ્રહો પણ ત્યાં જોયા હતા, તેમણે જોયેલા ૧૦ ભંડાર-સંગ્રહોનાં નામો ત્યાં સૂચવ્યાં છે.

વડોદરા-રાજ્ય તરફથી સાક્ષર શ્રી ચીમનલાલ દલાલને જેસલમેર મોકલવાના પહેલાં અહીંની રેસીડેન્સીદ્વારા રાજપૂતાનાના ગવર્નર જનરલ જોધપુર-રેસીડેન્સી અને તેમની મારફત જેસલમેરના મહારાજા રાવળ તરફ લખાણ થયેલું અને તેમનાદ્વારા એ ભંડારોના ટ્રસ્ટી-પંચની સંમતિ મંગાવેલી, એ આવી જતાં દલાલ ત્યાં ગયેલા. પોકરણ-ફલોધીને રસ્તે તથા બીજે રસ્તે અમદાવાદથી સિંધ-મેલમાં બાડમેર સ્ટેશન ગયા પછી આગળનો જેસલમેર સુધીનો લગભગ ૧૦૦ માઈલનો

મહારાજા સાહેબે પહેલા પાટણના જૈનભંડારોના સવિસ્તર અવલોકન માટે સન ૧૯૧૪ના અંતમાં સદ્‌ગત લાઈબ્રેરિયન ચીમનલાલ દલાલને મોકલ્યા, તેમણે સન ૧૯૧૫ના એપ્રિલમાં એ સંબંધી વિસ્તૃત રિપોર્ટ રજૂ કર્યો ત્યારપછી 'ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝ્' ચાલુ થઈ અને તેમાં મહત્ત્વના પુસ્તકો પ્રકટ થવા લાગ્યા એ સમયે દીવાન સાહેબ મનુભાઈ નંદશંકર મહેતા મહામાત્ય હતા

એ પછી સન ૧૯૧૬ના સપ્ટેમ્બરમાં સાક્ષર દલાલને જેસલમેર-ભંડારના અવલોકન માટે મોકલવામાં આવ્યા હતા એ પહેલાં કેટલીક વિધિ કરવી પડી હતી કારણ કે તે સમયે ભંડારવાળાઓ સહજે કોઈને દાદ દે તેવા ન હતા વર્ષમાં કોઈ એકાદ વખતે કોઈ મહાન્ સંઘ આવી ચડે, તો તેમને તેઓ દૂરથી દર્શન કરાવી દેતા જ્ઞાન-પૂજા કરાવી લેતા હતા જેસલમેરના કિલ્લામાં આવેલા ભવ્ય આઠ જૈનમંદિરોની મધ્યમાં રહેલા સંભવનાથ-મંદિરના એક ગુપ્ત ભાગમાં રહેલા 'બડાભંડાર' નામથી ઓળખાતા જ્ઞાનભંડારને જુદા જુદા ટ્રસ્ટીઓના ૪ તાળાં લગાડેલાં રહેતાં એવું સબળ કારણ ઉપસ્થિત થાય, ત્યારે ચારે ટ્રસ્ટીઓ એકત્ર થાય, તો એ તાળાં ખુલી શકતાં અને ખાસ ભાગ્યશાળીઓને સ્વલ્પ-સમય પૂરતાં તેનાં દર્શન થઈ શકતાં

પાશ્ચાત્ય સ્કૉલરો વગેરેને એ મહત્ત્વના ભંડારની માહિતી કર્નલ જેમ્સ ટૉડ સાહેબના 'ટ્રાવેલ્સ ઈન વેસ્ટર્ન ઇંડિયા' નામના સન ૧૮૨૯માં પ્રકટ થયેલા પુસ્તકમાંના ઉલ્લેખદ્વારા મળી હતી એ પછી સ. ૧૮૭૪માં વિખ્યાત ડૉ. બુહ્‌લર અને ડૉ. હર્મન યાકોબી સાથે જેસલમેર ગયેલા, તેમણે ત્યાંના ભંડારના અવલોકન સંબંધમાં ઉદ્ગારો પ્રકટ કરેલા તે અન્યત્ર પ્રકાશિત થયા છે

સન ૧૮૯૪માં (સંવત્ ૧૯૫૦માં) મુનિ મહારાજ શ્રીવૃદ્ધિવિજયજી એ જેસલમેરમાં ચોમાસું કરેલું, તે દરમ્યાન ત્યાંના ભંડારના ગ્રંથોની એક સૂચી તેમણે કરાવેલી અને તેમને ઉપયોગી જણાયા તેના કેટલાક

પ્રાપ્ત થયો ન હતો, એ ભંડારોને સાક્ષાત્ જોઈ આવેલ સદ્ગત સાક્ષર દલાલને મળવાનો યોગ પણ બની શક્યો ન હતો. દલાલને એ ભંડારો જોવા જતાં જે અનુભવ થયો હતો તેનું લિખિત વર્ણન કે નિવેદન મારી સમક્ષ ન હતું, સ્થાનિક કાર્યકરો પાસેથી બહુ થોડી માહિતી મળી હતી, એ ભંડારનું જાતે નિરીક્ષણ કરવાનું અને તે માટે રાજ્ય તરફથી સ્હાર જેસલમેર જવાનું તત્કાલીન સંયોગોને લક્ષ્યમાં લેતાં પ્રાય અશક્ય જેવું હતું. લગભગ ૮૦ પત્રોમાં કાચી નોંધરૂપે રહેલા લખાણના આધાર પર મારે કાર્ય કરવાનું હતું. ઉતાવળે લખાયેલા દલાલના હસ્તાક્ષરો, જે બીજા કાર્યકરને અસ્પષ્ટ દુર્વાચ્ય જેવા લાગતા હતા, તેને મારે સુસ્પષ્ટ અને સુવાચ્ય કરી લેવાના હતા, તેમાંના સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશાદિ ભાષાના ઉલ્લેખો, જે બીજાઓને દુર્ગમ જેવા લાગતા હતા, તેને મારે સુગમ થાય તેવી રીતે વ્યવસ્થિત શુદ્ધ સ્વરૂપમાં રજૂ કરવાના હતા. આ કાર્યદ્વારા મારે એક પ્રકારની પરીક્ષા પસાર કરવાની હતી. દલાલના સ્વર્ગવાસ પછી ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝમાં પહેલા નવા ગ્રંથ તરીકે આનો પ્રારંભ કરવાનો હતો, છતાં ઉત્સાહથી આ કાર્ય-પ્રવૃત્તિને સફળ બનાવવા મેં યથાશક્તિ પ્રયત્ન કર્યો હતો.

કેટલાકની એવી માન્યતા હતી કે આવાં શોધખોળવાળાં કાર્યો પાશ્ચાત્ય રિસર્ચ-સ્કૉલરો જ વિચક્ષણતાથી શ્રેષ્ઠ સ્વરૂપમાં કરી શકે, તેમને આ કર્તવ્યદ્વારા ભારતના વિદ્વાનોની બુદ્ધિ-શક્તિનો સાચો ખ્યાલ કરાવવાનો હતો. સદ્ગત સાક્ષરની ભાવનાને સમજી તેના પરિશ્રમને યથાશક્ય ઉત્તમ સ્વરૂપમાં પ્રકાશમાં લાવવાનો હતો. એ વિચાર-ભાવનાથી એ સંબંધમાં મેં વિશેષ શોધખોળ કરવાની શરૂઆત કરી હતી. આમાં સૂચવેલા ગ્રંથો અને ગ્રંથકારોનો નિર્દેશ અન્યત્ર ક્યાંય થયો છે કે કેમ? એની વિશેષ માહિતી ક્યાંયથી મળવી સંભવિત છે કે કેમ? એમાં જણાવેલા ગ્રંથોની હસ્તલિખિત પોથીઓ

રેતાળ પ્રદેશ એમને ઊંટ પર સવારી કરી પસાર કરવો પડેલો તે વખતે મોટર-ખટારાની સગવડ ન હતી સન ૧૯૧૬ના સપ્ટેમ્બરથી ડિસેમ્બર સુધી લગભગ ચાર મહિના પર્યન્ત દલાલ એકાદ મદદનીશ સાથે ત્યાં રાકાયેલા અને ટ્રસ્ટીઓની અનુકૂલતા પ્રમાણે એ ભંડાર પાસેના ભાગમા -કિલ્લામા બેસીને તેમણે ત્યાની પોથીઓ સંબધી માહિતી-નોધ લખી લીધેલી, જરૂરી પ્રા સ અપભ્રંશ ગ્રંથોના આદ્યન્ત ભાગો પણ ટાકી લીધેલા કેટલુંક પેનસીલથી, કેટલુંક શાહીથી, કેટલુંક બાલબોધમા અને કેટલુંક ગૂજરાતી લિપિમા અંગ્રેજી સૂચન સાથે સ્ફૂર્તિથી તેમણે ત્યા લખાણુ કરી લીધેલુ, કેટલુંક પાછળથી ઠીકઠાક કરેલુ ત્યાના જરૂરી જૈન દેહરાસર વગેરેના કેટલાક શિલાલેખોની કાગળો દબાવીને રબીંગ કોપી લીધેલી અને કેટલાકના ઉતારા તેઓ કરી લાવેલા પોથીઓ કિલ્લામાથી નીચે ઉતારાતી નહિ કંટાળા-ભરેલી એ મુસાફરીથી, તથા પ્રતિકૂળ હવા-પાણીવાળા સ્થળમા રહેવાથી અને સતત કાર્ય-પ્રવૃત્તિથી એ નોધ લઈને આવ્યા પછી દલાલના સ્વાસ્થ્ય ઉપર વધારે પડતી અસર થઈ જણાય છે, પરિણામે સન ૧૯૧૮ના ઑક્ટોબરમા તેમનુ અકાળે અવસાન થયુ હતુ તે પછી બે વર્ષ પછી સન ૧૯૨૦મા મારી નિમણૂક થતા જેસલમેર-ભંડારની એમની એ નોધને યોગ્ય સંપાદન માટે અધિકારીઓએ મારા હાથમા મૂકી હતી

પાટણ (ગૂજરાત) અને જેસલમેર (મારવાડ) એ બંને સ્થળોના ગ્રંથ-ભંડારોના કૅટલૉગના કાર્યો મારી સમક્ષ ઉપસ્થિત કરવામા આવ્યા હતા પરંતુ બંનેનુ સામાન્ય અવલોકન કર્યા પછી તેમાથી જેસલમેર-જ્ઞાનભંડારના કાર્યને પ્રથમ પ્રકાશમા મુકાવવાનો મે નિર્ણય કર્યો હતો પાટણના વિશાલ કાર્યની અપેક્ષાએ એ કાર્ય કદમા લઘુ હોવા છતા કેટલીક માહિતીની દૃષ્ટિએ મહત્ત્વનુ હતુ, એથી એના સંપાદન-કાર્યની પહેલી પસંદગી કરી મે તે હાથમા લીધુ હતુ

ત્યા સુધી જેસલમેરદુર્ગના ભંડારોને પ્રત્યક્ષ જોવાનો સુયોગ મને

જર્મનીથી પ્રકટ થયેલા 'કૅટૅલૉગસ્ કૅટલૉગૉરમ્'ના ૩ વૉલ્યુમો ઉપરાંત સ્વ. પ્રા. હ. લિ. પુસ્તકોની માહિતી આપતા અનેક રિપોર્ટ, કૅટૅલૉગ, સૂચીપત્રો વગેરે પુસ્તકોનો ઉપયોગ મેં આ કાર્યને વિશિષ્ટ બનાવવા માટે કર્યો હતો. ખાસ કરીને પ્રો. પીટર્સનના રિપોર્ટો વૉ. ૧ થી ૬, ડૉ. રામકૃષ્ણ ભાંડારકરના અને પ્રો. શ્રીધર ભાંડારકરના રિપોર્ટો, ડેક્કન કૉલેજ-પૂનાનો રિપોર્ટ, એશિયાટિક સોસાયટી, બંગાલના રિપોર્ટો, ઇંડિયા ઑફિસ, લંડનનું કૅટલૉગ, બ્રિટિશ મ્યુઝિયમનું ૮. લિ. પોથીઓનું કૅટૅલૉગ વગેરે એમાં મુખ્ય હતાં. જૈન ગ્રંથાવલીમાં જણાવેલી અને જૈન સાહિત્ય સંશોધક ત્રૈમાસિકમાં પ્રકટ થયેલી પ્રાચીન ગ્રંથોની બૃહટ્ટિપ્પનિકાનું તથા અન્ય પણ અનેક ગ્રંથોનું અવલોકન તે સમયે મેં કર્યું હતું, સંકેત-સૂચન દ્વારા મેં ત્યાં તેનો નિર્દેશ કર્યો છે.

જર્મનીના ડૉ. બુલ્હરે ઇસ્વીસન ૧૮૭૪માં જેસલમેર-જ્ઞાનભંડારની મુલાકાત લીધી હતી, ત્યાર તેના પહેલાં ૯૦ વર્ષ પૂર્વે ટોર્ડએ કરેલી ત્યાંના ભંડારની ૪૭૨ પોથીઓની સંક્ષિપ્ત નોંધરૂપ એક યાદી તેઓએ જોઈ હતી, સદ્ગત દલાલે સન ૧૯૧૬માં ત્યાંના ચાર ભંડારાની તાડપત્રીય અને કાગળો પર લખાયેલી મળી ૪૧૯ જેટલી પોથીઓની નોંધ લીધી હતી. તેમાં —

(૧) કિલ્લાના બડા ભંડારની તાડપત્રીય ૩૪૭ પોથીઓ
,, ,, કાગળો પર લખાયેલી ૧૮ ,,
(૨) તપાગચ્છના ઉપાશ્રય-ભંડારની તાડપત્રીય ૯ ,,
,, ,, કાગળો પરની ૧૯ ,,
(૩) ડુંગરજી યતિજીના સંગ્રહની ,, ,, ૨૨ ,,
(૪) થીરૂશાહના ,, ,, ૪ ,,
મુખ્ય છે.

દલાલે એવી રીતે ૪૧૯ પોથીઓ સંબંધી જરૂરી પરિચય આપેલો

અ યત્ર કયાય વિદ્યમાન છે ? કેમ ? એમા સૂચવેલા ગ્રથો આ દેશમા કે પરદેશમા શુદ્ધ કે અશુદ્ધ કનાય પ્રકટ થયેલા છે ? કેમ ? આમા દર્શાવેલા ગ્રથોના પ્રાગ ભના અને પ્રાતભાગના માહિતીવાળા ઉલ્લેખો કોઈ સ્થળે મુખ્ય ગ્રથમા કે બીજે પ્રકાશિત થયેલા છે કે કેમ ? એ સબધમા મે સતત શોધખોળ ચલાવી હતી

પાટણના ગ્રથ–ભડારોની દલાલની લખેલી નોધ મારી સમક્ષ હતી અહીની સેન્ટ્રલલાયબ્રેરીમા, સસ્કૃત પુસ્તકાલયમા એકત્ર થયેલ પોથીઓનો સગ્રહ મારી સામે હતો, તથા છપાયેલા વિવિધ વિષયના પુસ્તકોનો વિશાળ સગ્રહ પણ મારી સમુખ હતો આ કાર્ય માટે તેનો યથેષ્ટ ઉપયોગ કરી શકાય તેની અનુકૂલતા હતી

શ્રીજૈન શ્વે કોન્ફરન્સ, મુબઈ–સસ્થાએ પ હી હ દ્વારા કરાવેલ જેસલમેર–ગ્રથભડારની હ લિ સૂચી અહીથી મે મેળવી હતી તથા તે સસ્થાએ પ્રકટ કરેલી જૈન–ગ્રથાવલીના ઉલ્લેખો પટલે અરો બગબર છે તે હુ તુલનાત્મક દૃષ્ટિથી તપાસતો હતો

પહેલા જેસલમેર જઈ આવેલા સ્વ મુનિરાજ શ્રીહસવિજયજી સાથે પત્ર–વ્યવહાર કરી ભડારને અગે અને ગ્રથોના સબધમા મે તેમની પાસે માહિતી પૂછાવેલી તેમણે કરેલી–જણાવેલી ત્યાના ભડારની ગ્રથ–સૂચી અહી તપાસ કરાવતા મળી શકી ન હતી તેમ છતા તેમના શાસ્ત્ર–સગ્રહની, અહીના જ્ઞાનમદિરમા રહેલી હ લિ પોથીઓ મને જરૂર પડે ત્યાર જોવાની–ઉપયોગ કરવાની અનુકૂલતા તેઓએ કરી આપી હતી એ જ પ્રમાણે સ્વ પ્રવર્તકજી કાતિવિજયજી મહારાજે પોતાનો શાસ્ત્ર–સગ્રહ જોવા–તપાસવા માટે મને યોગ્ય પ્રબધ કરી આપ્યો હતો, તથા પન્યાસજી મોહનવિજયજી (પાછળથી આચાર્ય) મહારાજે પણ અહીના પોતાના સગ્રહ માટે–મને તેવી સગવડ કરી આપી હતી આવશ્યકતા જણાતા હુ એમાની પોથીઓ વગેરેનો યથેષ્ટ ઉપયોગ કરતો હતો

હવાલે પ્રાયઃ પ્રો. પિટર્સનની પદ્ધતિનો સ્વીકાર કર્યો જણાય છે. જેમ પ્રો. પિટર્સને ખંભાતના શાંતિનાથજી તાડપત્રીય ભંડાર વગેરેની પોથીઓનો પરિચય કરાવતાં, તે તે ગ્રંથ લખાવી સમર્પણ કરનાર તે તે ગૃહસ્થોની સમગ્ર પ્રશસ્તિઓ પોતાના રિપોર્ટોમાં બહાર પ્રકાશિત કરી નથી, તેમ સ્વર્ગસ્થ દલાલે પણ મહત્ત્વના ગ્રંથોના અંતમાંની ગ્રંથકારની પ્રશસ્તિ દર્શાવી છે, પરંતુ તે પ્રશસ્તિ પણ વિસ્તૃત હોય તો તેનું સામાન્ય સૂચન કરી તે ઉતારી નથી અને ત્યારપછીની ગ્રંથ લખાવનાર, સમર્પણ કરનાર સદ્‌ગૃહસ્થની અતિહાસિક પ્રશસ્તિઓ ત્યાં ઉદ્ધૃત કરી નથી, તેમાં મુખ્ય હેતુ અવકાશનો અભાવ જણાય છે અને ગ્રંથોનો પરિચય કરાવવા તરફ મુખ્યતયા લક્ષ્ય રાખ્યું જણાય છે.

—એવી રીતે જોઈએ તો જણાશે—બડાભંડારની નં. ૯૦મી પોથીના અંતમાં જિનેશ્વરસૂરિના શિષ્ય ઉ. દેવમૂર્તિએ રચેલી ૨૫ શ્લોકોની પ્રશસ્તિ સૂચવી છે, પરંતુ ત્યાં ઉતારી નથી. એ રીતે નં. ૧૭૯ પોથીના અંતમાંની ૧૭ શ્લોકોવાળી, નં. ૧૮૧ના અંતની ૮ શ્લોકવાળી અને નં. ૧૮૩ના અંતની ૨૭ શ્લોકોવાળી પ્રશસ્તિ દર્શાવી નથી. નં. ૨૦૩ પોથીના અંતમાં તો ચરિત્રકાર લક્ષ્મીતિલકસૂરિની પણ ૩૫ શ્લોક-પ્રમાણ વિસ્તૃત પ્રશસ્તિ ત્યાં ઉતારી નથી. અને તે પછીની, લખાવી સમર્પણ કરનાર સદ્‌ગૃહસ્થની ૧૭ શ્લોકોની પ્રશસ્તિ પણ દર્શાવી નથી. નં. ૨૮૬ના અંતમાં બ્રહ્માણગચ્છ સાથે સંબંધ ધરાવતી પ્રા. ૧૦ શ્લોકોવાળી પ્રશસ્તિ ઉદ્ધૃત કરી નથી. નં. ૨૭૩ની ઉપકેશગચ્છના કકુદસૂરિ સાથે સંબંધ ધરાવતી ૨૩ શ્લોકોવાળી પ્રશસ્તિ આપી નથી. તથા પોથી નં. ૨૮૯ અને ૨૯૦ના અંતમાંની જિનેશ્વરસૂરિના શિષ્ય અભયતિલકે રચેલી ૩૧ શ્લોકોવાળી પ્રશસ્તિઓ ત્યાં ઉતારી નથી. તથા નં. ૨૯૪ના અંતમાંની જિનભદ્રસૂરિ અને શ્રાવક બલિરાજ સાથે સંબંધ ધરાવતી ૨૧ શ્લોકોવાળી પ્રશસ્તિ દર્શાવી નથી. નં. ૩૦૧ના અંતના ૩ શ્લોકો તથા નં. ૩૧૧ અને ૩૩૨ના અંતમાં

છે ખાસ જરૂરી જણાયા તેવા મહત્ત્વના ગ્રંથોના આદિ અને અંતના ઉપયોગી ઉલ્લેખો તેમણે દર્શાવ્યા છે, જેથી તે તે ગ્રંથ અને ગ્રંથકાર, રચના-સંવત્, સ્થળ તથા લેખન-સંવત્ વગેરે સંબંધી પ્રામાણિક માહિતી સુજ્ઞો મેળવી શકે સદ્‌ગત દલાલે ત્યાંના ગ્રંથો સંબંધમાં અંગ્રેજીમાં જે કંઈ પરિચય-નોંધ લખી હતી તે મેં તે જ સ્વરૂપમાં તેના પ્રકાશમાં મુકાવી હતી મૂળ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ આદિ ઉલ્લેખોને યથાશક્ય શુદ્ધ કરી પ્રસિદ્ધ કર્યા છે છતાં પ્રાચીન લેખન-પદ્ધતિનો વિદ્વાનોને ખ્યાલ આવી શકે, તે માટે અનુસ્વારને અનુસ્વાર-રૂપમાં જ રહેવા દીધા, તેને બદલાવીને આધુનિક પદ્ધતિ પ્રમાણે અમે ત્યાં અનુનાસિક કર્યા નથી જે જે ગ્રંથો મુદ્રિત થયેલા-છપાયેલા છે, એમ મને તે સમયે જણાયું, તે તે ગ્રંથો આગળ (મુ) ચિહ્ન મેં દર્શાવ્યું છે દલાલની એ નોંધ ઝીણા ટાઈપોમાં છપાતાં પૃ ૬૨માં પૂરી સમાઈ ગઈ છે, એ પછી પૃ ૬૩થી ૮૦માં જેસલમેરદુર્ગના તથા લોદ્રવાના મંદિરોના ૨૨ જેટલા શિલાલેખોને પણ નાના ટાઈપોમાં છપાવી પરિશિષ્ટમાં મેં પ્રકાશિત કરાવ્યા છે અમરસાગરનો ઉપયોગી એક ઐતિહાસિક મહત્ત્વનો શિલાલેખ દલાલ-પુસ્તક શ્રીજિનવિજયજીને મળેલો, જે તેમણે સંવત્ ૧૯૭૭માં 'જૈન સાહિત્ય-સંશોધક' ત્રિમાસિકના પ્રથમ ખંડમાં (પૃ ૧૦૮ થી ૧૧૧માં) 'જેસલમેરકે પટવો' સંબંધી વર્ણન માં પ્રકાશિત કરાવ્યો હતો

ઉપર્યુક્ત ૪૧૯ પોથીઓમાંની કેટલીક પોથીઓને દલાલે ત્રુટિત અને અપૂર્ણ જણાવી છે તથા ૨૧ જેટલી પોથીઓને 'ત્રુટિતપત્ર', 'ત્રુટિત પત્રસંગ્રહ' શબ્દથી સૂચવી છે, પરંતુ તેનો વિશેષ પરિચય તેઓ આપી શક્યા નથી તેમાં કેટલેક સ્થળે હી ૮ ના લિસ્ટના નંબરો કોષ્ટકમાં સૂચવાયેલા મને જણાયા, ત્યાં તેના લિસ્ટમાં જોઈ તેનો નામ-નિર્દેશ મેં તેની પત્ર-સંખ્યા અને શ્લોક-સંખ્યા સાથે કર્યો છે જે ત્યાં ભાગ અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્-પરિચય પછી પૃ ૬૯-૭૦માં છપાયેલ છે

**લેખન-કાલની દૃષ્ટિએ** વિચાર કરીએ તો વિક્રમની બારમી સદીના પ્રારંભથી માંડી પંદરમી સદીના અંત સુધીમાં લખાયેલી પ્રાચીન તાડપત્રીય પોથીઓ આમાં જણાય છે, ઘણા ગ્રંથોના અંતમાં લેખન-સંવત્ જણાવેલ છે

**લેખન-સ્થળ** સંબંધમાં લક્ષ્ય આપીએ તો અણહિલપાટક (પાટણ), સ્તંભતીર્થ (ખંભાત), અજયમેરુ, જેસલમેર વગેરે સ્થળોના નિર્દેશો મુખ્ય જણાય છે

**પોથી-પાનાં-હજાર** શ્લોકોવાળી મોટી મોટી પોથીઓમાં ૪૨૧, ૪૩૪, ૪૩૮ જેટલા તાડપત્રો પડીમાત્રાવાળી પ્રાચીન લિપિથી, મનોહર અક્ષરોથી બંને બાજુએ લખેલા જણાય છે કેટલીક પોથીઓના રક્ષણ માટે રાખેલી ઉપર-નીચેની કાષ્ઠ-પટ્ટિકાઓ ઉપર સુંદર રંગીન ઐતિહાસિક ચિત્રકામ પણ જોવામાં આવે છે

તાડપત્ર પોથીઓના કદનો વિચાર કરીએ તો લંબાઈમાં ૩૭ ઈંચ જેટલા લાંબા તાડપત્રો જોવાય છે, તેમ નાના તાડપત્રો ૬॥ ઈંચ સુધીના પણ જોવા મળે છે પહોળાઈમાં ૧॥ ઈંચથી ૩॥ ઈંચ સુધીના પહોળા તાડપત્રોની નોંધ કરવામાં આવી છે

આ ભંડારોમાં રહેલા કયા કયા ગ્રંથો આ દેશમાં અને પરદેશમાં છપાયા વગરના અપ્રકાશિત છે? તે જાણવા માટે તે વખતે મેં સાવધાનીથી શોધખોળ કરી હતી એથી જે જે ગ્રંથો એવા જાણવામાં આવ્યા, તે તે ગ્રંથોની આગળ નિશાનીદ્વારા પાછળ કરેલી સમસ્ત ગ્રંથોની અકારાદિ ક્રમવાળી સૂચીમાં તે સૂચવ્યા છે જુઓ (પૃ ૮૧ થી ૮૮) જેમાંના થોડા ગ્રંથો વિદ્યાવ્યાસંગી વિદ્વાનોના ઉત્સાહથી છેલ્લા વીશ વર્ષોમાં પ્રકાશમાં આવ્યા છે

તે સૂચિપત્રમાં નિર્દિષ્ટ થયેલા (૧) જૈન ગ્રંથકારોની તથા (૨) જૈનેતર ગ્રંથકારોની સૂચી મેં ત્યાં તે તે ગ્રંથોના નિર્દેશ સાથે દર્શાવી છે (પૃ ૮૯ થી ૯૩)

રહેલી ૪૩ અને ૩૪ શ્લોકોવાળી વિસ્તૃત પ્રશસ્તિઓ ઉતારી લેવા તેમને અવકાશ મળ્યો જણાતો નથી, અથવા અનુકૂલતા મળી જણાતી નથી તેની જ રીતે નં ૩૪૨ની પોથી જે જિનપતિસૂરિના શિષ્ય જિનેશ્વરસૂરિને સમર્પિત થઈ હતી, તેમની સાથે સંબંધ ધરાવતી ૨૩ શ્લોકોની પ્રશસ્તિ તેઓ દર્શાવી શકયા નથી, તેમ જ નં ૩૪૫ના અંતના ૪ શ્લોકો પણ તેઓએ ઉતાર્યા નથી

સામાન્ય રીતે જોઈએ તો પૂર્વોક્ત ૪૧૯ પોથીઓમાં નાના-મોટા મળી લગભગ ૬૦૦ જેટલા ગ્રંથોનો સમાવેશ હોઈ તેનો પરિચય ત્યાં કરાવવામાં આવ્યો છે **રચનાની દૃષ્ટિએ** વિચારીએ તો અઢી હજાર વર્ષ જેટલું પ્રાચીન અને તે પછીના થોડા અર્વાચીન સમયનું પણ **વિવિધ વિષયોનું** સાહિત્ય એમાં સંગૃહીત કરવામાં આવેલું છે જૈન સિદ્ધાંતના મહત્ત્વના મૂલ ગ્રંથો ઉપરાંત તેની નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ અને વ્યાખ્યાઓના ઉપયોગી પ્રાચીન ગ્રંથો એમાં જોઈ શકાય છે તે સાથે જૈનન્યાય, બૌદ્ધ ન્યાય, નૈયાયિક, વૈશેષિક, સાંખ્ય, વેદાંત આદિ **સર્વદર્શનોના** જૂના ગ્રંથો એમાં જળવાઈ રહેલા છે કેટલાક વાદ-વિવાદના અને ખંડન-મંડનના ગ્રંથો પણ તેમાં છે જૈન ગણિત, ચરણ-કરણાનુયોગ, ઉપદેશાત્મક તથા ધર્મકથા-ચરિતાનુયોગના કેટલાય અપ્રકાશિત ગ્રંથો તેમાં જણાય છે તે સાથે **સર્વ-સાધારણ વિષયના** વ્યાકરણ કાવ્ય, કથા, છંદશાસ્ત્ર અલંકાર, કોશ, નાટક, કલ્પ, મંત્ર, જ્યોતિષ, શકુનશાસ્ત્ર, સ્તુતિ-સ્તોત્ર વિષયના અને બીજા પ્રકીર્ણ ગ્રંથો રહેલા છે જેમાંના કેટલાક એવા પણ જણાય છે કે તેના જેવા શુદ્ધ અને પ્રાચીન ગ્રંથો બીજે ભાગ્યે જ હશે તથા કેટલાકની બીજી નકલો અન્યત્ર કવચિત્ જ હશે તેવા **અલભ્ય દુર્લભ** ગ્રંથો પણ એમાં જણાય છે

**ભાષાની દૃષ્ટિએ** વિચાર કરીએ તો પ્રાકૃત અને સંસ્કૃત ગ્રંથોની આમાં વિપુલતા છે, તેમ જ થોડા અપભ્રંશ ભાષાના હિન્દી ભાષાના અને ગૂજરાતી ભાષાના પણ ગ્રંથો આમાં છે

ભંડારોનો પરિચય કરાવતાં તથા તેના અપ્રસિદ્ધ ગ્રંથોનો અને તેના ગ્રંથકારોનો પરિચય કરાવતાં મેં ત્યાં પ્રાસંગિક આવશ્યક સૂચન કર્યું હતું. તેમાં કેટલાક સાક્ષરોએ કરેલી સ્ખલનાઓનું પણ પ્રામાણિક દૃષ્ટિએ સંશોધન કર્યું હતું, જેથી એવી ભૂલો અન્યત્ર આગળ વધે નહિ.

એ સમયે સન ૧૯૨૦માં ગાયકવાડ-પ્રાચ્યગ્રંથમાળામાં ગ્રં. ૧૪ તરીકે પ્રકાશિત થયેલ કુમારપાલ-પ્રતિબોધ [illegible] જેનામાં આવ્યો, તેની સંસ્કૃત પ્રસ્તાવનામાં સંપાદક શ્રીજિનવિજયજીએ એક સૂચન કર્યું હતું, તે મને યોગ્ય લાગ્યું નહિ. સં. ૧૪૫૮ની તાડપત્રીય પોથીને ઉદ્દેશીને ત્યાં તેમણે આવા આશયનું જણાવ્યું હતું કે “પ્રાચીન તાડપત્રાત્મક પુસ્તકોના સમૂહોમાં આ પુસ્તક છેલ્લું એમ અમને જણાય છે, કારણ કે આ પુસ્તક પછીનું અર્વાચીન બીજું કોઈ પુસ્તક કોઈ પણ ગ્રંથાગારમાં અમને દૃષ્ટિ-ગોચર થયું નથી, અથવા સાંભળવામાં આવ્યું નથી.”

પરંતુ આ તરફ જેસલમેર-કિલ્લાના બડાભંડારની ગ્રંથસૂચીમાં એ સં. ૧૪૫૮ પછીની લખાયેલી અનેક તાડપત્રીય પોથીઓના ઉલ્લેખો અમે દર્શાવ્યા છે, જેમાં અર્વાચીન સંવત્ ૧૪૯૩માં લખાયેલી સર્વસિદ્ધાન્તવિષમપદપર્યાયની પોથી પણ સૂચવી છે—એથી ઉપર્યુક્ત વિધાન અયુક્ત હતું—એમ સૂચવવાની મને ત્યાં ફરજ પડી હતી. (જે. પ્રસ્તાવના પૃ. ૧૦-૧૧) એ પછી પાટણ-જૈનગ્રંથભંડારની સૂચીમાં પણ સં. ૧૪૯૭ સુધીમાં લખાયેલાં કેટલાંય તાડપત્રીય પુસ્તકોના પ્રામાણિક ઉલ્લેખો તરફ અમે લક્ષ્ય ખેંચ્યું છે (જુઓ ગા. પ્રાચ્યગ્રંથમાલા ગ્રં. ૭૬)

એવી રીતે સદ્ગત દલાલે કરેલી કેટલીક સ્ખલનાઓને સુધારી લેવાનો પણ ત્યાં શક્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે. દલાલે ત્યાં જે નં. ૧૦ની પોથીના ત્રીજા ક્રમાંક તરીકે ઉવાસગ(ઉપાસક)-

એ સિવાય ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી થઈ શકે તેવી ૬ સચીઓ કરીને તેના અંતમાં મે જોડી છે (પૃ ૯૪ થી ૧૦૧), જેના દ્વારા તે સૂચિપત્રમાં અને ત્યાંના શિલાલેખોમાં મળી આવતા જૈનાચાર્ય, મુનિ વગેરેના નામો, જૈન, જૈનેતર શ્રેષ્ઠી વગેરે, જૈન મુનિવંશ-ગચ્છાદિ, ગચ્છોના વંશ, કુલ, જ્ઞાતિ, ગોત્ર વગેરેના નામો, રાજાઓના નામો તથા સ્થાનોના નામો સંબંધી ઉપયોગી માહિતી જિજ્ઞાસુઓ મેળવી શકે

જેસલમેરના ચાર ભંડારોનો આવશ્યક પરિચય વગેરે મે ત્યાં સંસ્કૃત પ્રસ્તાવનામાં (પૃ ૯થી ૧૫)માં જણાવેલ છે, અને વિવિધ વિષયના અપ્રસિદ્ધ ગ્રંથો અને ગ્રંથકારોનો પરિચય પણ સેંકડો ગ્રંથોના અવલોકન-પરિશીલનથી ઘણા પરિશ્રમથી બહુ સાવધાનતાથી સંસ્કૃતમાં (પૃ ૧૭થી ૬૮માં) આપેલો છે જેની પાછળ બે વર્ષથી વધારે સમય સુધી મે સતત પરિશ્રમ કર્યો હતો પરિણામે ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝમાં ૨૧મા નબંર તરીકે 'જેસલમેર-જૈનભાડાગારીયગ્રંથાના સૂચિપત્રમ્'-'એ કેટલોગ ઓફ મેનુ ઈન ધી જૈનભંડારસ્ એટ જેસલમેર' એવા નામથી સન ૧૯૨૩માં નિ સા મુબઈમાં છપાઈ સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરા તરફથી તે ગ્રંથ પ્રકાશિત થયો હતો, જેની નકલ હવે વેચાતી મળતી નથી

જૈસલમેર કે જ્ઞાનભંડાર' એ નામનો એક હિંદી લેખ શ્રીઅગરચંદજી અને ભવરલાલજી નાહટાએ 'ભારતીય જ્ઞાનપીઠ કાશીથી' પ્રકાશિત થતા 'જ્ઞાનોદય' નામના માસિકના ૬ઠ્ઠા અંકમાં સન ૧૯૪૯ના ડિસેમ્બરમાં પ્રકાશિત કરાયો છે, તેમાં આ સૂચીનું સ્મરણ કર્યું છે પરંતુ તેને ભૂલથી સં ૧૯૯૩માં પ્રકાશિત થયેલી જણાવી છે ખરી રીતે સન ૧૯૨૩માં-વિક્રમસંવત્ ૧૯૭૯માં એ જેસલમેર-ભાં ગ્રંથ સચી પ્રકાશમાં આવેલી છે

પૂર્વોક્ત જેસલમેર-ભંડાર-ગ્રંથસૂચીની સંસ્કૃત પ્રસ્તાવનામાં ત્યાંના

જે. ભં. ગ્રંથસૂચી (પૃ. ૬૦)મા નાટ્યસ્થલ [કર્તા પ્રદ્યુમ્નસૂરિ] અને બીજો ગ્રંથ **પ્રબોધોદય-વાદસ્થલ** [કર્તા-જિનપતિસૂરિ] એમ જણાવી એ બંનેનો વિષય સમાન સૂચવવામા આવ્યો હતો. એ બંનેમા વિશેષ સ્પષ્ટતા કરવાની જરૂર જણાતી હતી. એથી એ ગ્રંથો પરથી શ્રીહરિવિજયજી મહારાજે કરેલી હ. લિ. પોથીઓ અહીંના તેમના સંગ્રહમાથી મેળવી તેના આગળ-પાછળના ઉલ્લેખો ઉદ્ધૃત કરી અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્ પરિચયમા જૈન-વાદગ્રંથ-વિભાગમા પૃ. ૬૦થી ૬૯મા એ ગ્રંથોનો વિશેષ પરિચય મે કરાવ્યો છે. એ ઉપરથી સમજી શકાય તેમ છે કે—વિક્રમની તેરમી સદીમા જૈન ચૈત્યપરિપાટી—સમાજમા એક વિવાદ ઉપસ્થિત થયો હતો, તેના આઘાત-પ્રત્યાઘાતોનુ સૂચન એમાથી મળે છે. વાદના વિષય સાથે ગૂજરાતનો સંબંધ છે.

અત્યારે **અમદાવાદ** નામથી ઓળખાતા નગરના સ્થાનમા તે પ્રાચીન સમયમા **આશાપલ્લી** (આશાવલી) નામનુ વિશિષ્ટ નગર હતુ. જ્યા અનેક જૈન મંદિરો, ઉપાશ્રયો અને અનેક શ્રીમંત જૈન શ્રાવકો (અધિકારીઓ)ના વિશિષ્ટ સ્થાનો હતા. સિદ્ધરાજના રાજ્ય-સમયમા જેની જાહોજલાલી હતી, જ્યા અનેક વિદ્વાન જૈનાચાર્યોએ સંસ્કૃત-પ્રાકૃત ગ્રંથોની રચના કરી હતી. જેનો નિર્દેશ અમે જેસલમેર અને પાટણના જૈનભંડારની ગ્રંથસૂચીઓમા કર્યો છે, વાદી દેવસૂરિ દિ. વાદી કુમુદચંદ્ર સાથે વાદ કરવા જે સ્થળેથી પાટણ તરફ પધાર્યા હતા, તે આશાપલ્લી, જે હાલ 'આસાવલ' પરાના નામથી ઓળખાય છે, તે સ્થળ સાથે આ વિવાદ સંબંધ ધરાવે છે. ત્યા મંત્રીશ્વર ઉદયનના નામથી અંકિત 'ઉદયન-વિહાર' નામનુ વિશાળ પ્રખ્યાત જૈનમંદિર હતુ, ત્યાની જિન-પ્રતિમાઓ પાસ થા વગેરે [અ]વિધિચૈત્યાચારીઓએ સ્વીકારી હોવાથી તે વંદનીય નથી, એવો વાદ વિધિમાર્ગ (ખરતરગચ્છ)વાળા જિનપતિસૂરિએ તથા તેમના

દશાચૂર્ણિ સૂચની આદિની એક ગાથા દર્શાની છે, અને અ તમા 'સપ્તમાગચૂર્ણિ ગ્ર થાગ્ર શ્લો ૧૦૧' વગેરે ઉલ્લેખ આપ્યો છે એ વાચતા શ કા થવાથી મૂળ પોથી તપાસનાની આવશ્યકતા જણાઈ, એ અશક્ય લાગતા એ પોથી પરથી સ્વ શ્રીહ સવિજયજી મહારાજે કરાવેલી નકલ અહીંના તેમના સ ગ્રહમાથી મે મેળવી તપાસી જોતા જણાયુ કે-પૂર્ણભદ્રગણિએ ( જિનપતિસૂરિ-શિષ્યે ) વિ સ ૧૨૭૫મા જ્યેષ્ઠ વ ૬ સપ્તમ અ ગને અનુસારે સ ક્ષેપમા પ્રાકૃતમા રચેલ આન દ વગેરે દસ ઉપાસકોની કથાઓની એ મ ગલગાથા હતી તે પછીની તેની અભિધેયાદિ સ બ ધ સૂચવતી બીજી ગાથા, તથા તે કથાના રચનાર, રચના-સ વત્ વગેરે નિર્દેશવાળુ તેનુ અ તિમ પદ્ય તથા એ ન ૧૦ની પોથી લખાવનાર ઊકેશવ શી શ્રાવક ભુવનપાલની ૧૦ શ્લોકોવાળી પ્રશસ્તિ ઉતારી મે ત્યા અપ્રસિદ્ધગ્ર થ-ગ્ર થકૃત્પરિચય પૃ ૧૭-૧૮મા દર્શાવેલ છે ન ૧૦ની પોથીમા (૧) ધ ય-શાલિભદ્ર ચરિત્ર આપેલુ છે, જે જેસલમેરુ દુર્ગમા સ ૧૨૮૫મા એ જ પૂર્ણભદ્રગણિએ રચેલુ છે, (૨) અતિમુક્ત-ચરિત્ર પણ તે જ ગણિએ સ ૧૨૮૨મા પ્રહ્લાદનપુરમા રચેલુ આપેલુ છે તે પછી (૩) દશો પાસક કથા પણ તે જ ગણિએ સ ૧૨૭૫મા પ્રાકૃતભાષામા રચેલી છે, તેમ સમજવુ જોઈએ એ સ ક્ષિપ્ત કથાઓ પછી પોથી લખાવનાર શ્રાવક ભુવનપાલની પ્રશસ્તિ પછી (૪) ઉપાસકદશાગની વિષમપદોની પ જિકા-૧૦૧ શ્લોક-પ્રમાણ અવચૂરિ જેવી જણાય છે, તેને અ તમા લેખરે સપ્તમાગચૂર્ણિ ના નામથી ઓળખાવી છે એનો પહેલાનો ભાગ બરાબર ન તપાસવાથી, તથા પ હી હ ના લિસ્ટમા તેની નોધ જોવાથી દલાલે પણ પાછળની ત્રીજી કૃતિનો જૂદો પરિચય ન કરાવતા છેલ્લા ઉલ્લેખને આધારે તેને ઉપાસકદશા ચૂર્ણિ તરીકે જણાવી હતી, તેથી અમે ત્યા તે પ્રામાણિક ઉ લેખ સાથે સ્પષ્ટતા કરી છે ( જુઓ અપ્રસિદ્ધ૦ પૃ ૧૭-૧૮ )

જે ગ્રંથસૂચી (પૃ ૬૦)માં વાદસ્થલ [ કર્તા પ્રદ્યુમ્નસૂરિ ] અને બીજો ગ્રંથ પ્રબોધોદય-વાદસ્થલ [ કર્તા-જિનપતિસૂરિ ] એમ જણાવી એ બંનેનો વિષય સમાન સૂચવવામાં આવ્યો હતો એ સંબંધમાં વિશેષ સ્પષ્ટતા કરવાની જરૂર જણાતી હતી એથી એ ગ્રંથો પ્ર શ્રીહંસવિજયજી મહારાજે વડોદરાની હ લિ પોથીઓ અર્થાત્ તેમના સંગ્રહમાંથી મેળવી તેના આગળ-પાછળના ઉલ્લેખો ઉદ્ધૃત કરી અપ્રસિદ્ધ ગ્રંથ-ગ્રંથકૃત્પરિચયમાં જૈન-વાદગ્રંથ-વિભાગમાં પૃ ૨૭થી ૨૯માં એ ગ્રંથોનો વિશેષ પરિચય મેં કરાવ્યો છે એ ઉપરથી સમજી શકાય તેમ છે કે—વિક્રમની તેરમી સદીમાં જૈન શ્વે મૂર્તિપૂજક—સમાજમાં એક વિવાદ ઉપસ્થિત થયો હતો, તેના આઘાત-પ્રત્યાઘાતોનું સૂચન એમાંથી મળે છે વાદના વિષય સાથે ગૂજરાતનો સંબંધ છે

અત્યારે અમદાવાદ નામથી ઓળખાતા નગરના સ્થાનમાં તે પ્રાચીન સમયમાં આશાપલ્લી (આશાવલ્લી) નામનું વિશિષ્ટ નગર હતું જ્યાં અનેક જૈન મંદિરો, ઉપાશ્રયો અને અનેક શ્રીમંત જૈન શ્રાવકો(અધિકારીઓ)ના વિશિષ્ટ સ્થાનો હતા સિદ્ધરાજના રાજ્ય-સમયમાં જેની જાહોજલાલી હતી, જ્યાં અનેક વિદ્વાન જૈનાચાર્યોએ સંસ્કૃત-પ્રાકૃત ગ્રંથોની રચના કરી હતી, જેનો નિર્દેશ અમે જેસલમેર અને પાટણના જૈનભંડારોની ગ્રંથસૂચીઓમાં કર્યો છે, શ્વે વાદી દેવસૂરિ દિ વાદી કુમુદચંદ્ર સાથે વાદ કરવા જે સ્થળથી પાટણ તરફ પધાર્યા હતા, તે આશાપલ્લી, જે હાલ 'આસાવલ' પરાના નામથી ઓળખાય છે, તે સ્થળ સાથે આ વિવાદ સંબંધ ધરાવે છે ત્યાં મંત્રીશ્વર ઉદયનના નામથી અંકિત ઉદયન-વિહાર નામનું વિશાલ પ્રખ્યાત જૈનમંદિર હતું, ત્યાંની જિન-પ્રતિમાઓ પાસ થા વગેરે શિથિલાચારીઓએ સ્વીકારી હોવાથી તે વંદનીય નથી, એવો વાદ વિધિમાર્ગ(ખરતરગચ્છ)વાળા જિનપતિસૂરિએ તથા તેમના

અનુયાયીઓએ કર્યો હતો અને તેનો પ્રતિવાદ ઉપર્યુક્ત વાદી દેવસૂરિના શિષ્ય મહેન્દ્રસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ કર્યો હતો, જેમાં એ પ્રતિમાઓને વંદનીય ઠરાવવા પ્રમાણ-યુક્તિથી વાદ કરેલો હોઈ તેમના ગ્રંથને વાદસ્થલ તરીકે ઓળખાવવામાં આવેલ છે એ ગ્રંથની રચના તેમણે પોતાના પિતા સા૰ ક્ષેમંધરને પ્રબોધ કરવા માટે જણાવી છે

ઉપર્યુક્ત ગ્રંથના ખંડનરૂપ બીજો ગ્રંથ જિનપતિસૂરિએ રચ્યો હતો, તેને પ્રબોધોદય વાદસ્થલ નામથી અહીં ઓળખાવેલ છે તેના ઉલ્લેખ પ થી જણાય છે કે-તેમણે ગૂર્જરત્રામાં આશાપલ્લીપુરમાં સ્વપક્ષ અને પરપક્ષના મોટા સમાજ-સમક્ષ અને દંડનાયક અભયડ (શ્વે મૂર્તિપૂજક) વગેરે વિશિષ્ટ સભ્યો સમક્ષ ઉપર્યુક્ત વાદીને નિરુત્તર કર્યા હતા ઉપરના ગ્રંથમાં સૂચવેલ સા૰ ક્ષેમંધર પોતાના સકળ કુટુંબ-પરિવાર સાથે શ્રીજિનદત્તસૂરિએ પ્રકાશિત વિધિમાર્ગના પ્રતિબોધથી ભાવિત હતા-એ વગેરે પાછળના ગ્રંથના ઉલ્લેખોથી જણાય છે (જુઓ જે ભ ગ્રંથસૂચી, અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચય પૃ ૨૭થી ૨૯)

**પ્રમાણાન્તર્ભાવ**-સ્વ દલાલે જે બડાભંડારની નં ૬ પોથીને '**પ્રમાણાંતરુચિ**' નામથી ઓળખાવી હતી, પાટણ ભં ની સૂચીમાં પણ તેવો ઉલ્લેખ કર્યો હતો, તે પછી હંસવિ મના સંગ્રહની તે પોથીની નકલ મેળવી તપાસ કરતાં તેના અંતમાં પણ તેવો જ નિર્દેશ જોવામાં આવ્યો પ ટીના લિસ્ટના આધારે જૈન ગ્રંથાવલીમાં તેને માટે '**પ્રમાણાંત સ્તવ**' અને 'બૌદ્ધમીમાંસાદ્વવન' એવા નામો જોવામાં આવ્યા પરંતુ ઉપર્યુક્ત અશુદ્ધ પોથીની વિશેષ તપાસ કરતાં '**પ્રમાણાન્તર્ભાવ**' નામ હોવાનું જણાઈ આવ્યું, તે મેં ત્યાં અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચય (પૃ ૩૦-૩૧)માં તેના આધાર સાથે સૂચવ્યું છે તથા તે પોથીમાં પહેલાં ૧૪ પત્રોમાં મીમાંસકદર્શનના શાબરભાષ્યના પ્રથમ અધ્યાયનો પ્રથમ પાદ હોવાનું સૂચન પણ કર્યું

છે, અને દેવભદ્ર તથા યશોદેવ પૂર્વોક્ત પ્રમાણે નર્ભાનના કર્તા નહિ, પણ લેખકો જણાય છે, એ વગેરે ત્યાં મ પરિચયમાં મે જણાવ્યું છે

**પ્રા. કુવલયમાલાકથાના કર્તા–**પ ડીના જે લિસ્ટમાં, તથા તેને અનુસરતા પ્રો શ્રીધર ભાડારકરના રિપોર્ટ (ર, પૃ ર૮)માં પ્રા કુવલયમાલાકથાના કર્તાનું નામ **હરિભદ્રસૂરિ** જણાવ્યું હતું તે બરાબર ન હતું દલાલે ત્યાં ન ર૧૯માં તેના કર્તાનું નામ **દક્ષિણ્યચિહ્ન**(દાક્ષિણ્યચિહ્ન) સૂરિ અપરનામ ઉદ્દ્યોતન જણાવેલું, તે બરાબર હતું તેના સમર્થન માટે મે પ્ર કાતિવિ મના સગ્રહની (પૂનાની પોથીની નકલરૂપ) નવી અશુદ્ધ પોથી મેળવી તેનો ઉપયોગ કરેલો, તથા રત્નપ્રભસૂરિએ રચેલો કુવલયમાલાકથાનો સસ્કૃત સક્ષેપ પણ તપાસી જોયેલો તથા શ્રીદેવચદ્રસૂરિના પ્રા શાતિનાથ ચરિત્રમાં આવેલો તેના નામ-નિર્દેશવાળો આધારભૂત ઉલ્લેખ પણ મે ત્યાં દર્શાવ્યો છે-(જુઓ જૈ અપ્રસિદ્ધ૦ પૃ ૪ર-૪૩ જૈનધર્મ કથા-ચરિતાનુયોગ વિભાગ)

**પ્રા મહાપુરુષચરિતનો લેખનસવત્—**જે સડાભડારની ન ૩૧૧મી પોથી શીલાચાર્યે રચેલ પ્રા ચતુષ્પચાશત્-મહાપુરુષ ચરિતની છે, તે તાડપત્રીય પોથીને પ ડીના લિસ્ટમાં, તથા તેને અનુસરતા પ્રો શ્રીધર ભાડારકરના રિપોર્ટ (ભા ર, પૃ ર૮)માં સ ૧૧ર૭માં લખેલી જણાવી હતી પરતુ તેના અતિમ ઉલ્લેખમાં તે પોથીને સ્પષ્ટ રીતે કુમારપાલના રાજ્યકાલમાં લખેલી જણાવેલી હોવાથી તથા કુમારપાલનો રાજ્ય-કાલ સ ૧૧૯૯થી ૧ર૩૦ જાણીતો હોઈ આ સૂચિપત્રમાં સૂચવેલ **સ ૧રર૭** ઉચિત છે, એ સબધમાં અપ્રસિદ્ધ૦ પૃ ૪૩-૪૪માં મે સ્પષ્ટીકરણ કર્યું છે

**પ્રા પૃથ્વીચદ્રચરિત્રના કર્તા, રચનાસવત્—**પ ડીના લિસ્ટમાં, તથા શ્રીધર ભા ના રિપોર્ટ (ભા ર, પૃ ર૭)માં આ

ચરિત્રના રચનારનું નામ **નેમિચંદ્રસૂરિ** જણાવ્યું હતું, તથા રચના સંવત્ **૧૧૩૧** જણાવેલ હતો, પરંતુ તેના ૧૪૬ના ગ્રંથની પ્રશસ્તિ મેળવી તપાસતાં તથા અન્ય પ્રમાણો તપાસી જોતાં તેના કર્તાનું નામ સ્પષ્ટ રીતે **શાંતિસૂરિ** જણાયું, તથા રચના-સંવત્ **૧૧૬૧** (વીર નિર્વાણસંવત્ ૧૬૩૧) વાસ્તવિક છે–એ પ્રમાણો સાથે ત્યાં અપ્રસિદ્ધ૦ પૃ ૪૬–૪૭માં મેં સૂચિત કર્યું છે

**પ્રા ચંદ્રપ્રભચરિત્રના કર્તા અને રચનાસંવત્**—પં. હી. ના લિસ્ટમાં, તથા તેને અનુસરતા પ્રો શ્રીધર ભા ના રિપોર્ટ (ભા ૨, પૃ ૨૮)માં આ ચરિત્રના કર્તાનું નામ **સિદ્ધસૂરિ** જણાવ્યું છે, તથા રચના-સંવત્ **૧૧૩૮** જણાવેલ છે પરંતુ ગ્રંથકારની પ્રશસ્તિ વગેરે વિચારતાં તેનું નામ ઉપાધ્યાય **યશોદેવ** સ્પષ્ટ જણાય છે, જેનું પૂર્વનામ ધનદેવ જણાવેલું છે આશાવલ્લીપુરીમાં ભાંડશાલિક ધવલે કરાવેલા પાર્શ્વજિન ભવનમાં એ ચરિત્રનો પ્રારંભ કર્યો હતો અને અણહિલ્લવાડપત્તનમાં સિદ્ધરાજ જયસિંહના રાજ્યસમયમાં સંવત્ **૧૧૭૮**માં વીરજિનમંદિરમાં એને સમાપ્ત કરવામાં આવ્યું હતું ગ્રંથના અંતમાં પ્રા अडसत्तरीए ઉલ્લેખ છે, તે સં अट्टसप्तति–૭૮નો સૂચક છે, સિદ્ધરાજ જયસિંહનો રાજ્ય-સમય સં ૧૧૫૦થી ૧૧૯૯ સુધી પ્રસિદ્ધ છે, એથી એ જ સંવત્ યથાર્થ ગણાય સં ૧૧૩૮માં તો તેનો જન્મ પણ ભાગ્યે જ થયો હશે એ વગેરે વિચારથી અપ્રસિદ્ધ૦ પૃ ૪૮માં એ ચરિત્ર (નં ૨૫૬) પોથીનો પરિચય કરાવતાં એ હકીકતોને મેં સ્પષ્ટ કરી છે, તથા બીજાં પ્રમાણોથી તેનું સમર્થન કર્યું છે

## જેસલમેર-જ્ઞાનભંડારનાં આકર્ષણો

**વિદ્યાપ્રેમી સ્વર્ગત** મહારાજા શ્રીસયાજીરાવ ગાયકવાડનો ૩૫ વર્ષો પહેલાંનો એ પ્રયત્ન સફલ થયો લેખાય કે જેસલમેર-જ્ઞાનભંડારોની વર્ણનાત્મક ઉપર્યુક્ત સૂચી પ્રકાશમાં આવ્યા પછી આ દેશના અને

પરદેશના નામાંકિત વિદ્વાનોનું ઠીક ઠીક લક્ષ્ય એ તરફ ખેચાયું છે સબંધ અને લાગવગ ધરાવતા સમર્થ આચાર્યો અને મુનિરાજોએ ભંડારોના રક્ષકો-કાર્યવાહકોને અવસરોચિત પ્રેરણા આપી ઉચિત કર્તવ્ય તરફ વાળ્યા છે એ જ્ઞાનભંડારોની સુવ્યવસ્થા થાય, એ સાથે એમાંના મહત્ત્વના અમૂલ્ય ગ્રંથો સુયોગ્ય વિદ્વાનોદ્વારા સંપાદિત થઈ પ્રકાશમાં આવે અને એમાંના જ્ઞાન-ધનનો લાભ સહુ કોઈ મેળવે એવી વિશિષ્ટ યોજનાની આવશ્યકતા લાંબે વખતે પણ સમજાઈ, એ દિશા તરફ થોડા પ્રયત્નો થયા છે-એ જાણી આપણને કેટલેક અંશે સંતોષ થાય છે

ઉપર્યુક્ત ગ્રંથ-સૂચીની તા ૧-૯-'૨૨ની સંસ્કૃત પ્રસ્તાવના (પૃ ૧૩-૧૪)મા ત્યાંના મુખ્ય ભંડારાનો પરિચય કરાવ્યા પછી થોડા શબ્દો લખવાની માગ અંતઃકરણે મને પ્રેરણા કરી હતી, એથી ત્યાં આવા આશયનું સૂચન કર્યું હતું કે—

"એવી રીતે પુસ્તકો લખાવવા માટે અને પુસ્તકોના સંગ્રહ માટે ઉપદેશ આપીને ભંડારને પુષ્ટ કરતા જિનભદ્રસૂરિ મહાશયે તથા તેમના ઉપદેશને અનુસરી પોતાના દ્રવ્યના વ્યય વડે પુસ્તકો લખાવીને અને સંગ્રહ કરીને સમર્પણ કરનારા ધરણ વગેરે ગૃહસ્થોએ સાહિત્ય-સમુપાસકોના સમાજને અત્યંત અનુગૃહીત-ઉપકૃત કરેલ છે-એ વિષયમાં શુ કહેવાનું હોય ? પરંતુ તેવા પ્રકારના અલભ્ય અને દુર્લભ પુસ્તકરત્નોના ભંડારને હાલમાં કારાગાર(કેદખાના) જેવો કરતો સાંભળીને, અથવા મહાપુરુષોના ઉદ્ગારરૂપ અગણિત ગુણ-ગણથી ભરપૂર એવા તે ગ્રંથોની દુર્દૈવના વશથી, કાલ-ક્રમથી, અસાવધાનતાથી અને જંતુઓદ્વારા થયેલી જીર્ણ, વિશીર્ણ અને લુપ્તપ્રાય સ્થિતિને સાંભળતાં કયા સહૃદયોને ખેદ નહિ થાય ? સંગ્રહ કરનારાઓના ઉદાર આશયને ન સમજતા દેશ, ક્ષેત્ર, કાલ ભાવ વગેરેને ન અનુસરતા પોતે જાતે તે ગ્રંથનો ઉપયોગ ન કરી શકતા અને બીજાઓને તેનો ઉપયોગ ન કરવા દેતા,

ઉપર કહેલી ખરાબ હાલતને જોતા છતા પણ ભડારના રક્ષકોદ્વારા થઈ રહેલી અસહ્ય ગજ-નિમીલિકા( આંખમીંચામણી-બેદરકારી ) ક્યા સહૃદય સજ્જનને દુ ખ નહિ ઉપજાવે ? આથી હવે પછી આપણે એવી આશા રાખીએ કે અપ્રસિદ્ધ ગ્રથોને પ્રકાશન કરવાના પ્રસગે પ્રશસ્ત પદ્ધતિથી પ્રાચીન ગ્રથોને પ્રકાશિત કરનારી વિશ્વાસપાત્ર સંસ્થાને આદર્શ પુસ્તક મોકલવા-આપવા સબધમા એમને પ્રશસ્ત મતિનો પ્રાદુર્ભાવ થાય ”

મારો એ અવાજ સભળાયો હોય તેમ તે પછી ત્રીજે વર્ષે-સવત્ ૧૯૮૨મા ઉપર્યુક્ત ખરતરગચ્છના જિનભદ્રસૂરિના વશજ જિનકૃપાચદ્રસૂરિએ ઉત્સાહી શિષ્ય-પરિવાર સાથે જેસલમેરમા સ્થિરતા કરી તે ભડારના ઉદ્ધાર માટે શક્ય પ્રયત્ન કર્યો, કેટલાક ગ્રથોની નકલો કરાવી પ્રકાશમા મુકાવવા યોજના કરી એ રીતે ધન્ય-શાલિભદ્રચરિત, દ્વાદશકુલક-વિવરણ વગેરે ગ્રથો પાછળથી પ્રકાશિત થયા છે

એ સમય દરમ્યાન ગાયકવાડ-પ્રાચ્યગ્રથમાલામા શ્રીજિનદત્તસૂરિના ૩ ગ્રથો ૧ ચર્ચરી ૨ ઉપદેશરસાયન અને ૩ કાલસ્વરૂપકુલક-અપભ્રશકાવ્યત્રયી નામથી અમારીદ્વારા સશોધિત થઈ રહ્યા હતા તેની ભૂમિકા માટે ઉપયોગી પ્રાકૃત કુવલયમાલાકથાનો ૧૮ દેશી ભાષાવાળો અને બીજો અપભ્રશાદિ ઉલ્લેખ તથા પટ્ટાવલી-છપ્પય ૮ ( જિનદત્તસૂરિ-સ્તુતિ ), તથા જિનવલ્લભસૂરિ જિનદત્તસૂરિ આદિના ચિત્રાવાળી પ્રાચીન કાષ્ઠ-પટ્ટિકા ફોટા માટે મેળવવા મે તેઓશ્રી સાથે પત્રવ્યવહાર કર્યો હતો, તેમણે એ સબધમા મને અનુકૂલતા કરી આપી હતી એનો નિર્દેશ મે તે ગ્રથની તા ૨૪-૧૨-૨૬ની ભૂમિકાના અતમા ( પૃ ૧૧૭મા ) કર્યો છે

ઉપર્યુક્ત જિનકૃપાચદ્રસૂરિનુ જેસલમેરનુ ચોમાસુ પૂરું થાય અને એમનો ત્યાથી વિહાર થાય તે પહેલા પ્રાચીનગ્રથ-ભડાર-રક્ષક

પ્રવર્તકજી કાંતિવિજયજી મહારાજજી, તથા તેમના ઉ સાહી વિદ્વાન શિષ્ય-પ્રશિષ્ય મુનિરાજ ચતુરવિજયજી અને મુનિરાજ પુણ્ય વિજયજીએ વડનાણ શહેરથી જેસલમેર પૂર્વોકત સૂરિજી સાથે પત્ર-વ્યવહાર ચલાવ્યો હતો અને ત્યાની મહત્ત્વની પોથીઓની ફોટો-કોપી ઉતરાવવાની યોજના તેમણે ઘડી કાઢી હતી એ કાર્યમા ઉચિત સહાયતા કરવા, હકીકત લઈને પણ જેસલમેર જવા મને આગ્રહ-પૂર્વક તેઓએ પ્રેરણા કરી હતી એથી એમના વચનને માન આપી વડોદરાથી હુ જેસલમેર જવા તૈયાર થયો અને સ ૧૯૮૩ના માર્ગશીર્ષમાસની અસહ્ય ઠડીમા વડનાણ શહેરમા પ્રવર્તકજી—આદિને મળી, તેમનો શુભ આશીર્વાદ મેળવી અમદાવાદથી ભાવનગરી ફોટોગ્રાફર શા મગનલાલ હરજીવનદાસ અને તેમના મદદનીશો સાથે હુ જેસલમેર પહોચ્યો હતો બાડમેર સ્ટેશનથી અમને ઉંટદારનો મોટર-ખટારો મળી ગયો હતો ત્યા અમે જિનકૃપાચન્દ્રસૂરિજીને તથા ઉ સુખસાગરજી આદિને મળ્યા હતા કિલ્લાનો એ ભડાર જોવામા અને ફોટો-કોપી માટે નક્કી કરેલી ૧૨ પોથીઓ ત્યાથી બડા ઉપાશ્રયમા લાવવા વગેરેમા તેઓએ અમને અનુકૂલતા કરી આપી હતી તે પછી દરેક દિવસ પછી તેમનો વિહાર હતો એથી છેલ્લે એક વાર ફરી એ ભડાર જોવાની અને અમુક પોથીઓ-ગ્ર થો સબધમા કેટલીક શકાઓ દૂર કરવાની અપેક્ષા હતી, પરતુ ત્યાના કાર્યવાહકોએ બહાનુ કાઢી બીજી વાર ભડાર અમને દર્શાવ્યો ન હતો એ પ્રયત્ન સફલ ન થવાથી ઉ સુખસાગરજી આદિને પણ લાગી આવ્યુ હતુ, પરતુ બીજો ઉપાય ન હતો એ પછી બીજે દિવસે એમનો વિહાર થયો હતો

જેસલમેરમા અમે ૧ મહિનો રોકાયા હતા, તે દરમ્યાન મોટી સાઈઝની ૨૩૬ પ્લેટો પર નીચે જણાવેલા ૧૨ ગ્ર થોની પૂરી ફોટો-કોપી ઉતરાવી હતી મારા વિચાર એમાની કેટલીક પોથી પરની કાષ્ઠ-પટ્ટિકાઓ પર રંગીન આલેખેલા મનોહર ચિત્રોની ફોટો-કોપી લેવરાવવાનો થયો

હતો અને એ પ્રયત્ન કરવામાં આવ્યો, પરંતુ તેમાં જોઈએ તેવી સફલતા ન મળી, કારણ કે ફોટોગ્રાફર પાસે રંગીન ચિત્રોના સારા ફોટા આવે તેનું સાધન ન હતું અને અન્ય સ્થળેથી તાત્કાલિક ત્યાં લાવી શકાય તેમ ન હતું એથી જેવા આવ્યા તેવા ચિત્રોના અસ્પષ્ટ ફોટાઓ લેવરાવ્યા હતા

તે સમયે (સંવત્ ૧૯૮૩માં) નીચે જણાવેલા ગ્રંથોના પૂરા ફોટા લેવરાવ્યા હતા —

(૧) કુવલયમાલાકથા (પ્રાકૃત) દાક્ષિણ્યચિહ્ન-ઉદ્દ્યોતનાચાર્ય
(૨) વિલાસવતીકથા (અપભ્રંશ)-સાધારણ (સિદ્ધસેનસૂરિ)
(૩) દ્રવ્યાલંકારટીકા-પં. રામચંદ્ર, ગુણચંદ્ર
(૪) ન્યાયબિંદુટીકા-ટિપ્પન-મલ્લવાદી
(૫) કર્મપ્રકૃતિચૂર્ણિ-વિશેષવૃત્તિ-મુનિચંદ્રસૂરિ
(૬) સર્વસિદ્ધાંતપ્રવેશ-જૈનાચાર્ય
(૭) સર્વજ્ઞસિદ્ધિ-હરિભદ્રસૂરિ
(૮) પ્રમાણમીમાંસા-હેમચંદ્રાચાર્ય
(૯) અણુવ્વયવિહી (પ્રા. સાવગધમ્મ) } નં. ૨૮૦
(૧૦) સંયમાખ્યાનક
(૧૧) ઉપદેશકુલક અને પ્રકીર્ણ
(૧૨) હરિવંશ (પ્રા.)

—ત્યાંના તપાગચ્છના ઉપાશ્રયમાં રહેલી મહેશ્વરસૂરિકૃત પ્રા. પંચમી-માહાત્મ્યકથાની પ્રાચીન પોથી જે સં. ૧૦૦૯માં તાડપત્ર પર લખાયેલી હતી, જેના પરથી સં. ૧૬૫૧માં લખાયેલી પાટણ-ભંડારની પોથીમાં તેવો ઉલ્લેખ મળે છે અને તે પોથી પરથી મુનિરાજ શ્રીહંસવિજયજીએ કરાવેલી નકલમાં પણ તેવો ઉલેખ છે, પરંતુ સ્વ. દલાલે

તે પોથીને સં. ૧૧૦૯માં લખેલી નોંધી છે, તેની એક હજાર વર્ષ જેટલી પ્રાચીન પોથીની અથવા તેના છેલ્લા પત્રની ફોટો-કૉપી ઊતરાવવા, તે પોથી મેળવવા મેં તે ભંડારના ટ્રસ્ટી પાસે લગભગ ત્રીશ ધક્કા ખાધા હશે, પરંતુ કંઈ ને કંઈ બહાનું કાઢી છેવટ સુધી તેમણે તે પોથી અમને દર્શાવી ન હતી. હવે સિંઘી-જૈનગ્રંથમાળામાં પ્રકટ થયેલા તે ગ્રંથમાં તે પોથીના અંતિમ પત્રનો (સં. ૧૧૦૯ ઉ. લેખવાળો) ફોટો પ્રકટ થઈ ગયેલ છે.

એ જ સમયમાં પુરાતત્ત્વપ્રેમી બાબુ પૂરણચંદ્રજી નાહર સહકાર્યકરો સાથે જેસલમેર આવી ત્યાંના જૈનમંદિરોના તથા શિલાલેખોના ફોટાઓ વગેરે લઈ ગયા હતા, જે સંવત્ ૧૯૮૫માં જૈનલેખસંગ્રહ(તૃતીય ખંડ) "જૈસલમેર" નામથી પ્રકાશિત થઈ ગયેલ છે. અમે જેસલમેર-ભાંડાગારીય-ગ્રંથસૂચીના પરિશિષ્ટમાં મુખ્ય શિલાલેખો પ્રકાશિત કર્યા હતા, તેનું તેઓએ ત્યાં સ્મરણ કર્યું છે.

બીજો એક પ્રયત્ન ત્યાર પછી કેટલાંક વર્ષો વીત્યા પછી થયો. સંવત્ ૧૯૯૮માં ખરતરગચ્છના પૂર્વોક્ત જિનભદ્રસૂરિના એક અન્ય વંશજ શ્રીજિનહરિસાગરસૂરિજીએ પણ જેસલમેરના જ્ઞાનભંડારના ઉદ્ધાર માટે શક્ય પ્રયત્ન કર્યો, તેમાં તેમણે કેટલાક ઉપયોગી ગ્રંથોની નકલો કરાવી. સામાન્ય લેખકદ્વારા કરાવાતી નકલો સંતોષકારક થતી નથી અને સુયોગ્ય વિદ્વાન લેખકો-પ્રાચીન પોથીઓ પરથી શુદ્ધ નકલ કરનારાઓ મળી શકતા નથી-એવો સાધારણ અનુભવ છે. લહિયાઓના અક્ષરો સારા જોવાય છે, પરંતુ અનુભવે જણાયું છે કે તેમના લખાણમાં અશુદ્ધિઓ ભારોભાર હોય છે, જે વિદ્વાનો વાંચે ત્યારે જણાય.

એ સમયમાં સુપ્રસિદ્ધ સાક્ષર શ્રીજિનવિજયજી પોતાની ચુંટેલી ચુનંદા સાક્ષર-મંડલી સાથે જેસલમેર જઈ આવ્યા અને સદ્ગત ઉત્સાહી

શ્રીમાન બહાદુરસિંહજી સિંઘીના પ્રોત્સાહનથી, તથા બીજી કેટલીક અનુકૂલતાથી ત્યાં પાંચ મહિના સુધી રોકાઈ મહત્ત્વનું કાર્ય કરી આવ્યા જરૂરી ગ્રંથોની નકલો-નોંધો લઈ આવ્યા અને ઉપયોગી ઐતિહાસિક ફોટો પણ ઊતરાવી આવ્યા તે સંબંધમાં તેમણે વિસ્તૃત વિવરણ ભારતીયવિદ્યા-નિબંધ-સંગ્રહમાં સ્વ બાબુ શ્રી બહાદુરસિંહજી સિંઘી-સ્મૃતિ ગ્રંથમાં તા ૭-૭-'૪૫ના પ્રકાશિત કરેલું છે, એથી જાણી શકાય છે

જેસલમેર-જ્ઞાનભંડારમાં રહેલા પ્રાચીન ૭૬ શાસ્ત્રના ગ્રંથો હવે પ્રો વેલણકરદ્વારા સંપાદિત થઈ પ્રકાશમાં આવેલા છે ભૂષણભટ્ટના તનયે રચેલી પ્રાકૃત લીલાવઈકહા પ્રો એ એન ઉપાધ્યે દ્વારા સંપાદિત થઈ સિંઘી-જૈનગ્રંથમાળામાં પ્રકાશિત થઈ ગયેલ છે અને કુવલયમાલાકથા જેવી પ્રાચીન પ્રાકૃત કથા હવે જલદી પ્રકાશમાં આવવાની સંભાવના છે પ્રમાણમીમાંસાનું નવીન સંસ્કરણ પં સુખલાલજીદ્વારા, તથા શાંત્યાચાર્યની ન્યાયાવતાર-વાર્તિકવૃત્તિ પં દલસુખ માલવણીઆદ્વારા સંપાદિત થઈ સિંઘીજૈનગ્રંથમાલામાં પ્રકાશિત થઈ ગયેલ છે સં ૯૧૫ના ધર્મોપદેશમાલા-વિવરણ [સિંઘીજૈનગ્રંથમાલા (નં ૨૮)માં પ્રકાશિત] જેવા જયસિંહસૂરિના પ્રાચીન પ્રાકૃત ગ્રંથને સંપાદન કરવામાં મને જેસલમેર-જ્ઞાનભંડારની પણ ૧ પોથી ઉપયોગી થઈ હતી-એ મેં તેની પ્રસ્તાવનામાં જણાવ્યું છે સં ૧૩૩૬માં જૈનવિદ્વાન્ સંગ્રામસિંહે રચેલા ઔક્તિક ગ્રંથ-બાલશિક્ષાનો વિસ્તૃત પરિચય મેં સં ૧૯૮૨માં 'પુરાતત્ત્વ' માસિકમાં આપ્યો હતો એ રીતે ત્યાંના મહત્ત્વના અપ્રસિદ્ધ ગ્રંથો હવે પ્રકાશમાં આવતા જાય છે-એ શુભ ઉદયની નિશાની છે

હાલમાં જેસલમેર-જ્ઞાનભંડારના ઉદ્ધારનું કાર્ય લગભગ સવા વર્ષથી વિશિષ્ટ રીતે ચાલી રહેલું છે, એ જૈનસમાજમાં અને અન્યત્ર પણ જાણીતું છે પ્રાચીન ગ્રંથ-ભંડારોના પરમ અનુભવી વિદ્વદ્વર્ય મુનિરાજ

શ્રીપુણ્યવિજયજી નામાંકિત સહકાર્યકરો સાથે એ પ્રશસ્ત પ્રયત્ન ચલાવી રહ્યા છે, એમને સ્થાનિક અનુકૂળતા સાથે સામાજિક, આર્થિક અનુકૂલતા પ્રોત્સાહન આપી રહી છે, એથી એમનું કાર્ય વિશેષ યશસ્વી નીવડશે-એવી આશા અસ્થાને નથી. એમણે અત્યંત લખેલા પત્રો જે 'જૈન' વગેરેમાં ઉદ્ધૃત થયેલા છે, એ પરથી જણાય છે કે ત્યાંના ભંડારના મહત્ત્વના ગ્રંથોની માઈક્રો-ફિલ્મ નકલ ઊતરાવવામાં આવી છે, તથા અસ્ત-વ્યસ્ત પત્રવાળા ગ્રંથોને સુવ્યવસ્થિત કરી તેને સુરક્ષિત રાખવા માટે સુયોગ્ય ડાબડાઓ વગેરેનો પ્રબંધ કરવામાં આવ્યો છે. સદ્ગત હંસવિજયજી મહારાજે મને એક પત્રમાં લખેલું યાદ આવે છે કે—ત્યાં પહેલાં તાડપત્રની પોથીઓને અનાજ ભરવાની માટીની મોટી કોઠીઓમાં રાખેલી હતી, ત્યાર પછી તેમના ઉપદેશથી પથ્થરની ઈલ્મારીઓ (કબાટો) થઈ હતી. આપણે આશા રાખીએ કે ચાલુ પ્રયત્ન વિશેષ પ્રકારે સુદૃઢ થાય અને **અમૂલ્ય જ્ઞાન-ધન સુરક્ષિત જ નહિ, સમાજને વિશેષ પ્રકારે ઉપકારક થાય**-તે રીતે પ્રકાશમાં લાવવા માટે પણ વ્યવસ્થિત યોજના થાય તો વિશેષ ધન્યવાદને પાત્ર થશે. ચાલુ પ્રયાસની સફલતા ઇચ્છતા વિરમીશું.

સંવત્ ૨૦૦૭ ફા. વ. ૭ ગુરુ
પ્રાચ્યવિદ્યામંદિર, **વડોદરા**

**લા. ભ.**

आग(ला) गा(था)न [1]उदाराक् विजयानद मनोहाराक्
गि(गी)तारथ ह सनात्, बाका शिष्य सुविनीतात् २०
मनमोहन–प्रासाराक्, सुरति(मूरत) री(रू)पभ अद्दा(आल्हा)राक्
[2]भविया भावमे वन्द, भवका पाप निकन्द् २१
शातिनाथ(चतामण) भगवानाक्, [3]हे वे मुगतिका थानाक्
[4]अभयदानका दानात्, जगतु दन सुख–दातार् २२
सागरगच्छका आलाक् गुरुसे नमत ह वालाक्
[5]वाचक रहै चोमासाक्, करते ग्रन्थ अभ्यासाक् २३
ऐसी पोल्की(के) अगार् मढी दाणकी जगार्,
छापा करत हे दाणीक्, दूसरी लेत [6]सहनाणीक् २४
कणकि(की)–पि(पी)ठ हे पासोंक् कणकी [7]बोहोत है रासोंक्
पोल्या लात बणजा(नझा)राक् [8]कणि(ण)या करत व्यापाराक् २५
बैठे [9]बहु(हो)त पसारीक्, मि(मा)सरी सक्र सोपारीक्
मीरच्या एल्ची भनी(तज्जा)त्, फोफल(चारोला) सारका [10]वजा(जा)क् २६
खसखस सुठ विर(वरी)हालीक् पुडि(पूडी)आ देत हे वालि(वाला)क्
ओले हाट तम्मा(मा)माक्, चिजा लेत अम्मा(मा)माक् २७
अगो(ग्गा) माडया नि(नी)रखेक देखत वार ही हरखेक्
बैठे सराफी मौजि(मोजा)क् नाणा परखे(ख) व(वे)चोजीक् २८
सर्वे(वँ) नवनवे टगों(गा)क् नाणावटिकें(नाणावटार) अगौक्
बैठे बहु व्यापाराक् हुंडी चल्त हजारीक् २९

---

१ क उधराक्, सागरगच्छन मोहाराक्. वाचक रहते सतार(क्) उनका सीम सुवीनि(नी)ताक(क) २ क भा ३ क दवे मुक्तिका ४ क विनयानन्का आलाक्, माथसे नमत हें ५ क गीताथ ६ क सैंहें ७ क बोत ८ क वणजा ९ क बहोन तपमादीक १० क वज्जाक्.

वन रह(र)न उनी यटर्, नाहि मिग्न ण नटर्
धन भरत ¹नजरानार, नारन्ना ²फूरमानाक १०

ठी(शि)वाराम रगीगार, ³ज्याग्रा रून यगि(गी)गार
पतेमघर वारर, वीनि(नी) नाल्नी भारव ११

⁴तिण दिन मान या वामेर्, म(स)वया मान ह तामर्
गर(गड)ना न्मिनि लावार्, हाथि न्न सरपारार् १२

मिधि(सधी) गारनि(गाउदी) वड्वर्, हुन्मे मार्चे अड्वर्
लकिन्पत्ति में धानार्, गायें करत अव्वा(वा)नार् १३

नेडि बधि कहारर्, भट-गण रेहत अट्टारार्
केत टाल्म रमतेर्, पट्टा खेल्ते नमतेर् १४

⁵तिनी हथाटे(ठ) धों(धु)गार्, पट्टा ग्रहत हे चु(चू)पार्
वा(धु)गादार मदमस्तार् टणा देत हे हस्तार् १५

एसे च्यार दरवाजेक बेठे गारदी छाजेक्
पोहाराय दोतरफार् जि(नी)नकी खूब हे यु(का)रफार्, १६

निम्रा आठ दरबानार्, वहे व(बो)होत जरवा(खा)नार्
⁶जाति(ती) खलक्क खालेर दाणि(णी) दाणसे चालेर् १७

इनस(इणसें) सरे तमासार्, वरनु(वर्णु) नगरका खासार
निकी परोल्या ⁷पोल्या(ला)क् वामें(उनम) पोन्की ओत्यार् १८

ताम साकडी सेरीक्, वामें लार हे लरेरीक्
मि(मी)ल्ते कदोरे भारी(रे)र् रेसम(मा) बोहात हे वारीक् १९

---

१ क वज० २ क परमानाक ३ क उनका बढोत ४ क तेणे दीनमान था नेसाक, मब या मान हैं तेसाक परनी देमकी लावाक हाथी होत क सधि, गाडदी वहेक ६ क निकि थोडे धूपाक पग ७ क नाची ८ क पोगाक, उनको पोनल्की ओल्याक मीलने

मि(मा)मद मि(मा)मझर [1]मोहोंघाक्  रगन वस्त्र हे [2]मोहोघाक्
पाघां दोरींया(आ) वि(वी)स्वेर्, अदल मु(मू)र ही करते(त्ते)र्  ३८

नक्म बोहोत दलाराक्, [3]करते दत-व्यापाराक्
जोड हाथका मापार्, चूडा न्न है छापार्  ३९

आगो(गा) धरत है चूडार, आपे र(ह्)यका गूटा(डा)र्,
[4]रंगे नग हूसी हूसीआरीक्  मुखसें देत है गारीक्  ४०

नि(नी)की पोल घडीआलीक्, हवेल्या खुब मतवालाक्,
फतेसिंघकी भारीक्, गोख् गोखमें [6]वारीक्  ४१

नरसिंह(सीं)राव(यह) वरघोडेक्, खल्कां निरखवा दोडेक्
काति(र्तिक)-पून्यमें मेलाक्, रसीआ लेत है(हैं) खेलाक  ४२

दीपक-माल हे उ(उ)चीक्, वा तो गगनसें पोह(पोंहो)चाक्
दीपक-श्रेणि(ण) हे तानि(नी)र्, वामें जोत है(हैं) थाजे(जी)र्  ४३

दादा पास हे पासीक्, पूरत मनकी आसाक्
अ(आ)गी होत नव अंगेक्  भावि(वी) स्तवत एकंगेक्  ४४

वारचद साहका गेहाक्, जि(जा)नसे [7]रखत हे नेहाक्
आगम प्रश्न(श्न)में कताक  आणा पासकी वता(रता)र्  ४५

केवल साह हे(हैं) धर्मिर्, श्रोता खूब है(हैं) मर्मिर्
सगमें बहु(बोहो)त सावासि(वासी)क, नरसिंह पोलका वासीक्  ४६

हरखजी शाह [8]हन(र)रोजाक्  वन्दे ऋपभजिन[9] मोनार्
रगन खूब [10] है जमा(ना)लाक्  मडप चोक वि(वी)सालाक्  ४७

---

१ क मोंघाक  २ क. मांवाक पाथी  ३ क उनका पथ हैं न्याराक नगर जनवासी हैं मोल्हाक(क्) देवें द(दा)नका गोलाक(क्)  ४ क नग रगत हैं नाराक, ५ क. तीकी घडीयालीक  ६ क. वारीक कार्निक  ७ क रहत  ८ क नरो नाक, ९ क. ऋषभजी नमो नाक  १० क जना लाक

सरा(र्रा) गच [1]भरअची(च्ची)र्, हुंड्यां(हूंडा) देत हैं नची(जच्ची)र्,
अंनूमर सुरति(सूरती) सर्रा(क्का)र्, [2]परव्या(सा)दार ह पसार् ३

[3]सीहा(भा)साहि(ही) नही चे[हि]रार्, ज्याके सके(जीनके सके) समसेराक्
चल्गा व(चो)हात हैं[4] दूजीक्, भागोवतकी पूजीर् ३१

पेसें भाव [5]परमाने(मांणे)र्, लेते [6]लोक उन ठांने(णे)र्
उहां मिलत वींदेसीक्, कागद पन सदेसीर् ३२

गठी–छोड उहां केतेर्, लाठ्या–हरामी तेतेक्,
भगी भगसे [7]मातेर्, केफी केफसें [8]रातेक् ३३

बेठे तबोलि(ली) झाजेर्, बिडे(वीडे) देत हैं ताजेर्
नागरवेलि(ल) गगेरीर् [9]चेवली पान [10] चगेरीक् ३४

नीरी खाडी(ड)क्रु धोइर् सुखडी करत कदोइक्,
मगद्ल जलेवी खाजार्, बरफी लेत हैं याजार् ३५

पेडा लाडुआ(डुवा)मावार्, खल्का लेत हैं खावाक्
[11]ऊची मस्त(भव्य) हवेल्याक्, लाबी हाटकी ओल्याक् ३६

गुजरीमें वस्त ज मिन्ति(जे मीळती)र्, तां[ु] [12]बरनवु(बु) तहतिर्,
धोति [13]रेसमकी कोरा(री)र्, दुपटे [14]कसबी लेहरां(री)क् ३७

---

१ क भराअच्चीक हूटा २ क परसां ३ शी जाशा हीनकी चेराक, जिनके सिके ४ क हजीक भागा पू० ५ क साणेक ६ क लीक उन गणेक, गर्डा छोड ७ क आतेक ८ क में ९ क चेलकी १० क म बूरासोड ज धोइक ११ क घेवर, सकरपारेक(क) मा(म)मरा–सेव हें खारेक १२ क वर्णवु तीक १३ क धोती रेसमी १४ क बकी

मेहेता पोरकी वस्ति(स्ती)र्, [1]चारो लोक है मस्ति(स्ता)र
विजयादेरका आगाक्,[2] ऊचा गोख है [3]मालार् ४८

[4]भद(द्)र भारि(री) कमठाना(ठाणा)र्, लगा व(धा)हात
[5]वां(उहाँ) नाणान्

कि(की)ना राय मानाचि(ची)क्, [6]जाकि मांग्णि(णी) ताचि(जा)क् ४९

गेंडा [7]वाघ ने चिताक्, [8]जोत होत हें भिताक्
निकि(की) मोन इण सहेराक्, सरवर [9]वरनुं गहेरान् ५

सरवर खूब सरमि(सी)आक्, [8]पानी बधसे रसीआक्,
सुरेसर दूसरा न्याराक्, पांनी भरत [10]पनि(नी)हाराक् ५१

सरवर अरूसे भरिआर्, मानु सायरा दरीयाक
वृदा चल्त हे दाराक् मानु रभ अनुहाराक् ५२

पनघट(ट्ट) पथसे व(वे)हेताक्, सही(ही)स करत सकेताक्
झुलर झुल्रा जाति(ती)क् अपने रगमें माति(ती)क् ५३

जाति नारिआ लारेक्, अपनि(नी) वात सभारेक्
हसति(ती) हाथसें भालि(ताली)क्, देति(ती) मु(मू)हसें
[11]गालि(ली)क् ५४

सीआवाग हें व(ब)ड्डाक्, फतेवाग हिं(हें)अड्डाक्,
मस्तुवाग हे मोटाक् [12]वाका उर्द्ध हे कोटाक् ५५

---

१ क कन्रो के बोल हे मस्तीक वी २ क महालाक ३ क भद्रवारी कमठ्ठाणाक, ४ क उहो ५ क जीनकी ६ क बाघने ७ क जाता गो(हो)त हें भीताक ८ क वणवु ध(धे)न्हेराक ९ क भीन्ते बोत हा( हो उहा ) रसीआक् १० क पनीहाराक जाति जोरीया ११ क गालीक

पनघट पथसे वहेताक सहासें करत सकेताक
फूलर झूल्रा जातीक अपने रगमें मातीक १२ क उनका उध्व

[1]सेहेतुत(र) झमरसार्, फल पोम्त कमरसार्,
इक्षु(क्ष) अनार अनासार् थाफल नींबू फना(ना)सार् ५६
चपक जु(जू)हडी अनार् मोगर केवडा लिंनार्
मरुआ मालती जाइक्, दमणा [2]गुलनेराइक् ५७
चगले वागम चार(र)र्, पग पग बेठना वार(र)र्
चा(उन)म रहे(ह)त अरमानि(णी)र्, जाता व(बो)होत परमानि(णी)र् ५८
काटे पासनी वस्ति(स्ती)र्, चिना(जनसा) मि(मी)लन है सस्ति(स्ती)र्,
बेठें मि(मी)ख कसारार्, पथि करत उतारार् ५९
एसें वरन(ण) अढारार्, क्यों(का) रहे नयरका पारार् ?
बडोदा(वड्डोदा)नयर नगीनार्, पावन चरनस करनार् ६०
चाहे मेह ज्यु(ज्य) मोरार् चाहे चद चकोरार्
[त्यों] सघ सव करत अरदासार्, आना पून(ज्य)! चोमासार् ६१
ज(ए)सी लाकना(कि) वरन्या(आचरण्या)र्,
देख्या बडोदा न(ब)रना(ण्या)र्
गुनि(ना)जन टासी न(ना) करनीए [3]गान(ज्ञा)न दीपन वरनीक् ६२

---

१ क सहे तुन झमरखाव् कहे अजीर २ क गुलनेराक ३ क गजल कर्यीने × × ४०

पूर[न]नीध गजल(ज्जल) अवल अढारस बावन [चित्त उल्लासें],
श्रावर वार मृगसीर माम निथि पटवें दान, पक्ष उजा(ज्जा)में
उन्यो उदयसागरसूरि पुण्य(पून्य)साग[र]सूरि तणा सीस छाजै,
राज(ज्य)राजेश्वर [4]श्रीउदयसागरसूरीश्वर रग[राज]राजै
इति श्रीगजल(ल) समाप्तम् ॥

कलश-सवैया(सो)

पुरन सिद्ध गजर अन अढारसे यावन चित उलासे,
थावर वार, मृगसीर मास, तिथि प्रतिपद, पक्ष उजास,
उदयो भले थाट उदयसूरि-पाटह लक्ष्मीसूरी जिम भांन आवासे,
प्रेमे य रत्न-समांन चरनन सेवग दीपविजय इम भासें 1

इति गजल [ श्री दानसागर भ थ न ६, पत्र २ ]

## વિજયલક્ષ્મીસૂરિ

ઉપર્યુક્ત વિજયલક્ષ્મીસૂરિનો જન્મ વિ સ ૧૭૯૪મા ચૈત્ર શુ ૫મે પાલડી(મારવાડ)મા પોરવાડ વણિક શાહ હેમરાજને ત્યા આણુંદબાઈ માતાની કુક્ષિથી થયો હતો આ સૂરચંદ (પૂર્વનામ)ને તપાગચ્છ વિજયાનંદસૂરિપક્ષના વિજયસૌભાગ્યસૂરિએ સીનોરમા વિ સ ૧૮૧૪ માઘ શુ ૫ શુક્રવારે દીક્ષા આપી પ પ્રેમવિજયને સોપ્યા હતા અને તે જ વર્ષમા સ્વર્ગ-ગમન કરતા પહેલા ચૈત્ર શુ ૧૦ ગુરુવારે આચાર્યપદ આપી પોતાના ભાવી પટ્ટધર તરીકે પ્રકાશિત કરતા 'વિજયલક્ષ્મીસૂરિ' નામથી પ્રસિદ્ધ કર્યા હતા

તેઓ વિ સ ૧૮૨૦મા સાણુંદમા ચોમાસુ રોકાયા હતા અને તેમના આજ્ઞાકિત શિષ્ય પ જિનવિજયજી આદિનુ ચોમાસુ ખભાત મા હતુ, તે પૂર્ણ થવા આવતા વિ સ ૧૮૨૧મા કા શુ ૫મે પન્યાસ જિનવિજયજીની પ્રેરણાથી ખભાતના સઘે પોતાને ત્યા પધારવા વિજયલક્ષ્મીસૂરિને ભક્તિભાવભર્યો કલામય વિજ્ઞપ્તિલેખ સાણુંદ મોકલાવ્યો હતો ( જેનુ વિસ્તૃત વર્ણન અહિં થઈ શકે નહિ), તે ૮ાા હાથ લબાઈવાળુ ટીપણુ સીનોરના જૈનજ્ઞાનભડારમા વિદ્યમાન છે તેમા સાણુંદ, ખભાત અને સૂરિ-સ્વાગતને લગતા તથા બીજા સારા ચિત્રો હોવા જોઈએ, પરતુ દુર્ભાગ્યે હાલ તો મત્સ્ય મગર, વહાણુ સાથે સમુદ્રના દૃશ્યવાળુ એક અર્ધું કપાયેલુ ચિત્ર બાકી રહેલુ જણાય છે!!

પોતાની ગ્રંથ-રચનામા **સૌભાગ્ય-લક્ષ્મી** શબ્દ દ્વારા પોતાના ગુરુનુ અને પોતાનુ નામ સૂચિત કરનાર, **વિજયસૌભાગ્યસૂરિના** વિનેય આ વિજયલક્ષ્મીસૂરિએ વિ સ ૧૮૪૩મા કા શુ ૫ રચેલ ૨૪ થાભનાવાળો, વિવિધ કથામય ૩૬૦ વ્યાખ્યાનોવાળો, ૨૦,૦૦૦ શ્લોક પ્રમાણ સગળ સ સ્કૃતગદ્યમય ઉપદેશપ્રાસાદ નામનો મહાન્ ગ્રન્થ જૈન-સમાજમા સારી રીતે લોકપ્રિય થયેલ છે મુનિરાજો તેનુ વ્યાખ્યાન વાચે છે અને શ્રોતાઓ તેનુ શ્રવણ કરે છે તેમજ તેમણે રચેલ કા શુ ૫ જ્ઞાનપચમીના દેવ-વદનની વિધિ તરફ વર્તમાનમા પણ આદર જોવાય છે તથા વિ સ ૧૮૪૫મા વિજયદશમીએ **ખ ભાતમા** ભાવિક શ્રાવક શ્રાવિકાઓના આગ્રહથી વિવિધ દેશોઓમા(રાગોમા) રચેલ **વીશસ્થાનક**-પદ-સ્તવન(કુસુમ)-પૂજાદ્વારા જિન-પૂજન વર્તમાનમા પણ પ્રચલિત છે તેમણે રચેલ **અષ્ટાહ્નિકા** સ્તવન (સ ૧૮૩૪) રોહિણીસ્વાધ્યાય વગેરે બીજી કેટલીક કૃતિયો પણ આદર પામી છે

વિ સ ૧૮૪૯મા **સીરોહીમા** ઉક્તસૂરિના પટ્ટ પર તેમની સ્થાપના થઈ હતી **ખ ભાતમા** ૧૮ અને **સુરત** બ દરમા અધિક ચોમાસા થના જણાય છે તેમણે **રાનેર, સીનોર,** ડેરવાડા, **આમોદ,** ધાણપુરી, રોધરા, જ બૂસર વગેરે અનેક સ્થળોમા જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠ અ જન-શલાકા કરી હતી

આ શ્રીપૂજ્ય (વિજયલક્ષ્મીસૂરિજી) વિ સ ૧૮૫૨મા હરજી (મારવાડ)મા ચોમાસુ રહ્યા હતા-તેમ જણાય છે આ ચોમાસુ પૂર્ણ થયા પછી તેમનો વિહાર થાય તે પહેલા-વિ સ ૧૮૫૩ના માગશર શુ ૫ રાજનગર(અહમ્મદાવાદ)ના જૈનસઘે આગામી ચોમાસા માટે પધારવા ભક્તિ-ભરપુર અચિત ગદ્ય-પદ્યભાષામા વિસ્તૃત વિજ્ઞપ્તિલેખ તેમના તરફ મોકલાવ્યો હતો "સવત્ **અઢાર ત્રેપનેં,** માગસિર સુદ રવીવાર તિથિ પચમી સુરત વિજય, **લેખ** લિખ્યો ધરી પ્યાર ' તેમા મુખ્ય પ્રેરણા, તેમના આજ્ઞાકિત શિષ્ય

૫ **માનવિજયગણિ** વગેરેની જણાય છે, જેઓ તે ચોમાસુ વીતાવ્યા પછી પણ તે સમયમા ત્યા વિદ્યમાન હતા

"શ્રીજીના આદેશથી, **માનવિજય** પંન્યાસ
જપ તપ પચ્ચખાણે કરી, ઉત્તમ થયો **ચોમાસ**"

પ્રવર્તકજી કાંતિવિજયજી મુનિરાજની કૃપાથી મ્હને જોવા મળેલ ઉપર્યુક્ત બીજો ચિત્રાંકિત વિજ્ઞપ્તિલેખ, ગને બાજૂ બૉર્ડર વેલ-બૂટી વાળો, લંબાઈમા લગભગ ૩૨ હાથ પ્રમાણનો છે તેમા મંગલકલશ, મંગનવાદ્ય, ગીત નૃત્ય કરતી નર્તિકાઓ, ૮ મંગલો, ૧૪ સ્વપ્નોના ચિત્રો સિવાય હિન્જી (મારવાડ), અમદાવાદ (ગુજરાત) અને ઉપર્યુક્ત શ્રીપૂજ્ય **વિજયલક્ષ્મીસૂ**રિજીના સ્વાગત-સામૈયા સાથે સંબંધ ધરાવતા ઘણા ચિત્રો છે માતા, ધાવમાતા, દાસીઓ, રાજમહેલ રાજા, જ્યોતિષી, છડીદાર, હાથી, ઘોડા, વગેરેની શણગારેલી સેના, **પાર્શ્વ**નાથ જિન-મંદિર, વંદન કરતા શ્રાવકો અને શ્રાવિકાઓ, ઉપાશ્રયમા વ્યાખ્યાન કરતા સાધુઓ, સાધ્વીઓ, શ્રવણ કરતા શ્રાવકો અને શ્રાવિકાઓ, પશુ-પક્ષીઓના દશ્યો, રાજ-દરબાર, જૂદો જૂદો ધંધો કરતા લોકો, કાંટે તોળતા કપડા વેચતા વેપારીઓ, સોની, નર-નારીની નાડી જોતા વૈદ્ય, ગંગરેજ, સીપાઈઓ, ઢાલ, તરવાર અને ભાલાવાળા પાયદળ અને ઘોડેસ્વારો, બળદ પરની પખાલમાથી પાણી આપતો પખાલી, વાઘના ચામડા પર સાધના કરતા જોગી, પાણી સિંચતી પનિહારી, મસ્જીદમા કુરાન વાચતા મૌલવી, પલ્ટન, લશ્કર, વાજાવાળા, ધ્વજ-પતાકાવાળા, સ્વારીનો દેખાવ, શ્વેતામ્બર (સફેદ વસ્ત્રવાળા) શ્રીપૂજ્યજીનુ શિષ્ય સાથે માન-સંમાનપૂર્વક કરાતુ સ્વાગત, શ્રીપૂજ્ય ઉપર છત્રની જેમ રાખેલ વસ્ત્ર-ચાદરના ચારે છેડાને લઈ ચાલતા ગૃહસ્થો ચામર વગેરેનો ઠાઠ, શ્રાવકો, શ્રાવિકાઓ, રથમા બેઠેલા શ્રીમતી, પાછળ ઊંટ પર નોબતવાળો તથા કમળો, વેલ-બૂટી વગેરે દશ્યો છે

એ પછી સં ૫ પદ્યોમા મંગલાચરણ, લેખપદ્ધતિ, ૮ મંગલ દૂહા

પછી ગુજરાતી ભાષામાં (નાગરી–બાળબોધ લિપિમાં) ગામનું વર્ણન કર્યા પછી એક સંખ્યાથી ૧૦૮ સંખ્યાવાળી પ્રસિદ્ધ પંક્તિથી ફાગ ગચ્છરાજની ગુણ-પ્રશંસા કરી તેમના પ્રત્યે ભક્તિ-ભાવ પ્રદર્શિત કર્યો છે એ ગચ્છરાજ-વર્ણન (ગા ૬)માં અને અંતિમ ગુરુ-વિજ્ઞપ્તિ-ભાન ગા (૧૩)માં પણ તેમને વિજય ઉદયસૂરિના પટ્ટધર તરીકે વર્ણવ્યા છે—

' શ્રીવિજય ઉદય સૂરીશના, તપગચ્છપતિ તેજ સવાયા હો મા૦
તન માટે સુખ-દાયા, શ્રીવિજયલક્ષ્મીસૂરિ રાયા ર
મા૦ પરમસુજ્ઞાની પૂજ્યજી ''

કવિ રાજ દીપવિજયજીએ બારોટમાં ચોમાસું રહેના રાના સંઘના અને કુઅરજી નાહના કથનથી દાન-દાતા ઉપકારી આ પૂજ્ય વિજયલક્ષ્મીસૂરિની સ્તેની સ્તુતિમાનામાં અને વિ સં ૧૮૭૭માં સૂરતમાં રચેલ મોહનકુલ-રત્ન-પટ્ટાવલી-રાસ-રાસવમાં વિજય લક્ષ્મીસૂરિના આગમ-સિદ્ધાંત અભ્યાસ ન સંઘવમાં વિસ્તારથી ઉલ્લેખ કર્યો છે—' નાહના મોટા માતમે એ ન ય ભણ્યા ગચ્છરાજ ' અને તે તેમની કૃતિનો પરથી જણાઈ આવે છે કહે છે *—તેમણે આંબિલ તપ કરીને સરસ્વતી-મંત્રનો સવાલાખ વાર જાપ કર્યો હતો એની સરસ્વતીએ સ્વપ્નમાં પ્રગટ થઈને તેમને અમૃત-પ્યાલો પાયો હતો આ સૂરિજી નિશીથચૂર્ણ, ભગવતીસૂત્ર વગેરે ગંભીર સિદ્ધાંતોના વ્યાખ્યાન કરતા તેમની વ્યાખ્યાન-વાણી મધુર, ઓજસ્ અને આકર્ષક હતી જ્ઞાની અને નિષ્પાપી ચારિત્રપાત્ર હોવાથી તેમને સર્વત્ર આદરમાન મળતું મુનિ-જનો અને ગચ્છીઓ પણ તેમને માન આપતા તેમણે ગચ્છભેદ નિવર્તાવ્યો હતો પાલી(મારવાડ)ના શ્રાવક

* આ રાસની સં ૧૮૭૭માં લખેલી પોથી મને જોવા-ઉપયોગ કરવા-આપવા માટે માસ્તર લક્ષ્મીચંદનો આભાર માનવો મને ઉચિત જણાય છે

ગોડીદાસ જેવા પ્રતિમા-ઉત્થાપક જીવોને સૂત્રના આલાપો દેખાડી, પ્રતિબોધી ગુણી બનાવ્યા હતા વિ સ ૧૮૭૫મા વડોદરામા વસતા આ સૂરિજી તરફ ખ ભાતથી પ ભૂપતિવિજયે લખેલ અને સૂરિજીએ છાણાપુરમા પ પ્રેમવિજયગણિ તરફ લખેલ પત્રો 'જૈનયુગ' સ ૧૯૮૩મા પૃ ૨૫, ૨૬મા પ્રકટ થયા છે

સૂરત રાનેરના સ ઘે અ જન-શલાકા માટે વિજ્ઞપ્તિ લેખ મોકલ્યો હતો, તે વાચીને આ **વિજયલક્ષ્મીસૂરિજી** શીઘ્ર પ્રયાણે ચાલતા [ વિ સ ૧૮૫૭મા ] **વડોદરા** શહેરમા આવ્યા હતા અને સ ઘના આગ્રહથી પૂજ્યજીએ ચોમાસાની કૃપા કરી હતી—

"સ ઘ સૂરત રાનેરનો, અ જન-સિલાકા-કાજ
**વિનતી-લેખ** જે મોકલે તે વાચી **ગછરાજ** ૧
સિઘ્ર પ્રયાણે ચાલતા, **આયા વડોદરા સેહેર,**
**સ ઘ-આગ્રહ થી ચોમાસાની, પૂજ્યજીઇ કી રી મેહેર** ૨"

તેઓએ આ સમયમા દેહને અશાતા જોઈ, પોતાની પાટે ( સુધર્માસ્વામીથી ૬૮મા પટ્ટ પર) વિજયદેવેન્દ્રસૂરિજીને સ્થાપ્યા હતા ત્યારપછી શરીરે શાતા થતા મુહૂર્ત અવસર પર **રાનેર** બદર જઇને અ જન-શલાકા કરી હતી અને સૂરતમા પ્રવેશ કરી તપ ઉપધાન-માલા વગેરે ઉપકાર કર્યો હતો તેમણે પ્રતિષ્ઠિત કરેલી જૈન પ્રતિમાઓ તે તે સ્થળે લેખ સાથે જોવામા આવે છે સૂરતના સ ઘે અ તિમ ભક્તિનો લાભ લીધો હતો ૬૪ વર્ષનુ આયુષ્ય પાળીને તેઓ વિ સ ૧૮૫૮મા મેરતેરશને દિવસે સુ -લોકમા સચર્યા હતા સ ઘે જીવ-દયા અમારિ પળાવી નિર્વાણ-મહોત્સવ કર્યો હતો **દુલ્લભ** વેલજી શાહે સ ઘની થઇને સિદ્ધાચલ ઉપર તથા **સાનો** મા સ ઘે પૂજ્યના પગલા ઉત્સાહથી સ્થાપ્યા હતા

## વિજયદેવેન્દ્રસૂરિ

ઉપયુક્ત **વિજયલક્ષ્મીસૂરિના** પટ્ટધર **દેવેન્દ્રસૂરિનો** જન્મ

સૂરત બંદરમાં **શ્રી**માલી વંશમાં થયો હતો તેમને આચાર્ય-પદવી આ **વટપદ્ર** નગરમાં વિ સં ૧૮૫૭માં પૂર્વોક્ત પૂજ્યદ્વારા પ્રાપ્ત થઈ હતી ૧ જિન-શાસન-રાગી અને કર્મગ્રંથ સંબંધી તેમનું જ્ઞાન પ્રશંસનીય હતું, પરંતુ આયુષ્ય અલ્પ હોવાથી તેઓ વિ સં ૧૮૬૦માં **રાજ** નગરમાં ચોમાસામાં સ્વર્ગવાસી થયા હતા ત્યારપછી વિ સં ૧૮૬૧માં પટ્ટ પર સ્થપાયેલા **મહેન્દ્રસૂરિ** પણ વિ સં ૧૮૬૫માં **વીજાપુર**માં સ્વર્ગસ્થ થતાં **સુરેન્દ્રસૂરિ** પટ્ટધર થયા હતા

## ઉદયસાગરસૂરિ

વડોદરાના **તપાગચ્છ-સાગરગચ્છ**(વિ સં ૧૬૮૬માં **રાજ** સાગરસૂરિ સ્થપાતા પ્રસિદ્ધ)ના **જૈન** સંઘે વિ સં ૧૮૫૨માં **પાટણ**માં રહેલા જે સૂરિજી તરફ ભક્તિભાવભર્યો ચિન્મય પૂર્વોક્ત વિજ્ઞપ્તિ-લેખ મોકલાવ્યો હતો, તે ઉદયસાગરસૂરિને **રાજનગર** (**અમદાવાદ**)માં તેડાવી ત્યાંના રાજ-માન્ય અને લોક-માન્ય શ્રીમાન્ સુપ્રસિદ્ધ નગરશેઠ **શાંતિદાસ** શેઠના વંશજ **વખતચંદ** શેઠે વિ સં ૧૮૫૫માં **અજિત**નાથ મહારાજની અને અન્ય જૈનબિંબ-પ્રતિમાઓની પ્રતિષ્ઠા મહોત્સવ-પૂર્વક કરાવી હતી-એમ તે સૂરિના અનુયાયી **આનં**દસાગરસૂરિના પટ્ટધર શાંતિસાગરસૂરિના ગચ્છાધિકાર સમયમાં વિ સં ૧૮૭૦માં **હીરવર્ધન**-શિષ્ય કવિ **ક્ષેમવર્ધને** રચેલા ૪૪ ઢાળવાળા વિસ્તૃત **પુણ્યપ્રકાશરાસ** (**શાન્તિદાસશેઠ-વખતચંદશેઠ**-રાસ)માં જણાવ્યું છે ૨

---

૧ સંવત અઢાર સતાવને **વટપદ્ર** નયર સુઠાય
આચારજ-પદવી લહી મંગલ ધવલ ગવાય

૨ જુઓ શ્રીમદ્ **બુદ્ધિસાગર ગ્રં**થમાલા [ગ્રં ૨૮]માં સાક્ષર **મોહનલાલભાઈ દ દેશાઈએ** સંપાદિત કરેલ ઐ જૈન રાસમાળા (ભા ૧, પૃ ૮૪)

## શ્રીમંત ગાયકવાડ અને શેઠ વખતચંદ

વિક્રમની સત્તરમી સદીના ઉત્તરાર્ધમાં ઉપર સૂચવેલ સાગરગચ્છની સ્થાપના કરાવનાર સમયજ્ઞ અગ્રેસર શ્રીમાન્ શેઠ શાન્તિદાસ ઝવેરીએ પોતાના ચાતુર્યથી દિલ્હીપતિ પાતશાહની પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી. અકબરશાહ જહાંગીરના પાતશાહી કુટુંબમાં તેઓ મામા તરીકે જાણીતા થયા હતા. સમયોચિત રાજ-હિતનાં અને પ્રજાહિતનાં અનેક શુભ કાર્યો કરી રાજનગર (અમદાવાદ)ની માનનીય નગરશેઠની પદવી મેળવી શક્યા હતા. જેમણે ત્યાં ચિંતામણિ પાર્શ્વનાથનું દેહરું કરાવવામાં, પ્રભુ પધરાવવામાં અને પ્રભાવના વગેરે કરવામાં ૧૧૦૦૦૦૦ અગિયાર લાખ દ્રવ્ય ખર્ચ્યું હતું. તેમના વંશજ (પ્રપૌત્ર) વખતચંદનો જન્મ વિ. સં. ૧૭૬માં માઘ વ. ૨ મંગળવારે થયો હતો. તે આગળ જતાં ઘણા કુશલ રત્ન-પરીક્ષક-ઝવેરી થઇ ગયા. તેમણે ઝવેરી સુરચંદશાહ સાથે મૈત્રી કરી લશ્કર આવવાની વકી જણાતાં અવસરોચિત આભૂષણોની તૈયારી કરી રાખી હતી. ગાયકવાડના એ લશ્કર સંબંધમાં ત્યાં ઉલ્લેખ છે કે—

લશ્કર પોતાનો અછે, તીણે બીક નહિ હોય
ન્યાયી ગજા આવતા, દુનિયામાં સુખ હોય
દામાજી સુત સાથ છે ફતેસંગ મહારાજ
કુમર-પદે સુખ ભોગવે ગીપે સઘળે સાજ ૨

ચડવે ઉત્તરવે કરી તરવાકે બહુ જશ,
હય ગય રથ પાયક ઘણા મણા કશી નહિ તસ્સ
રાજન રાજ-પ્રજા સુખી વ્યાપારી વ્યાપાર
સહુને વ્હાલો કામ છે પોતાનો સંસાર × ×
દામાજી રાજન આવે નગર-લોક મિલ જાવે રે
સજ્જણાં! પુણ્ય તણાં ફળ જો જો
ડેરા તંબુ નાત પંચવરણ સોહે અનાત રે
ચતુરંગી સેના સોહે હય ગય રથ પાયક મોહે રે
શીમાડા રાજા આવે મીલવાને ભેટ લાવે રે
એહવે એ વ્યાપારી જડાવ જડ્યો તે ભારી રે ,

દામાજી નીરખી હરખ્યો પણ કોઈ ઠીક નહિ પરખ્યો ,,
રાજા પૂછે મૂલ શુ લેવાનુ તુમ સુન રે
મદન મતગનો એ છે પરખાવી નાણા દ્યો પછે રે

એ અવસરમા વખતચદ કુમાર મયકુમાર સાથ લઈ રજા લેવા જાય છે અને રાજા ત્યારે પૂછે છે કે— એ કોણ છે ? તેના જવાબમા 'તમારો સેવક' એમ શેઠનો પુત્ર જણાવે છે ઘણુ આદરમાન મેળવે છે તમારા પરિવાર કુશળ છે ? એમ પુછતા તુમચે કેમ સુખીઓ છુ એવા મધુર વચનોના શેઠના પુત્રની અધિક ચતુરાઈ જોઈ—જાણી રાજા પૂર્વોક્ત જડાવ મૂકી તેને દર્શાવી તેની કિમત પારખવા સૂચવે છે વખતચદકુમાર તેની કિમત ૧૧૦૦૦) અતિયાર હજાર દ્રવ્ય પૂર્ણ આકે છે રાજા તેને સરસ દ્રવ્યોથી તેવો કરાવી આપવા કહે છે ત્યા પરઠણ કરી પનર દિવસ બતાવી ઘેર આવે છે સરસ સામગ્રીથી નીપજાવેલ અપાર તેજથી ઝગ તો જડાવ દર્શાવતા રાજાને તે પસદ પડે છે તેની ચતુરાઈની પ્રશસા કરે છે કૃતેસઙ્ગ વખતચદ શેઠને ભટ તરીકે સબોધી પોતાની સાથે તૈયાર થવા જણાવે છે તેની માફક પહેલો મૂકો પણ તેટલા જ મૂલ્યથી ખરીદે છે એવી રીતે દિન-પ્રતિદિન સૌ અધિક માન મેળવે છે તે પ્રસગને સમકાલીન કવિ ક્ષેમવર્ધન આ પ્રમાણે જણાવે છે—

'વખતચદ! ગુણ–ગેહ માનો વચન મુજ એહ રે,
અમ સાથે કરો સનાહ ફતેસગ કહે સુણો ભાઈ રે ×
વખતચદ લહે માન દિન દિન વધે તસ વાન રે સ પુ
કાઠિયાવાડ તે દેશ જાવુ છે કહે નરેશ રે
તુમ વચન મ્હા નહિ લોપુ હજૂર ગુને નવિ કોપુ રે સ ૧૩
તુમ આકે અમે પ્રીયા રાજ આજથી પૂરણ મન માજ રે,
મલગીરી લઈ રસાથે સનદ કરી નિજ હાથે રે
સોનાને સુગધ જુઓ પુણ્યતણો પ્રતિબધ રે
યાત્રા માત્રા ઉમાહ્યો મારે સરસ મળ્યો છે દાણો રે સ
શ્રીગિરિદેસર ભેટુ દુરિત સવળા એ મેટુ રે
પ્રથમ જિનેસર ભેટ્યા દુખ દાળીદ્ર મેટ્યા રે સ

એમ ઉભી ગૌરહ-જાના, રાજ માન મીલે બહુ માના રે,
અધિમરી શેઠ નેકી, મન-વંછિત ફળ સહુ સીધ્યા
અન્ય રાજ્ય સરપાવ તે આપે, કિરત-કમળા જશ વ્યાપે રે, સ
દામાજી-રત્નએ ઘર આવે, ફરી કામ પડે તવ જાવે રે સ પુ ૧૮

જુઓ શેઠ તણી પુણ્યાઇ, રાજ-કાજ-ધુર ઘર બાઈ રે, સ
ગાયકવાડ પેશુવા અંગ્રેજ,
રાજ-ચિહ્ન મોકલે પેચ રે સ પુ ૧૯

દિન દિન દોલત સવાઈ, દિશો દિશ તેહ ગવાઈ રે સ
રાજ, વૃદ્ધિ, લક્ષ્મી, કલ્યાણ, પુણ્ય,
ઉદયથી કશી નહિ ન્યૂન રે સ પુ ૨૦

આણંદ શાંત સદાઈ, એ સાગર-ગચ્છ સુખદાઈ રે,
શાંતિ, લખમી, ખૂશાલ, વખતચંદ-ગુણ-માળ રે સ પુ ૨૧

સરસ સંબંધ જોઈ ભાખ્યુ, જેહવુ દીઠું તેવુ દાખ્યુ રે, સ
હીરવર્ધન કહે એમ, સુણો શ્રોતા ધરી પ્રેમ રે સ પુ ૨૨

વડોદરેથી મોકલે રાજનગર દેઈ રાજ,
શેઠ વખતચંદ પૂછીને રૂડા કરજ્યો કાજ ૧

ફતેસંગ મહારાજ એમ રાખે હેત વિશેષ
પત્ર લખી પ્રમોદશુ, ભલ-ભલામણ દેશ ૨

'વીસવાસ ખરો છે તુમ તણો, રખે ઉતારો હેત,
ગુજરાત-ભલામણ તુમને પાળો રૂડે વેશ ૩

શેઠ વખતચંદ ભલી પરે દીનિયાની કરે સાર
પર-ઉપગારે આગળા, જીવ-દયા ચિત્ત ધાર ૪

સોભાગી સો લીએ પુત્ર પૌત્ર પરિવાર
દુહવે નહિ કોઈ જીવને, જિન-આણા શિર ધાર ૫

પાનાભાઈ પ્રેમે કરી શેઠ નિચિંતા કીધ
રાજ-કાજ સમજણ સવે કરતા બહુ જશ લીધ ૬

અમદાવાદ પરના અધિકાર (સુબાગિરી)સબંધમાં નવમી ઢાળમાં જણાવ્યું છે કે—

"**વખતચંદ** વખતે કરી રે લો કાકાજી લેઈ રાજ જો,
**અમદાવાદ–સુબાગરી** રે લો, આવે સઘળે સાજ જો વ ૧
**ફતેસંગ** બીજા વળી રે લો **માનાજી ગોવિંદરાવ** જો,
રાજ–કાજ સમર્થ શર્વે લો કરી ઘણો પસાય જો વ ૨
શુભ મુહૂર્ત નયરમાંહે લો ઓછવશું વરી પ્યાર જો,
ચતુરંગી સેના કરી રે લો, લશ્કર સોહે ઉદાર જો વ ૩
**મલવા** નામ સોહામણા રે લો, કાકાજી દીવાન જો,
મતિ તેહની અતિ નિર્મળી રે લાલ વાત સવે સાવધાન જો વ ૪
**ભદરમાં તખ્તે** જઇ રે લો બેઠા તે ગુણવંત જો
**નગરશેઠ** લેઈ ભેટણું રે લો આવી તેહ મીલંત જો વ ૫
પૂછે હકીકત શહેરની રે લો, કાકાજીને ભૂપ જો,
શેઠ **વખતચંદ** દાખવે રે લો નગરી–તણો સ્વંપ જો વ ૬
એમ ગોષ્ઠી દિન પ્રતે રે લો, પ્રીત બંધાણી તાસ જો
અકલવંત જાણી કરી લો શેઠને કહે એમ ભાસ જો વ ૭
**'આગેવાન થઈ તુમે રે લો, દુનિયામાં કરો સુખ જો,
રાજ–કાજ–સ્થિરતા કરો રે લો, ભાંજો સહુના દુઃખ જો '** વ ૮
શેઠ કહે તિમ તે રે લો હરસ્ત બધી દૂર જો
**દેઈ દલાશો રૈ[ય]તને** ર લો દિન દિન ચડતે નૂર જો વ ૮
**શેઠ તણી માજા ઘણી** રે લો કાકાજીનું રાજ જો,
**સકળ સીમાડા વશ કરી લો નિકંટક શુભ સાજ જો** વ ૧૦

[ ૧૫ ]

# વીર–રાસમાના ઐતિહાસિક નામો

[ અભયતિલકગણિએ સ ૧૩૧૭મા રચેલ વીર–રાસની અર્વાચીન છાયા તેમાના ઐતિહાસિક નામોના પરિચય સાથે સ ૧૯૯૩મા ' જૈનયુગ મુબઈના કાર્તિક–માર્ગશીર્ષ અ કમા પ્રકાશિત ]

[ગત ગીવાલી અ કમા આ કૃતિ મૂલમા આપી હતી અન તે સ ૧૩૧૭ની જૂની ગૂજરાતીમા હોવાથી તેને વર્તમાન ગૂજરાતીમા મૂકવા માટે તથા ભાવાર્થ જોડવા માટે ખાસ કરી પ ડિત બહેચરદાસને આહ્વાન કર્યુ હતુ પરતુ તેઓ તેમ કરી મોકલી શક્યા નથી જ્યારે પ ડિત લાલચદ્રે વિના આમ ત્રણે સ્વય તેમ કરી પુષ્કળ ટિપ્પણો સાથે તે કાવ્યની વર્તમાન ભાષામા છાયા કરી મોકલી આપેલ છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ –ત ત્રી]

## વીર–રાસ

(છાયા)

પાર્શ્વનાથ જિનદત્તગુરુના, પાદપદ્મ પ્રણમીને
પ્રભણીશ વીરનો રાસડો રે, સાભલો ભવ્ય મલીને ૧

સરસ્વતી માતા વીનવુ રે મુઝ કરો વડો પસાય
વીર જિનેશ્વર જિન સ્તવુ રે, મેલ્હી અન્ય વ્યવસાય ૨

ભીમપલ્લીપુરી–વિધિભવને રે થાપ્યા વીર જિનેદ્ર
દર્શન માત્રે ભવ્યજનના તોડે ભવ–દુ ખ–કદ ૩

શ્રીસિદ્ધાર્થ નરેશ્વરના રે કુલ–નભસ્તલે માર્ત ડ
ત્રિશલાદેવી ઉદર–સરે રે, સુવર્ણકમલ ઉદ્દ ડ ૪

નિરુપમ રૂપે વીરજિન રે, સર્વ જગત્ વિસ્મયાવે
પ્રણમતા ભવ્યજનના રે, સઘલા દુરિત ટરે ય ૫

તસ ઉપર ભવન ઉત્તુગ વર તોરણ,
મંડલિક રાજ-આદેશે અતિશોભન,
શાહે ત્રિભુવનપાલે કરાવ્યુ,
જગધરશાહ-કુલે કલશ ચડાવ્યો ૬

હેમધ્વજદંડ કલશો ત્યા કર્યો,
પૂજ્ય [૧]જિનેશ્વરસુગુરુ પાસે પ્રતિષ્ઠાપ્યો
વિક્રમ વરસ તેરસે સતોત્તરે,
શ્વેત વૈશાખ દશમીએ શુભ વાસરે ૭

આ મહમા દિશોદિશ સઘ મળ્યા ઘણા,
વસન-વને વરસતા જેમ નવઘના
ઠામ ઠામ અતિ નાચે તરુણીજન,
કનકમણિ-નૂપુર—રવ—જિતજના ૮

ઘર ઘર બાધી નવ વદનમાલિકા,
ઊભી કરી ગૂડી ચોક પરે પૂર્ણા
આદરે સઘ અઘવો ય પરિપૂજ્યો,
સર્વદર્શન નગરલોક સમાન્યો ૯

રંગે ખેલે મળીને તથા ખેલો,
મધુર સ્વર ગીત ગાય વરબાલિકા
શીલણ દડનાયકવર હર્ષ્યો,
વીર થાપનાથી પ્રતિપ્રતિષ્ઠા હુઓ (થયો) ૧૦

જો (જ્યાર) ચડચો વીર ભવને,
દડ કલશ સૌવર્ણ
તો (ત્યાર) વિધિમાર્ગે સમુચ્છળ્યો
જય જય શબ્દ સુન્દર ૧૧

વીરનો ધ્વજ જે લહલહે, હર્ષે ય જગત સર્વ,
હર્ષે ભટ અનગારેએ, પઢિયા કાવ્ય અપૂર્વ ૧૨

પવન પ્રકંપતી વીરગૃહે, જાણીજે ય પડાય (પતાકા),
તે ઊપાડી ચપેટા કર, દુષ્ટ અરિષ્ટ હણવા ય ૧૩

તે ચડચે ધ્વજપટે વીરજિન કના ન અંગે સમાય
તે જન પેખી વીર—વદન, હલ્લકલોલે જાય ૧૪

તે વીરભુવન સુપ્રતિષ્ઠિતે, દિશિ દિશિ વાજ્યા તૂર
તે દિશિ દિશિ વધામણું હુઉં(થયું), સંઘ મનોરથ પૂર ૧૫

જે પ્રભુ વીરજિનેંદ્રને, નયનાંજલિપુટે પીવે,
જેમ અમૃત નિસ્યંદ, તે જ ધંય સુકૃતાર્થ નર ૧૬

જે નવરંગે વાદે, અર્ચે ચર્ચે વીરજિન,
નવ નિધાન તે લહે, ભ્રાંતિ મ કરો ભવ્યજન ૧૭

વીરના સિંહદ્વારે, એહ રાસ જે દે નર
તે શિવપુર મોઝાર, વિલસે સુખ ભોગવે પર ૧૮

ખેલા ખેલિ દે રાસો જયો રલિયામણો,
તાસ કરો શિવ શાંતિ, બ્રહ્મશાંતિ અને ખેતલો ૧૯

યાવત્ મેરુગિરિ સાર, વિલસે મહીમંડલે સઘલે
શ્રીમંડલિક-વિહાર,[૫] તાવત્ એહ નંદો જયો ૨૦

[૨]અભયતિલકગણિ પાસે, ખેલે મલી કરાવ્યો,
એમ નિજ મન-ઉલ્હાસે, રાસલડો ભવિજન દિયો ૨૧

---

ટિપ્પન—છાયાથી અર્થ સ્પષ્ટ થતો હોવાથી પુનરુક્તિરૂપે તેનો અર્થ ન જણાવતાં તે રાસમાંના સંબંધ ધરાવતા ઐતિહાસિક નામો (૧) જિનેશ્વરસૂરિ, (૨) અભયતિલકગણિ, (૩) ભુવનપાલ, (૪) ભીમપલ્લી, (૫) મંડલિક-વિહારના સંબંધમાં મારું વક્તવ્ય અહીં જણાવું છું—

## [૧]
## જિનેશ્વરસૂરિ

પૂર્વોક્ત **વીર-રાસ**ની ૭મી ગાથામાં સૂચવાયેલ વિ સં ૧૩૧૭માં ભીમપલ્લીમાં **વીર**-વિધિભવન અપરનામ **મંડલિક-વિહાર**માં **વીર** પ્રભુની પ્રતિમાની તથા સુવર્ણમય ધ્વજદંડ, કલશ વગેરેની પ્રતિષ્ઠા કરનાર આ જિનેશ્વરસૂરિનો સંક્ષિપ્ત પરિચય અહીં સમુચિત લેખાશે

આ જિનેશ્વરસૂરિ મરુકોટ્ટ-નિવાસી સુપ્રસિદ્ધ વિદ્વાન્ ભંડારી નેમિચંદ્ર(**સટ્ટિસય-પ્રકરણ**, જિનવલ્લભસૂરિ-ગુણવર્ણન-ગીત વગેરેના કર્તા)ના પુત્ર હતા તેમની માતાનું નામ **લક્ષ્મી**, વિ સં ૧૨૪૫માં તેમનો જન્મ થયો હતો જન્મનામ **અંબડ**, વિ સં ૧૨૫૫માં ખેડામાં વિધિમાર્ગ (ખરતરગચ્છ)ના સુપ્રસિદ્ધ વાદી જિનપતિસૂરિ (**સંઘ પટ્ટક-વિવરણ**, **પંચલિંગી-વિવરણ**, **પ્રબોધોદય**, **તીર્થમાલા** વગેરેના પ્રણેતા) પાસે જૈન દીક્ષાથી દીક્ષિત થતાં તેમનું નામ **વીરપ્રભ** રાખવામાં આવ્યું હતું જિનપતિસૂરિના સ્વર્ગવાસ (વિ સં ૧૨૭૭) પછી **સર્વદેવાચાર્યે** તેમને વિ સં ૧૨૭૮માં **જાલોર**માં જિનપતિ સૂરિના પટ્ટ પર સ્થાપી જિનેશ્વરસૂરિ નામથી પ્રસિદ્ધ કર્યા હતા

વિ સં ૧૨૮૫માં જિનપતિસૂરિ-શિષ્ય **પૂર્ણભદ્રગણિએ** રચેલ **ધન્ન-શાલિભદ્ર-ચરિત**, વિ સં ૧૨૯૩માં **જિનપાલગણિએ** રચેલ **દ્વાદશકુલક-વિવરણ**, વિ સં ૧૨૯૫માં **સુમતિગણિએ** રચેલ **ગણધર સાર્ધશતક-બૃહદ્વૃત્તિ** વગેરે આ જિનેશ્વરસૂરિની આજ્ઞાથી રચેલ જણાવેલ છે [૧]

**ચિત્રકૂટ-નિવાસી** ઊકેશવંશી **આસાના** પુત્ર સંઘપતિ સા **મંડલિક** આ જિનેશ્વરસૂરિના પરમભક્ત હતા, તેણે આ જિનેશ્વરસૂરિના

૧ જુઓ જેસલમેર-ભાંડાગાર-ગ્રંથસૂચી (ગાયકવાડ ઓ સિરિઝ વડોદરાથી પ્રકાશિત)

વીરનો ધ્વજ જે લહલહે, હર્ષે ય જગત સર્વ,
હર્ષે ભટ્ટ અનગારેએ, પઢિયા કાવ્ય અપૂર્વ ૧૨

પવન પ્રેરક પતી વીરગૃહે, જાણીજે ય પડાય (પતાકા),
તે ઊપાડી ચપેટા કર, દુષ્ટ અનિષ્ટ હણવા ય ૧૩

તે ચડચે ધ્વજપટે વીરજિન કલા ન અંગે સમાય,
તે જન પેખી વીર—વદન, હલ્લકલોલે જાય ૧૪

તે વીરભુવન સુપ્રતિષ્ઠિતે, દિશિ દિશિ વાગ્યા તૂર,
તે દિશિ દિશિ વધામણું હુઉ(થયું), સંઘ મનોરથ પૂર ૧૫

જે પ્રભુ વીરજિનેન્દ્રને, નયનાંજલિપુટે પીવે,
જેમ અમૃત નિસ્યંદ, તે જ ધંય સુકૃતાર્થ નર ૧૬

જે ન્હવરાવે વાંદે, અર્ચે ચર્ચે વીરજિન,
નવ નિધાન તે લહે, ભ્રાંતિ મ કરશો ભવ્યજન ૧૭

વીરના સિંહદ્વારે, એહ રાસ જે દે નર,
તે શિવપુર મોઝાર, વિલસે સુખ ભોગવે પર ૧૮

ખેલા કેલિ દે, રાસો જયો રલિયામણો,
તાસ કરા શિવ શાંતિ, બ્રહ્મશાંતિ અને એતલો ૧૯

યાવત્ મેરુગિરિ સાર, વિલસે મહીમંડલે સઘલે
શ્રીમંડલિક—વિહાર,[૫] તાવત્ એહ નંદો જયો ૨૦

[૨]અભયતિલકગણિ પાસે, ખેલે મલી કરાવ્યો
એમ નિજ મન-ઉલ્હાસે, રાસલડો ભવિજન દિયો ૨૧

---

ટિપ્પન—છાયાથી અર્થ સ્પષ્ટ થતો હોવાથી પુનરુક્તિરૂપે તેનો અર્થ ન જણાવતાં તે રાસમાંના સંબંધ ધરાવતા ઐતિહાસિક નામો (૧) **જિનેશ્વરસૂરિ**, (૨) **અભયતિલકગણિ**, (૩) **ભુવનપાલ**, (૪) **ભીમપલ્લી**, (૫) **મંડલિક-વિહાર**ના સંબંધમાં મારું વક્તવ્ય અહીં જણાવું છું—

પ્રકાશિત), જેસલમેર ભ૦ સૂચી, ખરતરગચ્છ-પટ્ટાવલી વગેરેમાંથી આ સૂરિના સંબંધમાં થોડોઘણો વૃત્તાન્ત મળી શકે છે.

વિ. સં. ૧૩૩૧માં જાલોરમાં પ્રબોધમૂર્તિ નામના પોતાના શિષ્યને સ્વયં પોતાના પટ્ટ પર સ્થાપી તેમને જિનપ્રબોધસૂરિ નામથી પ્રસિદ્ધ કરી જિનેશ્વરસૂરિ સ્વર્ગવાસી થયા.

જિનેશ્વરસૂરિને અનેક પ્રૌઢ વિદ્વાન શિષ્યો હતા, તેમાંના ૧૫ નો ટૂંક પરિચય અહિં આપ્યો છે, જેમાં આ વીર-રાસ રચનાર અભયતિલકગણિનો પણ સમાવેશ થાય છે. એ ઉપરથી અભયતિલકગણિના ગુરુબંધુઓ પણ કેવા સમર્થ પ્રતિભાશાળી હતા, તેનો પણ કંઈક ખ્યાલ થશે.

## [ ૨ ]

## ( ૧ ) અભયતિલકગણિ

વિ. સં. ૧૩૧૭માં પ્રાચીન ગૂજરાતી ભાષામાં રચાયેલી 'વીર-રાસ' નામની જેમની ૨૧ કડીની ઐતિહાસિક લઘુકૃતિ 'જૈનયુગ'ના ગત દીપોત્સવી ખાસ અંકમાં પ્રકટ થઈ છે, અને જેની અર્વાચીન છાયા મેં આ સાથે લખી મોકલી છે, તે અભયતિલકગણિનો પરિચય અહીં ઉચિત ગણાશે.

અભયતિલકગણિની જન્મભૂમિ, જ્ઞાતિ, માતા-પિતા કે જન્મ સમય, દીક્ષાસમય-સ્થલ સંબંધમાં વિશેષ જાણવામાં આવ્યું નથી, છતાં અનુમાનથી સમજી શકાય તેમ છે કે વિક્રમના તેરમા સૈકાના ઉત્તરાર્ધમાં અથવા અંતમાં તેમનો જન્મ થયો હશે, તેમની દીક્ષા અને ગણિપદવી પણ તેજ અરસામાં થઈ હોવી જોઈએ. કેમકે વિ. સં. ૧૩૧૭માં રચાયેલી તેમની આ કૃતિમાં (૨૧મી કડીમાં) અભયતિલકગણિ નામનો ઉલ્લેખ જોવામાં આવે છે.

સદુપદેશથી નલકમા જયતુઝિદેવના ગન્યમા વિ સ ૧૨૮૫મા સિદ્ધાત વગેરે સમગ્ત જૈનશાસ્ત્રનો ઉદ્ધા૨ ક૨ગ્યો હતો જેમાની ર્મ સ્તવ, કર્મવિપાક પુસ્તિકા જેસલમેર જૈન 'બડા' ભડારમા વિદ્યમાન છે (જુઓ જેસલમેર ભા સૂચી, પૃ ૨૬)

ઉપદેશમાલા-બૃહદ્વૃત્તિની તથા આવશ્યક-વૃત્તિની એક તાડપત્રીય પ્રતિ જેસલમેરમા છે કે જેમા ૩૧ + ૨૩ કાવ્યોની પ્રશસ્તિ છે, તે આ જિનેશ્વરસૂરિને સમર્પિત કરવામા આવેલી છે (જુઓ જે ભા સૂચી, પૃ ૩૬, ૪૩)

પલ્લીવાલ વશીય લાપ(ખ)ણ નામનો ગૃહસ્થ આ જિનેશ્વરસૂરિના કરકમલથી અધિવાસિત થયો હતો, જેણે પોતાના માતા પિતાના પુણ્યાર્થે આ શ્રીજિનેશ્વરસૂરિ ગુરના આદેશથી, હરિભદ્રસૂરિ-રચિત સમર દિત્યચરિત નામનુ તાડપત્રીય પુસ્તક લખાવ્યુ હતુ, જેનુ વ્યાખ્યાન વિ સ ૧૨૯૯મા ખભાતમા આ જ લાપ(ખ)ણે રત્નપ્રભસૂરિ પાસે કરાવ્યુ હતુ

(વિસ્તૃત પ્રશસ્તિ જુઓ પીટર્સન રિ ૩, પૃ ૧૧૯થી ૧૨૪)

વિ સ ૧૩૧૩મા પાલ્હણપુરમા આ સૂરિએ રચેલુ શ્રાવક ધર્મ પ્રકરણ જેસલમેર-જૈન ભડારમા અસ્તિત્વ ધરાવે છે તેમનો અ ય મહાપ્રબધ ચ દ્રપ્રભચરિત મહાકાવ્ય તથા અનેક સ્તુતિ-સ્તોત્રો હોવાનુ જણાય છે, પરતુ જોવામા આવેલ નથી

વિ સ ૧૩૨૬-૨૮મા વીજાપુરમા તથા અ યત્ર પણ અનેક સ્થળે તેમણે અનેક જૈનમ દિરો, દેવકુલિકાઓ અને જૈનમૂર્તિઓની પ્રતિષ્ઠા કર્યાનુ જણાય છે

અભયકુમાર-ચરિત લખાવનારની કુમારગણિ કવિએ રચેલી પ્રશસ્તિ, સ ઘપુરનો શિલાલેખ જિનેશ્વરસૂરિ-દીક્ષા-વીવાહલો (સોમ મૂર્તિગણિ-રચિત, રાસસાર સાથે ભાવનગર આત્માન દ સભાથી

કર્યો ત્યારપછી તેના ઉપર લક્ષ્મીતિલક કવિએ, શુદ્ધ કરીને, ટીકા રચી છે, એવુ ઉપરનો સાધુ લખી ગયો છે શ્રીદુર્લભરાજ રાજ્ય કરતો હતો તે વેળા શ્રીવર્દ્ધમાન આચાર્ય ગૂર્જરાતમા પ્રવાસ કરતો હતો તેની દીક્ષાવલિમાનો નવમો લેશાજય પુરુષ હતો એવુ પોતે માને છે ”

તથા પૃ ૩૩૭મા નીચેના વાકયો નજરે પડે છે—

“દ્વયાશ્રયમા હેમચન્દ્રનો રચેલો કેટલો ભાગ હશે એ જાણવાને બની આવે, અને લેશાજય અને લક્ષ્મીતિલકના હાથથી ન્ફાર થયા વિનાનો તેમાનો કેટલો ભાગ હાલના પુસ્તકમા હશે, એ જણાય તો મુખ્ય રાજ્યો માહેલા બે રાજ્યો વિષે તે જ વેળા થયેલા ગ્રથકારના અભિપ્રાય આપણા જાણવામા આવે, પણ આવો પત્તો લાગવો અશક્ય છે માટે આ જૈનોના લખેલા વર્ણન, જે સમયે લખવામા આવેલા તે જ સમયના નોંધી રાખેલા રાસ તરીકે માની લેવા જોઈએ આવા પ્રકારની એ વર્ણનની તુલના કરીએ તો પણ તેઓ મૂલ્યવાન નથી એમ નથી ”

રા રા ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ (નાયબદીવાન સાહેબ વડોદરા) દ્વારા તયાર થયેલ ‘ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ’, કે જે ગુજરાત-વર્નાકયુલર સોસાયટી, અમદાવાદ મારફત વિ સ ૧૯૬૫મા બીજી આવૃત્તિરૂપે પ્રસિદ્ધ થયેલ છે તેમા (પૃ ૧૪૨મા) પણ થોડા ફેરફાર સાથે પૂર્વોક્ત આશયને અનુસરતો ઉલ્લેખ જોવામા આવે છે—

“હેમચન્દ્રે દ્વયાશ્રય લખવાની શરૂઆત ઈ સ ૧૧૬૦મા કરી હતી એવુ કહેવાય છે કે એ ગ્રથ અભયતિલક-રાજ નામના બીજા જૈન સાધુએ ઈ સ ૧૨૫૫મા પૂરા કરી સુધાર્યો હતો ’

રાવબહાદુર મનોહર વિષ્ણુ કાથવટેના ‘ભરતખડાચા પ્રાચીન ઇતિહાસ’મા પણ આવા આશયનુ લખાણ થયુ છે કે—

જે જિનેશ્વરસૂરિનો પરિચય ઉપર કરાવ્યો છે, તે જિનેશ્વરસૂરિ, આ સમર્થ અભયતિલકગણિના દીક્ષાગુરુ હતા અને વિદ્યાગુરુ લક્ષ્મીતિલક ઉપાધ્યાય હતા, જેનો પરિચય આ લેખમાં આગળ આપ્યો છે

અભયતિલકગણિની અમરકીર્તિરૂપ વિસ્તૃત અન્ય કૃતિ સુપ્રસિદ્ધ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યના સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્ય પર સં ર્‌તમાં ૧૭૫૩૮ (સાડા સત્તર હજાર) શ્લોક-પ્રમાણ ટીકા છે જે મુંબઈ સરકારી સિરીઝદ્વારા બે ખંડમાં ઈ સ ૧૯૧૫ અને ૧૯૨૧માં પ્રકાશિત થઈ ગયેલ છે આ ટીકા અભયતિલકગણિએ પૂર્વોક્ત જિનેશ્વરસૂરિના આદેશથી રચી હતી અને વિ સં ૧૩૧૨ની દીવાળીમાં પાલ્હણપુરમાં પૂર્ણ કરી હતી આ ટીકાનું સંશોધન તેમના વિદ્યાગુરુ લક્ષ્મીતિલક કવિએ કર્યું હતું

આ સ્થળે પ્રાસંગિક એક ભ્રમ-નિવારણની અનિવાર્ય પરમ આવશ્યકતા છે કે જેથી ભવિષ્યમાં એ ભૂલ થતી અટકે અને પરંપરાએ લેખકો તે ભ્રાન્તિનું અનુકરણ ન કરતાં સત્ય સ્વરૂપ પ્રકાશમાં મૂકે આ ભ્રાન્તિ દ્વયાશ્રયના કર્તા સંબંધમાં ઇતિહાસરસિક ફાર્બસ સાહેબે અને અન્ય લેખકોએ કરી જણાય છે ફાર્બસ સાહેબની સુપ્રસિદ્ધ રાસમાળા કે જેનું ગૂજરાતી ભાષાન્તર રા રા દીવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામદ્વારા થયેલું છે, જેની પુનઃશોધિત તથા વર્ધિત ત્રીજી આવૃત્તિ (ભા ૧) ફાર્બસ ગૂજરાતી સભાદ્વારા વિ સં ૧૯૭૮માં પ્રકાશિત થયેલી છે તેના પૃ ૩૩૬માં નીચેનાં વાક્યો દૃષ્ટિગોચર થાય છે —

દ્વયાશ્રયનો પ્રારંભ, પ્રસિદ્ધિ પામેલા હેમાચાર્યે કરેલો જણાય છે તે કુમારપાલના રાજ્યની સમાપ્તિએ ઈ સ ૧૧૪૭(? ૭૪)ની પહેલાં મરણ પામ્યો હતો ત્યાર પછી પ્રલ્હાદનપટ્ટણ(સોવશા પાલણપુર)માં લૈશાજ્યતિલકગણી કરીને જૈનસાધુ હતો તેણે તે અધૂરા ગ્રંથનું સાધણ ચલાવીને ઈ સ ૧૨૫૬ અથવા સંવત્ ૧૩૧૨ની દીવાળીને દહાડે પૂરો

તથા મુંબઈ સરકારી સિરીઝમાં ઈ. સ. ૧૯૨૧માં પ્રકટ થયેલ સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યના સંસ્કૃત પ્રસ્તાવમાં શ્રીયુત પં. દત્તાત્રેય શર્માએ રાવબહાદુર મ. વિ. કાથવટેના ઉપર દર્શાવેલ 'ભરતખંડાચા પ્રાચીન ઇતિહાસ'નો ઉલ્લેખ ટાળી સંસ્કૃતમાં પોતાનો અભિપ્રાય સૂચવ્યો છે કે—

'દ્વયાશ્રય મહાકાવ્ય પૂર જ હેમચંદ્રે રચ્યું અને વૃત્તિ તો અભયતિલકગણિએ રચી એમ મને જણાય છે અને તેના સમર્થનમાં દ્વયાશ્રયના ૧૭મા સર્ગના ૪૨મા શ્લોકની વૃત્તિમાં વૃત્તિકારે મૂલકારથી બતાવેલ પોતાનો ભેદ, વૃત્તિકાર પ્રાન્તમાં દર્શાવેલ પોતાનું માન વૃત્તિકારપણું વગેરે સ્પષ્ટ ટાંકતું છે.'

—આવી રીતે ભ્રમ-નિવારણ માટે પ્રયાસ થયો હોવા છતાં સાક્ષરોનું લક્ષ્ય એ તરફ ખેંચાયું નથી, તેથી અમે પણ અમારો સપ્રમાણ અભિપ્રાય દર્શાવી નમ્રતાપૂર્વક ઇતિહાસ-લેખક વિદ્વજ્જનોનું ખાસ કરી તે તે ગ્રંથોના ભાષાંતરકર્તા, સંપાદક પ્રકાશક મહાશયોનું લક્ષ્ય ખેંચી એ પરંપરાગત સ્ખલનાને સુધારી પ્રસિદ્ધ કરવા તેમને સૌજન્યથી સૂચવીએ છીએ.

ફાર્બસ સાહેબને સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યની ટીકાની પ્રાંતપ્રશસ્તિવાળી શુદ્ધ પ્રતિ પ્રાપ્ત નહિ થઈ શકી હોય તેથી તે વાંચવામાં ભ્રમ થવાથી અથવા તેનો અર્થ બરાબર નહિ સમજી શકવાથી તેવો આશય દર્શાવ્યો હશે. આજે તેઓ સાહેબ વિદ્યમાન હોત તો અવશ્ય પોતાની ભૂલ સમજી સુધારત. વૃત્તિકાર અભયતિલકગણિ પોતાને હેમચન્દ્રાચાર્યના સંસ્કૃત દ્વયાશ્રયના વિવૃતિકાર, વૃત્તિકાર કે ટીકાકાર તરીકે જ ઓળખાવે છે, મૂલ દ્વયાશ્રયના કર્તા તરીકે કે હેમચન્દ્રાચાર્યના અપૂર્ણ ભાગના પૂર્ણ કરનાર તરીકે ક્યાંય ઓળખાવતા નથી. વૃત્તિને અંતે ૧૫ શ્લોકોની જે પ્રશસ્તિ અભયતિલકગણિએ દર્શાવી છે તેના ૧, ૧૨, ૧૩

આ કુમારપાલના ગુરુપણાને પામેલ હેમચંદ્ર આ ગ્રંથ (દ્વયાશ્રય)-નો ઈ સ ૧૧૬૦મા પ્રારંભ કરી અપૂર્ણ જ મૂકી સ્વર્ગવાસી થયા આભ્ય( અભય )તિલકગણિ જૈન સાધુએ આ (દ્વયાશ્રય) ગ્રન્થ ઈ સ ૧૨૫૫મા પૂરો કર્યો ”

આમ મૂળ ગ્રંથ જાતે તપાસી નિર્ણય કર્યા વિના અનેક લેખકોએ એકબીજાના ઉલ્લેખો જોઈ પગ પગએ એ ભૂલ ચાલુ કાયમ રાખી છે ને ના શ્રી સરકાર મહારાજા **સયાજીરાવ** ગાયકવાડ એમની આજ્ઞાથી સંસ્કૃત **દ્વયાશ્રય** મહાકાવ્યનુ ગૂજરાતીમા ભાષાન્તર (વેરાગ્ય દેશી કેળવણી ખાતા તરફથી વિ સ ૧૯૪૯મા પ્રગટ થયેલ) કરનાર **મણિલાલ** નભુભાઈ દ્વિવેદીએ **દ્વયાશ્રય**નો સાર દર્શાવ્યા પછી વિશેષા વલોકન (પૃ ૩૦)મા આ ભૂલ સુધારવા નીચે જણાવેલ ઉલ્લેખથી કંઈક અંશે પ્રયાસ કર્યો છે—

“ એની ટીકા કોઈ **અભય**તિલકગણિ નામના જૈન સાધુએ લખી છે તે બહુ ઉપયોગી છે ફાર્બસ સાહેબ આ **અભય**તિલકગણીને બદલે **લેશા**ભયતિલકગણી એવુ નામ આપે છે ને તેને અપૂર્ણ રહેલા **દ્વયાશ્રય**નો પૂર્ણ કરનાર જણાવે છે તથા ટીકાકાર તો કોઈ **લક્ષ્મીતિલક** નામે બીજો જ જણાવે છે **દ્વયાશ્રય**ની જે પ્રતિ મારી આગળ છે, તેમાથી આની કશી વાત નીકળતી નથી, તેમા તો જેને હુ ટીકા કહુ છુ, તેને વૃત્તિ કહેલી છે, ને પ્રતિસર્ગે આ પ્રમાણે સમાપ્તિ કરેલી છે —

‘इति श्रीजिनेश्वरसूरिशिष्यलेशाभयतिलकगणि–विरचिताया श्रीसिद्धहेमचन्द्राभिधान–शब्दानुशासन–द्वयाश्रयवृत्तौ ’’

ઈત્યાદિ અભયતિલકગણી, તે જિનેશ્વરસૂરિનો શિષ્ય એમ આમાથી જણાય છે ને શિષ્યલેશ એ ઉપનામ ચરણરજ જેવુ નમ્રતા વાચક શિષ્ય એ અર્થનુ જ બોધક છે આ નામને બરાબર ન જોવાથી **લેશા**ભયતિલકગણી એવુ ભ્રમયુક્ત વાચ્યુ હોય–એમ ધારુ છુ ”

દરેક સર્ગની વૃત્તિના પ્રાન્તલેખમા પોતાને જિનેશ્વરસૂરિના શિષ્યલેશ તરીકે ઓળખાવવામા પોતે તેમના અનેક શિષ્યોમા નમ્રશિષ્ય તરીકે હતા–એમ સૂચિત કરવાનો અને પોતાની લઘુતા–નમ્રતા દર્શાવવાનો વૃત્તિકારનો હેતુ કલ્પી શકાય ૧૧ થી ૧૪ શ્લોકમા વૃત્તિકાર જણાવ્યુ છે —"તે સુગુરુ (જિનેશ્વરસૂરિ)ના આદેશથી મુનિ અભયતિલક ગણિએ પોતાના મતિવિભવના અનુસાર સકર્ણ–પ્રાજ્ઞજનોના કાનને ઉત્સવ–આનન્દ આપે તેવી આ વિવૃતિ (વિવરણ) રચેલ છે સર્વ વિદ્યાઓમા પ્રવીણ, વિક્લતા વિનાની કવિતા–ક્રીડાના ક્રીડાગૃહરૂપ, કીર્તિરૂપ સમુદ્રના પારગામી, ત્રણ ભુવનના જનો પર ઉપકાર કરવાના નિયમવાળા, **લક્ષ્મીતિલક** કવિરૂપી સૂર્ય, કે જેઓ સમગ્ર ગ્રથસમૂહમા મ્હારા ગુરુ છે અને આ દ્વ્યાશ્રયમા તો વિશેષે કરીને પ્રકૃષ્ટ ગુરુ છે, તેમણે આ ટીકાને સારી રીતે શુદ્ધ કરી છે વિ સ ૧૩૧૨મા પ્રહ્લાદનપત્તન (પાલણપુર)મા દીવાળીના શુભ દિવસે આ ટીકા પૂર્ણ[૨] થઈ

---

૧ "श्रीपार्श्वनाथ-जिनदत्तगुरु-प्रसादा-दारम्यते रसमतोऽद्य परिसाधि विलिख्य।
श्रीहेमचन्द्रकृतसंस्कृतदुर्गमार्थ—श्रीद्व्याश्रयस्य विवृतिं स्व-परोपकृत्यै ॥'

—સ વ્યા ટ પ્રારભ શ્લોક ૪ (મુબઈ સરકારી સીરિઝમા ઈ સ ૧૯૧૫મા પ્રકાશિત)

૨ "सद्गुरोरस्तस्यादेशात् सकर्णकर्णोत्सव विवृतिमेताम्।
स्वमतिविभवानुसारात् मुनिर्व्यधादभयतिलकगणि ॥
आम्नातो सर्वविद्यास्वविकलकविताकेलिकन्दीनिवास,
कीर्त्यम्भोधेः पारदृश्वा त्रिभुवनजनतोपक्रियाश्वासदीक्ष ।
निःशेषग्रन्थसार्थे मम गुरुरिह तु द्व्याश्रयेऽतिप्रकाम,
टीकामेतां स लक्ष्मीतिलककविरविः शोधयामास सम्यक् ॥
अब्दे द्वादशभिरत्रयोदशशते श्रीविक्रमाद्वत्सरे।
श्रीप्रह्लादनपत्तने पुरवरे दीपोत्सवेऽपूर्यत ॥

—સસ્કૃત દ્વ્યાશ્રયટીકા ((મુબઈ સરકારી સીરિઝમા ઈ સ ૧૯૨૧મા પ્રકાશિત પ્રાત શ્લોક ૧૧-૧૦)

એ ત્રણ શ્લોકોનો બરાબર અર્થ ન સમજવાથી તેવો ભ્રાન્તિયુક્ત ઉલ્લેખ કર્યો જણાય છે વાસ્તવિક રીતે તેનો અર્થ આ પ્રમાણે થઈ શકે ' અતિ વિમલ વિશાલ ચાન્દ્રકુલમા શ્રીવર્ધમાનાચાર્યના શિષ્ય જિનેશ્વરસૂરિ દ્વિજપતિ ( જાતિથી બ્રાહ્મણ હોવાથી, પક્ષે ચન્દ્ર ) થયા, જેમણે ગૂર્જ-ગતની ભૂમિમા ( પાટણમા ) દુર્લભરાજની સભામા વસતિમાર્ગનો પ્રકાશ કરી ( ચૈત્યવાસીઓને વાદમા જિતી ) સાધુઓને સારો વિહાર કરનાર કર્યા હતા ૧ " વૃત્તિકાર અભયતિલકગણિએ ત્યારપછીના દસ શ્લોકોમા પોતાની ગુરુપરંપરા દર્શાવી છે, તેને આવા વંશક્રમમા ગોઠવી શકાય —



ગૂર્જરેશ્વર વીસલદેવના રાજ્યકાલમાં વિ. સં. ૧૩૧૨ની દીવાળી-ના દિવસે ખંભાતમાં ચન્દ્રતિલક ઉપાધ્યાયે (અભયતિલકગણિના સતીર્થ ગુરુબંધુએ) વિસ્તૃત સં. અભયકુમાર-ચરિત્ર રચી પૂર્ણ કર્યું[1] હતું. તેનું સંશોધન પૂર્વોક્ત લક્ષ્મીતિલકગણિ અને પ્રસ્તુત અભય-તિલકગણિએ કર્યું હતું. ચંદ્રતિલકોપાધ્યાયે ત્યાં જણાવ્યું છે કે—

"द्व्याश्रयटीकाकारी द्विव्याकरण सुदृष्ट-साहित्य ।
सुकविरभयतिलकगणिरचाशोधयतामिदं शास्त्रम् ॥"

—અભયકુમારચરિત્ર (ટી. ૯. જામનગરથી પ્રકાશિત)

અર્થાત્—**દ્વયાશ્રયના** ટીકાકાર, બે વ્યાકરણ (સંસ્કૃત-પ્રાકૃત)ના જ્ઞાતા, જેમણે સાહિત્ય સારી રીતે જોયેલું છે, તે સુકવિ અભયતિલક ગણિએ (લક્ષ્મીતિલકગણિ સાથે) આ શાસ્ત્ર (અભયકુમાર ચરિત્ર) શુદ્ધ કર્યું હતું.

[2]બૃહટ્ટિપ્પનિકાકાર પણ અમારા કથનને પુષ્ટ કરે છે. આ સિવાય બીજાં પણ અનેક પ્રમાણો આપી શકાય, પરંતુ ઉપર દર્શાવેલ પ્રમાણો-થી પણ સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે—**સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્ય હેમચંદ્રાચાર્યે જ પૂર્ણ રચેલ છે, તેની ટીકા જ પ્રસ્તુત અભયતિલકગણિએ વિ. સં. ૧૩૧૨ની દીવાળીમાં પાલણ-પુરમાં પૂર્ણ કરી હતી અને એ ટીકાનું જ સંશોધન લક્ષ્મી-**

૧ "श्रीमद्वीसलदेवभूनरधराधीशेऽधिपे भूभुजां
पृथ्वीं पालयति प्रतापतपने श्रीस्तम्भतीर्थे पुरे ।
चक्षुःशीतकरत्रयोदशमिते संवत्सरे वैक्रमे
काव्यं भव्यतमं समर्थितमिदं दीपोत्सवे वासरे ॥"

—અભયકુમારચરિત્ર (પ્રશ. શ્લોક ૪૭)

૨ 'श्रीद्व्याश्रयमहाकाव्य श्रीहेमसूरीयं २० सर्ग संस्कृत २८२८-३०२८ द्व्याश्रय-काव्यपाद २८ वृत्ति १३१२ वर्षे खरतर-अभयतिलकीया १७०७४

—બૃહટ્ટિપ્પનિ.

આ વૃત્તિનું પ્રમાણ ૧૭૫૭૮ સત્તર હજાર, પાંચસો ને ચુમોતેર શ્લોકોનું નિશ્ચિત કરેલું છે "

શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પોતાના સિદ્ધહેમશબ્દાનુશાસનના સાત અધ્યાયના દરેક સૂત્રોના ક્રમવાર ઉદાહરણ પ્રયોગો દર્શાવતું, અને શબ્દાનુશાસનના વિશેષ હેતુભૂત સિદ્ધરાજ જયસિંહના વંશ કીર્તનને કરતું વીશ સર્ગનું એ સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્ય અપૂર્ણ તો નથી મૂક્યું, પરંતુ તેથી આગળ આઠમા અધ્યાયના પણ દરેક સૂત્રોના ક્રમવાર ઉદાહરણ પ્રયોગો સમજાવતું, કુમારપાલચરિત પ્રતિપાદન કરતું આઠ સર્ગનું પ્રાકૃત દ્વયાશ્રયમહાકાવ્ય પણ રચેલ છે જે પૂર્ણકલશગણિ (અભયતિલકગણિના સતીર્થ્ય ગુરુબંધુ)ની વિ સં ૧૩૦૭માં રચાયેલી વૃત્તિ સાથે મુંબઈ સરકારી સીરિઝમાં ઈ સ ૧૯૦૦માં સુપ્રસિદ્ધ થયેલ છે કમભાગ્યે ફાર્બસ સાહેબ, મ ન દ્વિવેદી વગેરેને આ પ્રાકૃત દ્વયાશ્રયના દર્શન થયા જણાતા નથી દ્વયાશ્રયના પ્રારંભનો ઉપર્યુક્ત લેખકોએ દર્શાવેલ સમય પણ કાલ્પનિક જણાય છે, પ્રામાણિક જણાતો નથી

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પોતાના ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત મહાકાવ્યની પ્રાંત પ્રશસ્તિમાં પોતાની દ્વયાશ્રય કૃતિનો પણ ઉલ્લેખ કુમારપાલ ભૂપાલની ઉક્તિરૂપે પ્રકટ કર્યો છે—

" अस्मत्पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो याच्ञया,
साङ्गं व्याकरणं सवृत्ति सुगमं चक्रुर्भवन्तः पुरा।
मद्धेतोरथ योगशास्त्रममलं लोकाय च द्व्याश्रय-
छन्दोऽलङ्कृति-नामसङ्ग्रह-मुखान्यन्यानि शास्त्राण्यपि ॥ "

—ત્રિ શ પુ ચ પર્વ ૧૦મું (જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગરથી પ્રકાશિત)

ગૂર્જરેશ્વર **વીસલદેવના** રાજ્યકાલમા વિ સ ૧૩૧૨ની દીવાળી-ના દિવસે ખભાતમા **ચદ્રતિલક** ઉપાધ્યાયે (અભયતિલકગણિના સતીર્થ ગુરુબધુએ) વિસ્તૃત સ **અભયકુમાર-ચરિત્ર** રચી પૂર્ણ કર્યું હતુ, તેનુ સશોધન પૂર્વોક્ત લક્ષ્મીતિલકગણિ અને પ્રસ્તુત **અભય તિલકગણિએ** કર્યું હતુ ચદ્રતિલકોપાધ્યાયે ત્યા જણાવ્યુ છે કે—

"द्व्याश्रयटीकाकारी द्विव्याकरण मुन्दृष्ट-साहित्य ।
सुकविरभयतिलकगणिश्चाशोधयतामिद शास्त्रम् ॥"

—અભયકુમારચરિત્ર (ટી ૮ જામનગરથી પ્રકાશિત)

અર્થાત્—**દ્વયાશ્રયના** ટીકાકાર, બે વ્યાકરણ (સસ્કૃત-પ્રાકૃત)ના જ્ઞાતા, જેમણે સાહિત્ય સારી રીતે જોયેલુ છે, તે સુકવિ **અભયતિલક ગણિએ** (લક્ષ્મીતિલકગણિ સાથે) આ શાસ્ત્ર (અભયકુમાર ચરિત્ર) શુદ્ધ કર્યું હતુ

[2]બૃહટ્ટિપ્પનિકાકાર પણ અમારા કથનને પુષ્ટ કરે છે આ સિવાય બીજા પણ અનેક પ્રમાણો આપી શકાય, પરતુ ઉપર દર્શાવેલ પ્રમાણો-થી પણ સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે-**સસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્ય હૈમચદ્રાચાર્યે જ પૂર્ણ રચેલ છે, તેની ટીકા જ પ્રસ્તુત અભયતિલકગણિએ વિ સ ૧૩૧૨ના દીવાળીમા પાલણ-પુરમા પૂર્ણ કરી હતી અને એ ટીકાનુ જ સશોધન લક્ષ્મી-**

---

૧ "श्रीमद्वीसलदेवगूर्जरधराधीशेऽधिपे भूभुजा
पृथ्वी पालयति प्रतापतपने श्रीस्तम्भतीर्थे पुरे।
चक्षु-शीतकरत्रयोदशमिते सवत्सरे वक्रमे
काव्य भव्यतम समर्थितमिद दीपोत्सवे वासरे ॥"

—અભયકુમારચરિત્ર (પ્રશ શ્લોક ૮૭)

૨ 'श्रीद्व्याश्रयमहाकाव्य श्रीहेमसूरीय २० सर्ग सस्कृत २८२८-३०२८ द्व्याश्रय-काव्यपाद २८ वृत्ति १३१२ वर्षे खरतर-अभयतिलकीया १७०७४

—બૃહટ્ટિપ્પનિકા

**તિલકગણિએ કર્યું હતું દ્વયાશ્રય મૂલ કાવ્યમાં તેઓએ કંઈ સુધારો-વધારો કે ફેરફાર કર્યો નથી ટીકાકારનું નામ અભય તિલકગણિ એ જ બરાબર છે, એ સિવાયનાં નામ યુક્ત નથી**

અભયતિલકગણિની અન્ય કૃતિ 'ન્યાયાલંકાર' નામની પંચ પ્રસ્થાન ન્યાયમહાતર્કની વિષમપદ વ્યાખ્યા જેસલમેરના જૈનગ્રંથભંડારમાં વિદ્યમાન છે, જેનો નામનિર્દેશ ગુણરત્નસૂરિએ (વિ સં ૧૪૬૬માં) ષડ્દર્શનસમુચ્ચયવૃત્તિમાં અને બૃહટ્ટિપ્પનિકાકારે પણ કર્યો છે ન્યાય સૂત્રની શ્રીકંઠની વૃત્તિ પર ટિપ્પનરૂપ આ વ્યાખ્યાનો આદ્યંત ભાગ જેસલમેર-જૈન ભાં૦ ગ્રંથસૂચી (પૃ ૪૭-૪૮)માં અમે દર્શાવ્યો છે તેના અંતમાં પણ વૃત્તિકાર અભયતિલકગણિએ લક્ષ્મીતિલક ઉપાધ્યાય નામના પોતાના વિદ્યાગુરુની પ્રશંસા કરી કૃતજ્ઞતા પ્રદર્શિત કરી છે આ વ્યાખ્યાનું સંશોધન પણ ઉપર્યુક્ત લક્ષ્મીતિલક ઉપાધ્યાયે કર્યું હતું પ્રાંત પ્રશસ્તિમાં ગુરુપરંપરા દર્શાવતાં આ વૃત્તિને વૃત્તિકારે પોતાના ગુરુ જિનેશ્વરસૂરિના પ્રસાદરૂપ સૂચવી છે દરેક (પાંચ) અધ્યાયના અંતમાં—

'ઇતિ યુગપ્રવરાગમશ્રીજિનેશ્વરસૂરિશિષ્યલેશ શ્રીઅભયતિલકોપાધ્યાય વિરચિતાયાં ... નિમલતાયાં'

ઇત્યાદિ ઉલ્લેખ જેનામાં આવે છે રચના સમય દર્શાવ્યો નથી, પરંતુ વિ સં ૧૩૧૨ પછી આ રચના કરી હશે-એમ અનુમાન થાય છે

વ્યાકરણ, કાવ્ય, કોશ, સાહિત્ય, ન્યાયશાસ્ત્રાદિમાં પ્રવીણ આવા એક પ્રૌઢ પ્રાજ્ઞ પુરુષની પ્રાચીન ગૂજરાતી ભાષાની 'વીરરાસ' નામની કૃતિ લઘુ છતાં વિશેષ ગૌરવપાત્ર છે આ રાસ ભાષાશાસ્ત્રીઓને ઉપયોગી થઈ પડે તેમ છે એટલું જ નહિ, ઇતિહાસની દૃષ્ટિએ પણ અતિ મહત્ત્વનો છે ભીમપલ્લીમાં મહાગણા મંડલિકના આદેશથી ભુવનપાલશાહે

કરાવેલ વિધિચૈત્ય કે જેનુ અપરનામ 'મ ડલિક-વિહાર' પ્રસિદ્ધ કરવામા આવ્યુ હતુ, મીલણ દ ડનાયકના સમયમા વિ સ ૧૩૧૭મા વૈશાખ શુક્લ દશમીએ (વીર પ્રભુના કેવલજ્ઞાનના દિવસે) તેમા વીર પ્રભુની પ્રતિમાની તથા તે વીર વિધિભવન પર સુવર્ણમય ધ્વજદ ડ, કલશની પ્રતિષ્ઠા જિનેશ્વરસૂરિ (રાસકાર અભયતિલકગણિના ગુરુ)એ કરી હતી એ મહોત્સવની પ્રત્યક્ષ જોયેલ ઘટનાનુ કવિએ રાસના રૂપમા વર્ણન કર્યુ છે

અભયતિલકગણિ શ્રીપાર્શ્વનાથ અને પોતાના પૂર્વજ શ્રીજિનદત્ત ગુરુ(બડાદાદા)ના પ મ ઉપાસક જણાય છે, કારણ કે તેમણે જેમ દ્વયાશ્રયવૃત્તિના પ્રાર ભ-પ્રાતમા અને ન્યાયાલ કાર વ્યાખ્યાના આર ભ મા તેમનુ મ ગલાચરણ તરીકે સ્મરણ કયુ છે તેમ આ 'વીર-રાસ' નામની લઘુકૃતિના પ્રાર ભમા પણ પોતાની કૃતિના અભિજ્ઞાન તરીકે શ્રીપાર્શ્વનાથ અને જિનદત્તના પાદ પદ્મને કરેલ પ્રણામ જોવામા આવે છે

અભયતિલકગણિએ રચેલી એક પ્રશસ્તિ જેસલમેર-ભ ડારમા છે (જુઓ જે ભા સૂચી પૃ ૩૬ ન ૮૯) જે પ્રશસ્તિવાળી ઉપદેશ માલા બૃહદ્વૃત્તિની પુસ્તિકા પૂર્વોક્ત જિનેશ્વરસૂરિને સમર્પિત થઈ હતી

## અભયતિલકગણિના ગુરુબ ધુઓ

અભયતિલકગણિને ઉપાધ્યાયપદ ક્યારે પ્રાપ્ત થયુ ? તે સ બ ધમા જાણી શકાયુ નથી અભયતિલકગણિએ હૈમ-દ્વયાશ્રયવૃત્તિના અ તમા (શ્લો ૧૦મા) પોતાના સતીર્થ્ય સાત ગુરુબ ધુઓ (જિનેશ્વ સૂરિના શિષ્યો)ના નામો આ પ્રમાણે જણાવ્યા છે—૧ જિનરત્નસૂરિ,

૧ જિનદત્તસૂરિના પરિચય માટે અપભ્ર શકાવ્ય ત્રી (ગાયક્વાડ ઓ સિરિઝ દ્વારા પ્રકાશિત)ની અમારી ભૂમિકા જોવી

૨ બુદ્ધિસાગર, ૩ અમરકીર્તિ, ૪ પૂર્ણકલશગણિ, ૫ પ્રબોધચદ્ર ગણિ, ૬ લક્ષ્મીતિલકગણિ અને ૭ પ્રમોદમૂર્તિ

આમાથી બુદ્ધિસાગર, અમરકીર્તિ અને પ્રમોદમૂર્તિ એ ત્રણના સબધમા વિશેષ જાણવામા આવ્યુ નથી, પણ એ સિવાયના ચાર અને બીજા દશ નવીન જાણવામા આવ્યા છે તે પ્રૌઢ વિદ્વાનોનો ટૂ પરિચય અહીં ઉપયુક્ત ગણી આપવામા આવે છે

(૨) **જિનરત્નસૂરિ**—લક્ષ્મીતિલક ઉપાધ્યાય પૂર્ણકલશગણિ વગેરેના વિદ્યાગુરુ, લીલાવતીસાર-મહાકાવ્ય વગેરેના કર્તા

(૩) **કનકચદ્ર**—વિ સ ૧૨૯૫મા સુમતિગણિની ગણધર સાર્ધશતક-બૃહદ્વૃત્તિને પ્રથમાદર્શમા લખનાર

(૪) **પૂર્ણકલશગણિ**—વિ સ ૧૩૦૭મા હૈમપ્રાકૃતદ્વ્યાશ્રય-વૃત્તિ રચનાર

(૫) **લક્ષ્મીતિલક ઉપાધ્યાય**—અભયતિલકગણિ વગેરના વિદ્યાગુરુ, વિ સ ૧૩૦૭મા રચાયેલી પૂર્ણકલશગણિની હૈમ પ્રા દ્વ્યા વૃત્તિ, વિ સ ૧૩૧૨મા રચાયેલી અભયતિલકગણિની હૈમ સ દ્વ્યા વૃત્તિ, ન્યાયાલકાર-વૃત્તિ, વિ સ ૧૩૧૨મા રચાયેલ ચદ્રતિલક ઉપાધ્યાયનુ અભયકુમારચરિત્ર, વિ સ ૧૩૨૨મા રચાયેલી ધર્મતિલક મુનિની જિનવલ્લભીય અજિતશાતિસ્તવ-વૃત્તિ, વિ સ ૧૩ ૮મા રચાયેલ પ્રબોધમૂર્તિનો કાતદુર્ગપદ-પ્રબોધ વગેરેના સશોધક અને વિ સ ૧૩૧૧મા પ્રત્યેકબુદ્ધ-ચરિત્ર વગેરેના કર્તા

(૬) **ચદ્રતિલક ઉપાધ્યાય**—વિ સ ૧૩૧૨મા અભયકુમાર-ચરિત્ર વગેરે રચનાર

(૭) **ધર્મતિલક**—જિનવલ્લભસૂરિરચિત અજિતશાતિસ્તવની વિ સ ૧૩૨૨મા વૃત્તિ રચના

(૮) **કુમારગણિ કવિ**—અભયકુમાર-ચરિત્ર લખાવનારની પ્રાન્ત પ્રશસ્તિ વગેરે રચનાર

(૯) **પ્રબોધચન્દ્રગણિ**—વિ સ ૧૩૨૦મા સંદેહદોલાવલી-વૃત્તિ વગેરે રચનાર

(૧૦) **જિનપ્રબોધસૂરિ** (પ્રબોધમૂર્તિ)-વિ સ ૧૩૨૮મા કાતન્ત્ર-દુર્ગપદ-પ્રબોધ વગેરે રચનાર તથા વિ સ ૧૩૩૪મા રચાયેલ વિવેકસમુદ્રગણિની પુણ્યસાર-કથા વગેરેના સશોધક વિ સ ૧૩૩૪ મા જિનદત્તસૂરિની મૂર્તિ વગેરેની પ્રતિષ્ઠા કરનાર જેમના ઉપદેશથી ચ્યાપુરીવાસી શ્રે હરિપાલે ઉજ્જયત (ગિરનાર)તીર્થમા શ્રીનેમિનાથની નિત્યપૂજા માટે ૨૦૦ દ્રમ્મ આપ્યા હતા, જેના વ્યાજમાથી પ્રતિદિન ૨૦૦૦ પુષ્પ પ્રભુને ચડાવવા વ્યવસ્થા કરી હતી

(૧૧) **વિવેકસમુદ્રગણિ**—વિ સ ૧૩૩૪મા પુણ્યસાર-કથા વગેરેના રચનાર, તથા જિનકુશલસૂરિના વિદ્યાગુરુ

(૧૨) **સોમમૂર્તિગણિ**—વિ સ ૧૩૩૧મા (આશરે) 'જિનેશ્વરસૂરિ-વીવાહલો' વગેરે રચનાર

(૧૩) **સર્વરાજગણિ**—ગણધરસાર્ધશતક-લઘુવૃત્તિ વગેરે રચનાર

(૧૪) **દેવમૂર્તિ ઉપાધ્યાય**—પ્રશ્નોત્તરરત્નમાલાનુ વિ સ ૧૨૨૩ની હેમપ્રભસૂરિરચિત વૃત્તિ સાથેનુ પુસ્તક લખાવનાર શાહ અભયચન્દ્રની પ્રશસ્તિ રચનાર (જુઓ જેસલમેર-ભા સૂચી પૃ ૧૦)

(૧૫) **જગડુ**—આ ગૃહસ્થકવિ જણાય છે આ કવિની કૃતિ સમ્યક્ત્વમાઇ ચઉપઇ, 'પ્રાચીન ગૂર્જરકાવ્યસગ્રહ (ગાયકવાડ ઑ સિરીઝ, વડોદરાથી પ્રકાશિત)મા પ્રકટ થઈ છે, તેમા જિનેશ્વરસૂરિનુ સ્મરણ કર્યું છે એ ચોપાઈની રચના વિ સ ૧૨૭૮ થી ૧૩૩૧ સુધીમા થઈ હોવાનુ અનુમાન છે

ઉપર જણાવેલ અભયતિલકગણિના ગુરુબંધુઓના સંબંધમાં ઘણું લખી શકાય તેમ છે, પરંતુ અહીં તેમની ખાસ મુખ્યતા ન હોવાથી, તેમ લેખગૌરવભયથી અને અવકાશની સંકુચિતતાથી સંક્ષિપ્ત કરાયેલ આ દિગ્દર્શનમાત્રથી પણ ઇતિહાસ-પ્રેમી સજ્જનોને સંતોષ થશે

## [૩]

## ભુવનપાલ

પૂર્વોક્ત વીર-રાસની ૬ઠ્ઠી ગાથામાં સૂચવેલ મંડલિક રાજાના આદેશથી ભીમપલ્લીમાં અતિસુંદર વીર વિધિભવન અપરનામ મંડલિક વિહાર કરાવનાર અને તેના પ્રતિષ્ઠા-મહોત્સવમાં દેશદેશના સંઘનો આદરપૂર્વક સત્કાર કરનાર શાહ ભુવનપાલ કયા વંશના હતા? તેમના પૂર્વજોએ, વંશજોએ વા તેમણે અન્ય પુણ્યકાર્યો કેવાં કર્યાં હતાં? એ વગેરે જાણવાની ઇચ્છા ઇતિહાસપ્રેમીઓને થાય એ સ્વાભાવિક છે તેની કંઈક અંશે પૂર્તિ એક સંસ્કૃત પ્રશસ્તિ દ્વારા થઈ શકે તેમ છે આ પ્રશસ્તિવાળી તાડપત્રીય પ્રતિ જેસલમેર-જૈનભંડારમાં છે તે પરથી નવી લખાયેલી પ્રતિ અહીં આત્મારામ-જૈન જ્ઞાનમંદિરમાં શ્રીહંસવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહમાં છે ત્યાંથી ઉદ્ધૃત કરી દસ શ્લોકવાળી આ પ્રશસ્તિ અમ્હે જેસલમેર-ભાંડાગાર-ગ્રંથસૂચી (ગાયકવાડ ઑ. સિરીઝ, વડોદરાથી પ્રકાશિત)ના અપ્રસિદ્ધ-ગ્રંથ-ગ્રંથકૃત્પરિચયમાં (પૃ ૧૭ની ટિપ્પણીમાં) મૂકી છે અહીં તેનો સાર જણાવીશું—

### ક્ષેમ ૧૨

"અતિતેજસ્વી વિભૂતિશાલી સુપ્રસિદ્ધ શ્રેષ્ઠ ઊકેશવંશમાં ક્ષેમ-ધર શાહ[૧] થયા સત્યમાં આસક્ત મનવાળા, ધર્મપ્રેમી, પૃથ્વીને પ્રસન્ન

૧ જિનપતિસૂરિએ રચેલ પ્રબોધોદય ગ્રંથમાં જણાવેલ (જેસલમેર ભા૦ સૂચી અપ્રસિદ્ધ૦ પૃ ૨૯) જિનદત્તસૂરિ-પ્રકાશિત વિધિમાર્ગમાં પ્રતિબોધ પામેલ વિધિચૈત્ય વગેરે વિચારોના વિજ્ઞ ક્ષેમધર અને આ ક્ષેમધર શાહ એક હોવાનો સંભવ છે

કરનાર જે શાહે કષ્ટવૃષ્ટિનો નાશ કરવા અજમેર નામના નગરમા શ્રીપાર્શ્વનાથપ્રભુની આગળ શિલામય મટામડપ કરાવ્યો હતો મટા સાગર-સમાન ગભીર એ શાહને દેવશ્રીની કુક્ષિથી ઉત્પન્ન થયેલા, ગુણ-સમૂહથી સપૂર્ણ, સારી કાતિવાળા રત્નસમાન ઘણા પુત્રો થતા હતા

## જગદ્ધર

તેમા એક જગદ્ધર સુકૃતશાલીઓમા અગ્રેસર કૌસ્તુભરત્ન-સમાન થયા, જે ગુણો વડે શ્રીમાન ઉત્તમ પુરુષો (શ્રીપુરુષોત્તમ)ના હૃદયમા વાસ કરનાર થયા, જેમણે જેસલપુરી (જેસલમેર)મા ભવ્ય જનોના નેત્રરૂપી કમલોને વિકસિત કરવામા સૂર્ય સદૃશ, શ્રીપાર્શ્વનાથપ્રભુનુ સુદર મદિર કરાવ્યુ અને તેની બન્ને તરફ થોડા વખતમા ભૂષણો કરાવ્યા જેણે પોતાને ઘેર સાધર્મિકરૂપી વૃક્ષોના વનને અખડિત વાત્સલ્યરૂપ નીરના પૂર વડે અત્યત વધેતુ—નવપલ્લવિત કર્યું હતુ અધિક શુ કહેવુ? મરુદેશમા જે શાહ કલ્પવૃક્ષની સમાનતા પામ્યા હતા તે જગદ્ધરશાહ (વીરગણની ૬ઠી કડીમા નામ સૂચવેલ છે)ને આદર્શ શીલથી શોભતી સાનદી નામની સધર્મિણી—પત્ની હતી તેના અખડિતન્ય—નીતિમાન્ આ ત્રણ પુત્રો વિદ્યમાન છે તેઓમા પ્રથમ યશનો સાગર યશોધવલ, વચલો (બીજો) રાજસભામા ઉજ્જ્વલ કીર્તિવાળો ભુવનપાલ અને તેમનો અનુજ (ત્રીજો) સહદેવ છે

## ભુવનપાલ

દિશાઓના સમૂહને પ્રસન્ન કરનાર આ ભુવનપાલે અહિં (જેસલમેરમા? પાલણપુરમા) સુગુરુ જિનપતિસૂરિના સ્તૂપ ઉપર વિનિર્મિત થયેલ ધ્વજાદડ ચડાવ્યો હતો, જેમ ચક્રવર્તી પરમ અર્હત જિનપતિ-રથને ચલાવ્યો હતો

રામચદ્રની પ્રિયા—જનકની પુત્રી—સીતાએ જેમ કુશ અને લવ એ

બે પુત્રોને જન્મ આપ્યો હતો, તેમ તે (ભુવનપાલ)ની પ્રિયા-ત્રિભુવન પાલની પુત્રીએ **ભીમ**સિંહ અને **અભય** નામના બે પુત્રોને જન્મ આપ્યો હતો

શ્રેષ્ઠ ધાર્મિકજનરૂપી ઉપવનને નવપલ્લવિત કરવામાં નીક સમાન શ્રીમાન્ તે **ભુવનપાલ**શાહે પોતાને ધન્ય, કૃતપુણ્ય, રતન શાલિભદ્ર સ્વરૂપી બનાવવા મુનિ (ધન્ય-**શાલિભદ્ર-કૃતપુણ્ય** વગેરે)ના ચરિત્રોથી રમણીય આ પુસ્તિકા હર્ષથી લખાવી છે, યાવચ્ચન્દ્ર-દિવાકરૌ આ પુસ્તિકા જયવંતી રહો

સંભવ પ્રમાણે પૂર્વોક્ત પ્રશસ્તિ, ઉપર્યુક્ત ધન્ય-શાલિભદ્ર વિ ચરિત્રને વિ સં ૧૨૮૫માં પૂર્ણભદ્રગણિએ (જિનપતિસૂરિ શિષ્યે) રચ્યા પછી તે પુસ્તિકા લખાવનાર અને પોતાના ગુરુ (જિનપતિસૂરિ)ના સ્તૂપના ધ્વજદંડ ચડાવનાર આ **ભુવનપાલ**ના પરિચયરૂપે તે જ અરસામાં રચી હશે, કેમકે તે પ્રશસ્તિવાળી પુસ્તિકાની બીજી નકલ વિ સં ૧૩૦૯માં મેદપાટના **વર**ગ્રામના વાસી શ્રેષ્ઠી **અભય**શ્રાવકના પુત્ર **સમુદ્ધર** શ્રાવકની ભાર્યા, કુલધરની પુત્રી **સાવિત્રિ** શ્રાવિકાએ લખાવી હતી (જુઓ જેસલમેર ભા સૂચી પૃ ૩)

વિક્રમના ૧૩મા સૈકાના અંતમાં અને ૧૪મા સૈકાના આરંભમાં વિદ્યમાન આ **ભુવનપાલે** ઉપર્યુક્ત **જિનપતિસૂરિ**ના પટ્ટધર **જિનેશ્વર સૂરિદ્વારા ભીમ**પલ્લીમાં **વીર**-વિધિભવન[1] અપરનામ **મંડલિક**-વિહારની પ્રતિષ્ઠા કરાવી હતી-એ સહજ સમજાય તેમ છે

શાહ **ભુવનપાલે** અને તેમના પૂર્વજોએ અજમેર, જેસલમેર,

---

૧ ચૈત્યવાસીઓએ કરેલી અવિધિથી દૂર રહેલું અને જિનવલ્લભ સૂરિદ્વારા પ્રકાશેલ વિધિમાર્ગની વિધિ પ્રમાણે પ્રવર્તતું ભવન આ સંબંધી વિશેષ વૃત્તાન્ત અપભ્રંશકાવ્યત્રયી (ગા ઓ સિરિઝ વડોદરાથી પ્રકાશિત)માં જોવામાં આવશે

**ભી**મપલ્લીમા કરેલા સુકૃત્યો પ્રશસ્તિદ્વારા વિદિત થાય છે, પરતુ તે ઉપરથી તેમનુ નિશ્ચિત વાસ-સ્થળ વા જન્મભૂમિ જાણી શકાતી નથી એ સબધમા ગવેષણા કરવાથી વિશેષ વૃત્તાન્ત પ્રકાશમા આવશે, તો ઇતિહાસ-રસિકોને આનદ થશે

પ્રશસ્તિના આધારે ભુવનપાલ શાહનો વશક્રમ આ પ્રમાણે દર્શાવી શકાય—




## [૪]

## ભીમપલ્લી

પૂર્વોક્ત **વીર**-રાસ જે **ભી**મપલ્લીના વિધિભવનમા વિ સ ૧૩૧૭મા **વીર**પ્રભુની પ્રતિષ્ઠાને ઉદ્દેશીને રચાયેલ છે, તે **ભી**મપલ્લી ડીસા શહેરની પશ્ચિમમા ત્યાંથી લગભગ અગિયાર માઇલ ઉપર આવેલુ, હાલમા **ભીલડી**યા નામથી ઓળખાય છે—તે જણાય છે

**પાલ્હણપુર**—નિવાસી **રૂદપાલશાહ** અને **વારલાના** પુત્ર **સમરિગ**, કે જેનો જન્મ વિ સ ૧૩૭૫મા થયો હતો તેણે **જિનકુશલસૂરિ**

બે પુત્રોને જન્મ આપ્યો હતો, તેમ તે (ભુવનપાલ)ની પ્રિયા-ત્રિભુવન પાલની પુત્રીએ **ખીમસિંહ** અને **અભય** નામના બે પુત્રોને જન્મ આપ્યો હતો.

શ્રેષ્ઠ ધાર્મિકજનરૂપી ઉપવનને નવપલ્લવિત કરવામાં નીક સમાન શ્રીમાન્ તે **ભુવનપાલશાહે** પોતાને ધન્ય, કૃતપુણ્ય, સંતત શાલિભદ્ર સ્વરૂપી બનાવવા મુનિ (**ધન્ય-શાલિભદ્ર-કૃતપુણ્ય** વગેરે)ના ચરિત્રોથી રમણીય આ પુસ્તિકા હર્ષથી લખાવી છે, યાવચ્ચન્દ્ર-દિવાકરૌ આ પુસ્તિકા જયવંતી રહો.

સંભવ પ્રમાણે પૂર્વોક્ત પ્રશસ્તિ, ઉપર્યુક્ત ધન્ય-શાલિભદ્ર વિ ચરિત્રને વિ સં ૧૨૮૫માં **પૂર્ણભદ્રગણિએ** (**જિનપતિસૂરિ શિષ્યે**) રચ્યા પછી તે પુસ્તિકા લખાવનાર અને પોતાના ગુરુ (**જિનપતિસૂરિ**)ના સ્તૂપના ધ્વજાદંડ ચડાવનાર આ **ભુવનપાલના** પરિચયરૂપે તે જ અરસામાં રચી હશે, કેમકે તે પ્રશસ્તિવાળી પુસ્તિકાની બીજી નકલ વિ સં ૧૩૦૯માં મેદપાટના **વરગ્રામના** વાસી શ્રેષ્ઠી **અભયી** શ્રાવકના પુત્ર **સમુદ્ર** શ્રાવકની ભાર્યા, કુલધરની પુત્રી **સાવિત્રિ** શ્રાવિકાએ લખાવી હતી (જુઓ **જેસલમેર** ભા સૂચી, પૃ ૩)

વિક્રમના ૧૩મા સૈકાના અંતમાં અને ૧૪મા સૈકાના આરંભમાં વિદ્યમાન આ **ભુવનપાલે** ઉપર્યુક્ત **જિનપતિસૂરિના** પટ્ટધર **જિનેશ્વર** સૂરિદ્વારા **ભીમપલ્લીમાં** **વીર**-વિધિભવન[૧] અપરનામ **મંડલિક**-વિહારની પ્રતિષ્ઠા કરાવી હતી-એ સહજ સમજાય તેમ છે

શાહ **ભુવનપાલે** અને તેમના પૂર્વજોએ **અજમેર**, **જેસલમેર**,

---

૧ ચૈત્યવાસીઓએ કરેલી અવિધિથી દૂર રહેલું અને **જિનવલ્લભ** સૂરિદ્વારા પ્રકાશેલ વિધિમાર્ગની વિધિ પ્રમાણે પ્રવર્તતું ભવન આ સંબંધી વિશેષ વૃત્તાંત અપભ્રંશકાવ્યત્રયી (ગા ઓ સિરિઝ વડોદરાથી પ્રકાશિત)માં જોવામાં આવશે

છે, જેમા જૈનમ દિરો જે વિહાર નામથી જાણીતા થયા છે, તેમાનુ એક આ **વીર**-વિધિભવન **મ** ડલિક વિહાર પણ છે

રાજાઓના વા રાજ્યના આશ્રયથી-રાજાઓની ભક્તિભરી સહાનુભૂતિથી તૈયાર થયેના-રાજ્યના ઉચ્ચ અધિકારીઓ-મ ત્રીશ્વરો વગેરે દ્વારા કરાવાયેના અનેક જૈનમ દિરો તે તે રાજાના નામથી વિહાર નામે પ્રસિદ્ધ થયા છે **પાટણ**મા વનરાજ-વિહાર સિરનારમા કર્ણ-વિહાર, **સિદ્ધપુર**મા સિદ્ધ-વિહાર, **પાટણ**મા **રાજ**-વિહાર અને **ત્રિભુવનપાલ**-વિહાર, **પાટણ**, દેવપત્તન, **થારાપદ**( થરાદ ), જાલોર, **લાટાપલ્લી**-(લાડોલ) વગેરે અનેક સ્થળોમા કુમાર-વિહાર, **પા**લ્હણપુરમા **પા**લ્હણ-વિહાર, જાલોરમા ચ દન-વિહાર, જેસલમેરમા **લક્ષ્મણ**-વિહાર, કચ્છ-ભુજમા રાય-વિહાર, વૈરાટમા ઇન્દ્ર-વિહાર જાણવામા આવ્યા છે તેમ જ મહારાણા **મ** ડલિકના નામે **ભીમ**પલ્લીમા આ **મ** ડલિક-વિહાર પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો

મ ત્રીશ્વરાના અને શ્રેષ્ઠિઓના નામથી પણ અનેક વિહાર અથવા વસહિ( તિ ) પ્રસિદ્ધ થયેલ છે જેમા **આશાપલ્લી**મા ઉદયન-વિહાર, **ભરુચ**મા **અ** બડ-વિહાર, **શત્રુ** જયમા વસ્તુપાલ-વિહાર, **રાણકપુર**મા ધરણ-વિહાર તથા **આબૂ**મા વિમલ-વસહિ, લૂણિગ( **લૂણસિંહ** )-વસહિ **પાટણ**મા **સાતૂ**-વસહિ વિગેરે સુપસિદ્ધ થયેલ છે એ સિવાય સ્મારક તરીકે **ઓલિકા**-વિહાર, **સમલિકા**-વિહાર વગેરે જાણવામા આવેલ છે

**વીર**-રાસમા( ૬ઠ્ઠી કડીમા ) સૂચવ્યા પ્રમાણે **મ** ડલિકરાજાના આદેશથી પ્રથમ સૂચવેલ **ભુવનપાલ**શાહે **ભીમ**પલ્લીમા ઊંચુ, અતિસુદર, શ્રેષ્ઠ તોરણવાળુ વિધિ-ભવન કરાવ્યુ હતુ, જેના ઉપરના ભાગમા **વીર**પ્રભુના બિંબને પ્રતિષ્ઠિત કરવામા આવ્યુ હતુ **મ** ડલિક મહારાણાની પ્રીતિભરી સહાનુભૂતિથી તૈયાર થયેલ આ **વીર**-વિધિભવનને રાસની ૨૦મી કડીમા **મ** ડલિક-વિહાર નામે ઓળખાવ્યુ છે

પાસે વિ સ ૧૩૮૨મા આજ ભીમપલ્લીમા અને એ જ પૂર્વોક્ત વીર જિનમદિરમા પોતાની બહેન કીલ્હૂ સાથે જૈનદીક્ષા સ્વીકારી હતી આ સમરગિનુ નામ દીક્ષિત થયે સોમપ્રભમુનિ રાખવામા આવ્યુ હતુ, વિ સ ૧૪૦૬મા જેસલમેરમા તેમને વાચનાચાર્યપદ મળ્યુ હતુ અને વિ સ ૧૪૧૫મા ખભાતમા તરુણપ્રભાચાર્યે તેમને જિન ચદ્રસૂરિના પટ્ટ પર સ્થાપી જિનોદયસૂરિના નામથી પ્રસિદ્ધ કર્યા હતા વિશેષ પરિચય માટે ભાવનગર જૈન આત્માનદસભાથી પ્રકાશિત જૈન ઐતિહાસિક ગૂર્જરકાવ્ય-સચયમા જિનોદયસૂરિ-પટ્ટાભિષેક રાસ, વીવાહલો તથા તેનો સાર જૂઓ

પૂર્ણિમાપક્ષની એક શાખા ભીમપલ્લીના નામથી ઓળખાય છે વિક્રમના ૧૬મા સૈકામા ભીમપલ્લીય આચાર્યોએ પ્રતિષ્ઠિત કરેલી અનેક પ્રતિમાઓ મળી આવે છે તેમાના કેટલાક લેખો સદ્ગત બુદ્ધિસાગર સૂરિજીના 'જૈનપ્રતિમા-લેખસગ્રહ' (ભા ૧, લે ૨૯૯ ભા ૨, લે ૩૪, ૨, ૯૯, ૧૧૨, ૬૩૨)મા તથા બાબૂ પૂરણચદજી નાહરના 'જૈન લેખસગ્રહ' (ભા ૧, લે ૬૦૪, ૬૨૯, ૬૯૨)મા પ્રકટ થયા છે

'જૈનતીર્થ ભીમપલ્લી અને રામસૈન્ય' એ નામનો એક લેખ ઇતિહાસ-પ્રેમી સાહિત્યરસિક સાક્ષર મુનિરાજ શ્રીકલ્યાણવિજયજીએ લખેલો 'આત્માનદ-પ્રકાશ'ના ૧૮મા પુસ્તકના ૩જા અકમા પ્રસિદ્ધ થયેલ છે ગવેષણા કરવાથી એ સબધમા વિશેષ ઐતિહાસિક વૃત્તાત પણ મળવા સભવ છે

## [ ૫ ]

## મડલિક-વિહાર

રમણીય જનોના (પશુ, પક્ષિ, સ્થલ, પદાર્થ-વિશેષ વગેરેના પણ) નામોથી અનેક સ્મારકો અત્યાર પૂર્વે થયેલા જાણવામા આવ્યા

કુમારપાલ ભૂપાલે ભીમપલ્લીનો સ્વામી બનાવ્યો હતો અર્ણોરાજે ભીમદેવને ગૂર્જરેશ્વર બનાવવામા સહાયતા કરી હતી અને ભીમદેવે લવણપ્રસાદ રાણક ઉપર ભૂમિનો ભાર સ્થાપ્યો હતો આ તે જ ભીમદેવ સમજવાના છે કે—જેની આનાથી સુપ્રસિદ્ધ વીરમ ત્રીશ્વર વસ્તુપાલ અને તેજપાલે ઉપર્યુક્ત લવણપ્રસાદના પુત્ર મહારાણા વીરધવલનુ આદર્શ મ ત્રિપદ સ્વીકારી દિગ ત-વ્યાપી ઉજ્જવલ યશ મેળવ્યો હતો

## ભીમપલ્લીના વીર-મ દિરનો સમય

[ જૈનયુગ, મુબઈના સ ૧૯૮૩ના ભાદ્રપદ—આશ્વિનના અ કમા પ્રકાશિત ]

પ્રભુ મહાવીરના ઐતિહાસિક વિશિષ્ટ ચરિત્રને આલેખવામા એ મહાવિભૂતિના ઐતિહાસિક સ્મારકોને પણ આપણે સ્મૃતિમા રાખવા જોઈએ જો યોગ્ય પ્રયત્નથી સ શોધન કરવામા આવે તો આપણા ચિત્તને આકર્ષતા એવા સેકડો સ્મારકો મળી શકે પ્રાચીન સમયથી અત્યાર સુધીમા એના હજારો વીર-સ્મારકો બન્યા હશે, જેમાથી બહુ થોડાના સ બ ધમા આપણે થોડુ જાણીએ છીએ કાલક્રમથી કેટલાય સ્મારકો વિલયભાવને પામ્યા હશે, જેનો પૂરો ખ્યાલ આવવો પણ અશક્ય છે નામાવશેષ અને સ્મૃતિશેષ થતા સદ્ભાગ્યે અવશિષ્ટ રહેલા થોડા ઘણા સ્મારકોના સ બ ધમા પણ જો આપણે દુર્લક્ષ્ય કરીએ, તો તેનુ પરિણામ અતિ શોચનીય આવે એ સ્વાભાવિક છે એવો અનિષ્ટ દુ ખદ અવસર ન જોવો પડે તે માટે આપણે બહુ સાવચેતીથી સ્મા ક-સ રક્ષણ અને સ શોધન સ બ ધમા સમયોચિત સ્તુત્ય પ્રયાસ આદરવો જોઈએ

ભીમપલ્લીનુ વીર-મ દિર પણ એ સ્મારકોમાનુ એક કહી શકાય 'જૈનયુગ'ના પાઠકો જાણતા જ હશે કે ગત દીપોત્સવી ખાસ અ ક (પૃ ૫૭)મા અભયતિલકગણિની કૃતિરૂપ વીર-રાસ પ્રકટ થયો હતો અને તે પછીના ગત કાર્તિક-માર્ગશીર્ષના સ યુક્ત જૈન ઇતિહાસ

**ભીમ**પલ્લીના મંડલિક-વિહારથી સ્મરણીય થયેના આ મંડલિક રાજાના સંબંધમાં વિશેષ જાણવામાં આવી શક્યું નથી લેખપદ્ધતિ (ગાયકવાડ્ઝ ઓ સિરીઝ, વડોદરામાં પ્રકાશિત થયેલ)ના પૃ ૨ જામાં શાસનપત્રનું ઉદાહરણ દર્શાવતાં **ભીમ**પલ્લી-મંડલકરણના અધિકારી આ મહારાણા **મં**ડલિકનો નામનિર્દેશ છે તેમાં આપેલ સં ૮૦૨ અને વનરાજનું નામ ત્યાં ઘટતું નથી, ખરી રીતે તે સમયમાં ગૂર્જરેશ્વર **વી**સલદેવ હોવાથી તેનું નામ સંભવી શકે ઉપર્યુક્ત લેખમાં **શી**લણને **વ**નરાજનો આશ્રિત મહામાત્ય સૂચવ્યો છે, તે બરાબર જણાતું નથી પૂર્વોક્ત **વી**રરાસમાં (ગા ૧૦મા) **શી**લણને દંડનાયક સૂચવ્યો છે, સંભવ પ્રમાણે તે મહારાણા **મં**ડલિકનો આશ્રિત હશે **લે**ખપદ્ધતિના ઉપર્યુક્ત શાસનપત્રમાં **સા**રણને દંડનાયક સૂચવ્યો છે પરંતુ લેખપદ્ધતિના સંવત્, નામો વગેરે ઐતિહાસિક દૃષ્ટિએ સર્વથા પ્રામાણિક લેખી શકાય તેવા નથી, માત્ર તે દ્વારા લેખોની પદ્ધતિનું જ જ્ઞાન કરાવવાનો પદ્ધતિકારનો મુખ્ય ઉદ્દેશ જણાય છે

**વી**રરાસની દસમી ગાથા ઉપરથી સૂચિત થાય છે કે-**શી**લણ દંડનાયકે **ભીમ**પલ્લીના **વિ**ધિભવનમાં **વી**રપ્રભુની પ્રતિમા પ્રતિષ્ઠિત કરાવવાની પ્રતિજ્ઞા કરી હતી એથી સંભવ પ્રમાણે તે જૈન અથવા જૈનધર્મ તરફ પરમ પ્રીતિવાળો હશે-એમ સ્પષ્ટ સમજાય છે

**ભીમ**પલ્લીના રાજાઓ સોલંકી-વાઘેલા હતા તેઓ ગૂર્જરેશ્વરોના **પા**ટણના ચૌલુક્ય કુમારપાલ ભૂપાલ વગેરેના આશ્રિત હતા અને તેઓનો પરસ્પર પ્રીતિભર્યો સહકાર હતો-એમ જણાય છે **અ**રિસિંહ -કવિએ રચેલ **વ**સ્તુપાલ મંત્રીશ્વરના **સુ**કૃત-સંકીર્તન મહાકાવ્ય (ભાવનગર જૈન આત્માનંદ સભાથી પ્રકાશિત પૃ ૨૨ શ્લો ૧૮)માં અને ઉદયપ્રભસૂરિએ રચેલી મંત્રીશ્વર **વ**સ્તુપાલની **સુ**કૃતકીર્તિ કલ્લોલિની (ગાયકવાડ્ઝ ઓ સીરિઝ વડોદરાદ્વારા પ્રકાશિત-હમ્મીરમદ મર્દનનું પરિશિષ્ટ શ્લો ૭૪)માં જણાવ્યા પ્રમાણે વાઘેલા **અર્ણો**રાજને

वीरार्हद्-विधिचैत्यमण्डननिनाधीशा चतुर्विंशति-
साधेषु ध्वजन्ण्ड-कुम्भपटलीं हैमीं महिष्ठैर्महै ।
श्रीमत्सूरिजिनश्वरा युगवरा प्रयस्ष्टरस्मिन् क्षणे,
टीकाऽलंकृतिरपिनाऽपि समगात् पूर्तिप्रतिष्ठोत्सवम् ॥"

—પ્રવર્તકજી શ્રીકાંતિવિજયજી મહારાજના સંગ્રહની પ્રતિ (પ્રશ૦ શ્લો૦ ૧૬-૧૭)

ભાવાર્થ—જે વર્ષમા વીજાપુરના વાસુપૂજ્યજિનમંદિર પર સુવર્ણદંડ સાથે સુવર્ણ-કલશ ચડાવવામા આવ્યો અને જે વર્ષમા ભીમપલ્લીપુરમા વીરપ્રભુનુ ચૈત્ય સિદ્ધ થયુ, તે વિક્રમસંવત્ ૧૩૧૭મા માહ શુ ૧૪ને દિવસે અહીં ચાચિગરાજના રાજ્યસમયમા જાવાલિપુર-(જાલોર)મા વીરજિનના વિધિચૈત્યના મંડનરૂપ ચોવીશ જિનેશ્વરોના મંદિરો પર મોટા મહોત્સવ પૂર્વક યુગપ્રધાન શ્રીજિનેશ્વરસૂરિએ ધ્વજદંડ સાથે સોનાના કલશોની પ્રતિષ્ઠા કરી એ ક્ષણે આ ટીકારૂપી અલંકાર પણ પરિપૂર્ણ પ્રતિષ્ઠિત થયો

આપણે જાણીને પ્રસન્ન થશુ કે પોતાના દીક્ષાગુરુ જિનેશ્વરસૂરિના શ્રાવકધર્મ-પ્રકરણની પોતાના સતીર્થ ગુરુબંધુ વિદ્યાગુરુદ્વારા રચાયેલી એ વિસ્તૃત ટીકાનુ સંશોધન આપણા પૂર્વ પરિચિત વીરરાસકાર અભયતિલકગણિએ કર્યું હતુ અને તે કર્તવ્યનો ઉલ્લેખ તેના વિદ્યાગુરુ લક્ષ્મીતિલક ઉપાધ્યાયે વિનાસંકોચે નીચેના મનોહર આકર્ષક શબ્દોમા વ્યક્ત કર્યો છે—

" जाग्रत्समग्रविद्य सुवर्णवृत्त पाठितो मयैव कवि ।
सच्छि-शाणयतामुदजिज्वलदभयतिलकगणि ॥"

—શ્રા૦ ધ૦ ટીકા (પ્ર શ્લોક ૧૮)

ભાવાર્થ—જેની સમગ્ર વિદ્યાઓ જાગતી છે અને જેને મેં જ

સાહિત્ય ખાસ અંક(પૃ ૧૫૭થી૧૬૮)મા મારી લખેલી એ વીર-રાસની છાયા અને ટિપ્પની પ્રકાશિત થઈ હતી એટલે ભીમપલ્લીના વીર-મંદિર અપરનામ મંડલિક-વિહારનો પુનરુક્તિરૂપે વિશેષ પરિચય કરાવવાની અહીં આવશ્યકતા નથી અહીં મારુ વક્તવ્ય એ વીર-મંદિરની રચનાના સમય-સબંધમા અને સાથે જ એ વીર-રાસની રચનાના સમય-નિર્ણય પર છે

'જૈનયુગ'ના ઉપર્યુક્ત અંકોમા વીર-રાસની તથા મંદિરની પ્રતિષ્ઠાનો સમય વિ સ ૧૩૦૭ છપાયેલ છે, પરતુ વિશેષ અંવેષણ કરતા તેમા દશ વર્ષનો ફેરફાર જણાય છે ત્યા વિ સ ૧૩૧૭ સુધારવુ સમજવુ જોઈએ એમ સૂચવવામા કારણ એ છે કે—પૂર્વોક્ત વીર-રાસની ૭મી કડીમા પ્રતિષ્ઠાનો સમય દર્શાવતા કવિએ—

'વિક્કમે વરિસ તેરહઇ **સત્તરુત્તરે**' એ શબ્દોથી વિક્રમવર્ષ તેરસે સત્તર એમ સ્પષ્ટ સૂચવ્યુ છે, તેથી છાયામા પણ 'સત્તરોત્તર' એમ સમજવુ ઉચિત છે

વિશેષ પ્રમાણમા એ રાસકાર અભયતિલકગણિના વિદ્યાગુરુ લક્ષ્મીતિલક ઉપાધ્યાયનો ઉલ્લેખ છે લક્ષ્મીતિલક ઉપાધ્યાયનો પરિચય મે ઉપર્યુક્ત ટિપ્પનમા આપ્યો છે જિનેશ્વરસૂરિએ વિ સ ૧૩૧૩ મા **પાલ્હણપુર**મા **શ્રાવકધર્મ** પ્રકરણ રચ્યુ હતુ-એ પણ ત્યા સૂચવ્યુ છે એ પ્રકરણ પર લક્ષ્મીતિલક ઉપાધ્યાયે વિ સ ૧૩૧૭મા વિસ્તૃત પદરહજાર શ્લોકપ્રમાણ ટીકા રચી છે જાવાલિપુર (જાલોર)મા તેની સમાપ્તિ કરતા તે જ વર્ષમા ભીમપલ્લીનુ આ વીર-મંદિર પણ સિદ્ધ થયુ, તેનો પ્રાસંગિક ઉલ્લેખ કર્યો છે તે આ પ્રમાણે—

> श्रीवीजापुर-वासुपूज्यभवने हैम सदण्डो घटो,
> यत्रारोप्यथ वीरचैत्यमसिधत् श्रीभीमपल्ल्या पुरि ।
> तस्मिन् वैक्रमवत्सरे मुनि शशि-त्रेतेन्दुमाने चतु-
> र्दश्यां माघसुदीह चाचिगनृपे जावालिपुर्या विभौ ॥

वीरार्हद्-विधिचैत्यमण्डनजिनाधीशा चतुर्विंशति-
मायेषु ध्वजदण्ड-कुम्भपटलीं हेमा महिर्ष्टमहैं ।
श्रामत्सारजिनदरा युगवरा प्रत्यष्ठुरस्मिन् क्षणे,
टीकाऽलङ्कृतिरपिनाऽपि ममगान् पूर्तिप्रतिष्ठोत्सवम् ॥"

—પ્રવર્તક્જી શ્રીકાન્તિવિજયજી મહારાજના સંગ્રહની પ્રતિ (પ્રશ૦ શ્લો૦ ૧૬-૧૭)

ભાવાર્થ—જે વર્ષમાં વીજાપુરના વાસુપૂજ્યજિનમંદિર પર સુવર્ણદંડ સાથે સુવર્ણ-કલશ ચડાવવામાં આવ્યો અને જે વર્ષમાં ભીમપલ્લીપુરમાં વીરપ્રભુનું ચૈત્ય સિદ્ધ થયું તે વિક્રમસંવત્ ૧૩૧૭માં માઘ શુ ૧૪ને દિવસે અહીં ચાચિગરાજના રાજ્યસમયમાં જાવાલિપુર-(જાલોર)માં વીરજિનના વિધિચૈત્યના મંડનરૂપ ચોવીશ જિનેશ્વરોના મંદિરો પર મોટા મહોત્સવ પૂર્વક યુગપ્રધાન શ્રીજિનેશ્વરસૂરિએ ધ્વજદંડ સાથે સોનાના કલશોની પ્રતિષ્ઠા કરી એ ક્ષણે આ ટીકારૂપી અલંકાર પણ પરિપૂર્ણ પ્રતિષ્ઠિત થયો.

આપણે જાણીને પ્રસન્ન થશું કે પોતાના દીક્ષાગુરુ જિનેશ્વરસૂરિના શ્રાવકધર્મ-પ્રકરણની પોતાના સતીર્થ્ય ગુરુબંધુ વિદ્યાગુરુદ્વારા રચાયેલી એ વિસ્તૃત ટીકાનું સંશોધન આપણા પૂર્વ પરિચિત વીર-રાસકાર અભયતિલકગણિએ કર્યું હતું અને તે કર્તવ્યનો ઉલ્લેખ તેના વિદ્યાગુરુ લક્ષ્મીતિલક ઉપાધ્યાયે વિનાસંકોચે નીચેના મનોહર આકર્ષક શબ્દોમાં વ્યક્ત કર્યો છે—

"जाग्रत्समग्रविद्य सुवर्णकृत् पाटितो मयैव करि ।
सरष्टि-शाणयैतामुदजिज्वलद्भयतिलकगणि ॥"

—શ્રા૦ ધ૦ ટીકા (પ્ર શ્લોક ૧૮)

ભાવાર્થ—જેની સમગ્ર વિદ્યાઓ જાગતી છે અને જેને રહે જ

પ્રકરણમાં છે, કે જેનું નામ, દિગમ્બર બંધુઓએ 'ઉપદેશ-સિદ્ધાંત-રત્ન માલા' કલ્પ્યું છે એ સર્વ જોતાં **નેમિચંદ્ર** નામ પરથી દિગમ્બર બંધુઓને થયેલો દિ૦ ભટ્ટારક **નેમિચંદ્ર**નો વ્યામોહ દૂર થશે અને એ વ્યામોહથી પરાણે એ ચીપકાડીને સ્વચ્છંદતાથી કરેલા વિચિત્ર અર્થો અને આક્ષેપો માટે તેઓ શરમાશે-એવી મારી ખાત્રી છે

લા. ભ.

---

[૧૬]

# શ્રીશત્રુંજયતીર્થનો ઉદ્ધારક

## સમરસિંહ

[સં ૧૯૮૨ના કાર્તિકથી વૈશાખ ૪ અંકોમાં જૈનયુગ મુંબઈમાં પ્રથમ પ્રકાશિત]

સુપ્રસિદ્ધ શ્રીશત્રુંજયતીર્થની પ્રાચીનતા **શ્રીજ્ઞાતાસૂત્ર, અંતકૃદ્દશાંગસૂત્ર, સારાવલી**પ્રકીર્ણક વગેરે જૈન શ્વેતાંબર સિદ્ધાંતમાં આવતા વર્ણનો ઉપરથી સિદ્ધ થાય છે શ્રીભદ્રબાહુસ્વામીએ (વિદ્યાપ્રાભૃતથી ?) રચેલા, શ્રી**વજ્રસ્વામી**એ ઉદ્ધરેલા અને તે પરથી **પાદલિપ્તસૂરિ**એ સંક્ષિપ્ત કરેલા **શ્રીશત્રુંજય**કલ્પથી[1] તેમ જ તે પરથી રચાયેલ **ધર્મઘોષસૂરિ**ના અને **જિનપ્રભસૂરિ**ના **શત્રુંજયકલ્પથી** શત્રુંજયની પ્રાચીનતાને પુષ્ટિ મળે છે **દાક્ષિણ્યચિહ્નસૂરિ**ની **કુવલયમાલા** (રચ્યા સં ૮૩૫-શક સં ૭૦૦) જેવી પ્રાચીન કથાઓમાં અને **શત્રુંજયમાહાત્મ્ય** (સોરઠ નિ ૧૮ દેશના સ્વામી શિલાદિત્યના ગુરુ ધનેશ્વરસૂરિ-રચિત) જેવા અનેક ગ્રંથોમાં આવેલા ઉલ્લેખો પરથી જૈનોનો શત્રુંજય પ્રત્યેનો પ્રાચીન કાળથી અવિચ્છિન્ન ચાલ્યો આવતો પ્રેમ-ભક્તિભાવ પ્રકટ જણાઈ આવે છે

પ્રાચીન કાળમાં **ભરત, સગર**[2] જેવા ચક્રવર્તિઓએ અને **પાંડવો** જેવા પ્રબળ પરાક્રમી રાજાઓએ આ તીર્થના ઉદ્ધારો કરાવ્યા હતા-એવી પ્રાચીન માન્યતા અનેક જૈનગ્રંથોમાં આલેખિત થયેલી છે એ પછીના ઐતિહાસિક યુગ તરીકે ઓળખાતા સમયમાં પણ **વિક્રમ, સંપ્રતિ, શાલિવાહન, શિલાદિત્ય** વગેરેના નામો આ તીર્થના ઉદ્ધારક તરીકે આલેખાયેલા છે [વિક્રમાદિત્ય પાસેથી બાર ગામ સાથે

**મધુમતી**(મહુવા)ને સમાનથી મેળવનાર **ભાવડશાહ**ના પુત્ર **જાવડશાહે**[3] વિ સ ૧૦૮મા શ્રીવજસ્વામીના સદુપદેશથી આ તીર્થનો ઉદ્ધાર કરાવ્યાના અનેક ઉલ્લેખો મળી આવે છે (વિશેષ માટે જૂઓ ધનેશ્વરસૂરિકૃત શત્રુંજય-માહાત્મ્ય, સર્ગ ૧૪)

જાવડશાહના ઉદ્ધાર પછી કેટલાક કાળ બૌદ્ધ લોકોની સત્તા વધતાં આ તીર્થ તેમના હસ્તગત થયું હતું, પરંતુ ચન્દ્રગચ્છીય **ધનેશ્વરસૂરિએ** વિ સ ૪૭૭મા વલભીપુરનાયક **શિલાદિત્ય** રાજાને જૈનધર્મભક્ત બનાવી તેની મારફત પુન આ તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો એમ એ જ **શિલાદિત્ય** રાજાના આગ્રહથી પૂર્વોક્ત **ધનેશ્વરસૂરિએ** રચેલા **શત્રુંજય-માહાત્મ્ય**મા સૂચવ્યું છે[4]

શ્રીશત્રુંજયની તલહટ્ટીમા વસેલું **પાલિતાણા** ગામ આ તીર્થની પૂજાર્થે સુપ્રસિદ્ધ **પાલિત્ત**(પાદલિપ્ત) સૂરિ (પ્રાચીન લોકપ્રિય '**તરંગવતી**'[5] કથાના પ્રણેતા, **પ્રતિષ્ઠાન, ભરુચ, માન્યખેડ, પાટલિપુત્ર** વગેરેના રાજાઓના ધર્માચાર્ય **નાગાર્જુન**યોગીના ગુરુ) નું પવિત્ર નામ રાખી પ્રસિદ્ધ સિદ્ધયોગી **નાગાર્જુને** વસાવ્યાના પ્રામાણિક ઉલ્લેખો[6] પ્રાપ્ત થાય છે આ **પાલિત્તસૂરિએ** પણ **શત્રુંજયની** યાત્રા[5] કર્યાના ઉલ્લેખો **ભદ્રેશ્વરસૂરિની કથાવલી** (પ્રા) વગેરે અનેક ગ્રંથોમા છે

સુપ્રસિદ્ધ ગૂર્જરેશ્વર **સિદ્ધરાજે** આ તીર્થની યાત્રા કરી બાર ગામ બક્ષીસ તરીકે દેવદાયમા આપ્યાના પ્રાચીન ઉલ્લેખો દૃષ્ટિગોચર થાય છે[7] પરમાર્હત **કુમારપાલ** ભૂપાલે આ તીર્થની યાત્રા કરેલી યાત્રાનું વર્ણન તેના અનેક ચરિત્ર-રાસોમા પ્રગટ થયેલ[8] છે એ જ મહારાજાના મહામાત્ય **વાગ્ભટદેવ** (બાહડદે) મંત્રીશ્વરે[9] વિ સ ૧૨૧૩ (પ્રબંધચિંતામણિ, કુમારપાલચરિત્રમા જણાવ્યા પ્રમાણે વિ સ ૧૨૧૧)મા આ મહિમાવંત તીર્થનો ઉદ્ધાર કર્યાનો વૃત્તાંત

અનેક ગ્રંથોમાં પ્રતિપાદિત છે, કે જેમાં મંત્રીશ્વરે એક કરોડને સાઠ લાખ રૂપિયા ( ૫. સોમધર્મગણિ-વિરચિત ઉપદેશસપ્તતિમાં જણાવ્યા પ્રમાણે ત્રણ લાખથી ન્યૂન ત્રણ કરોડ[૧૦] )નો વ્યય કર્યાનું પ્રબંધચિંતામણિમાં મેરુતુંગસૂરિએ સૂચવ્યું છે.

વિ. સં. ૧૨૯૬માં સ્વર્ગવાસી થયેલા નામાંકિત મંત્રી મંત્રીશ્વર વસ્તુપાલે સંઘપતિ થઈ આ તીર્થરાજની સાડીબાર યાત્રા કર્યાના, આ તીર્થમાં અઢાર કરોડ ને છન્નુ લાખ દ્રવ્યનો વ્યય કર્યાના, આ તીર્થમાં ઇંદ્રમંડપ, પાર્શ્વ-નેમિજિનમંદિર અને શાંબ, પ્રદ્યુમ્ન અંબા, અવલોકન વગેરે શિખરો ( ટુંક ) કરાવ્યાના, ગુરુ, પૂર્વજ, સંબંધી, મિત્રોની તથા ઘોડેસ્વાર તરીકે પોતાની અને પોતાના નાના ભાઈ ( તેજપાલ )ની મૂર્તિઓ કરાવ્યાના, સુવર્ણમય પંચ કલશો સ્થપાવ્યાના પૂર્વોક્ત સંને મંદિરામાં બે સુવર્ણદંડ અને ઉજ્જવલ પાષાણમય મનોહર બે તોરણો આપ્યાના વર્ણનો તત્કાલીન વિદ્વાન લેખક કવિઓએ નજરે જોઈ-સાંભળી ગ્રંથારૂઢ કર્યા છે[૧૧] ( જુઓ ઉદયપ્રભસૂરિનું ધર્માભ્યુદય કાવ્ય, બાલચંદ્રસૂરિનું વસંતવિલાસ, અરિસિંહ કવિનું સુકૃતસંકીર્તન, સોમેશ્વરપુરોહિતની કીર્તિકૌમુદી, જયસિંહસૂરિના પ્રશસ્તિકાવ્ય, ઉદયપ્રભસૂરિની સુકૃતકીર્તિકલ્લોલિની, રાજશેખરસૂરિનો વસ્તુપાલપ્રબંધ, જિનહર્ષકૃત વસ્તુપાલચરિત, કવિ સમયસુંદર વગેરાના ગ્રંથો )

વિશેષમાં આ જ મંત્રીશ્વર વીરધવલ રાજા તરફથી આ તીર્થની પૂજા માટે શાસનમાં અર્કપાલિતક ( અમ્રોલિય ) ગામ અપાવ્યું હતું. પાલિતાણામાં લલિતાદેવીના નામથી અતિમનોહર મિષ્ટ જળથી ભરેલું લલિતાસરોવર કરાવ્યું હતું. શ્રીઆદીશ્વર જિનને સુવર્ણમય ઝળહળતું પૃષ્ઠપત્ર( ભામંડલ ) અર્પણ કર્યું હતું, તેમ જ મંદિર પર સુવર્ણના મનોહર ત્રણ કલશો સ્થાપ્યા હતા અને એ મંદિરના દ્વાર પર અતિતેજસ્વી પાષાણમય ગણાતું રમ્ય કિંતુ તોરણ કરાવ્યું હતું[૧૧]

મંત્રીશ્વર **તેજપાલે** (મં. વસ્તુપાલના બંધુએ) આ શત્રુંજયમાં **શ્રીનંદીશ્વરતીર્થ**ની રચના કરાવ્યાના, **શત્રુંજય**ના પશ્ચિમ પ્રદેશમાં પવિત્ર મિષ્ટ પાણીથી ભરપૂર, કમલોથી વિભૂષિત, શિલાબદ્ધ મનોહર 'અનુપમા' સરોવર **અનુપમાદેવી** પત્નીના સ્મારક તરીકે બંધાવ્યું હતું [૧૨]—એવા ઉલ્લેખો ઉપલબ્ધ થાય છે.

ઇતિહાસપ્રસિદ્ધ **માંડવગઢના પેથડકુમારે** ભિન્ન ભિન્ન ૮૪ સ્થળોમાં મંદિરો બંધાવ્યાં. તેમાં આ **શત્રુંજયતીર્થ** પર 'કોટાકોટિ' જિનેન્દ્રમંડપ સાથે **શ્રીશાંતિજિન**ને વિ. સં. ૧૩૨૦ની આસપાસમાં સ્થાપ્યા હતા.[૧૩]

દુષ્કાળના વિકરાળ કાળ (વિ. સં. ૧૩૧૩થી ૧૩૧૫)માં રાજા-મહારાજાઓની પણ લાજ રાખનાર ઇતિહાસપ્રસિદ્ધ **જગડુશાહે** શ્રીઆદીશ્વર પ્રભુથી પવિત્ર થયેલા આ **વિમલાચલના** શિખર પર સાત દેવકુલિકાઓ રચાવી હતી. અન્ય પણ પૂનડ, **આભૂ** વગેરે હજારો રાજમાન્ય ધનાઢ્ય શ્રેષ્ઠિઓએ અને રાજ્યના ઉચ્ચ અધિકારી મંત્રીશ્વરો વગેરેએ લાખો અને કરોડો રૂપિયા ખર્ચી સંઘ કાઢી દૂર દૂર દેશોથી આવી આ તીર્થરાજની અગણિત લોકો સાથે યાત્રા-પ્રભાવના કરી હતી—આ તીર્થને અનેક રીતે ઉન્નત કરવા પોતાના તન, મન, અને ધન સમર્પણ કર્યાં હતાં—એમ ઇતિહાસનાં સુવર્ણપૃષ્ઠો જણાવે છે.

એ પૂર્વકાળની ઝળહળતી જાહોજલાલી પછી ગૂજરાતનું રાજ્ય મુસલમાની સત્તા નીચે ગયું. તે વિકટ વખતમાં પણ આ **શત્રુંજય** તીર્થ અવનતિમાંથી ઉન્નતિના ક્રમમાં કેવી રીતે પસાર થયું, એનો ઉદ્ધાર કોણે, ક્યારે અને કેવી રીતે કર્યો? એ જાણવું પરમાવશ્યક છે. આ અવનતિ-ઉન્નતિનો ઇતિહાસ તત્કાલીન દીર્ઘદર્શી વિચારચતુર જૈનાચાર્યોએ લખી રાખ્યો છે.

આ ઐતિહાસિક ઉદ્ધાર (વિ સં ૧૩૭૧)ને નજરે નીહાળનાર ઉદ્ધાર સમયમાં સમીપ રહેલ **અંબ** (આમ્ર)દેવસૂરિ (નિર્વૃતિગચ્છીય પાસડસૂરિના શિષ્ય) એ પ્રાય વિ સં ૧૩૭૧માં જ એક સંક્ષિપ્ત **'સમરારાસ'** નામનો સુલલિત મનોહર રાસ પ્રાચીન ગૂજરાતી ભાષામાં રચ્યો છે, સદ્‌ગત સાક્ષરરત્ન **ચીમનલાલ** દલાલે સ્વર્ગસ્થ થતાં પહેલાં **'પ્રાચીનગૂર્જરકાવ્યસંગ્રહ'**માં આ રાસને સંગૃહીત–સંપાદિત કરી ગા ઓ સિરીઝ, **વડોદરા**દ્વારા પ્રકાશમાં મુકાવ્યો છે

આ **શત્રુંજયતીર્થ**ના અધિરાજ **શ્રીઆદીશ્વર** પ્રભુની પવિત્ર પ્રતિમાને વિ સં ૧૩૭૧માં માઘ શુ ૧૪ પ્રતિષ્ઠિત કરનાર ઉપકેશગચ્છીય **સિદ્ધસૂરિ**ના શિષ્ય **કક્કસૂરિ**એ આ ઉદ્ધાર નજરે જોયા પછી અને પ્રતિષ્ઠામાં સહાયક બન્યા પછી વિ સં ૧૩૯૩માં **કંજરોટપુરમાં** રહી વિસ્તારથી સંસ્કૃતમાં પાંચ પ્રસ્તાવમાં પરિપૂર્ણ **'નાભિનન્દનોદ્ધારપ્રબન્ધ'** રચ્યો છે[16] આ કક્કસૂરિનું પૂર્વનામ (સૂરિપદ પહેલાં) **'મેરુગિરિ'** હતુ વિ સં ૧૩૭૧ના ફા શુ ૫ (શત્રુંજય–પ્રતિષ્ઠા પછી ૨૧મા દિવસે) **જુનાગઢમાં** ઉલ્લેખિત **સિદ્ધસૂરિ**એ સૂરિપદ આપી તેમને **'કક્કસૂરિ'** નામથી પ્રસિદ્ધ કર્યા હતા,[17] આ વિદ્વાન સૂરિએ પોતાના પ્રબન્ધમાં ઉપર્યુક્ત રાસકારનું સ્મરણ કર્યું છે[18] આ પ્રબંધ(સં )ની તૈયાર કરાવેલી એક હસ્તલિખિત પ્રેસકોપીનો ઉત્તરાર્ધ (પ્રસ્તાવ ત્રીજાના અંતથી પરિપૂર્ણ) ભાગ મારા સ્નેહીમિત્ર પં **ભગવાનદાસ** હર્ષચંદ્ર (દોધકવૃત્તિ, ન્યાયાવતાર, વિ 'શ્રીહેમચંદ્રાચાર્ય જૈનગ્રંથમાલા'ના સંપાદક) પાસેથી થોડા વખત ઉપર મને જોવા મળ્યો હતો [પાછળથી સં ૧૯૮૫માં પ્રકાશિત]

પ્રસ્તુત લેખનો આગળનો હવે પછીનો ભાગ પ્રાય ઉપર્યુક્ત રાસ–પ્રબંધના આધારને આભારી છે, એથી વાસ્તવિક ધન્યવાદ એ રાસ–પ્રબંધના કર્તાને અને સંશોધક–પ્રકાશકોને ઘટે છે

## સંઘપતિ દેસલ અને સમરસિંહ

પૂર્વોક્ત રાસકાર જણાવે છે કે—" **ભરત** અને **સગર** એ બંને તો અતુલ બળવાળા ચક્રવર્તી હતા, તેમ જ અતિ બળવંત પાંડવો પણ પૃથ્વીમાં પ્રચંડ સમર્થ હતા, તેથી તેમણે તીર્થનો ઉદ્ધાર કર્યો

શાહ જાવડનો સંયોગ પણ દુષમકાળના ઉદયમાં થયો હતો, **બાહડદેવ** મંત્રી પણ મહુ સારા સમયમાં થઈ ગયા, પણ હવે તો નવી જ વાત છે કે-જે દોહિલા દિવસોમાં ક્ષત્રિય ખડ્ગ લઈ શકતા નથી, સાહસિકોના સાહસ ગળી જાય છે, તેવા વિકટ સમયમાં જિન ધર્મરૂપી વનમાં **સમરસિંહે** દેખાવ દીધો જેણે **મરુમંડલ**માં અમૃતની સારણિ વહાવી, કૃતયુગનો અવતાર કરી બાહુબળથી કલિ યુગને જિતી લીધો

**ઓસવાલ** કુલના ચન્દ્ર **સમરસિંહ**ના પૂર્વજો પ્રસિદ્ધ **પાલ્હણપુર**માં વસતા હતા, જ્યાં **પાલ્હવિહાર** નામનું **પાર્શ્વભુવન** ગોભતું હતું **ઉપકેશગચ્છ**ના અલંકારરૂપ **રત્નપ્રભસૂરિ** ત્યાં ધર્મ પ્રકાશતા હતા, તેમના પટ્ટ પર અનુક્રમે **યક્ષદેવસૂરિ, કક્કસૂરિ, સિદ્ધસૂરિ, દેવગુપ્તસૂરિ** એ આચાર્યો થયા પછી **સિદ્ધસૂરિ** ધર્મરાજ્યનું પરિપાલન કરતા હતા, જેમની વાણીરૂપી કામધેનુ સિદ્ધાંતરૂપી વનમાં વિચરતી હતી

ઉપકેશવંશમાં **વેસટ**કુલમાં પુણ્યશાલી **સલક્ષણ**ના પુત્ર **આજડ**ના પુત્ર **ગોસલશાહ** થયા તેમને ગેહિની **ગુણમતી**થી સં **આસવર દેસલ** અને **લૂણો** એમ ત્રણ પુત્રો થયા હતા **આસવર**ને **રત્નશ્રી, દેસલ**ને **ભોલી** અને લૂણાને **લક્ષ્મી** પત્ની હતી **દેસલ**શાને **ભોલી** પત્નીથી **સહજો, સાહણો** અને **સમરસિંહ** એ ત્રણ પુત્રો થયા હતા તેઓ લઘુવયથી જ અતિશય વિચારચતુર, અતિ વિવેકી અને સુજ્ઞ હતા, રત્નપરીક્ષા( ઝવેરાતના ધંધા )થી રાય-

ગણાને ર જિત કરતા હતા **દેસલે** પોતાના કુલપ્રદીપ ધન્ય પુત્રોને રૂપવત શીલવત કન્યાઓ પરણાવી હતી **ગોસલ-સુતે અણહિલપુર** પાટણમા નિવાસ કર્યો હતો

ઉપર્યુક્ત ગચ્છ અને વ શને આવા ક્રમમા ગોઠવી શકાય—

[ ઉપકેશગચ્છ ]
- રત્નપ્રભસૂરિ
- યક્ષદેવસૂરિ
- કક્કસૂરિ
- સિદ્ધસૂરિ
- દેવગુપ્તસૂરિ
- સિદ્ધસૂરિ (વિ સ ૧૩૭૧ના માહ શુદિ ૧૪ શ્રીશત્રુજય પર આદીશ્વર પ્રભુની પ્રતિષ્ઠા કરનાર તથા શુ ભમે મેરૂગિરિ મુનિને આચાર્યપદ આપી કક્કસૂરિ બનાવનાર વિ સ

[ ઉપકેશ( ઓસવાલ )વ શ વેસટકુલ ]
- સલખણ ( પાલણપુરવાસી )
  - આજડ
    - ગોસલ-પત્ની ગુણમતી
      - આસધર ( પત્ની રત્નશ્રી )
      - **દેસલ** ( પત્ની ભોલી ) (પાટણનિવાસી વિ સ ૧૩૭૧મા શ્રી શત્રુ જયતીર્થોદ્ધાર યાત્રા સ ઘમા રૂ ૨૭ ૭૦ ૦૦૦નો વ્યય કરનાર, વિ સ ૧૩૭૫ની તીર્થયાત્રામા રૂ ૧૧,૦૦,૦૦૦
      - લૂણો (પત્ની લક્ષ્મી)

૧૩૭૬ ચૈત્ર શુદિ ૧૩ પાટણમા
સ્વગ વાસી )

- કક્કસૂરિ (વિ સ ૧૩૭૫ના ફા શુ ૫ જૂનાગઢમા સૂરિપદ મેળવનાર વિ સ ૧૩૮૩ મા કંજરોટપુરમા નાભિન દનોદ્ધાર—પ્રબ ધ રચનાર )
- ઉ મુનિરત્ન
- વા કુમાર
- વા સોમચદ્ર

થી વધારે દ્રવ્ય-વ્યય
કરનાર વિ સ
૧૩૭૬મા સ્વર્ગવાસી)

- સહજપાલ દક્ષિણમા – દેવગિરિ ( દોલતાબાદ)મા ચોવીશ જિનાલયમા પાર્શ્વ જિનને મૂલનાયક સ્થાપનાર )
- સાહણ ( ખભાતમા રહી પૂર્વજોની કીર્તિ વિસ્તારનાર )
- સમરસિંહ (વિ સ ૧૩૭૧મા શત્રુજયમા પ્રતિષ્ઠા કરાવનાર પિતાને સઘપતિ કરી તીર્થોદ્ધ રચાત્રા સાથે શ્રીસઘની અપૂર્વ સેવા બજાવનાર, અનેક રાજા બાદશાહો ના માનનીય તિલગ દેશના સુબા પરોપકારી મહાપુરુષ )

જે **પાટણ**માં ૮૪ ચૌટા, શ્રેષ્ઠ વસતિ (જૈનઉપાશ્રય), વિહાર (જિનમંદિર), મઠ, ઊંચાં મનોહર મંદિર, પોળ, પ્રાકાર શોભતા હતા, જ્યાં સહસ્રલિંગ મહાસરોવર પૃથ્વીના કુંડલસમાન શોભતું હતું, આજ પણ જ્યાં ધર્મ કલિકાલથી ગાંજ્યા વિના જોવામાં આવે છે ત્યાં વિક્રમના ૧૪મા સૈકાના ઉત્તરાર્ધમાં પાતશાહી સુલતાનનો પ્રતિનિધિ (સૂબો) **અલપખાન** રાજ્ય કરતો હતો, જે હિંદુ લોકોને ઘણું માન આપતો હતો

[શ્રીશત્રુંજયાદિની યાત્રા કરનાર સાહ **જેસલે** આ **અલપખાન**ના સમયમાં વિ સં ૧૩૬૬માં ખંભાતમાં પોષધશાલાસહિત અજિત સ્વામિ-વિધિચૈત્ય કરાવ્યું હતું જુઓ પ્રા ગૂ કા સંગ્રહનું પરિશિષ્ટ]

શાહ **દેસલ**ના પુત્ર (**સમરાશાહ**) તેની સેવા (ઉચ્ચ અધિકારી તરીકે) કરતા હતા કલા વડે રંજિત કરવાથી **ખાને** બહુ પ્રસાદ આપ્યો હતો સમર્થ **સમર**, મીર મલિકથી માન પામતો હતો, પરોપકારી પુરુષોમાં જેને પ્રથમ નંબરમાં મૂકી શકાય

એ **સમરસિંહ**ના જ્યેષ્ઠ સહોદર **સહજપાલે** પોતાનું સ્વાભાવિક તેજ **દક્ષિણદેશ**માં પ્રકટ કર્યું હતું ત્યાં **દેવગિરિ**(દોલતાબાદ)માં તેણે ધર્મ-વ્યાપાર કર્યો હતો જે ધર્મધુરંધરે ચોવીશ જિનાલયમાં **પાર્શ્વ**જિનેંદ્રને સ્થાપી આ વંશમાં ધર્મકંદ રોપ્યો હતો, જ્યારે બીજા બંધુ **સાહણે ખંભાત**માં રહી પૂર્વ પુરુષોની કીર્તિને વિસ્તારી હતી કલિકાલના વશથી વિ સં ૧૩૬૯માં મ્લેચ્છોએ **શ્રીશત્રુંજયતીર્થ**-રાજના અધિરાજ **આદીશ્વર** પ્રભુની પવિત્ર પ્રતિમાનો ભંગ કર્યો હતો, કે જે પ્રતિમા **જાવડશાહે** સ્થાપેલી હતી-એમ **વિવિધતીર્થકલ્પ** નામના તીર્થોના ઇતિહાસમાં-શત્રુંજયકલ્પ(રચના સં ૧૩૮૫)માં **જિનપ્રભસૂરિએ** જણાવ્યું છે[૧૯] રાસકાર એ સંબંધમાં વિશેષ ઉલ્લેખ કરતા નથી

સાહસિક વીર **સમરસિંહે** જ્યારે આ દુઃખદાયક દુર્ઘટના જાણી, ત્યારે તેણે તત્કાળ અભિગ્રહ લીધો કે- જીવિત, યૌવન અને બાહુબળથી પણ **આદિજિનના** બિંબનો માર્ગ ઉદ્ધાર કરવો, નિયમ મૂકવો નહિ ' ત્યારપછી **સમરસિંહ ખાનને** ભેટ્યા તેમના ગુણોથી રંજિત થઈ **ખાને** આવવાનું કારણ પૂછતાં **સમરાશાહે** જણાવ્યું કે—

> સામિય! એ નિસુણી અરદાસિ આસાવ બાણુ અમ્હ તણઉ એ,
> ભઈની એ દુનિય નિરાસ હજ ભાગી ય **હીંદૂઅ** તણી એ

અર્થાત્—અમારી આશાના આધારભૂત સ્વામી! અમારી અરજ સાંભળો હિંદુઓની હજ ભાગી નાખી છે, એથી દુનિયા નિરાશ થઈ છે વગેરે

**ખાને** સૌમ્ય નજરથી જોઈ **સમરાશાહને** માન આપ્યું—તીર્થ માંડવા સર્વ વચનોથી ફરમાન આપ્યું એ સંબંધી પોતે જ મલિક **અહિદરને** આદેશ કર્યો ફરમાન મેળવી આવતા **સમરાશાહનો** સંઘે આનંદિત થઈ સારો સત્કાર કર્યો પ્રબંધકાર જણાવે છે કે—તે વખતે આવેલ મલિક **બહિરામને** શાહે વિવિધ ભેટથી પ્રસન્ન કરી વિસર્જન કર્યો હતો

**સમરાશાહે** પૌષધાલયમાં જઈ પૂર્વોક્ત **સિદ્ધસૂરિને** તીર્થોદ્ધાર-ફરમાનની પ્રાપ્તિ સૂચવી સૂરિએ પ્રસન્નતા દર્શાવી દેવદ્વેષી ટોવા છતાં **ખાને** અનુમતિ આપી, એથી ભાગ્યની શ્રેષ્ઠતા સૂચવી પ્રશંસાભર્યાં પ્રોત્સાહક વચનો ઉચ્ચાર્યાં મંત્રીશ્વર **વસ્તુપાલે** પહેલાં આણેલી **મમ્માણશૈલ-ફલહી**[૨૦] કે જે ભોંયરામાં સ્થાપેલી અક્ષતાંગ વિદ્યમાન હતી, તેનાથી **આદીશ્વર** પ્રભુની મૂર્તિ કરાવવા સંબંધી **સમરાશાહે** સૂરિજી પાસે સંમતિ માગી સૂરિજીએ **દેસલશાહ** વગેરેની સમક્ષમાં સૂચવ્યું કે-' તે પૂર્વોક્ત ફલહી મંત્રીશ્વરે સંઘના ઉત્સંગમાં સ્થાપેલી હોવાથી ચતુર્વિધ સંઘની અનુમતિ લઈ તે ફલહીથી **શત્રુંજયતીર્થમાં** મૂલનાયકનું બિંબ કરાવાય

**સમરા**શાહે આચાર્યો, સંઘના મુખ્ય શ્રાવકો વગેરેને **અરિષ્ટનેમિ**-મંદિરે એકત્ર કરી સંઘ આગળ વિજ્ઞપ્તિ કરી કે—' કલિકાલના વશથી ધર્મવૈરી મ્લેચ્છોએ **શ્રીશત્રુંજયતીર્થ**નો ઉચ્છેદ કર્યો છે, તીર્થ, તીર્થનાયકનો ઉચ્છેદ થતાં પૃથ્વીમાં શ્રાવકોના બધા ધર્મો અસ્ત થયા. તીર્થના અભાવમાં દ્રવ્યસ્તવના અધિકારી ભાની શ્રાવકો દ્રવ્યસ્તવ કેવી રીતે આરાધે? ચાર પ્રકારના ધર્મોમાં ભાવની મુખ્યતા છે, કે જેનાથી શ્રેયસ્કરી પ્રભાવના થઈ શકે છે. ભાવના યાત્રામાં થાય, યાત્રા તીર્થપતિ હોય ત્યારે બને. આમ હોવાથી સંઘની અનુજ્ઞા થાય, તો હું તીર્થાધિપતિ-પ્રતિમા કરાવું. મંત્રી **વસ્તુપાલે** પહેલાં મમ્માણખાણથી આણેલી ફલહી ભોયરામાં અક્ષત વિદ્યમાન રહેલી છે, કે જે સંઘના ઉત્સંગ (ખોળા)માં મંત્રીએ સ્થાપેલી છે. તેનાથી પ્રભુની મૂર્તિ ઘડાવું કે બીજી ફલહીથી?'

શ્રીસંઘે **સમરા**શાહ તથા તેના પિતા **દેસલ**શાહની પ્રશંસા કરી પ્રત્યુત્તરમાં જણાવ્યું કે મંત્રી **વસ્તુપાલ** અને **તેજપાલ** શાસનના શણગારભૂત, ષટ્દર્શનના દાતાર, જિનધર્મના બે નિર્મલ નેત્રરૂપ હતા. તેમણે રાય સુલતાનના આદેશથી (પ્રબંધકારના જણાવ્યા પ્રમાણે ઘણા દ્રવ્યના વ્યયથી) શ્રેષ્ઠ રત્નભૂત ફલહી આણેલી હતી. પરંતુ આ દુષમ કાળની આણ વર્તતાં તે સ્થાપવાનો આ અવસર નથી. આ જુગમાં મનુષ્યમાત્રનો વિશ્વાસ કરી શકાય તેમ નથી, તો અન્યનું શું કહેવું? તેથી તમે **આરાસણ** ફલહીથી નવી પ્રતિમા કરાવી પુણ્યનો પ્રકાશ કરવા સાથે શ્રીજિનવર-ધર્મનો ઉદ્ધાર કરો.

શ્રીસંઘના આદેશને શિરોધાર્ય કરી **સમરા**શાહે તે વૃત્તાન્ત પોતાના પિતા **દેસલ**શાહ આગળ જણાવ્યો. ધર્મિષ્ઠ ચિત્તવાળા **દેસલ**શાહ અતિ હર્ષિત થયા. **સમરા**શાહ સાથે **સિદ્ધસૂરિ** પાસે જઈ વિનતિ કરી કે—'આપના પસાયથી અમે અનેક મનોરથ સફલ કર્યા છે. **શત્રુંજયતીર્થ**નો ઉદ્ધાર કરવા ભાવ ઉપજ્યો છે. આપના એક તપોધન (મુનિ)ને સહાયક તરીકે આપો.'

૫ મદન આદેશ મેળવી ગુરુવચનને મનમા દૃઢ ધારણ કરી આરાસણ પહોંચ્યા દેસલશાહની આજ્ઞાથી સમરાશાહે વિજ્ઞપ્તિ અને ભેટણા સાથે પોતાના આપ્ત મનુષ્યોને આરાસણ ખાણથી જિન-ફલહી લાવવા તે ખાણના સ્વામી પાસે મોકલ્યા [૧]

તે વખતે આરાસણખાણના સ્વામી રાણા મહીપાલદેવ ત્રિસંગમપુરમા રાજ્ય કરતા હતા પ્રબધકાર જણાવે છે કે—"આ મહીપાલરાજા જન્મથી માસ, વિજયા કે મદિરા સ્વય ખાતો પીતો નહિ, બીજાઓને તેથી રોકતો હતો ત્રસજીવોની હિંસા કરતો નહિ તેના રાજ્યમા હિંસક સ્થિતિ પામતો નહિ તેની આજ્ઞાથી નાના બોકડા અગર પાડાને પણ કોઈ હણી શકતુ નહિ જૂને અથવા બિછાનાને તડકે નાખી શકાતુ નહિ જુગટામા જુગારીઓ પણ સોગઠીથી રમતા છતા 'મારુ' એમ કદાપિ બોલી શકતા નહિ એના ઘોડાઓ પણ ગળણાથી ગળેલા પાણીને પીતા હતા માહેશ્વર છતા પણ જૈનધર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધાવાળો તે રાજા હમેશા દિવસે જ ભોજન કરતો હતો"—(નાભિનદનોદ્ધાર પ્રબધ પ્રસ્તાવ ૪, શ્લો ૨૩ થી ૩૦)

એ મહીપાલ રાજાના સુરાજ્યમા શ્રેષ્ઠ મત્રી પાતા નામનો હતો, કે જે ગભીર પ્રકૃતિનો અને ગુણી હતો ચદ્ર પાસે રહેલ ચમરની જેવો તે ઘણા કાર્યોને સાધતો હતો

સમરાશાહના માણસો (ડેપ્યુટેશન) ભેટણા વિજ્ઞપ્તિ સાથે રાણા મહીપાલના દર્શને ગયા રાણાના આદેશથી મત્રીએ ઊંચા સ્વરે એ વિજ્ઞપ્તિ વાચી તેનો અર્થ જાણી મહીપાલ રાણાજી બોલ્યા —"આ સમરસિંહ ધન્ય છે એનો જન્મ સફલ છે કે જેની મતિ આ કલિકાલમા પણ કૃતયુગને અનુસરતી છે હુ પણ (એક રીતે) ધન્યવાદને પાત્ર છુ કે જેને આરાસણ પાષાણોની ખાણ છે અન્યથા આ વિષયમા ઉપસ્મરણોચિત કેમ થાત? પાતામત્રી! સમરાશાહનુ ભેટણુ પાછુ આપો પુણ્ય માટે ધન કેમ લેવાય? ધન, પરિવાર અને જીવિત વડે પણ

ધર્મ જોડાય છે, તો ભેટણામાત્રથી તે ફોગટ હારી કેમ જવાય ? તથા બિંબોનો દલવિભાગ ગ્રહણ કરનારાઓ પાસેથી ગજનો જે વિભાગ (કર) લેવાય છે, તે મે હાલ મુક્યો છે આ કાર્ય કરવામા જે કઈ પણ જુવે ત્યા ત્યા મને પણ પુણ્યનો અંશ દો એમ હુ કહીશ " એમ કહી ગણાજી **મહીપાલ સમરા**શાહના માણસો અને **પાતા**મંત્રી સાથે સ્વયં **આરાસણ**ની ખાણ પાસે ગયા ત્યા દલપાટન કરનાર સવળા સૂત્રધારોને સન્માનપૂર્વક બોલાવી મૂલબિંબ કરાવ્યુ સૂત્રધારોએ યથેષ્ટ માગ્યે છતે ગણાજીએ-**મહીપાલે** તેનાથી અધિકની અનુમતિ આપી શુભ વાર અને શુભ મૂહૂર્તે ખાણપૂજાપૂર્વક ગજાએ કાર્યનો આરંભ કરાવ્યો **સમરા**શાહના આપ્તજનોએ-પ્રતિનિધિઓએ સોના ॥ આભૂષણો, વસ્ત્ર, ભોજન, તાબૂલ વિ થી સર્વ સૂત્રધારોનુ સન્માન કર્યું મહોત્સવ કરી, દાન આપી સત્રાગાર-ભોજનશાળા ખુલ્લી મૂકી ગણાજી **મહીપાલ** કાર્યનો પ્રારંભ કરાવી મંત્રી (પાતા)ને ત્યા સ્થાપી પોતે **ત્રિસંગમપુર** ગયા (ધન્ય છે આવા ધર્મપ્રેમી નિર્લોભી રાજવશીઓને ભારતવર્ષના રાજવીઓમા પુનઃ આવો ધર્મપ્રેમ પ્રકટો ભારતનો અભ્યુદય થાઓ)

## ટિપ્પણી—

૧ 'श्रीभद्रबाहुस्वामिना प्रणीते श्रीवज्रस्वामिनोद्धृते तत श्रीपादलिप्ताचार्येण संक्षिप्तीकृते श्रीशत्रुंजयकल्पेऽप्युक्तम् ।'

—વિ સ ૧૪૭૫મા લખાયેલી પાટણ જૈનભડારમા રહેલી અપ્રસિદ્ધ કુમારપાલપ્રબધની પ્રતિ (પૃ ૮૨)

'भूमीन्दु सगर प्रफुल्लतगरस्रग्दामरामप्रथ
श्रीरामोऽपि युधिष्ठिरोऽपि च शिलादित्यस्तथा जावडि ।
मन्त्री वाग्भटदेव इत्यभिहिता शत्रुञ्जयोद्धारिण—
स्तेषामञ्चलतामियेष सुकृती य सद्गुणालङ्कृत ॥

—બાલચદ્રસૂરિરચિત વસતવિલાસ (ગા ઓ સિરીઝ તરફથી પ્રકાશિત સર્ગ ૧૪ શ્લો ૨૬)

२ 'सपइ-विक्कम-वाहड-हाल'-पालित्त दत्तरायाइ।
न उद्धरिहिंति तय, सिरिमत्तुंजय महातित्थ॥

—ધર્મઘોષસૂરિરચિત શત્રુંજયકલ્પ

३ "विक्रमादित्यनर्त्तीर्थे, जावडस्य महात्मन ।
अष्टोत्तरशताब्दान्ते, माविन्युद्धृतिरुत्तमा॥

—ધનેશ્વરસૂરિરચિત શત્રુંજય-માહાત્મ્ય (સર્ગ ૧૪ શ્લો૦ ૨૮૦)

"अष्टोत्तरे च त्रिंश वर्षशते यनीने, श्रीविक्रमादथ बहुद्रविणव्ययेन।
यत्र न्यवीविशत जावडिरादिदेव-श्रीपुण्डरीकयुगल भवभीतिभेदि॥

—વિ સં ૧૫૧૭મા ભોજપ્રબંધ વિ૰ રચનાર રત્નમંદિરગણિની ઉપદેશતરંગિણી પૃ ૧૩૨

વિક્રમથી **એકસો આઠે**, વરસે હુઓ **જાવડ**સાહ રે
તેરમો ઉદ્ધાર **શેત્રુંજે** કર્યો થાપ્યા **આદિજિન**નાહ રે ધ૦

—વિ સં ૧૬૩૮મા અમદાવાદમા રચાયેલ કવિનયસુંદરકૃત શત્રુંજયોદ્ધાર રાસ ઢાલ ૯ કડી ૮૭

**અઠ્ઠોત્તર સો** વરસ ગયા **વિક્રમ** નૃપથી જિ વારો જી
પોરવાડ **જાવડ** કરાવિયો એ તેરમો ઉદ્ધારો જી

—વિ સં ૧૬૮૨(૬)મા **નાગોર**મા શત્રુંજયમાહાત્મ્યના આધારે રચાયેલ કવિસમયસુંદરકૃત શત્રુંજય-રાસ ઢાલ ૪ થી કડી ૧૬

સંવત **એકઅઠ્ઠોત્તરે** રે **જાવડ**ગાનો ઉદ્ધાર
ઉદ્ધરજો મુજ સાહિબા રે નાવે ફરી સંસાર હો જિન૦

—પં વીરવિજયજીએ વિ સં ૧૮૮૪મા રચેલી નવાણુપ્રકારી પૂજા

૪ આ મૂળ ગ્રંથ પં હીરાલાલ હંસરાજ જામનગર (કાઠિયાવાડ)થી પ્રકાશિત થયેલ છે તેની રચના વિ સં ૪૭૭મા વલ્લભીપુર નાયક શિલાદિત્યના સમયમા જણાવી છે ઐતિહાસિક ગવેષણા કરનારાઓના અભિપ્રાયે પ્રથમ શિલાદિત્યનો સમય પણ એ પછીનો છે બીજુ એમા ભાવિત ભવિષ્યમા કુમારપાલ બાહડ વસ્તુપાલ સમર વિ૰ (વિક્રમના ૧૪મા સૈકાના ઉત્તરાર્ધ સુધીમા થયેલ)ના નામો જોવામા આવે છે—

तत कुमारपालस्तु, **बाहडो वस्तुपालक** ।
**समराद्या भविष्यन्ति**, शासनेऽस्मिन् प्रभावका ॥

—(સર્ગ ૧૪ શ્લોક ૨૮૭)

એથી આ ગ્રંથને અર્વાચીન ગણવામાં આવે છે. સત્ય શોધવાની આવશ્યકતા છે. અમને આ પદ્ય પ્રક્ષિપ્ત લાગે છે.

૯ एव च मन्वगगुमन्त्तणेण वित्रायमित्ती **पालित्तयपुरा** वहिऊण्जायत-सत्तु नयाइनिरयाणि गओ **मण्णखेडपुर** ।

—ભદ્રેશ્વરસૂરિની પ્રા. કથાવલી (પાટણની તાડપત્ર પ્રતિ પૃ. ૨૦૧)

આ **પાદલિપ્તસૂરિની તરંગવતી**ની પ્રતિ અત્યારે ઉપલબ્ધ થતી નથી. તેના પરથી સંક્ષિપ્ત ઉદ્ધૃત કથાના જર્મન અનુવાદ પ્રો. લૉયમેને કર્યા પછી તે પરથી ગુજરાતી અનુવાદ નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલે કરેલો કે જે સાહિત્યપ્રેમી વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદી બી એ. એલ એલ. બી. દ્વારા ન ાગમાં આવ્યો છે. સદ્ગુણાનુરાગી શ્રીકર્પૂરવિજયજી મહારાજના સદુપદેશથી જેની બીજી આવૃત્તિ પણ મફત વિતરણ થઈ રહી છે. કે પ્રે. મોદીએ તેની પ્રસ્તાવનામાં જણાવેલ નામ સિવાય અન્યાન્ય ગ્રંથકારોએ એ તરંગવતીનું સ્મરણ કર્યું છે -અનુયોગદ્વારસૂ. (આ૦ સમિતિ સૂરતથી પ્રકાશિત પૃ. ૧૪૯)માં 'तरगवइक्कारे' પ. જોવામાં આવે છે. તેમ **પંચ કલ્પચૂર્ણિ**માં પણ એનું નામ જોવાય છે. પ્રાય તે આ તરંગવતીને ઉદ્દેશીને હશે. આચારાંગ-સૂત્રકૃતાંગવૃત્તિકાર **શીલાચાર્ય** પોતાના **મહાપુરિસ-ચરિય** (રચના સં. ૯૨૫)માં તેની પ્રશંસા કરતા આ પ્રમાણે પરિચય આપે છે કે "मा नत्थि कला, त नत्थि लक्खण त न दीसइ फुडत्थ **,पालित्तयाइ-विरइयतरगमइयासु** य कहासु "—

—દયાવિજયજી મહારાજશ્રીના સંગ્રહની હસ્તલિખિત પ્રતિ પત્ર ૬૪

અર્થાત્ તેવી કોઈ કળા નથી. તેવું કોઈ લક્ષણ નથી, જે સ્ફુટ અર્થવાળું **પાલિત્ત**સૂરિ વગેરેની રચેલી **તરંગવતી** વગેરે કથાઓમાં ન હોય.

આ સિવાય ભદ્રેશ્વરસૂરિની કથાવલી, ચંદ્રપ્રભોપાધ્યાયનું વાસુપૂજ્ય ચરિ (પ્રા.) વિજયસિંહસૂરિની ભુવનસુંદરીકથા (પ્રા.) મુનિચંદ્રસૂરિનું અમમસ્વામિચરિત્ર વગેરે પ્રાચીન ગ્રંથોમાં તરંગવતીનું ઘણા માન સાથે સ્મરણ છે. ઘણા ખેદનો વિષય છે કે તે મૂળ ગ્રંથની એક પણ પ્રતિ દુર્ભાગ્યે અત્યાર જોવામાં આવતી નથી.

६ "अह जिणमहिम काउ, अवयरिए रेवयाओ सयलजणे।
चल्लिओ कुमारवालो, सत्तुजयनित्थनमणत्थ ॥
पत्तो तत्थ कमेण, पालित्ताणमि कुणइ आवास ।
अह कुमरनरिंदेण, हेमसूरिणा नमिओ एव ॥
पालित्ताण गामो, एसो पालित्तयस्स नामेण ।
नागज्जुणेण ठविओ इमस्स तित्थस्स पुव्वतथ ॥
पुहइपइट्ठाण-भरयच्छ-मन्नखेडाइनिव्वणो ज च ।
धम्मे ठविया पालित्तएण त कित्तिय कहिमो ? ॥

—वि स १२४१मा सोमप्रभाचार्ये पाटणमा रचेल कुमारपालप्रति बोध (गा ओ सिरीझ वडोदराथी प्रकाशित पृ १७८)

"क्रमेण ततस्तेन, विमलाद्रेरुपत्यकाम्।
गत्वा समृद्धिभाक् चक्रे, पादलिप्ताभिध पुरम् ॥
अधित्यकायां श्रीवीरप्रतिमाधिष्ठित पुरा
चैत्य विधापयामास, स सिद्ध साहसीश्वर ॥
गुरुमूर्त्ति च तत्रैवास्थापयत् तत्र च प्रभुम् ।
प्रत्यष्ठापयन्नाहूयाहद्बिम्बाण्यपराण्यपि ॥

—वि स १३३४मा प्रभाचन्द्रसूरिरचित प्रभावकचरित (निर्णय सागर प्रेस मुबईथी प्रकाशित पृ ६५ ६६ श्लो० २९९थी ३०१)

सिरिसत्तुजयतलहट्टियाइ नागज्जुणेण निम्मविय ।
सूराण नामेण, सिरिपालित्तयपुर तइया ॥

—वि स १४२२मा सघतिलकाचार्य-विरचित सम्यक्त्वसप्ततिवृत्ति (दे० ला० फ० सूरतथी प्रकाशित पृ १३७)

७ 'किञ्च तीर्थेऽत्र पूजार्थं द्वादशग्रामशासनम् ।
अर्पयन्ति स्म मन्त्री सिद्धराजमहीभुजा ॥

—वि स १२८८नी आसपासमा उदयप्रभसूरि-रचित धर्माभ्युदय महाकाव्य-(शत्रुजय-माहात्म्योत्कीर्तन सर्ग ७ श्लो ७७ प्रति से ला वडोदरा)

"अन्यदा सिद्धभूपाले निरपत्यतयाऽर्त्ति ।
तीर्थयात्रां प्रचक्रमानुपानत्पादचारत ॥
हेमचन्द्रप्रभुस्तत्र सहानीयत तेन च ।
विना चन्द्रमस किं स्याज्जीलोत्पलमतन्द्रितम् ? ॥
× × ×
समाय तास्ततो राजा, स्थान सिंहासना( सिंहपुरा )भिधम् ।
दत्त्वा द्विजभ्य आरूढ, श्रीमच्छत्रुंजये गिरौ ॥
श्रीयुगादिप्रभु नत्वा, तत्राभ्यर्च्य च भावत ।
मेने स्वजन्म भूपाल , कृतार्थमिति हर्षभू ॥
ग्रामद्वादशक तत्र ददौ तीर्थस्य भूमिप ।
पूजायै यन्महा तरता, चा( त्वा )नुमानेन कुर्वते ॥ '

—વિ૦ સ૦ ૧૩૩૪ વર્ષે મા પ્રભાચન્દ્રસૂરિરચિત પ્રભાવકચરિત નિર્ણય સાગર પ્રેસ મુબઇથી પ્રકાશિત પૃ ૩૧૫ શ્લો૦ ૩૧૦ ૧૧ ૨૩ ૨૫)

' अथ भूप सोमेश्वरयात्रायाः प्रत्यावृत्त श्रीसिद्धाधिपो रेवतोपत्यकायां न्यावास । × × शत्रुजयमहातीर्थसीमाधा स्क वावार यथात् । × × × गिरिमधिरुह्य गङ्गोदकेन श्रीयुगादिदेव स्नपयन् पर्वतसमीपवर्तिग्रामद्वादशकशासन श्रीदेवार्चायै विश्राणयामास ॥

—વિ સ ૧૩૬૧મા મેરુતુગસૂરિરચિત પ્રબધચિતામણિ ( રામચન્દ્ર દીનાનાથ શાસ્ત્રી તરફથી પ્રકાશિત પૃ ૧૬૦-૧૬૧ )

૮ " श्रीमद्वाग्भटदेवोऽपि जीर्णोद्धारमकारयत् ।
सदेवकुलिकस्यास्य, प्रासादस्यातिभक्तित ॥
शिखीन्दु रविवर्षे १२१३ च, ध्वजारोपे व्यधापयत् ।
प्रतिमा सप्रतिष्ठा स, श्रीहेमचन्द्रसूरिभि ॥ '

—વિ સ ૧૩૩૪મા રચાયેલ પ્રભાવકચરિત ( પૃ ૩૩૬ શ્લો ૬૭૦-૬૭૨ )

એટલા સઘવી હુઆ હવે ચઉદશમો ઉદ્ધાર વિશાલ રે,
બારતેરોત્તરે સો ય મ્રે મ ી બાહડદે શ્રીમાલ રે ધ ય૦

—કવિ નયસુદરકૃત શત્રુજયતીર્થોદ્ધાર રાસ ( ઢાલ ૯ કડી ૯૦ )

સંવત બાર તેરોત્તરે, શ્રીમાલી સુવિચારો જી,
બાહડદે મુહુતે કરાવીઓ એ ચૌદમો ઉદ્ધારો ૭

—કવિ સમયસુંદર-શત્રુંજયરાસ (ઢાલ ૪થી કડી ૧૭)

બાહડ મંત્રીએ ચૌદમો જે તીર્થ કર્યો ઉદ્ધાર,
બારતેરોત્તર વર્ષમાં રે વંશ શ્રીમાલી સાર હો જિન૭૦

—પં. વીરવિજયકૃત નવ્વાણુ પ્રકારી પૂજા (પૂજા ૫મી)

૯ 'षष्टिलक्षयुता कोटी व्ययिता यत्र मन्दिरे ।
स श्रीवाग्भटदेवोऽत्र वर्ण्यते विबुधै कथम् ? ॥'

—પ્રબંધચિંતામણિ (સર્ગ ૪ પૃ. ૨૨૦)

૧૦ क्रमेण पूर्णतां प्राप्ते प्रासादेऽपि स मन्त्रिणः ।
तत्र द्रव्यप्रमाणं तु, वृद्धा प्राहुरिदं पुन ॥
"लक्षत्रयीविरहिता द्रविणस्य कोटी
स्तिस्रो विविच्य किल वाग्भटमन्त्रिराज ।
यस्मिन् युगादिजिनमन्दिरमुद्दधार
श्रीमानसौ विजयतां गिरिपुण्डरीक ॥

—વિ. સં. ૧૫૦૩માં પં. સોમમંડનગણિરચિત ઉપદેશસપ્તતિ (આત્માનંદ સભા ભાવનગરથી પ્રકાશિત પૃ. ૩૧)

૧૧ " अथ प्रसादाद् भूभर्तु प्राप्य वैभवमद्भुतम् ।
मन्त्रीश सफलीचक्रे स्वमनोरथपादपम् ॥
भक्त्याऽऽखण्डलमण्डप नवनवश्रीकेलिपर्यङ्किका-
वर्यकारयति स्म विस्मयमय मन्त्री स शत्रुञ्जये ।
यत्र स्तम्भन-रैवतप्रभुजिनौ शाम्बाम्बिका लोकन
प्रद्युम्नप्रभृतीनि किञ्च शिखराण्यारोपयामासिवान् ॥
गुरु-पूर्वज-सम्बन्धि-मित्रमूर्तिकदम्बकम् ।
तुरङ्गमङ्गत मूर्तिद्वय स्वस्यानुजस्य च ॥
शातकुम्भमयान् कुम्भान् पञ्च तत्र न्यवेशयत् ।
पञ्चधा भोगसौख्यश्रीनिधानकलशानिव ॥

सौवर्ण स्तम्भयुग्म च प्रासादद्वितये न्यधात्।
श्रीनेमिस्तम्भयोरग्र नूतनाङ्कुरमोदरम् ॥
कुन्देन्दुसुन्दरग्रावपावन तोरणद्वयम्।
इहैव श्रीसरस्वत्यो, प्रवेशायैव निर्ममे ॥
अर्कपालितकं ग्राममिह पूजाकृते कृती।
श्रीवीरधवलक्ष्मापाद्, शासयामास शासने ॥
श्रीपालिताख्य नगरे गरीयस्तरङ्गलोलावलिलासितापम्।
तडागमागःक्षयहेतुरेतच्चकार मन्त्री ललिताभिधानम् ॥
दर्पोत्कम न कथं मधुरयति सुधामाधुमाधुर्यगर्वम्-
तोय सोय्य तटाग पथि पथिनिर्मिल्लया भस्तापपाप।
साक्षात्संभोजसंमोदितमुनिमुमन लोलरोलम्बराजै-
रुन्मत्यो दुग्धमुग्धा निगदति जगदैव मन्त्रीशसरीति ॥
पृष्ठस्थ च सौवर्ण श्रायुगादिजिनशितु।
स्वर्णदण्डेन सस्वर्णशेशान्याममिवाभवत् ॥
प्रासाद नेदम काम्यकाञ्चन कलशत्रयम्।
ज्ञानदर्शनचारित्र-महारत्ननिधानवत् ॥
निर्मित्य मन्दिरद्वारि, तोरण तत्र तोरणम्।
शिलाभिर्विदधे ज्योत्स्ना-गर्भसर्वस्वबन्धुभि ॥
लोक पाञ्चालिकानृत्त-सरम्भस्तम्भितेक्षणे।
इहानिर्णीयते दिव्यनाट्यप्रेक्षाक्षण क्षणम् ॥
प्रासाद स्फुरदच्युतैकमहिमा श्रीनाभिसूनुप्रभो-
स्तस्याग्रिमधिनिरक्तकुण्डलगुण धत्तेतरां तोरण।
श्रीमन्त्रीश्वर वस्तुपाल ' कलयन् नाडाम्बरालम्बिना
मत्युच्चैर्गगनोऽपि कौतुकममौ न दा नवास्तु श्रिये ॥
अत्र यात्रिकलोकाना, विश्राना मस्तामपि।
सर्वथा सम्भुखवाप्ति, लक्ष्मीरपरिवर्तिना ॥

—ઉદયપ્રભસૂરિ (વિજયસેનસૂરિ-શિષ્ય) ત (ધર્માભ્યુદય મહાકાવ્ય સર્ગ ૧૫ શ્લો ૨૮થી ૩૮)

શેત્રુંજે કલ્પ સહુકો ગવો એ, અઢાર કોડિ છન્નુ લાખ, -ગી ૧૦ એ ૩૪

"સવત બાર તેરોત્તરે, શ્રીમાલી સુવિચારો જી,
બાહડદે મુહૂર્તે કરાવીયો એ ચૌદમો ઉદ્ધારો જી
—કવિ સમયસુંદર-શત્રુંજયરાસ (ઢાલ ૪થી કડી ૧૭)

'બાહડ મંત્રીએ ચૌદમો રે તીર્થ કર્યો ઉદ્ધાર
બારતેરોત્તર વર્ષમાં રે વંશ શ્રીમાલી સાર હો જિન૦
—પં. વીરવિજયકૃત નવ્વાણુ પ્રકારી પૂજા (પૂજા ૫મી)

૯ "षष्टिलक्षयुता कोटी व्ययिता यत्र मन्दिरे।
स श्रीवाग्भटदेवोऽत्र वर्ण्यते विबुधैः कथम्?॥
—પ્રબંધચિંતામણિ (સર્ગ ૪ પૃ. ૨૨૦)

१० क्रमेण पूर्णतां प्राप्ते प्रासादेऽपि स मन्त्रिणः।
तत्र द्रव्यप्रमाणं तु, वृद्धाः प्राहुरिदं पुनः॥
'लक्षत्रयीविरहिता द्रविणस्य कोटी
स्तिस्रो निविच्य किल वाग्भटमन्त्रिराजः।
यस्मिन् युगादिजिनमन्दिरमुद्दधार
श्रीमानसौ विजयतां गिरिपुण्डरीकः॥
—વિ. સં. ૧૫૦૩મા પં. સોમધર્મ ગણિરચિત ઉપદેશસપ્તતિ (આત્માનંદ સભા ભાવનગરથી પ્રકાશિત પૃ. ૩૧)

११ "अथ प्रमादाद् भूभर्तुः प्राप्य वैभवमद्भुतम्।
मन्त्रीशः सफलीचक्रे, स्वमनोरथपादपम्॥
भक्त्याऽऽखण्डलमडपं नवनवश्रीकेलिपर्यङ्किका
वर्यं कारयति स्म विस्मयमयं मन्त्री स शत्रुञ्जये।
यत्र स्तम्भन-रैवतप्रभुजिनौ शाम्बाम्बिका-लोकन
प्रद्युम्नप्रभृतीनि किञ्च शिखराण्यारोपयामासिवान्॥
गुरु-पूर्वज-सम्बन्धि-मित्रमूर्तिकदम्बकम्।
तुरङ्गमङ्गं मूर्तिद्वयं स्वस्यानुजस्य च॥
शातकुम्भमयान् कुम्भान् पञ्च तत्र न्यवेशयत्।
पञ्चधा भोगसौख्यश्रीनिधानकलशानिव॥

તોરણ [illegible] ચગાવીયા એ એક જ શેત્રુંજ ગિરિનારી,
સોનૈયા [illegible] લાખનો એ એકેકો શ્રીકાર કડી ૧૭
શેત્રુંજના સંઘવી થયા એ સાઠી ચા(બા)રહ યાન ધ
**વસ્તુપાલ તેજપાલ** મંત્રી એ નિર્મલ કીધા ગા ધ કડી ૨૫
એહવી સાઠી બારે યા । કીધી, **શેત્રુંજ** સંઘવી પદ[વી] લીધી કડી ૩૪

—જુઓ 'જૈનયુગ'ના પ્રથમ અંકમાં પ્રકટ થયેલ વિ સં ૧૬૮૨માં પાઠક સમયસુંદરકૃત વસ્તુપાલ-તેજપાલ રાસ

૧૨ "पुण्योल्लासविलासकाल्सधिया येनात्र **शत्रुञ्जये**,
श्रीनन्दीश्वरतीर्थमर्पितजगत्पावि यमासूत्रितम् ।
एतच्चानुपमासर परिसरोद्देशे शिलासञ्चय
व्यानद्धोद्धतवन्धमुद्धरपय कल्लोललुप्तक्रमम् ॥

स्फुरत्स्फटिकदर्पणप्रतिमतामिद गाहते,
मुधाक्तसुधाकरच्छविपवित्रनीर सर ।
विकस्वरसरोरुहप्रकरलक्ष्यनो लक्ष्यते
यत्र सरित्ङ्गनावदनबिम्बताडम्बर ॥

**शत्रुञ्जये** य सरसो निवेश्य श्री**रैवताद्रौ** च जगद्धराणाम् ।
ग्रामस्य दानेन कर निवाय, मङ्क्ष्य सन्तापमपाचकार॥

ઉદયપ્રભસૂરિકૃત ધર્માભ્યુદય-કાવ્ય (સર્ગ ૧૫ શ્લો ૬૩ થી ૪૫)

૧૩ 'कोटाकोटिजिनेन्द्रमण्डपयुत **शान्तिरत्र शत्रुञ्जये** ।

—**સોમતિલકસૂરિ**(વિ સં ૧૩૮૭માં **સત્તરિસયઠાણ** રચનાર) રચિત પૃથ્વીધરસાધુ(પેથડશાહ)-કારિત ચૈત્ય-સ્તોત્ર (મુનિસુંદરસૂરિકૃત ગુર્વાવલી ય વિ ગ્રંથમાળાથી પ્રકાશિત પૃ ૨૦ શ્લો ૧૯૮)

१४ स्थाने स्थाने ध्वजारोप चकार जिनवेश्मसु ।
जहार स्ततातैरथ्य जगद्दुर्गतीतले ॥
असङ्ख्यमन्यलोकेन सम यात्रा विधाय स ।
**शत्रुञ्जये रैवतके** प्राप चारमपुर वरम् ॥
**विमलाचलशृङ्गे** स श्री**नाभेय**पवित्रिते ।
सौत्र देवकुलिका रचयामासिवान् शुभा ॥'

અતિથિ તરીકે રહી ચર (છાની ખબર લાવનાર) માણસો મારફત મંત્રીએ તેણીને આવેલી જાણી. મંત્રીએ ચર માણસોને કહ્યું કે— જ્યારે આ (મોજદીનની મા) જલમાર્ગે જાય, ત્યારે મને જણાવવું. તે લોકોએ તે પ્રમાણે ખબર આપી-જતી જણાવી. મંત્રીએ પોતાના કોળી લોકોને મોકલી તેણીનું સઘળું કુટુંબમાં રહેલું વસ્તુ ગ્રહણ કરાવ્યું અને દયા- સારી રીતે રખાવ્યું ત્યારે ખનાસી( મલ્લા )ઓએ મંત્રી પાસે જઈ પોકાર કર્યો કે— સ્વામી! અમારા યૂથની એક ડોશી હજયાત્રા માટે જતી હતી તેણીને તમારા પાદરમાં લૂટારાઓએ લૂંટી છે' મંત્રીએ પૂછ્યું - એ ડોશી કોણ છે?' તેઓએ જણાવ્યું— દેવ! શું પૂછો છો? તેણી **મોજદીન** સુલતાનની પૂજ્ય માતા છે' મંત્રીએ માયાવડે કહ્યું - અરે! વસ્તુ શોધો શોધો. બે દિવસનો વિલંબ કરી લાવીને સર્વ વસ્તુ આપી ડોશીને પોતાને ઘરે આણી વિવિધ ભક્તિ કરીને પૂછ્યું - શું તમારી હજ-જાત્રાની ઇચ્છા છે? તેણીએ કહ્યું— હા' ત્યારે થોડા દિવસ રાહ જુઓ. તેણીએ રાહ જોઈ તેટલા વખતમાં આરસ પત્થરનું તોરણ ઘડાવી આણ્યું. મેળવી (સકેલી) જોયું ફરીથી જુદું થઈ ગયું. થી બાંધ્યું. સૂત્રધારોને સાથે તૈયાર કર્યા. વચ્ચે માર્ગ ત્રણ પ્રકારનો છે ૧ જલમાર્ગ ૨ કરભ(ઊંટ)થી જઈ શકાય તેવો ૩ ઘોડાથી જઈ શકાય તેવો. જે માર્ગમાં જે રાજાઓથી જેવી રીતે માર્ગ ઉલ્લંઘન કરી શકાય તેવી રીતે પ્રબંધ કર્યો. રાજાઓને ભેટ આપવા માટે ઢગો તૈયાર કર્યા. એવી સામગ્રીથી પોતે સાથે થઈ તેણીને ત્યાં મોકલી. મસીદને બારણે તોરણ રચ્યું. ત્યાં દીવો, તેલ વગેરેની પૂજા ચિંતા ત્યાંના રાજા પાસે શાશ્વતી નિરંતર કરાવી ઘણું ધન ત્યાં આપ્યું. ઘણો યશ થયો. ડોશી પાછી ફરી. તેણીને **ખંભાત** આણી પ્રવેશ-મહોત્સવ કરાવ્યો. પોતે તેના પગ ધોયા. એવી રીતે ભક્તિપૂર્વક દસ દિવસ પોતાને ઘરે રાખી. તેટલામાં ગોળા કિશોર (વછેરા) અને બીજું પણ ટુકુન ગંધ, દ્રવ્ય કપૂર વગેરે લઈ લીધું. વૃદ્ધાને કહ્યું— માતા! તું ચાલે છે. જો ફરમાવ અને ત્યાં માન અપાવે તો હું પણ તને મૂકવા વાસ્તે આવું. તેણીએ કહ્યું— ત્યાં હું જ સ્વામી છું. સ્વેચ્છાએ આવ. ત્યાં તારો ઘણો સત્કાર થશે.

રાજા **શ્રીવીરધવલ**ની અનુમતિથી રાજમાતાના વચનથી મંત્રીશ્વર ચાલ્યા. **દિલ્હી** પાસે પહોંચ્યા. બે કોશ દૂર રહ્યા. સુલતાન માતાની સામે

તરીકે મા યે હતો અશ્વપતિ ગજપતિ નરપતિઓના મા ય એ **પૂનડશાહે** વિ સ ૧૨૭૩મા **બિબેરપુરથી** શ્રીશત્રુંજયની પ્રથમ યાત્રા કરી હતી. બીજી યા ા સુલતાનના આદેશથી વિ સ **૧૨૮૬મા નાગપુર**(નાગોર)થી કરવા માડી હતી તે સઘમા ૧૮૦૦ ગાડા હતા ઘણા મહાધરો હતા તેને અનુસાર બીજો પરિવાર હતો **માડલિ** (માંડલ) ગામની સમીપમા જ્યારે ત **પૂનડ**શાહ સઘ સાથે આવ્યા ત્યારે **તેજપાલ** મ ત્રી તેમની સામે જઈ તમને **ધોળકામા** લઈ આવ્યા મ **વસ્તુપાલ** સામે આવ્યા સઘની ધૂળ પવનને અનુસાર જે દિશા તરફ ઊડતી હતી ત્યા તે જવા લાગ્યા સમીપમા રહેલા મનુષ્યોએ કહ્યુ કે – મ ત્રીશ્વર! એ તરફ રજ ઊડે છે, આ તરફ પધારો મ ત્રીએ જણાવ્યુ કે–આ રજનો સ્પર્શ પુણ્યોથી પમાય છ આ રજના સ્પર્શ થવાથી પાપરૂપી રજ દૂર થાય છે × × ત્યાર પછી સઘપતિ **પૂનડ** અને મ ત્રી પરસ્પર ભેટયા અને પ્રિય આલાપ થયા

મ ત્રી **વસ્તુપાલ** તરફથી **નાગપુરના** આ શ્રીસઘને ભક્તિ-સ કારપૂર્વક ભોજનાદિ ક રા યા પછી મ **વસ્તુપાલ** અને **પૂનડ** સઘ સાથે **શ્રીશત્રુંજય** ગયા શ્રી**ઋષભદેવને વ દન** કર્યુ એક વખત પ્રભુના સ્નાત્ર-સમયમા જેના ચિત્તમા અગમ્ય પ્રભુની નાસિકાને કલશથી પીડા-બાધા ન થાઓ એવા મા ાશયથી પ્રભુની નાસિકાને ફૂલોથી ઢાકી દીધી તે વખતે મ ત્રીએ વિચાર કર્યો કે— કદાચિત્ દુર્યોગથી કલશ વગેરે વડે અથવા પરચક્ર વડે દેવાધિદેવનુ અવયવ ય અમ ગલ થાય તો સઘની શી ગતિ? આમ વિચાર કરી **પૂનડ**ને જણા યુ—ભાઈ! મને આ પ્રમાણે સ કલ્પ થયો છે જો બીજુ મમ્માણી પાષાણમય બિબ રાવવામા આવે તો સારુ, અને તે તો **મોજદીન** સુલતાનના મિ તમે પ્રયત્ન કરો તો થઈ શકે અ યથા નહિ **પૂનડે** જણાવ્યુ— ત્યા ગયા પછી આ સ બ ધી વિચાર કરવામા આવશે" ઇત્યાદિ વાતચીત કરી **રૈવત**(ગિરનાર) વગેરે તીર્થોને વ દન કરી તે બ ને પાછા ફર્યા **પૂનડ નાગપુર** (નાગોર) ગયા મ ત્રી **સ્તંભતીર્થ** (ખ ભાત)મા રહી ત્યાનુ શાસન કરવા લાગ્યા

એવામા એક વખત **મોજદીન** સુલતાનની માતા વૃદ્ધ થઈ હતી, હજ યાત્રાને ચાહતી હતી **ખ ભાત** આવી નૌવિત્ત (ખારવા-ખલાસી)ના ઘરે

ગણા મહીપાલ અને સમરાશાહ પ્રતિદિવસ જતા-આવતા માણસોથી તેના સમાચાર મેળવતા અને શિક્ષા—સૂચના કરતા હતા થોડા દિવસમા ફલહી કાઢી, પરંતુ તેને જ્યારે પાણીથી ભીંજવીને જોઈ, ત્યારે તે મધ્યમા ફૂટેલી રેખાવાળી જણાઈ સમરાશાહે પણ તેને દોષિત જણાવી આવેલા માણસો સાથે નવી કઢાવવા શિક્ષા મોકલી ફરીથી કામ આરંભતા ફૂટેલી તે ફલહીના બે કટકા થઈ ગયા આથી રાણાનો મંત્રી અને સમરાશાહના અધિકારી માણસો ખિન્ન થયા અને અષ્ટમ તપ કરી ડાભને સંથારે રહ્યા પ્રબંધકાર કહે છે કે-ત્રીજી રાત્રે સાક્ષાત્ શાસનદેવી અને કપર્દીયક્ષ પ્રત્યક્ષ થઈ મંત્રી પ્રત્યે બોલ્યા કે-'મંત્રીશ્વર! આપ શ્રાવકોમા શિરોમણિ અને જૈનધર્મના વિજ્ઞ હોવા છતા પણ અજ્ઞાની જેમ કેમ થયા? અમ્હારૂં સ્મરણ કર્યા વિના આરંભ કેમ કર્યો? તેમ કરવુ શું તમને ઉચિત છે? સમરસિંહના ભાગ્યથી કાર્યસિદ્ધિ થશે ખાણના અમુક ભાગથી તે બિંબ મેળવો શાસનદેવ-દેવીના વચન પ્રમાણે સ્ફટિકરત્ન-સદૃશ નિર્દોષ શિલા-ફલહી મેળવી

મંત્રી(પાતા)એ પાટણમા સમરાશાહને સમાચાર પહોંચાડ્યા દેસલશાહે વધામણી લાવનારને પુત્ર(સમરાશાહ) દ્વારા બે પટ્ટસૂત્ર અને સોનાની જીભ દાંત સાથે અપાવી આચાર્યો સાધુઓ શ્રાવકો વગેરે સંઘને એકત્ર કરી મહોત્સવ આરંભ્યો સંઘપૂજા, દાન વગેરે કર્યા પછી દેસલશાહે સંઘ આગળ બે હાથ જોડી વિજ્ઞાપના કરી કે—'સંઘના આદેશ પસાયથી મૂલનાયકની મૂર્તિ માટે ફલહી દૂષણરહિત થઈ છે, તો આ ફલહીથી બિંબ કરાવું કે મંત્રિ(વસ્તુપાલ)-સંબંધી ફલહીથી?' સંઘે પૂર્વોક્ત પ્રત્યુત્તર આપ્યો

તે વખતે સંઘના માણસોએ જણાવ્યું કે-દેનમંદિર વગેરેના સર્વ

તેની ટિપ્પણીમા 'मम्माण' कहा पर है इसका कुछ पता नहीं लगा' જણાવે છે પરંતુ અમારા મતના પ્રમાણે મમ્માણપાષાણોની ખાણ **નાગપુર** (નાગોર) પાસે હતી એમ પ્રબંધકોષ ઉપદેશતરંગિણી વિ ના ઉલ્લેખથી જણાય છે

ાવ્યો માતાને પ્રણામ કરી તેણીને સુખશાતા પૂછી વૃદ્ધાએ કહ્યું –અહને ભટ-સુખ કેમ ન હોય? જેનો દિલ્હીમાં તું પુત્ર છે અને ગુજરાતમાં વસ્તુ પાલ છ રાજાએ કહ્યું— એ કોણ છે? વૃદ્ધાએ તેનો વિનય પ્રકાર કહેવા પૂર્વક તેના ત કહ્યા ત્યાર રાજાએ કહ્યું કે— તેને અહીં કેમ ન આણ્યો?' વૃદ્ધાએ કહ્યું— આણેલો છ ત્યાં દેખાડ મસવારોને મોકલી બોલાવી વસ્તુપાલને ક ાવ્યો મ ીએ ભેટ આપી રાજાએ બોલાવી કહ્યું— માઢ્એ મા ાથી અધિક તને પુ તરીકે માનેલો છે તેથી તું મારો ભાઈ છે અમારી માતા ત્હારી સ્તુતિ કરે છે આવી રીતે સુખવાર્તા કરી મોટા ઉત્સવપૂર્વક વસ્તુપાલને પોતાની માતાની આગળ કરી દિલ્હીમાં લઈ ગયા પૂનડશાહના આવાસમાં આવાસ કરાવ્યો પોતાના મુખે સુલતાને નિમ ણ કરી પૂનડશાહને ઘરે ભોજન કરાવી મ ીશ્વરને પોતાને મહેલે બોલાવ્યા વિનયપૂર્વક સત્કાર કરી પડે ામણી આપી મસાહસ્થાનમાં એક કોડ સોનૈયા આપીને કહ્યું કે— કાઇક મા ા વસ્તુપાલે કહ્યું—' રાજન્! ગૂર્જરભૂમિ સાથે આપ આદ-શાહને યાવજ્જીવ સન્ધિ હો, મમ્માણી-ખાણથી પાંચ પાષાણ અપાવો રાજાએ ત સ્વીકારી ધીરજ આપી

ત પાંચ ફલહી ( મમ્માણી પાષાણ ) રાજાના આદેશથી પૂનડે શત્રુંજય પર્વત પર મોકલી તેમાં એક ઋષભદેવ-ફલહી બીજી પુંડરીક-ફલહી ીજી કપર્દિયક્ષની ચોથી ચક્રેશ્વરીની અને પાંચમી તેજલપુરમાં શ્રીપાર્શ્વ-ફલહી મ ીશ્વર પાછા ફરી પોતાના નગરે ગયા ઇ ઇ

—વિ સં ૧૪૦૫માં રચાયેલ રાજશેખરસૂરિનો પ્રબન્ધકોષ ( વસ્તુ-પાલપ્રબન્ધ ) [ હેમચન્દ્રાચાર્ય-ગ્રન્થાવલી પાટણથી પ્રકાશિત ]

૨૧ શત્રુંજયતીર્થોદ્ધારક પ્રબન્ધ ( આત્માનંદ સભા ભાવનગરથી પ્રકાશિત )ના સંપાદક શ્રીયુત જિનવિજયજીએ તેના ઉપોદ્ઘાત પૃ ૩૨માં *बादशाह के आधीनभ मम्माण की सगमरमर की खानें थी जिनमें बहुत ऊंची जातिका* पत्थर निकलता था। समराशाहने वहां से पत्थर लेने की इजाजत मागी। बादशाहने खुशी पूवक लेने दिया। આ ઉપરથી જણાય છે પરંતુ તે ઠીક નથી સમરા શાહે મહીપાલ રાજાના સ્વાધીનમાં રહેલી આરાસણ ખાણથી પાષાણ ફલહી મંગાવી હતી એમ ઉપર્યુક્ત રાસ-પ્રબન્ધથી સ્પષ્ટ જણાય છે વિશેષમાં

મંત્રીએ એક રથમાં સ્થપાવેલી, આગળ-પાછળ દોરડાએ વળગેલા ઘણા માણસો વડે તેમજ બળવાન બળદો વડે ખેંચાતી આ શિલાને મહાપરિશ્રમથી પર્વતથી ઉતારી કુમારસેના ગામના સમભૂમિ ઉપવનમાં રથ સ્થાપ્યો, ત્યાં ત્રિસંગમપુર વગેરે સ્થાનના નિવાસી સંઘોએ આવીને સ્પર્ધાપૂર્વક ઉત્સવ કર્યો. મંત્રીએ સમરાશાહને સમાચાર આપવા પાટણ માણસ મોકલ્યો કે ફલહી કુમારસેનામાં આવેલ છે.

સમરાશાહે બળવાન બળદો માટે શોધ કરાવી, લોકોએ સમરાશાહ અને તેના પિતા દેસલશાહની પ્રશંસા કરવા પૂર્વક દ્રવ્ય ન લેતાં ઘણી ખુશીથી બળદો આપ્યા. તેમાંથી ૨૦ બળદો લીધા. જેના બળદો ન લીધા તેને ખિન્નતા થઈ. સમરાશાહે મધુર વચનોથી તેઓનો સત્કાર કર્યો. બળદો સાથે દૃઢ ગાડું કુમારસેનાના ગામે મોકલ્યું. માર્ગોપચાર-કુશલ માણસો સાથે મોકલ્યા. ફલહીના વિશેષ ભારથી લોહબદ્ધ ગાડું પણ ચૂર્ણ થઈ ગયું. મંત્રી(પાતા)એ ફરી સમરાશાહ પાસે ગાડું મંગાવ્યું, તે પણ ભાગી ગયું. આ ખબર મળતાં ચિંતાથી સમરાશાહની નિદ્રા દૂર થઈ હતી. શાસનદેવીથી આશ્વાસન મળતાં ઝંઝા ગામથી દેવતાધિષ્ઠિત ગાડું મળ્યું, ત્યાર પછી ગાડું ચાલતાં પદે પદે વધાતી-પૂજાતી ફલહી એગંતુપુરમાં આવી. સંઘ તરફથી પ્રવેશોત્સવ થયો.

પ્રબંધમાં જણાવેલ ઉપર્યુક્ત વિસ્તૃત વર્ણન સમરારાસમાં નથી. રાસમાં માત્ર સંક્ષેપમાં જણાવ્યું છે કે-રાણાજી (મહીપાલ) પોતે જાતે ખાણને કાંઠે રાજ્ય રહ્યા હતા. સૂત્રધારો ટાંકણાનો ઉપયોગ કરી ઘન ગારો ભાગતા હતા. જેમ સમુદ્ર-મથન કરી વાસુકિ દ્વારા રત્નો મેળવ્યાં હતાં, તેમ વીર સમરે અતિ જયણાપૂર્વક ફલહી આણી. કુઆરસે (કુમારસેના ગામે) અને તિસીગમ(ત્રિસંગમપુર-મહીપાલ રાણાની રાજધાની)નગરમાં ઓચ્છવ થયો. ફલહી દેખીને ધર્મી જનોના મનમાં આનંદ માતો ન હતો. અભયદાનમાં અગ્રેસર કરુણારસમાં ચિત્તવાળા શાહે એગલૂમાં ફલહી આવતાં જીવોને મૂકાવ્યા હતા, ઘણું ધન આપ્યું હતું.

ન પામીયે હે શામળ! તુ સાર કરજે, વળી દર્શન દેજે!' ઈત્યાદિ વિનતી કરી પુરુષ-પ્રધાન સમર નળિયામણા રૈવતગિરિથી ઊતર્યા ઘોડા સાકળે સીકરી રાઉલે બહુ માન દીધુ

પ્રબધમા જણાવ્યુ છે કે ઉજ્જયતગિરિ-શિખરના મૌલિરૂપ નેમિજિનને નમસ્કાર કરવા દેસલ, ગુરુ અને સમળ સઘ સાથે ગિરિપર ચડયા સ દેસલશાહે શત્રુજયતીર્થની જેમ મહાધ્વજ, પૂજા, દાન વગેરે સર્વ વિધિ ત્યા કર્યો પ્રદ્યુમ્ન, સાબ, ઊંચા અવલોકન શિખરમા ત્રણ કલ્યાણક વગેરે સઘળા મ દિરોમા યાત્રા કરતા સ દેસલે મહાપૂજા, મહાધ્વજા આપી પોતાના પૂર્વજોને ઉદ્ધર્યા

## અબાદર્શન, પુત્રપ્રાપ્તિ-વધામણી

સ દેસલે જ્યારે પુત્ર-પૌત્ર સાથે અબાદેવીને પૂજી, તે જ વખતે સમરને પુત્ર-લાભ આપવા દ્વારા પ્રસન્ન થયેલી દેવીએ સઘમા વૃદ્ધિ કરી 'ખોળામા રહેલ પુત્રવાળી અબામાતા પુત્રને આપે એ યુક્ત જ છે-વિશ્વમા વિખ્યાત છે!' સમરશાહને ત્યા પુત્ર-પ્રાપ્તિથી પ્રસન્ન થયેલ દેસલશાહ અબાની વિશેષ પૂજા કરી 'ધર્મ શીઘ્ર ફળે છે' એવુ વિચારતા પુત્ર-લાભ થવાથી વર્ધાપન કરાવ્યુ ગજેન્દ્રપદ કુડના પાણીમા દેસલશાહે અને સહજ વગેરે પુત્રોએ સ્નાન કર્યું, આનદ પામ્યા દસ દિવસ આ તીર્થમા રહી સ દેસલ નેમિનાથ પ્રભુની રજા લઈ ગિરનાર થી ઊતર્યા

## દેવપત્તનના રાજા મુગ્ધરાજનુ આમત્રણ, મહીપાલ દેવ તરફથી સન્માન

તે વખતે દેવપત્તનના અધિપતિ મુગ્ધરાજ સમરસિહના દર્શન માટે ઉત્કંઠિત થયા, મુગ્ધરાજે પોતાના પ્રધાનો સાથે વિજ્ઞપ્તિવાળો લેખ મોકલી સમરશાહને જણાવ્યુ કે-'સમરશાહ! પવિત્ર કલાધર(ચદ્ર)

પાન, ફૂલ, કાપડ બહુ અપાતું હતું, કપૂર લુણસમ ગણાતું હતું, જવાધિથી મસ્તકે લેપ કરવામાં આવતો હતો તાલ-તબલાં મનોહર વાગતાં હતાં ઠામ ઠામ સ્થિરતા કરવામાં આવતી હતી પગલે પગલે પાવદલનું પ્રેક્ષણ થતું હતું માણસો, ઘોડાઓ વગેરેની અત્યંત ભીડ હતી દર્શનીઓ સાથે દેવાલય ચાલ્યું જિનશાસન જગતમાં રંગે મહાલતું હતું શિવભુવનની જગતિમાં આવ્યા, સોમેશ્વરદેવના દર્શન કરી, કનડીગાર જલનિધિને જોઈ સંઘ પ્રિયમેલકે ઊતર્યો ચંદ્રપ્રભ પ્રભુને પ્રણામ કરી કુસુમકરંડે પૂજા રચી જિનભવનમાં ઓચ્છવ કર્યો પંચરંગી મહાધ્વજા શિવદેવલમાં આપી અપૂર્વ ઉત્સવ કરાવ્યો જિનના ધર્મની પ્રભાવના કરી જયપતાકા ગવિતલમાં બાંધી—રનકાની

પ્રબંધકારે જણાવ્યું છે કે—મુંધરાજ રાજાનો લેખ આવવાથી અતિ હર્ષિત થયેલા દેસલશાહ સકળ સંઘ સાથે દેવપત્તનપુર તરફ ચાલ્યા શ્રીધામ વામનપુરી(વણથલી) વગેરે સર્વ સ્થાનોમાં ચૈત્ય પરિપાટિ મહોત્સવો કરતા ઉજ્જ્વલ કીર્તિવાળા સંઘપતિ દેવપત્તન પહોંચ્યા સમરશાહને સમીપ આવેલા સાભળી મુંધરાજ રાજા દર્શનાતુર થયો છત્ર ચામર વગેરે વિભૂતિયુક્ત સોમેશ્વર-રાજા પરિવારસહિત સંઘ સામે આવ્યો સમર અને મુંધરાજ બંને મળ્યા મુંધરાજ સમરશાહને ભેટી હર્ષિત થયા મુંધરાજથી કુશલ પુછાયેલા શાહ અમૃતમગ્ન હોય તેવા થયા પરસ્પર ભેટ આપવા વડે પ્રીતિમાન એવા તે બંનેએ પોતાના સંગમને શુભ ભવિષ્યવાળો માન્યો

## જૈન-શૈવોનું સંમેલન

સં દેસલે સમરશાહને આગળ કરી ચતુર્વિધ સંઘ અને દેવાલય સાથે, તેની આગળ ચાલતા મુખ્ય જટાધર અને સ્વયં ઉત્સવ કરનાર રંગડોથી ઉત્સાહ વૃદ્ધિ પામતા દ્વારો પર તોરણવાળા અને પતાકાઓથી શોભતા દેવપત્તનપુરમાં ઇંદ્રની જેમ પ્રવેશ કર્યો

સજ્જનોથી સન્માન પામતા શાહ, મુગ્ધરાજના હર્ષવડે સોમેશ્વર દેવના આગળ એક પહોર સુધી ઉત્સવ-પૂર્વક રહ્યા પહેલા મ પ્રતિ, માત(શાલિ)વાહન, શિલાદિત્ય, આમરાજ વગેરે રાજાઓએ અને કૃત યુગમા ઉત્પન્ન થયેલ ઘણા ધનપતિ જૈનોએ, તેમ જ ચૌલુક્ય કુમારપાલ રાજાએ પણ જે કર્યું ન હતુ, તે હાલ કલિકાલમા પણ દેસલના ભાગ્યથી થયુ શ્રીજિનશાસન અને ઈશશાસનનુ પરસ્પરનુ સ્વાભાવિક વૈર દૂર કરી મિત્રમડલની જેમ દીપતુ કર્યું સઘપતિએ સઘને પ્રિયમેળમા સ્થાપ્યો ભન્યયુગમા જે ન થયુ, તે સમરશાહના ભાગ્યથી થયુ તેવી કહ્યુ છે કે—"આ ક્ષોણિતલમા કેટલા સઘપતિઓ નથી થયા ?, પરતુ હે વીર સમરશાહ ! તમારા માર્ગને એક પણ અનુસર્યા નથી શ્રીઆદિજિનનો ઉદ્ધાર, પ્રત્યેક પુરમા તેના સ્વામિનુ સામે આવવુ, શ્રીસોમેશ્વરપુર (દેવપત્તન)મા પ્રવેશ એવી જે આપની કીર્તિ કરે છે, તેની અન્યની ફરકતી ર નથી '

## દેવપત્તનથી પ્રયાણ, અજાહરા-પાર્શ્વનાથ, કોડીનાર-અબા

દેવપત્તનમા પણ અવારિત દાન આપવા પૂર્વક જિન-ચૈત્યોમા અષ્ટાહ્નિકા-મહોત્સવ કર્યો, અને સોમેશ્વરની પૂજા કરી મુગ્ધરાજ રાજા પાસેથી શ્રીકરી ઘોડો પામી સમરનાથ સ દેસલ સાથે પાર્શ્વ-પ્રભુને નમવા અજાવરપુર તરફ ચાલ્યા જે પાર્શ્વનાથ સમુદ્રમાર્ગે પ્રયાણ કરતા તરીશને આદેશ આપી સમુદ્રમાથી નીકળ્યા, અને તેણે

---

૨૨ तथा चोक्तम्—

नैतस्मिन् कति नाम सङ्घपतय क्षोणीतले जज्ञिरे
कि तेनैकोऽपि न माधुवीर समर ! त्व मागमन्वग् ययौ ।
श्रीनाभेयजिनोद्धृति प्रतिपुर तत्स्वामिनोऽभ्यागति
श्रीसोमेशपुरप्रवेश इति या (ते) कीर्तिर्नवा वल्गति ॥'

—नाभिनन्दनोद्धार-प्रबन्ध (प्रस्ताव ५ श्लो २१५)

કગવેલા અસાધાન્ણ ચૈત્યમા ત્યા ગ્હેલ છે, ત્યા મહાધ્વજા આપી મહાપૂજા વગેરે મહોત્સવ કરી દેસલશાહ સ ઘ સાથે કોડીનાગ ગયા જ્યા બ્રાહ્મણપ ની અ બા મુનિઓને અનદાન આપતા પતિના રોષથી બે પુત્રો સાથે ઉજ્જ્યત(ગિગ્નાગ) આવી નેમિજિનનુ સ્મગ્ણ કગ્તી જિનને નમી આબાના ઝાડ નીચે ગઈ ક્ષણમા ભૂખથી પુત્રોને ખુશી કગ્તા આવતા પતિને જોઈને ભયથી વિગ્ત થઈ તેણીએ નેમિનાથનુ શગ્ણ લઈ પર્વતના શિખગ્થી કૂવામા ઝ પાપાત કર્યો હતો, તે મૃત્યુ પામી એ તીર્થમા અધિષ્ઠાયક દેવી થઈ કોડીનાગ્મા પણ તેના પૂર્વવાસને લીધે તેનુ ચ ય થયુ દેસલે તેને અનેક પ્રકારે કપૂગ, કુ કુમ વગેરેથી પૂજી મહાધ્વજા આપા

## દીવમા મૂલરાજ અને હરિપાલે કરેલ સત્કાર

અનુક્રમે દ્વીપ વેલાકૂલ(દીવ બ દગ) આવ્યા સમગ્સિંહની પ્રીતિથી દીવના સ્વામી મૂલગજ એક હોડીથી બીજી હોડી જોડી ઉપગ કટ (સાદડી) સ્થાપી તે ઉપગ દેવાલયને તથા સ ઘને મહોત્સવપૂર્વક સ્થાપી આકાશમાર્ગની જેમ જલમાર્ગ મધ્યમા (બેટમા) લાવ્યા દીવમા ગ્હેલા કરોડપતિ વ્યવહારી હગ્પિાલે સ ઘ સાથે દેસલનુ વાત્સલ્ય કર્યું હતુ ત્યા પણ અષ્ટાહ્નિકા કરી યાચકોને અભીષ્ટ દાન આપી સ ઘપતિ પુન શત્રુ જય તીર્થે ગયા હતા

આ સ બ ધમા ગસકારે સ ક્ષેપમા જણાવ્યુ છે કે—દીવ ભણી પ્રયાણ કર્યું કોડીનાગ—નિવાસિની અ બિકાદેવીને આબાના આગમમા નમી સ ઘ દીવ બ દગ આવ્યો ૧૧મો ભાષામા વિશેષ વર્ણન કર્યું છે કે અતિ ગ ભીગ ગુણથી શોભતો સ ઘ ગ્ત્નાકગ્ને તીરે આવ્યો સ ઘપતિ—શબ્દ સાભળી દીવનો નરે દ્ર સામે આવ્યો હગ્પાલ ચિત્તમા હર્ષિત થયો, સ ઘ આગળ પહોચ્યો, અને હાથ મેળવી બોલ્યો કે—દીવની નારીઓ સ ઘ સાથે સ ઘપતિના દર્શન કગ્વાને ઉતાવળી થઈ બોલે છે

કે-' હે બહેન ! જલ્દી આવ અને બેડની ચડાવ, તે પુણ્યશાની પુરુષ કેવો છે ? તેને જોઈ નયન સફલ કરીએ, નેત્રે સુખણા કરીશું, કપૂરે ઓવારણા ઉતારીશું એક બેડા(હોડી)થી બીજી હોડી જોડી બલવાન ખલાસીઓ ચલાવે. દેવાલયને લઈ સંઘપતિ સંઘ સાથે તેમાં બેસે લહેરો આકાશે પહોંચવા લાગી પ્રવહણ વિમાનની જેમ જવા લાગ્યું જલ માર્ગે નવરંગે રાસ, દાંડિયા રાસે નાટક જોવાતું હતું નિરુપમ પ્રવેશ થયો રૂડા ધવલમંદિર દીસતા હતા ત્યાં રૂડું કુમાર-વિહાર અને રૂડા જિનભુવન શોભી રહ્યા હતા ત્યાં સ્વયંભૂ આદિજિનને અને અન્ય તીર્થંકરોને વાંદ્યા મેદિનીએ ઉરુ પર ધવલ વેણીસરોવરજ-મંદિર દીઠું અપૂર્વ દૃશ્યનું પ્રેક્ષણ કરી સંઘ સમુદ્રને પેલે તટે ઊતર્યો

રાસકારે ૧૨મી ભાષામાં જણાવ્યું છે કે-અજાહર શ્રેષ્ઠ તીર્થમાં પાર્શ્વજિન પ્રણમ્યા, ત્યાં પૂજા-પ્રભાવના કરી પુણ્ય ઉપાર્જી પોતાનો મનોરથ સફળ કર્યો ગામ, આકર, પુર વટાવી પાધરા કરી શત્રુંજયે પહોંચ્યા આદિપુરીની પાજે ચડ્યા મરુદેવી-પુત્ર(ઋષભદેવ)ને વાંદ્યા અગર, કપૂર, ચંદન, મૃગમદ(કસ્તૂરી) અને કાશ્મીરી કુંકુમ ॥ રસથી કીચ કરી અંગે વિલેપન કર્યું જાઈ, બકુલ, સેવંત્રી આદિના પુષ્પોથી આદીશ્વરને પૂજ્યા મનુષ્ય-જન્મનું ફળ પામ્યા સુકૃત-ભંડાર ભર્યો

## પ્રબંધકારનું સૂચિત

પ્રબંધકારે જણાવ્યું છે કે-સંઘપતિ પુનઃ શત્રુંજય તરફ જતા પહેલાં સિદ્ધસૂરિ કંઈક રોગથી પીડિત થતા જીર્ણદુર્ગમાં રહ્યા હતા સંઘે અને પરિવારે એકઠા થઈ એક વખત વિજ્ઞપ્તિ કરી કે-પ્રભો ! આપનું શરીર બાધાયુક્ત છે જ્ઞાનહીનતા હોવાથી હાલમાં કોઈ આયુષ્ય જાણતું નથી, તો સૂરિમંત્ર કોઈ શિષ્યને આપો ગુરુમહારાજે સર્વસમક્ષ પોતાનો અભિપ્રાય કહ્યો કે મારું આયુષ્ય પાંચ વર્ષ, એક માસ અને

નવ દિવસ છે સત્યાદેવીએ કહેલ શિષ્ય પણ વિદ્યમાન છે, તેને હુ સમીપથી મૂકતો નથી, સમયે તેને સૂરિપદ આપીશ

સર્વ સઘે પુન વિજ્ઞપ્તિ કરી કે-એમ હોવા છતા કઇક વિજ્ઞપ્તિ કરવામા આવે છે કે-શ્રીપૂજ્યે જેમ હાલ સ્થાવરતીર્થ સ્થાપ્યુ, તેમ અમારા ઉપર પ્રસાદ કરી જગમતીર્થ પણ સ્થાપો એ વિજ્ઞપ્તિથી પ્રસન્ન થઈ સિદ્ધસૂરિએ મેરુગિરિ નામના પોતાના શિષ્યને કક્કસૂરિ કર્યા વિ સ ૧૩૭૧મા ફા શુ ૫મે પદ થયુ (જુઓ ટિપ્પણી ૧૭) તે વખત ચૈત્રગચ્છીય ભીમદેવે પદસ્થાપનાનો શ્લોક બોલ્યા હતા જેમા કક્કસૂરિની પ્રશસા કરી હતી કે જેના ઉદયમા સર્વ કલ્યાણસિદ્ધિ થાય છે સૂરિ પદ-મહોત્સવ સ વાગસિંહે કર્યો હતો પાચ દિવસ ત્યા જ ઉત્સવપૂર્વક રહી દેસલશાહ પુન શત્રુજયમા સઘને મળ્યા હતા અને પુન યાત્રા કરી હતી

રાસકાર જણાવ્યુ છે કે-ત્યાર પછી સમરશાહ ગૂજરાતમા આવ્યા પિપલાલી અને લોલિયાણાપુરમા રાજલોકને રજિત કર્યા હતા છડે પ્રયાણે સચરતા રાણપુર પહોચ્યા વઢવાણે વિલબ કર્યો નહિ કરીર ગામે જમ્યા માડલ થઈ પાડલ(પાટડી)મા જીવિતસ્વામિ નેમિનાથને નમ્યા ત્યાથી સખેસરમા સફલ કરનાર પાર્શ્વજિનેદ્રને પૂજ્યા ત્યા ફણિમણિવૃદ દેખાતા સઘપતિ હર્ષિત થયા

## પાટલાપુરમા નેમિનાથ, શખેશ્વરમા પાર્શ્વનાથ

પ્રબધકાર કહે છે કે શત્રુજયની પુન યાત્રા કર્યા પછી દેસલશાહ ગુરુ સાથે પાટલાપુર ગયા પૂર્વે જરાસઘ સાથેના યુદ્ધમા કૃષ્ણનુ સકલ સૈન્ય શત્રુઓથી વિહ્વલ બન્યુ હતુ તે વખતે નેમિનાથે શખ પૂરી જ્યા લાખ રાજાઓને જીત્યા હતા[૩૩] ત્યા વિષ્ણુ-કૃષ્ણે નેમિજિનને સ્થાપ્યા

૩૩ शङ्ख श्रीनेमिनाथेन, यजरासन्धविग्रहे।
नृपलक्षजयोऽपूरि, तस्माद् शङ्खेश्वर पुरम्॥
—નાભિનદનોદ્ધારપ્રબધ પ્ર ૫ શ્લો ૨૪૫

હતા, ત્યાં જિનેશ્વરને પૂજી શંખેશ્વરપુર ગયા. શંખેશ્વરપુરના અલંકાર શ્રીમાન્ પાર્શ્વજિનેશ્વર છે, જે પ્રાણત દેવલોકના સ્વામિથી પૂર્વે લાંબા વખત સુધી પૂજાયેલ છે, ૫૪ લાખ વર્ષો સુધી પ્રથમ ગો(કલ્પ)માં તેના સ્વામિથી પૂજાયા. તેટલા લાખ વર્ષો સુધી ચન્દ્ર સૂર્યેન્દ્રે અને પાતાલમાં તક્ષક નાગપતિએ પણ પૂજ્યા હતા. પ્રતિવાસુદેવ નાથેના યુદ્ધ વખતે મારિના ભયથી જન ન પીડાતા તેની શાંતિ માટે જે પાર્શ્વનાથ પ્રભુને શ્રીનેમિનાથની આજ્ઞા વડે વાસુદેવે પાતાલથી પ્રકટ કર્યા હતા, અને તેમના સ્નાનના પાણીના છાંટાના સંયોગથી સમગ્ત લોકે નીરોગી કર્યા હતા, તે પાર્શ્વનાથ લક્ષ્મી માટે હો.[૩૪] તે તીર્થમાં મહાદાન, મહાપૂજા, મહાધ્વજ વ. સર્વ વિધિ કરી શ્રીપાર્શ્વનાથને પ્રણામ કરી હારીજ નામના ગામમાં જઈ શ્રીઋષભજિનને નમી પત્તનપુર તરફ પ્રયાણ કર્યું.

## પાટણ તરફ પ્રયાણ

રાસકારે પાટણ તરફનું પ્રયાણ અને પ્રવેશ સંક્ષેપમાં વર્ણવી રાસ સમાપ્ત કરતા જણાવ્યું છે કે ડુંગર ડર્યા વિના, ક્ષોભથી સ્ખલિત થયા વિના ગિરિવર ગર્વ (!ધૈર્ય) ન ગાલતા અપૂર્વ રીતે સંઘપતિએ સંઘને સુહેલે(સોઇલ ગામે) આણ્યો. ત્યાં સજ્જન સજ્જનો સાથે અંગે અંગથી ભેટી મળ્યા. ઘણા ઉલટથી કંઠમાં માલા પહેરાવતા મન અત્યંત આનંદ પામતું હતું. મંત્રીપુત્ર મીર અને શ્રેષ્ઠ વેપારીઓ મંત્રી સંઘપતિ સાથે સંઘને વધાવ્યો. કંઠમાં જયમાલા પહેરાવી ઘોડાઓની ઘટા તરવરી સમરાશાહે પ્રવેશ કર્યો. અણહિલપુરમાં વધામણાં (ઉત્સવ)

---

૩૪ पातालात् प्रतिवासुदेवसमरे श्रीवासुदेवेन य-
मैन्यैर्मारिभयार्दिते निलसति श्रीनेमिनाथाज्ञया।
तच्छान्त्यै प्रकटीकृतोऽथ सकला तत्स्नानवारिच्छटा-
संयोगेन जनाश्चिलोऽपि विदधे नीरक् स पार्श्वः श्रिये॥'
—नाभिनंदनोद्धारप्रबंध प्र. ५ श्लो. २५०

થયું નવીન પુરનો નિવાસ થયો સં [૧૩]૭૧મા ઋષભજિનેન્દ્રને સ્થાપ્યા ચૈત્ર વ ૭મે ઘરે પહોંચ્યા યાવચ્ચન્દ્ર–દિવાકરૌ નંદો

નેઉઅ(નિર્વૃતિ)ગચ્છના આચાર્ય પાસડસૂરિ ગણધરના શિષ્ય અંબ(આમ્ર)દેવસૂરિએ આ સમરારાસ રચ્યો છે આ રાસને જે ભણે, ગણે, નાચતા જિનમંદિરમા દે, કાને સાભળે, તે બેઠા છતા તીર્થયાત્રાનું ફળ લઈ શકે (જુઓ ટિ ૧૫)

## સોઈલ ગામમા સામૈયુ

પ્રબંધકારે વિસ્તારથી વર્ણન કરતા કહ્યુ છે કે–પત્તનપુર પાસે સોઈલ ગામમા દેસલશાહે સંઘનો આવાસ કરાવ્યો સંઘ સાથે દેસલશાહને ક્ષેમ–કુશલે સમીપ આવેલા સાભળી પત્તનવાસી જનો સંઘ સામે આનન્દ સ્પર્ધા–પૂર્વક આવેલા લોકોએ તે વખતે સં દેસલ અને સમરના ચરણને ચંદન તથા સુવર્ણ–પુષ્પથી પૂજ્યા હતા તેમના ચરણને પોતાના કરથી સ્પર્શી 'વિમલાચલ તીર્થની યાત્રા કરી'–એમ માનતા પૌર લોકોએ હર્ષથી તેમના કંઠમા પુષ્પમાળા પહેરાવી હતી આણેલા મોદક–યુકત ભોજનથી સ્વાગત કર્યું નગરમા પ્રાયં તેવો કોઈ વણિક, બ્રાહ્મણ, શૂદ્ર કે યવન મનુષ્ય ન હતો કે જે દેસલ અને સમરના ગુણોથી ખેંચાઈ તેમની સામે આવ્યો ન હતો સંઘપતિ દેસલ અને સમરશાહે પણ પ્રત્યેકને તાબૂલ, વસ્ત્ર વગેરે આપી તેઓનુ ગૌરવ–સન્માન કર્યું હતુ

## પાટણમા પ્રવેશ

શુભ મુહૂર્તે પુરપ્રવેશ કરતા ઘોડા વગેરે વાહન પર આરૂઢ થયેલ સમરશાહ વગેરે આગળ ચાલતા સંઘજનોથી શોભતા ખાનના સુખાસન (પાલખી)મા બેઠેલા સંઘપતિ (દેસલશાહ) પાછળ ચાલ્યા સિદ્ધસૂરિ પ્રમુખ મુનીશ્વરો અને શ્રાવકોથી દેવાલય શોભતો

હતો, ચામરધારિણીઓથી ચામર વીંઝાતા હતા મૃદંગ, ભેરી, પડહ વગેરે વાજિંત્રો વાગતા, તાલારાસથી નૃત્ત કરતા સ દેસલશાહ અને સમરશાહને પત્તનમા પ્રવેશ કરતા સાભળી લોક માર્ગમા ઘર ઘર ચડી જોવા આતુર બન્યા હતા લોકોએ ઘરે ઘર કુકુમ-ગહુલી, વદન માલા (તોરણો), પૂર્ણકલશો અને ધ્વજ-પતાકાઓથી નગરને સુશોભિત કર્યું હતુ, ક્ષેત્રોદ્ધારથી શોભતા પાર્શ્વવાળા, સુભિતાગત-સહિત સમરશાહ પ્રવેશ કર્યો તેની પાછળ સઘપતિએ દેવાલય અને ગુરુવર્ગ સાથે પત્તનપુરમા પ્રવેશ કર્યો નારીઓથી ન્યુછણા (ઓવારણા) કરાતા, સજ્જનોથી કરાતી યાત્રા-પ્રશસા સાભળતા, મગલો ગ્રહણ કરાતા અનુક્રમે પોતાના આવાસે આવ્યા સુવાસિની સ્ત્રીઓએ દીવો, દૂર્વા, અક્ષત, ચદન વગેરે સ્થાલમા સ્થાપી સ દેસલ અને સમરના લલાટમા અક્ષતયુક્ત તિલક કર્યું ગીત મગલ, બદી પાઠ થતા, પચપરમેષ્ઠિ-મત્રનુ સ્મરણ કરતા દેસલશાહે પોતાનુ ઘર અલકૃત કર્યું

દેસલશાહે આદિજિનને કપર્દિયક્ષ સાથે દેવાલયમાથી ઉતારીને ગૃહ-દેરાસરમા સ્થાપ્યા પુત્રો સાથે આસન પર બેઠેલા સઘપતિને નગર-લોકોએ ન્યુછણા કરીને આશીર્વાદ-પૂર્વક વદન કર્યું સમર શાહે પણ તે લોકોને વસ્ત્ર, તાબૂલ આપવાથી કૃતાર્થ માનતા સન્માન કર્યું બન્દી, ગાયકો, બ્રાહ્મણો, યાચકો અને અન્ય આશીર્વાદ આપનાર સર્વને પ્રસન્ન કર્યા સહજપાલ વગેરે પુત્રોએ અનુક્રમે વિનયપૂર્વક પિતાના ચરણને દૂધથી પખાળ્યા શાહે ત્રીજે દિવસે દેવભોજ્ય કરાવ્યુ તેમા ઇચ્છાએ ભક્ત-પાન વગેરેથી સાધુઓને પડિલાભી સત્કૃત કર્યા નગરના પાચ હજાર લોકોને ભક્તિથી જમાડ્યા અવારિત સત્રાગાર (ભોજનાલય)મા તો લોકોની સખ્યા જ કહી શકાતી ન હતી સઘ પતિ દેસલશાહે આ તીર્થોદ્ધારમા । ૨૭,૭૦,૦૦૦ સત્તાવીસ લાખ

ને સિત્તેર હજાર દ્રવ્યનો વ્યય કર્યો હતો ³⁵ પોતાના આત્માને કૃતકૃત્ય માનતા શાહ નિત્ય ધર્મકાર્યમા તત્પર થઈ ગૃહકાર્યમા ઉદ્યમી થયા

રાસકારે માત્ર વિ સ **૧૩૭૧**નુ શત્રુજય-તીર્થોદ્ધાર-યાત્રા કરી પુન **પાટણ** પહોચતા સુધીનુ જ વર્ણન રાસમા આપ્યુ છે પ્રબધકારે ત્યાર પછીનો પણ **સમરાશાહ**ના સ્વર્ગવાસ-પર્યન્તનો અધિક વૃત્તાન્ત આ પ્રમાણે જણાવ્યો છે—

## દેસલશાહની પુન તીર્થયાત્રા

**સમરશાહ** રાજસન્માનથી ઉન્નતિ પામતા પરોપકારસાર દિવસો વીતાવતા હતા વિ સ ૧૩૭૫મા દેસલશાહ ફરીથી પણ સાત સઘપતિ, ગુરુ અને બેહજાર મનુષ્યો સાથે સર્વ મહાતીર્થોમા ગયા હતા પૂર્વની જેમ બે યાત્રા કરી હતી તે યાત્રામા દેસલશાહે રૂ ૧૧,૦૦,૦૦૦ અગિયાર લાખથી અધિક દ્રવ્ય-વ્યય કર્યો³⁶ હતો તે વખતે સોરઠ દેશમા મ્લેચ્છોથી બધાયેલ સઘળા જનને મુકાવી અમર ઉચ્ચ પ્રકારે મેઘ બની હતા

---

[35] "सप्तविंशतिलक्षाणि, सहस्राणि च सप्ततिम् ।
तीर्थोद्धारे व्ययति स्म, देसल सङ्घनायक ॥
—નાભિનન્દનોદ્ધાર-પ્રબધ પ્ર ૫ શ્લો ૨૮૧

[36] "पञ्चसप्ततिसत्र्यब्दे, देसल पुनरप्यथ ।
सप्तभि सङ्घपतिभिरन्वितो गुरुभि सह ॥
महातीर्थेषु सर्वेषु, सहस्रद्वितयेन स ।
साधं यात्रि करोति स्म, द्वियात्रामेष पूर्ववत् ॥
व्ययितास्तत्र यात्राया लक्षा एकादशाधिका ।
द्विवल्लक्या द्रम्मसत्का स्वय देसलसाधुना ॥
—નાભિનન્દનોદ્ધારપ્રબધ પ્ર० ૫ શ્લો० ૨૮૪-૨૮૬

## સિદ્ધસૂરિ સાથે ઓસિયા જવું દેસલશાહનો સ્વર્ગવાસ

સિદ્ધસૂરિ પોતાનું આયુષ્ય ત્રણ માસનું જાણી દેસલશાહ પ્રત્યે બોલ્યા કે તમારું આયુષ્ય પણ એક મહિનાનું છે ઊકેશપુર (ઓસિયા)માં જઈ હું સ્વર કક્કસૂરિ (પ્રબંધકાર)ને મુખ્ય ચતુષ્કિકામાં સમાધિએ સ્થાપીશ આપની પણ ઇચ્છા હોય તો જલ્દી ચાલો, જ્યાં દેવ-નિર્મિત વીર ઉત્તમ તીર્થ છે ' સમગ્ર સામગ્રી કરી મેળવેના સઘ અને દેસલશાહ સાથે સિદ્ધસૂરિ ચાલ્યા માર્ગમાં દેસલશાહ સ્વર્ગવાસી થયા

## પટ્ટ સ્થાપન, પદપ્રદાન, પુનઃ પાટણમાં

સિદ્ધસૂરિએ માઘપૂર્ણિમાએ કક્કસૂરિને પોતાના હાથે મુખ્ય સ્થાનમાં સ્થાપ્યા મુનિરત્નને ઉપાધ્યાયપદ અને શ્રીકુમાર તથા સોમેન્દુ એ બન્નેને વાચનાચાર્યપદ આપ્યું દેસલશાહના પુત્ર સહજે અઢાર કુટુંબીજનો સાથે યથાવિધિ વીરનું સ્નાન કરાવ્યું આચાર્યોને પ્રતિલાભી (આહારાદિ આપી) ઉત્સાહથી તેણે સાધર્મિક-વાત્સલ્ય કર્યું ત્યાં આચાર્યે અષ્ટાહ્નિકા કરી સૂરિ સહજ સાથે ફલવર્ધિકા (ફલોધી) ગયા, ત્યાં પાર્શ્વપ્રભુને નાદ્યા યાત્રા કરી અવિચ્છિન્ન પ્રયાણોથી પાછા ફરી સિદ્ધસૂરિ સઘ સાથે પત્તનપુર પધાર્યા

## સિદ્ધસૂરિનો સ્વર્ગવાસ

એક માસનું આયુષ્ય બાકી રહ્યું ત્યારે સિદ્ધસૂરિએ કક્કસૂરિ (પ્રબંધકાર)ને તે પ્રમાણે કહી જણાવ્યું કે આઠ દિવસ બાકી રહે ત્યારે સઘ-ક્ષામણા પૂર્વક મને અનશન આપવું શું હાલ કલિકાલમાં જ્ઞાન હોય ? એમ વિચારી કક્કસૂરિએ (પ્રબંધકારે) કહેલા દિવસે અનશન ન આપ્યું ગુરુએ સ્વયમેવ બે ઉપવાસ કર્યા, ત્યાર પછી સઘ સમક્ષ અનશન આપ્યું સહજ વગેરે સર્વ ભક્ત શ્રાવકોએ સ્પર્ધાપૂર્વક મહોત્સવ કર્યો નગરમાં ચારે વર્ણના જે લોકો રહેતા હતા, તે બાલ,

સુનક, વૃદ્ધ સર્વે વન્દન કરવા આવ્યા હતા પાચ યોજન સુધીમા રહેલા ગામોમા તેવો કોઈ રહ્યો ન હતો, જે કે નમવા આવ્યો ન હતો છ દિવસે-કહેલ સમયે નમસ્કાર ઉચ્ચરતા સૂરિ સમાધિએ સ્વર્ગે સચર્યા સૂરિના જ્ઞાનની પ્રશસા કરતા સઘે ઉત્સવ કર્યો મુનિઓથી સારી રીતે પૂજાયેલા સૂરિ-શરીરને છ દિવસોમા તૈયાર થયેલ એકવીશ મડપવાળા વિમાન (માડવી)મા સ્થાપ્યુ સ્થાને સ્થાને થતા સ્ત્રીઓના હલ્લીસક (ગરબડા), લકુટ-રાસ(દાડિયારાસ), પ્રેક્ષણકે અને આગળ વાગતા વાજિંત્રો સાથે સૂરિ વિમાનમા રહેલ પ્રત્યક્ષ દેવની જેમ દેવલોકમા જવા નગરમા થઈ નીસર્યા સ્પર્ધાપૂર્વક સ્કધ આપતા શ્રાવકો વિમાનને એક અશ પર લઈ ગયા માત્ર ચદન ને અગરના લાકડાઓથી અને કપૂરથી પૂજ્ય(સિદ્ધસૂરિ)ના દેહનો દાહ થયો હતો વિ સ ૧૩૭૬મા ચૈત્ર શુ ૧૩ને દિવસે સિદ્ધસૂરિજી સ્વર્ગે [૩૭]પધાર્યા

## કુતબદીન અને સમરાશાહ

**સિદ્ધસૂરિ**ના સ્વર્ગવાસ પછી કક્કસૂરિ (પ્રબધકાર) ગચ્છનુ પાલન કરે છે તે વખતે સાર્વભૌમ કુતબદીન પાતશાહે **સમરશાહ**ના ગુણો સાભળી તેના દર્શનની ઉત્સુકતાથી ફરમાન મોકલીને **સમરશાહ**ને બોલાવ્યા **સમરશાહ** પણ સામગ્રી કરી **દીલ્હી** તરફ ચાલ્યા ત્યા પહોચતા જ સુરત્રાણે (સુલતાને) ગૌરવ-પૂર્વક બોલાવી **સમર**શાહના દર્શન કર્યા રાજા આગળ વિવિધ ભેટણા મૂકી નમન કરતા **સમર** તરફ રાજાએ ઉત્કઠાપૂર્વક જોયુ સતુષ્ટ થયેલા સુલતાને **સમર**ને સ્વય પ્રસાદ આપવા પૂર્વક સર્વ દેશના વ્યવહારીઓમા મુખ્યતા આપી ત્યા રહેતા સ્વામિ(પાતશાહ)થી અપાતા નવા નવા પ્રસાદોથી પ્રસન્ન થતા **સમર**ને કેટલોક સમય ત્યા વીત્યો દાનવીર

---

૩૭ 'षट्सप्ततिसंयुतेषु, त्रयोदशशतेष्वथ । चैत्रशुद्धत्रयोदश्यां, सूरय स्वमुर ययु ॥

—નાભિનદનોદ્ધારપ્રબધ પ્ર૦ ૫ શ્લો૦ ૩૧૫

સમરા ગવૈયાને એક વાર ધ્રુવ(કવિત્ત) કહેતા બક્ષિસમાં ટજાર ટંક આપ્યા હતા

## ગ્યાસદીન અને સમરાશાહ

કુતબદીનની રાજ્યલક્ષ્મીના નિકંટક થાનદીન પાદશાહ થયો તે સમયે તેણે અતિ પ્રમોદથી સમરાશાહનું ગૌરવ-સન્માન કરી ખાનની જેમ એ(સમરાશાહ)ને પુત્ર તરીકે સ્વીકાર્યો બુદ્ધિશાળી સમરે સુલતાનના બંદી તરીકે બધાયેલ પાંડુદેશના સ્વામી વીરવલ્લભ (બીરબલ) નામના રાજાને પાતશાહ પાસેથી મુક્ત કરાવી પુન તેને પોતાના દેશમાં સ્થાપી 'રાજ-સંસ્થાપનાચાર્ય' બિરુદ ઉપાર્જન કર્યું હતુ

પાતશાહના ફરમાનથી વર્ણવીર સમરે સંઘપતિ થઈ ઘણા સંઘપુરુષો અને જિનપ્રભસૂરિ[૩૮] સાથે જિનેશ્વરોની જન્મભૂમિમાં, તથા મથુરા અને હસ્તિનાપુરમાં તીર્થયાત્રા કરી હતી

## ઉલ્લખાન અને સમરાશાહ તિલંગદેશનું આધિપત્ય

ત્યા પછી સમરાશાહ તિલંગદેશમાં ગ્યાસદીનના પુત્ર ઉલખાનના આશ્રિત થના હતા ખાને પણ સમરને વિશ્વાસપાત્ર પોતાના ભાઈ તરીકે સ્વીકાર્યો હતો અને સમરને તિલંગદેશનો સ્વામી (સૂબો) બનાવ્યો હતો ત્યા તુર્કોથી બંદી તરીકે પકડાયેલ ૧૧,૦૦,૦૦૦ અગિયાર લાખ મનુષ્યોને સમરાશાહે મુકાવ્યા હતા[૩૯] તથા અનેક રાજ રાણાઓ અને વ્યવહારીઓ પર પણ અનેક પ્રકાર ઉપકાર કર્યા હતા

---

૩૮ શત્રુંજય ગિરનાર ફલોધી વગેરે તીર્થોને મુસલમાની રાજ્યકાળમાં નિર્ભય બનાવનાર આ સૂરિનું પ્રભાવક વિસ્તૃત ચરિત અમે શ્રીજિનપ્રભ સૂરિ અને સુલતાન મહમ્મદ એ નામનું લખી પ્રકાશિત કરાવ્યું છે જિનપ્રભસૂરિના સંક્ષિપ્ત પરિચય માટે જેસલમેર ભા સૂચી પૃ ૫૮ જુઓ

૩૯ વિ સં ૧૬૩૮માં કવિ નયસુંદરે રચેલા શત્રુંજય-તીર્થોદ્ધાર રાસમાં આ પ્રમાણે જણાવ્યું છે કે—

पतिश्रीआशाधरानुजेन सा० लूणसीहाग्रजेन संघपतिसाधुश्रीदेसलेन पुत्रसा० सहजपाल सा० साहणपाल सा० सामंत सा० समर सा० सागण प्रमुख कुटुंबसमुदायोपेतेन निजकुलदेवी[श्रीसचि]कामूर्ति कारिता। यावद् व्योम्नि चन्द्रार्कौ यावन्मेरुमहीतले। तावत् श्री[सचि]कामूर्ति

(२)

संवत् १३७१ वर्षे माहसुदि १४ सोमे श्रीमदूकेशवंशे वेसटगोत्रे सा० सल्पणपुत्र सा० आजडतनय सा० गोसलभार्यागुणमति कुक्षिसम्भूतेन संघपतिसा० आशाधरानुजेन सा० लूणसीहाग्रजेन संघपतिसाधुश्रीदेसलेन सा० सहजपाल सा० साहणपाल सा० सामंत सा० समरसीह सा० सागण सा० सोमप्रभृतिकुटुंबसहायोपेतेन वृद्धभ्रातृसंघपतिआसाधरमूर्ति श्रेष्ठिमाढलपुत्री संघ० रत्नश्रीमूर्तिसमन्विता कारिता ॥ आशाधर कल्पतरु रहोयमाशा लंकृतबाहुयुगो युगादिदेव प्रयत प्रणौति ॥

(३)

संवत् १३७१ वर्षे माहसुदि १४ सोमे राणकश्रीमहीपालदेव मूर्ति संघपतिश्रीदेसलेन कारिता श्रीयुगादिदेवचैत्यालये ॥

આ ત્રણ લેખો સિવાય સમરાશાહના સ્વર્ગવાસ પછી વિ સ ૧૪૧૪મા **સમરાશાહ**ની તેમની ધર્મપત્ની સાથેની એક મૂર્તિ કે જે **સા**લિગ અને **સજ્જન**સિંહે[૪૦] ( **સમરાશાહ**ના પુત્રોએ ) કરાવેલી અને

૪૦ સ ૧૫૧૬ ચૈ શુ ૮ રવિવારે દેસલશાહના વંશજ **શિવરાજ** (?)ની પત્ની દેવલદેએ ઉપકેશગચ્છીય કકકસૂરિના ઉપદેશથી વાચનાચાર્ય **વિત્તસાર**ને વ્હોરાવેલી સૌવર્ણ કલ્પસૂત્રની પ્રતિમા લખાયેલી પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે **સમરાશાહ**ને છ પુત્રો હતા આ પ્રશસ્તિના ૯ થી ૧૭ શ્લોકો **ઐતિહાસિક** રાસ-સગ્રહ ભાગ ૧ (સંશોધક સદ્ગત **શ્રીવિજય** ધર્મસૂરિ પ્રકાશક **શ્રીયશોવિજય** જૈન ગ્રંથમાલા **ભાવનગર**)ના પૃ ૨-૪ મા દર્શાવેલા છે તે શ્લોકો આ પ્રમાણે છે —

કક્કસૂરિ (વિ. સં. ૧૩૯૩માં નાભિનંદનોદ્ધાર પ્રબંધકાર)ના શિષ્ય દેવગુપ્તસૂરિ-પ્રતિષ્ઠિત થયેલી લા ૮ જોવામાં આવે છે જેનો લેખ આ પ્રમાણે છે —

संवत् १४१४ वर्षे वैशाख सुदि १० गुरौ संघपतिदेसलसुत सा० समर-समरश्रीयुग्म सा० सालिग-सा० सज्जनसिंहाभ्यां कारितं प्रतिष्ठितं श्रीकक्कसूरिशिष्यैः श्रीदेवगुप्तसूरिभिः ॥ शुभं भवतु ॥

---

"तत्पुत्र नायक इति प्रसिद्धस्तत्सूनुराजड इत्युदीर्णः ।
सुलक्षणो लक्षणयुक् क्रमेण, गुणान्वितौ गोसल देसलौ च ॥
श्रीदेसलाद् देसल एव वंशः, ख्यातिं प्रपन्नो जगतीतलेऽस्मिन् ।
शत्रुंजये तीर्थवरे विभाति यन्नामतस्त्वाश्रितो विहारः ॥
तत्सूनवः साधुगुणैरुपेतास्त्रयोऽपि सद्धर्मपरा बभूवुः ।
तेष्वादिमः श्रीसहजो विवेकी, कर्पूरधारातिलकप्रसिद्धः ॥
तज्जन्मभूर्भवविभूषिताऽत, सारङ्गसाधुः प्रथितप्रतापः ।
आसीत् स यस्यामरलब्धशोभः, सुवर्णधारा-वितरप्रवाहः ॥
श्रीसाहणः साहिनृपाधिपानां सदापि सन्मानपदं बभूव ।
देवालयं देवगिरौ वितानामकारयद् यो गिरिशृङ्गतुङ्गम् ॥
बन्धुस्तृतीयो जगतीजनेन, सुगीतकीर्तिः समरः सुचेताः ।
शत्रुञ्जयोद्धारविधिं विधाय, जगाम कीर्तिं भरताधिकां यः ॥
यः पाण्डुदेशाधिपमोचनेन गतः परां ख्यातिमतीवशुद्धाम् ।
महम्मदे योगिनिपीठनाथे तत्प्रौढताया किमु वर्णनं स्यात् ?
तत्सत्कुलेऽभूत् समरश्रियः सा यदुद्भवा पट्टतनुजा जगत्याम् ।
माल्हाभिधः श्रीसहितो नितान्तस्तेष्वादिमोऽपि प्रथितोऽद्वितीयः ॥
देवालयैर्देव-गुरुप्रयोगाद्, द्विवारमर्थ्यैमहिमानमाप ।
सत्याभिधः सिद्धगिरौ सुयात्रां, विधाय सद्धाधिपतोऽद्वितीयः ।
यो योगिनीपीठनृपस्य मान्यः, स डुङ्गरस्त्यागधनस्तृतीयः ।
जीर्णोद्धतैर्धर्मकरश्चतुर्थः श्रीसालिगः शूरशिरोमणिश्च ॥
श्रीस्वर्णपालः सुयशोविशालश्चतुष्कयुग्मप्रमितैरमोघैः ।
सुरालयैः सोऽपि जगाम तीर्थं, शत्रुञ्जयं यात्रिकलोकयुक्तः ॥
स सज्जनः सज्जनसिंहसाधुः, शत्रुञ्जये तीर्थपदं चकार ।
यो द्वयब्धिसंख्ये समये जगत्यां, जीवस्य हेतुं सममुज्जनानाम् ॥ १७ ॥"

—ઉપર દર્શાવેલ સ ૧૩૭૧ ના શિલાલેખમા જણાવેલ વ શ-ક્રમથી પ્રશસ્તિના વ શ-ક્રમમા થોડો ફેરફાર છે શિલાલેખ ઉપરથી જણાય છે કે—સલષ(ખ)ણના પુ આજડ તેના પુત્ર ગોસલ અને તેના પુત્ર દેસલ હતા ઉપર્યુક્ત પ્રશસ્તિના ૬ ઠ્ઠા શ્લોક ઉપરથી નાયકના પુ આજડ ત્યારપછી સુલક્ષણ (સલખણ) અને ત્યારપછી અનુક્રમે ગોસલ અને દેસલ અર્થાત ગોસલના પુ દેસલ થયા એ રાસસગ્રહ ના સારના પૃ ૪ મા દર્શાવેલ વ શ-વૃક્ષમા સુલક્ષણના પુ તરીકે ગોસલ અને દેસલ બન્નેને સૂચવવામા આવેલ છે શિલાલેખનો રાસ-પ્રબ ધનો ઉલ્લેખ અને પ્રશસ્તિના પદ્યનો આશય વિચારતા ગોસલ અને દેસલ બ ને ભાઇઓ નહિ પણ પિતા-પુત્ર જણાય છે અર્થાત ગોસલના પુ દેસલ સમજવા જોઇએ દેસલથી દેસલ વ શ આ જ તમા ખ્યાતિ પામ્યો શ્રેષ્ઠ તીર્થ શત્રુ જયમા જેના નામથી આદિ વિહાર વિશેષ શોભે છે

ઉપર્યુક્ત પ્રશસ્તિના ૮મા પદ્ય ઉપરથી દેસલશાહના પ્રથમપુત્ર સહજ કપૂ રધારા એવા બિરુદથી પ્રસિદ્ધ હોવાનુ સૂચિત થાય છે અને ૯મા પદ્ય ઉપરથી જણાય છે કે તેમના પુત્ર સાર ગશાહ ભાવથી વિભૂષિત અ ત કરણવાળા પ્રતાપશાલી હતા કે જેમનો સુવર્ણ ધારા એવા બિરુદનો પ્રવાહ (પ્રવાદ) જીવન પર્ય ન્ત શોભતો હતો

પ્રશસ્તિના દસમા પદ્યમા જણાવ્યા પ્રમાણે દેસલના બીજા પુત્ર સાહણ સાહિ-રાજાઓ-પાતશાહોના સદાય સ માનપાત્ર હતા જેણે દેવગિરિ (દૌલતાબાદ)મા પર્વ ત-શિખર સમાન ઉચ્ચ જિનેશ્વરનુ દેવાલય કરાવ્યુ હતુ (સમરારાસ પ્રબ ધમા જણાવ્યા પ્રમાણે સહજાશાહે દેવગિરિમા વાસ કર્યો હતો અને તેણે ત્યા ચોવીશ જિનેશ્વરોવાળુ જિનાલય કરા યુ હતુ—એ ઉપર અમે આ લેખમા સૂચવ્યુ છે )

પ્રશસ્તિના ૧૧-૧૨ મા પદ્યમા પ્રસ્તુત સમરાશાહનો સ ક્ષિપ્ત પરિચય કરાવ્યો છે કે—દેસલશાહના ત્રીજા પુત્ર સમર હતા કે જેની કીર્તિ જગતના જનો વડે સારી રીતે ગવાઈ છે પ્રશસ્ત ચિત્તવાળા જે સમરશાહે શત્રુ જયના ઉદ્ધારની ક્રિયા કરી ભરત(ચક્રવતી)થી પણ અધિક કીર્તિ પ્રાપ્ત કરી હતી. યોગિનીપીઠનાથ-દિલ્હીશ્વર મહમ્મદની સત્તાના સમયમા પાડુદેશના

અધિપતિને મુક્ત કરાવવાથી જે સમરશાહે અતિશુદ્ધ ઉત્કૃષ્ટ ખ્યાતિ મેળવી હતી તેની યોગ્યતાનું વર્ણન શું થઇ શકે? આ પદ્ય પ્રબંધના ઉપર્યુક્ત ઉલ્લેખને અનુસરે છે

પ્રશસ્તિના ૧૩ થી ૧૭ સુધીના પદ્યોમાં સમરશાહના પુત્રોનો પરિચય કરાવ્યો છે-તે સમરથી સુરત્નકુક્ષિ હતી કે જેથી છ પુત્ર-રત્નો ઉત્પન્ન થયા તેમાં પ્રથમ શ્રી સાલ્હ નામનો થયો કે જેને હિતજ્ઞોએ અદ્વિતીય તરીકે પ્રખ્યાત કર્યો હતો

જેણે દેવ-ગુરુના પ્રકૃષ્ટ યોગથી ૨૫ દેવાલયો વડે મહિમા પ્રાપ્ત કર્યો હતો, જે સિદ્ધગિરિમાં સુયાત્રા કરી બીજો સંઘપતિ થયો, તે સત્ય નામનો હતો

જે યોગિનીપીઠ (દિલ્હી)ના રાજાનો માન્ય હતો, તે ત્યાગધન (દાનશીલ) ડૂંગર ત્રીજો પુત્ર હતો જીર્ણોદ્ધારથી ધર્મ કરનાર શૂર શિરોમણિ સાલિગ ચોથો પુત્ર હતો

[પાંચમો પુત્ર] શુભ વિશાલ યશવાળો સ્વર્ણપાલ હતો તે પણ ૪૨ સફેન દેવાલયો સાથે યાન્ત્રિકોથી યુક્ત થઈ શત્રુંજય તીર્થ ગયો હતો

[છઠ્ઠો પુત્ર] તે સજ્જન સજ્જનસિંહ નામે થયા જેણે ૨૪ મે વર્ષે (વિ સં ૧૪૨૪?) શત્રુંજયમાં તીર્થપદ-સ્થાન કર્યું હતું અને જે જાતના જનોના જીવનનો હેતુ થયો હતો

આમાંના સાલિગ અને સજ્જનસિંહે વિ સં ૧૪૧૪માં પોતાના માત-પિતાની મૂર્તિનું યુગલ શત્રુંજય પર સ્થાપ્યું હતું જેનો લેખ ઉપર દર્શાવ્યો છે

ડૂંગરસિંહની ભાર્યા દૂલ્હદેવીએ વિ સં ૧૪૩૨માં પ્રતિષ્ઠિત આદિનાથબિંબનો ઉલ્લેખ અમ્હે ઉપર સૂચવ્યો છે

વિ સં ૧૬૮૭માં ડીસામાં તપાગચ્છીય ગુણવિજય વિબુધે રચેલ કોચરવ્યવહારિરાસ (સદ્ગત વિજયધર્મસૂરિદ્વારા સંશોધિત ભાવનગર યશોવિજય જૈન ગ્રંથમાલાથી પ્રકાશિત)માં વર્ણવેલ સાજણસીશાહ એ

ઉપર્યુક્ત સજ્જનસિંહ જણાય છે (લોકભાષામાં પ્રચલિત નામ 'સાજણસી શાહ' સમજાય છે) છતાં એ સંબંધી ઐતિહાસિક દૃષ્ટિએ કેટલુંક વિચારવાનું છે

પ્રથમ એ વિચારવું આવશ્યક છે કે ઉપર્યુક્ત કોચરવ્યવહારી ક્યારે થયા? પંદરમા સૈકામાં કે સોળમામાં? ગુણવિજયકવિ એમને તપાગચ્છીય સુમતિસાધુસૂરિના સમયમાં સૂચિત કરે છે જેમ કે—

**ત**પગચ્છપતિ **ગૌ**તમ-અવતાર સુમતિસાધુ શુભમતિ-દાતાર
વાસન ગુણ-મણિ કેરઉં હાટ નૃપતિ નમઇ ચઉપનમઇ પાટિ પૃ ૧ ગા ૬

શ્રી**ત**પગચ્છનઉ રાજિઉ સુવલિત કરઈ વખાણ રે,
સંઘ સહૂ કો સાંભલઇ મહિમા મેરુ સમાણ રે

શ્રી૦ પૃ ૩ ગા ૨૭

સુમતિસાધુસૂરિનો જન્મ સં ૧૪૯૪માં દીક્ષા સં ૧૫૧૧માં ગચ્છનાયકપદ સં ૧૫૧૮માં અને સ્વર્ગવાસ સં ૧૫૫૧માં થયેલ હોવાનું તપાગચ્છની પટ્ટાવલિ પરથી ઐ રાસસંગ્રહ ભા ૧ના પૃ ૨૮મા સદ્ગત વિજયધર્મસૂરિજીએ સૂચવ્યું છે તેમ વિ સં ૧૫૪૭ પર્યંત તેમણે પ્રતિષ્ઠિત કરેલી મૂર્તિઓના લેખો પણ જોવામાં આવે છે એ જોતાં સુમતિસાધુસૂરિના સમકાલીન તરીકે કોચરશાહને માનવામાં આવે તો સોળમા સૈકામાં માનવા જોઇએ પરંતુ બીજી તરફથી વિચારતાં તે યુક્ત જણાતું નથી

અણહિલપુર પાટણથી પંદર ગાઉ દૂર સલખણપુરના નિવાસી વીસા પોરવાડ વેદાશાહ અને વીરમદેના પુત્ર જીવદયા-પ્રતિપાલ આ કોચરશાહ પોતાના નગરથી એક ગાઉ પર બહિચર ગામમાં બહિ(હુ)ચરાજી દેવી આગળ થતો જીવવધ જાણી ઘણા ખિન્ન થાય છે અને તે બંધ કરાવવાના વિચાર કરતા એક વખત વ્યાપાર-પ્રસંગે ખંભાત જાય છે

પાખીને (પાક્ષિક) દિવસ કોચરશાહ ભરી સભામાં સૂરિને વાંદે છે ખંભાતના સંઘનું વર્ણન કરતાં કવિ જણાવે છે કે—

**સમરથ** સુત જે દેસલહરુ સમકિતધારી ધરમી પરઉ
કરમી મરમી મહિમા-મેર મિથ્યામતિ સવિ કીધા જેર ૨૧

સંઘમુખ્ય માજણસી સાહ લિ નિત્ય લખિમીનઉ લાહ,
તિણિ કરિ પુરમાં અધિકઉ વાન સબળ વળી માનઈ સુલતાન ૨૪

અનુપમ અરડકમન ઓસવાલ અષ્ટમિ-ચંદ-સરિસ વર ભાલ
પગિ પહિરાઈ કનક જેહનઈ કુણ સમવડિ કીજઈ તેહનઈ ૨૫

જસ ઘર આવઈ કનકચાલ બહુ માલા પાણીના માલ
જે નવિ જાણઈ દુષમા-સમઈ, સૂરય મિહા ઉગઈ આથમઈ ૨૬

—આ વર્ણન ઉપરથી દેસલશાહના વંશજ અને પ્રસ્તુત સમરસિંહના પુત્ર સજ્જનસિંહ(માજણસીશાહ)નો ખંભાતમાં નિવાસ તેની ઋદ્ધિ-વિભૂતિ સુલતાન તરફથી સન્માન એ વગેરેનો સારો ખ્યાલ થઈ શકે છે

ઉક્ત વિષયનું ગુરુનું વ્યાખ્યાન સમાપ્ત થયા પછી કોચરશાહ અધિરાજ આગળ થતો જીવ-સંહાર બંધ થાય તેવો પ્રબંધ કરાવવા ગુરુને વીનવે છે ગુરુરાજ ઉપર્યુક્ત માજણસી શાહને બોલાવી દાન આપવા, લક્ષ્મીનો લહાવો લેવા અધિકાર કળા બળ બુદ્ધિના પ્રયોગથી જીવ-અમારિ પળાવવા ઉપદેશ આપે છે સદ્ગુરુના વચન સાંભળી સંઘપતિ (સાજણસી શાહ) ઘણા હર્ષિત થઈ કોચરશાહને પોતાને મંદિર તેડી જઈ પૂજન કરી સાથે ભોજન કરે છે કોચરશાહની ચતુરાઈથી સજ્જનસિંહ મનમાં ખુશી થયા અને તેને ઉત્તમ શ્રાવક તરીકે પારખી લીધો

ત્યાર પછી માજણસી શાહ કોચરને તેડી પાલખીમાં બેસી અધિપતિ પાસે જાય છે અધિપતિ સાજણસી શાહને ઘણું માન આપે છે અને સ્નેહપૂર્વક આવવાનું કારણ પૂછે છે તેના પ્રત્યુત્તરમાં સાજણસી કહે છે કે- સલખણપુરના ફોજદાર (હાકેમ-ફોજદાર) દ્રવ્ય બગાડે છે શું કરવું? શું ય ાર-અંધેર વર્તે છે ત્યારપછી અધિપતિએ જણાવ્યું કે- ચચ્ચાજી! જે તમારા ધ્યાનમાં આવે તે કરો અમારા મન રુચે છે તત્કાળ જૂના હાકેમને તેજાવ્યો કોચરને સુવિશાળ સરપાવ દેવરાવ્યો સલખણપુર વગેરે બાર ગામનો અધિકાર આપી સમશેર બંધાવી સબળ સત્તાધીન બનાવ્યો ત્યાર પછી કોચરશાહ સાથે આવી સજ્જનસિંહે અતિ આનંદથી આડંબરપૂર્વક શ્રીસૂરિજીને વાંદ્યા વિસ્તારથી સઘળી વાત કરી સદ્ગુરુ ઉપદેશ

સફળ થવાથી આનંદિત થયા. કોચરને ઉદાર આશિષ આપી કે—'પ્રભુતા અને ધન પામી જીવ-અમારિ કરજે'

ગુરુની શીખામણ શિર પર ધારણ કરી મજ્જનસિંહને પ્રણામ કરી શૂર કોચર પોતાના પુર તરફ ચાલ્યો. ઘણા આડંબર-પૂર્વક પુર-પ્રવેશ કર્યો. માતા પિતા પત્ની, નગરજનો વગેરે સૌ ઘણા હર્ષિત થયા.

કોચર પોતાનો અધિકાર પ્રાપ્ત થતાં ૧ સલખણપુર ૨ હાંસલપુર ૩ વણોસરી ૪ સીતાપુર ૫ નાવિઆણી ૬ બહિચર ૭ ટુહડ ૮ દેલવાડા ૯ દેનમાલ ૧૦ મોઢેરુ ૧૧ કાલ્હલર અને ૧૨ ઈમીછુ (કવિએ જણાવેલા નામ) એ બારે ગામોમાં જીવ-અમારિ-પડહ વગડાવ્યો. એ બારે ગામોમાં કોચરશાહની આણ વર્તતાં કોઈ જીવને હણતો નહિ. કોઈ ચોર-ચરટ ફરતો નહીં. બહિચરમાં જો કોઈ જીવ મારતો તો તેને કોચરશાહ વારતા હતા. સલખણપુરમાં એક વિશાલ તળાવ હતું. તેની આસપાસ પહોળા બહુ જાળ પર્ણ્તી હતી તે કોચરશાહે અટકાવી હતી. સરોવર ઉપર રક્ષકો મૂક્યા હતા. તે બરાબર રક્ષા કરતા હતા. બગલાઓ પણ માછલાં વગેરેનો વિનાશ ન કરે તે માટે નાળ બંધાવતા. તો કાણાના ઘણા કુંડ ભરાવવામાં આવતા હતા. ચણ માટે પક્ષીઓ આવતા હતા. પાણી ગળી પરબડી ભરી મૂકવામાં આવતી હતી. એમ જીવની જયણા-યતના કરી હતી. સરોવર પર સબલ ગળણી બંધાવવામાં આવતી. ચોપગાં પ્રાણી પણ સુખ પામતા. કોઇ અણગલ પાણી ન પીવે એમ ઉત્તમ પ્રકાર કર્યો હતો. સ્ત્રીઓ પાણી ભરવા આવે તેમાં પણ જેની પાસે ગલણા ન હોય તેને શાહ અપાવતા. એમ કોચરશાહ પુણ્યે મહાલતા હતા, મહીતલમાં તેનો યશોવાદ ચાલતો હતો.

એવા સમયમાં દિલ્હીમાં દીપક-સમ દેસલહરા શાહ સમરા સારંગ ઉત્તમ વ્યવહારી હતા. જેને સુલતાન ચચ્ચા કહી બોલાવતા અને બહુ માન આપતા હતા. સંઘ-ધુરંધર હોવા છતાં અંગમાં અભિમાન ન હતું. જેણે પોતાની બુદ્ધિથી નવ લાખ બંદી મૂકાવ્યા હતા. તેના ઘરનો યાચક જિન-શાસનમાં નામીતો વાચાલ કવિ દેપાલ દિલ્હીથી ગૂજરાતમાં આવ્યો. સંખેસરની યાત્રા કરી કોચરનું નામ સાંભળી સલખણપુરમાં આવ્યો.

કોચરશાહે બાર ગામમાં પળાવેલી અમારિ જોઈ જાણી કવિ ઘણો પ્રસન્ન થયો. કોચરશાહને આશીર્વાદ આપી તેનું ગીત રચી ગાયું. કોચરશાહે કવિનો ઘણો સારો સત્કાર કર્યો. પાંચ દિવસ રહી મોજ લઈ કવિ ત્રબાવતી (ખંભાત)માં આવ્યો અને પાખીના દિવસે ગુરુના વ્યાખ્યાનની પૂર્ણાહુતિમાં સંઘની ભરી સભામાં મોઢેથી કોચરશાહની ઘણી સારી પ્રશંસા કરી (જેમાં તપગચ્છમાં સિરતાજ સાજ શ્રાવક એ વેરી ... છે). ત્યાર પછી કવિ દેપાલ વિમલાચલ તરફ ગયો.

આ તરફ સાજણસી કોચરના ગુણ સાંભળી રુષ્ટ થયો અને અધિપતિને સમજાવી કોચરને કેદ કરાવ્યો. બારે ગામના લોકો શોકાકુલ થયા. કોચરને છોડાવવા ઉપાય વિચારતા લાગ્યા. કોઈ સાજણને અને કોઈ કવિ દેપાલને વખોડતા હતા. કવિ દેપાલ વિમલાચલની યાત્રા કરી ખંભાત આવ્યો ત્યાં લોકમુખથી વૃત્તાંત જાણતાં અને કોચરશાહને કષ્ટ થયેલું સાંભળી મનમાં દુઃખ પામ્યો અને સાજણસીનું ગીત કરી ગાયું કે—

> સંઘપતિ સાજણ! મન દેઈ સુણિ ઓસવાલ-ભૂપાલ!
> ગતુમાર સબલ તઈ માલ્ય... તૂં કરુણા-પ્રતિપાલ
> તૂં ભાગ ... નવિ ... બલ હિ આવાર
> ખિ ... સજન બોલાવઈ ભૂતલિ મહાજન રાય-સધાર
> જલચર જીવ લહઈ બહુ બગલા સાંતષણપુર સર-તીર
> ગુથી ... વધેરા નાખઈ ધીવર ઉંડઈ નીરિ
> ભખણ માસ કરી મદમત્તા બહુ દીઈ આસીસ
> જમ કુલ-તારક! તૂં ... કોડિ વરીસ
> વની અધિકરિયા પૂજારા હરખઈ મનહ મઝારિ,
> ... ઘણા મહિષાદિક તેહ તણઉ નહી પાર
> કોચર-સાહમીનચ્છન કીધઉં તઈ કુલવંત! જિ નારિ
> બારે ગામે અવરી મૂ... એહની ધનઈ અમારિ

—જૈન રાસસંગ્રહ ભા. ૧ પૃ. ૧૦ કરી ૫-૭ (ચ. વિ. ગ્રંથમાળાથી પ્રકાશિત)

## સિદ્ધસૂરિ

વિ સ ૧૩૭૧મા શત્રુંજયના મૂલનાયક આદીશ્વરની મૂર્તિની પ્રતિષ્ઠા કરનાર ઉપકેશગચ્છના સિદ્ધસૂરિએ વિ સ ૧૩૫૬, તથા

---

એ સાભળી સાજણસી( સજ્જનસિંહ ) ઘણુ લાજ્યો મુખ-રગ પલટાણો મનમા પશ્ચાત્તાપ થયો કવિ દેપાલને પોતાને ત્યા લઈ જઈ ઘણો સારો સત્કાર અને સરપાવ કરી દિલ્હી વળાવ્યો કોચરશાહને તરત કેદ ખાનામાથી છોડી બાર ગામ આપ્યા પોતાના અપરાધની ક્ષમા માગી સાજણસી( સજ્જનસિંહ )ની રજા લઈ કોચરશાહ સલખણપુર આવ્યા અને અધિકાર પ્રમાણે જીવઅમારિ પળાવવા લાગ્યા કવિ અતમા કહે છે કે—

ગણિ ગુણવિજય ભણઈ મુદા જાણીતઉ જગમાહિ
કોચર ભૂચરમા ભલઉ ખેચર જસ ગુણ ગાઇ " —પૃ ૧૧ થી ૧૭

---

વિક્રમના સોળમા સૈકામા થયેલ અનેક રાસ ચોપાઈ વગેરેના કર્તા સુપ્રસિદ્ધ કવિ દેપાલ અને પૂર્વોક્ત ૧૬મા સૈકામા વિદ્યમાન સુમતિસાધુ સૂરિના સમકાલીન તરીકે કોચરશાહને માનવામા આવે તો તેને બાર ગામનો અધિકાર અપાવનાર સાજણસીને પણ તેના સમકાલીન તરીકે ૧૬મા સૈકામા માનવા પડે એટલે ઉપર્યુક્ત સ અમરસિંહના પુત્ર સજ્જન સિંહ ( વિ સ ૧૪૧૪મા પોતાના માતા-પિતાની મૂર્તિ કરાવનાર )થી જુદા માનવા પડે પરતુ ખરતરગચ્છની એક પટ્ટાવલિમા જણાવ્યા પ્રમાણે વિ સ ૧૪૩૨મા સ્વર્ગસ્થ થયેલા જિનોદયસૂરિએ બાર ગામમા અમારિ-ઘોષણા કરાવી હતી અને સુરતાણ-સનાખત દેસનહરા-મારગ-નિશ્રાએ શત્રુંજયની યાત્રા કરી હતી અને તેમનો પ્રવેશોત્સવ સલખણપુરમા કોચર શાહે કર્યો હતો ( સા કોચર સલખણપુરમા પેસારો કીધો )-એથી કોચરશાહ વિક્રમના પદરમા સૈકામા વિદ્યમાન હોવાનુ જણાય છે એમને બાર ગામનો અધિકાર અપાવનાર સજ્જનસિંહ પ્રસ્તુત સ અમરસિંહના પુત્ર સભવે છે ગુણવિજય કવિએ વર્ણવેલ કવિ દેપાલ અન્ય હશે કવિએ કોચરશાહને સુમતિસાધુસૂરિના સમકાલીન જણાવ્યા છે તે વિચારણીય છે સત્ય સ્વીકારવુ ઘટે

૧૩૭૩મા પ્રતિષ્ઠિત કરેલ શાંતિનાથ-બિંબ અનુક્રમે ખંભાત ખાર-વાડા-સ્તંભનપાર્શ્વનાથ-જિનાલયમા અને વડોદરા-પીપળાશેરીમા ચિંતામણિપાર્શ્વનાથ-મંદિરમા વિદ્યમાન છે (જુઓ બુ જૈનપ્રતિમા-લેખસંગ્રહ ભા ૨, લે ૧૦૪૮, ૧૬૬)

## કક્કસૂરિ

વિ સં ૧૩૯૩મા ઉપર્યુક્ત નાભિનંદનોદ્ધાર-પ્રબંધ રચનાર કક્કસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી પ્રતિમાઓ—

વિ સં ૧૦૧૮(૨૭)૫મા પ્રતિષ્ઠિત કરેલી સિદ્ધસૂરિની મૂર્તિ પાલણપુર-જિનમંદિરમા વિદ્યમાન છે (જિનવિ પ્રા લે સં ભા ૨, લે ૫૫૩)

વિ સં ૧૩૭૮મા પ્રતિષ્ઠિત કરેલ આદિનાથ-બિંબ આબૂગિરિ પર વિમલ-વસહી મા વિદ્યમાન છે (જુઓ જિનવિ લે સં ભા ૨, લે ૨૦૬)

વિ સં ૧૩૭૯મા પ્રતિષ્ઠિત ચતુર્વિંશતિપટ્ટ પાટણમા કનાસાના પાડામા શ્રીશાંતિનાથના દેરાસરમા વિદ્યમાન છે (જુઓ બુદ્ધિસા લે સં ભા ૧, લે ૩૧૨)

વિ સં ૧૩૮૦મા પ્રતિષ્ઠિત દેસલશાહના કુટુંબે કરાવેલ ચતુર્વિંશતિપટ ખંભાત-ચિંતામણિપાર્શ્વનાથ-મંદિરમા વિદ્યમાન છે (જુઓ બુદ્ધિ લે ભા ૨, લે ૫૩૧)

વિ સં ૧૩૮૦(?)મા પ્રતિષ્ઠિત શ્રીશાંતિનાથ-બિંબ પેથાપુરના બાવન જિનાલયમા અસ્તિત્વ ધરાવે છે (જુઓ બુદ્ધિ લે ભા ૧, લે ૭૧૧-૭૦૬ પુનરાવૃત્તિ છે)

વિ સં ૧૩૮૭મા પ્રતિષ્ઠિત અજિતનાથબિંબ વડોદરામા જાની-શેરીના ચંદ્રપ્રભજિનાલયમા છે (બુદ્ધિ લે ભા ૨, લે ૧૪૩)

વિ સ ૧૪૦૦મા પ્રતિષ્ઠિત દેસલશાહના પુત્ર સહજપાલની ભાર્યા નયણદેવીએ કરાવેલ સમવસરણ ખંભાત-ખારવાડામા સીમંધર સ્વામિ-જિનાલયમા વિદ્યમાન છે (બુદ્ધિ લે ભા ૨, લે ૧૦૭૬)

વિ સ ૧૪૦૧મા પ્રતિષ્ઠિત શાતિનાથબિંબ બાલોતરા (મારવાડ) મા શીતલનાથ-મંદિરમા છે (જુઓ પૂરણચંદ્રજી નાહરનો લેખ સંગ્રહ ૧, લે ૭૨૯)

વિ સ ૧૪૦૫મા પ્રતિષ્ઠિત ઋષભદેવબિંબ જયપુરના વેપારી પાસે છે (જુઓ પૂ નાહર લે ૧,૪૦૦)

## દેવગુપ્તસૂરિ

પ્રસ્તુત કક્કસૂરિના શિષ્ય દેવગુપ્તસૂરિએ વિ સ ૧૪૧૪, ૧૪૨૨, ૧૪૩૨, ૧૪૩૯, ૧૪૫૨ ૧૪૬૮ અને ૧૪૭૧મા પ્રતિષ્ઠિત કરેલી જૈનમૂર્તિયો જાણવા જોવામા આવેલી છે તેમાથી સ ૧૪૧૪નો લેખ ઉપર દર્શાવ્યો છે સ ૧૪૩૨મા પ્રતિષ્ઠિત આદિનાથબિંબ પ્રસ્તુત સમરસિંહના પુત્ર ડુંગરસિંહની ભાર્યા ફૂલદેવીએ સુ૦ સમર સિંહના શ્રેય માટે કરાવ્યુ હતુ (બુદ્ધિ ભા ૨, લે ૬૩૫)

વિ સ ૧૪૫૨મા વૈ શુ ૩ સંઘે પ્રતિષ્ઠિત કરાવેલી ઉપર્યુક્ત કક્કસૂરિની પાષાણમયી મૂર્તિ પાટણમા પંચાસરા-પાર્શ્વનાથ-મંદિરમા એક ગવાક્ષમા છે (જુઓ જિનવિ લે ભા ૨, લે ૫૧૬)

વિ સ ૧૪૬૮મા પ્રતિષ્ઠિત આદિનાથ-પ્રમુખ ચતુર્વિંશતિ જિનપટ્ટક પ્રસ્તુત સમરસિંહના નંદન સજ્જનસિંહ-સુત સગરે પોતાના માત-પિતાના શ્રેયાર્થે કરાવ્યો હતો તે ખંભાતના ચિંતામણિપાર્શ્વનાથ-મંદિરમા વિદ્યમાન છે (બુદ્ધિ ભા ૨, લે ૫૬૦)

## ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો

વિ સ ૧૩૭૧મા શત્રુંજય-તીર્થોદ્ધારના-પ્રતિષ્ઠા-પ્રસંગમા

દેસલશાહના સંઘમાં એકત્ર પધારેલા ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો કે જેમના નામો પ્રબંધકાર કક્કસૂરિએ દર્શાવેલા ઉપર (પૃ. ૧૮૬-૮૭) સૂચવ્યા છે તેમાંથી—

## પાસડ (પાર્શ્વદત્ત) સૂરિ

'સમરસિંહરાસ'ના રચનાર નિર્વૃતિગચ્છના અંબ(આમ્ર)-દેવસૂરિની પ્રતિષ્ઠિત મૂર્તિઓ વગેરેના લેખો હજુ જાણવામાં આવ્યા નથી, પરંતુ તેમના ગુરુ પાસડસૂરિએ વિ. સં. ૧૩૩૦માં પ્રતિષ્ઠિત આદિનાથબિંબ વીજાપુરમાં પદ્માવતીના દેરાસરમાં વિદ્યમાન છે (વીજાપુર-વૃત્તાન્ત તથા બુદ્ધિ. ભાગ ૧, લે. ૪૧૬)

નિર્વૃતિગચ્છના આ જ પાસડ (સં. પાર્શ્વદત્ત)સૂરિએ વિ. સં. ૧૩૮(૨૮)માં પ્રતિષ્ઠિત પદ્મપ્રભબિંબ વગેરેમાં મનમોહન-પાર્શ્વનાથ-મંદિરમાં વિદ્યમાન છે (તેનો ઉ. લેખ બુદ્ધિ. ભાગ ૨, લે. ૮૧માં પ્રકટ કરવામાં આવેલ છે)

## વિનયચન્દ્રસૂરિ

વિ. સં. ૧૩૬૩માં શુભચન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી સૈદ્ધાન્તિક શ્રીવિનયચન્દ્રસૂરિની મૂર્તિ પાટણમાં વાસુપૂજ્ય-જિનમંદિરમાં વિદ્યમાન છે (જિનવિ. ભા. ૨, લે. ૫૨૮)

## પદ્મચન્દ્રસૂરિ

બૃહદ્ગચ્છના પદ્મચન્દ્રસૂરિએ વિ. સં. ૧૩૫૬માં પ્રતિષ્ઠિત પાર્શ્વ-નાથબિંબ ખંભાતમાં ચોકસીની પોળમાં ચિંતામણિપાર્શ્વજિનાલયમાં વિદ્યમાન છે (બુદ્ધિ. ભા. ૨ લે. ૮૦૩) પ્રબંધકારે દેવસૂરિગચ્છના પદ્મચન્દ્રસૂરિ જણાવ્યા છે તે આ જ આચાર્ય જણાય છે

## સુમતિસૂરિ

મડેરગચ્છના સુમતિસૂરિએ વિ. સં. ૧૩૫૦માં પ્રતિષ્ઠિત કરેલ

**અજિતનાથ**-બિંબ **દિલ્હી**માં લાલા હજારીમલજીના ઘરદેરાસરમાં છે તથા વિ. સં. ૧૩૭૯માં પ્રતિષ્ઠિત બિંબ બનારસ રામઘાટ પર આવેલ 'કુશલાજીકા બડા મંદિર' નામથી ઓળખાતા જૈનમંદિરમાં વિદ્યમાન છે (પૂ. નાહર લે. ૫૨૯, ૪૨૫)

## વીરસૂરિ

**ભાનડાગચ્છ**ના **વીરસૂરિ**એ વિ. સં. ૧૩૬૩માં પ્રતિષ્ઠિત કરેલ પાર્શ્વનાથબિંબ **વડોદરા**માં **દાદાપાર્શ્વનાથ**ના દેરામાં છે (બુદ્ધિ ભા. ૨, લે. ૧૩૨)

## સર્વદેવસૂરિ

**થારાપદ્રગચ્છ**ના **શાંતિસૂરિ**ના શિષ્ય આ. **સર્વદેવસૂરિ**એ વિ. સં. ૧૩૫૬માં પ્રતિષ્ઠિત કરેલ **સુપાર્શ્વનાથ**બિંબ **વીરમગામ**માં **અજિતનાથ**-મંદિરમાં વિદ્યમાન છે (બુદ્ધિ૦ ભાગ ૧, લે. ૧૪૯૩)

## સિદ્ધસેનસૂરિ

**નાણકીયગચ્છ**ના **સિદ્ધસેનસૂરિ**એ વિ. સં. ૧૩૧(?૭)૩માં પ્રતિષ્ઠિત કરેલ **શાંતિનાથ**જિન-બિંબ **દરાપરા** જિનમંદિરમાં છે (બુદ્ધિ ભા. ૨, લે. ૨૫)

## જજ્જગ(જગત્)સૂરિ

**બ્રહ્માણગચ્છ**ના જજ્જગ(ક)સૂરિએ વિ. સં. ૧૩૩૦માં પ્રતિષ્ઠિત કરેલ બિંબો **સલખણપુર**, **સંખેશ્વર** અને **પાટણ**ના જિનમંદિરોમાં છે (જિનવિ. ભા. ૨, લે. ૪૭૦, ૪૮૦, ૪૯૦, ૪૯૭ ૫૧૮, ૫૧૯) તથા વિ. સં. ૧૩૪૯માં પ્રતિષ્ઠિત **નેમિનાથ**બિંબ અને પં. રત્નની મૂર્તિ **સલખણપુર** અને **પાટણ**માં **પંચાસરા-પાર્શ્વનાથ** મંદિરમાં વિદ્યમાન છે (જિનવિ૦ ભા. ૨, લે. ૪૭૩ ૫૦૯) વિ. સં. ૧૩૮૨માં પ્રતિષ્ઠિત **શાંતિનાથ**બિંબ **ખંભાત**માં **નવપલ્લવ-પાર્શ્વ**

જિનાલયમાં છે (બુદ્ધિ૦ ભા ૨, લે ૧૦૯૩) આ જજ્જગસૂરિને પ્રબંધકારે જગતસૂરિ એવા નામથી ઓળખાવ્યા જણાય છે

દેસલશાહ અને સમરાશાહના પરિવારમાં થયેલા તેમના વંશજો વિક્રમના સોળમા સૈકાના ઉત્તરાર્ધમાં પણ વિદ્યમાન હતા, એમ મળી આવતા લેખો ઉપરથી સિદ્ધ થાય છે વિશેષ ગવેષણા કરવાથી અન્ય ઇતિહાસ પણ મળી શકે, પરંતુ અધિક વિસ્તૃત થવાના ભયથી અહિં જ વિરમીશું

સંવત્ ૧૯૮૨
કાર્તિકી પૂર્ણિમા } લા. ભ.

—સં ૧૯૮૨માં જૈન આત્માનંદ સભા ભાવનગરથી પ્રકાશિત 'જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય-સંચય'માં 'સમરા-રાસ નો સાર' દર્શાવતાં મેં આમાંનો મુખ્ય ભાગ જણાવ્યો છે

—આ લેખના આધારે નવલકથાની રચના શ્રીયુત નાગકુમાર મકાતી, બી એ એલએલ , બી જેવા પ્રસિદ્ધ સાક્ષરે કરી છે

—તથા મુનિ શ્રીજ્ઞાનસુંદરજીએ મુખ્યતયા આ લેખનો હિંદીમાં અનુવાદ કર્યો છે, તે સમરસિંહ' નામે 'જૈન ઐતિહાસિક જ્ઞાન-ભંડાર' જોધપુર (રાજપૂતાના) તરફથી સં ૧૯૮૭માં પ્રકાશિત છે

—લા ભ

# પરિશિષ્ટ [૧]

## સંવત—સૂચી (અનુક્રમે)

(વિક્રમની ૧૩ મી શતાબ્દી)

( વિક્રમની ૧૫મી શતાબ્દી )

# પરિશિષ્ટ [૭]

## નિર્દિષ્ટ સ્થલ-નામ-સૂચી

# પરિશિષ્ટ [ ૩ ]

## નિર્દિષ્ટ ગ્રન્થ-નામ-સૂચી

# પરિશિષ્ટ [૪]

## વિશેષનામ—સૂચી

# શુદ્ધિ–પત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૮ | ૯ | शेविया | रोविया |
| ,, | ૧૭ | Out his | Out all his |
| ૪૧ | ૧૨ | Gujerat | Gujarat |
| , | ૧૩ | mention | Mention |
| ,, | ૧૪ | Khenjar | Khengar |
| ,, | ,, | Surastra | Surashtra |
| , | ૧૫ | when | whom |
| ૫૨ | ૨૧ | स्वमिनी– | स्वमनी- |
| ૬૩ | ૨૩ | –नारिंद– | –नरिंद– |
| ૬૭ | ૯ | सर्वासत्त्व, | સત સત્ત્વ– |
| ૭૯ | ૨૩ | वपै ङ्ता | वर्पे ङ्त |
| ૧૨૩ | ૧૧ | આમડે | પામડે |
| ૧૫૭ | ૨૩ | पहुय | पहूय– |
| ૨૦૨ | ૨૨ | समन्त | समन्तत |
| ૨૭૦ | ૨૦ | दुरमेग्रस– | दुर्मेघस– |
| ૨૭૩ | ૨૨ | જયમિહ | જયસિંટને |
| ૨૭૪ | ૧૫ | જો | જોઈ |
| ૩૧૨ | ૧૨ | जप– | जण– |
| ૩૬૩ | ૧૪ | દક્ષિણ્ત– | દાક્ષિણ્ય– |
| ૪૦૫ | ૧૮ | ચડપભ– | ચડપ્રભ– |
| ૮૪૨ | ૯ | સૂત | સુત |
| , | ૧૭ | કાર્યો | કર્યો |

| | | | |
|---|---|---|---|
| ૫૧૮ | ૪ | ૧૩૭૫ | ૧૩૮૧ |
| ૫૩૧ | ૨૦ | —द्साल— | —दंगल— |
| ૫૭૯ | ૧ | —ધ૭ | —ધા૭ |
| ૫૯૪ | ૧૭ | શકા૧૫ | શકા૮૬ |
| ૬૦૪ | ૮ | | ૧૯૮૭ |
| ,, | ૧૧ | ૧૯૮૭ | — |
| ૬૧૧ | ૧૮ | ભૂગુક૨૮, | ભૃગુક૨૭, |
| ,, | ,, | ભૂગુપુ૭ | ભૃગુપુ૭ |
| ૬૨૪ | ૨૧, ૨૨ | —ત્રા૭ | —હ્રા૭ |

| | | | |
|---|---|---|---|
| ૫૧૮ | ૪ | ૧૩૭૫ | ૧૩૭૧ |
| ૫૩૧ | ૧૦ | –दैंसर– | –दंमर– |
| ૫૭૯ | ૧ | –ધ૭ | –ધા૭ |
| ૫૯૪ | ૧૭ | શપ।ગ૬ | શક।ભ૬ |
| ૬૦૪ | ૮ | | ૧૯૮૭ |
| ,, | ૧૧ | ૧૯૮૭ | — |
| ૬૧૧ | ૧૮ | ભૂગુક૨૮, | ભૃગુક૨૭, |
| ,, | ,, | ભૂગુપુ૭ | ભૃગુપુ૭ |
| ૬૨૪ | ૨૧, ૨૨ | –ક્રા૭ | –હ્રા૭ |